# કુમાર

૨૨૬

વૈશાખ ૧૦૧ ૧૯૯૮

તંત્રી રવિશંકર રાવળ





દક્ષિણ હિંદના ગામડાની દુકાન
ચિત્રકાર રસિકલાલ ન. પરીખ







તંત્રી રવિશંકર રાવળ; મુદ્રક-પ્રકાશક બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી—કુમાર કાર્યાલય, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.


## ચેતવણી




મુંબાઈના એજન્ટ: સી. જમનાદાસની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; તથા આર. આર. શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ–૨
જાહેર ખબર માટેના મુંબાઇ ખાતેના સોલ એજન્ટ મેસર્સ રાવળ બ્રધર્સ, મૂળજી જેઠા બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ.

# ZEISS IKON




## આપમેળે ખડો થતો અજબ કૅમેરા

બટન દાબો કે કૅમેરો ઉઘડ્યો જ છે.
ચાંપ દાબો કે તરત છબી પડી જ છે.

૩¼×૨¼ અને ૪¼×૨½ એવી બે સાઈઝમાં—નોવર ૬.૩ અથવા ટેસાર ૪.૫ લૅન્સ સાથે

બધા જાણીતા ફોટોગ્રાફિક ડીલરો પાસેથી મળે છે.

## Eisenberger

હિંદુસ્તાનમાં આખામાં સર્વોત્તમ પ્લેટો
નમૂના તથા કિંમતો માટે નીચેને ઠેકાણે લખો:







## એડેર દત્ત ઍન્ડ કંપની લિ.

હિંદુસ્તાન અને બરમાના એકલા આડતિયા: એક્સચેન્જ બિલ્ડિંગ બેલાર્ડ એસ્ટેટ મુંબાઈ-૧

અથવા બધા જ જાણીતા મોટા ફોટોગ્રાફિક ડીલરો

# વેરીક્રોમ-

## જે નવી કોડાક ફિલ્મે
## ફોટોગ્રાફીની કળામાં પલટો આણી દીધો તે

# માગો

કોડાકની આ નવી ફિલ્મમાં જે જબ્બર ફેરફારો કરવામાં આવ્યા છે તેને લીધે શિખાઉ ફોટોગ્રાફરો માટે ફતેહમંદ ચિત્રો લેવાનું અગાઉ કદિ પણ નહોતું તેટલું સહેલું બની ગયું છે.

હવે, આ અદ્‌ભુત ફિલ્મ વડે કોઇપણ શિખાઉ માણસ, પોતાની છબીઓ ચોખ્ખી આવવા વિષે ભલભલા બાહોશ ફોટોગ્રાફરો જેટલા આત્મવિશ્વાસથી ફોટોગ્રાફી કરી શકશે. અગાઉના વખતની 'અન્ડર એક્સ્પોઝર'ની જંજાળ તો હવે અતિશય ઘટી ગઇ છે.

વેરીક્રોમ ફિલ્મ એટલી ઝડપી છે, એટલી સેન્સિટિવ છે અને તેની શક્તિ એટલી બધી છે કે ગમે તેવા વિરોધી સંજોગોમાં સીધેસીધા સ્નૅપશૉટ પણ તેના પર ચોખ્ખા અને તીક્ષ્ણ આવવાના. પ્રકાશ સારો હોય કે ઝાંખો, દિવસ ખુલ્લો હોય કે વાદળાંવાળો, વહેલું મળસ્કું હોય કે મોડો સંધ્યાસમય હોય—ગમે તે વખતે, ગમે તેવા સંજોગોમાં વેરીક્રોમ તમને સંપૂર્ણ સંતોષકારક કામ આપવાની.




## કોડાક લિમિટેડ

(ઇંગ્લંડમાં ઈન્કૉર્પોરેટ થએલી)

હૉર્નબીરોડ-મુંબાઇ

શાખાઓ:

કલકત્તા — લાહોર — મદ્રાસ

વેરીક્રોમ રોલ ફિલ્મ અને વેરીક્રોમ ફિલ્મપૅક બધી સાઇઝમાં મળી શકે છે.



ચંડોળા તળાવની પાળે

ચિત્રકાર · યજ્ઞેશ્વર શુક્લ

## બારણે બારણે બુદ્ધ

ઘામ ધખે ને ધરણી હાંફે, માડીનાં સૂકાય દૂધ,
અંતરના ઊકળાટ વધે ને ગરજી ઊઠે જુદ્ધ,
ઓ રે ! ગરજે કાળાં જુદ્ધ;
અમીકૂપી લઇ ઘૂમી વળો ત્યારે હૃદયવીર પ્રબુદ્ધ.

અંધારઘેરી અરધી રાતે બૂઝાય દીવા વીર !
દશે દિશાએ ફૂંકાય ઘેરા મોતના શીત સમીર,
ઓ રે ! મોતના શીત સમીર;
ઉરેઉરે ત્યારે દીપ પેટાવો ચેતનાના, સ્નેહવીર !

માનવતા ઉર ત્રાસી રહી, રણ-આંગણ-શોણિત-ક્ષુબ્ધ,
વીર ઊઠી આજ લડી લો ત્યારે જુદ્ધની સામે જુદ્ધ,
ઓ રે ! જુદ્ધની સામે જુદ્ધ !
ઘરેઘરે વીર ગાંધી જગાવો બારણે બારણે બુદ્ધ !

ઉમાશંકર જોશી



# ચાહનો રાજા લિપ્ટન



સર ટૉમસ લિપ્ટન

ગરીબીના અંધારે ખૂણે ઊછરી, મહત્ત્વાકાંક્ષા ને સ્વાશ્રયનાં જળ સીંચીસીંચી કરોડાધિપતિ બનેલા શ્રીમાનોમાં સર ટૉમસ જ્હૉનસન લિપ્ટનનું નામ આવે. એટલી અજાયબીભરી ઝડપે એણે પોતાના જીવનને પલટા આપ્યા છે કે અલાદીનના જાદુઈ ફાનસની વાત એ આયરીશ કુટુંબનાં ફરજંદના જીવન આગળ નીરસ જેવી લાગે છે.

પંદર વર્ષની ઉમરે ઘર છોડી નીકળેલો અને ઉદરનિર્વાહ માટે હાડચામડી એક કરી કાળી મજૂરી કરતો ન્યૂ યૉર્કની ગલીઓમાં ભટકતો લિપ્ટન જગત આખાને પોતાના નામની ચાહ હોંશી પીવડાવી એકદમ રંકમાંથી રાય બની જાય એ આખી યે કથા જાદુઈ વાર્તા જેવી લાગે છે.' હાથપગ હલાવ્યા વિના, કેવળ નસીબને દોષ દેતા બેસી રહીને રોદણાં રડનારાઓને ટૉમસ લિપ્ટનનું સ્વાશ્રય ને કુનેહથી ઘડાએલું જીવન, માણસ ક્યાં સુધી આગળ વધી શકે છે તેનું જ્વલંત દૃષ્ટાંત પૂરું પાડે છે.

ગયા વર્ષના ઑક્ટોબરની બીજી તારીખે ૮૧ વર્ષનું દીર્ઘાયુ ભોગવી અઢળક સંપત્તિ અને સુકીર્તિની સુવાસ પાછળ મૂકી જનાર એ 'ચાહના રાજા' લિપ્ટનનો જન્મ, મજૂરી કરી પેટ ભરતા કંગાલ આયરિશ માબાપને ત્યાં, ઇ. ૧૮૫૦ની ૧૦મી મેના દિવસે ગ્લાસગોમાં થયો હતો. નિશાળનો પણ ઉંબરો જેણે દીઠો નહિ, તેણે બીજા લાડકોડ તે શા માણ્યા હશે? ટૉમી માંડ દસ વરસનો થયો હશે, ત્યાં તો તેને કામની તાલીમ આપવા સારુ કાગળ પેન્સિલ વેચનાર એક સ્ટેશનરને ત્યાં બેપિયાની નોકરીએ વળગાડવામાં આવ્યો. વિદ્યાર્થીજીવનના મનોરથ એને મજૂરી કરીને ઘટી દેવા પડ્યા. લાગટ પાંચ વર્ષ સુધી તેણે એ સ્ટેશનરને ત્યાં બેપિયાગીરી કરવામાં ગાળ્યાં. પણ તેમાં એને જરા યે રસ પડતો નહિ. તેમાં ભવિષ્ય ઊજળું દેખાતું નહિ. બાળક ટૉમીની અભિલાષાઓ તો મોટી હતી. કંગાલિયતનાં દુઃખ એ હમણાં ભોગવી રહ્યો હતો, અને શ્રીમાનોના વૈભવ માણવાની તેને અંતરેચ્છા હતી. એકવાર પોતાની મા સાથે એક દેવળ પાસે ઊભો હતો તેવામાં કોઈ ધનિકની ગાડી તેમની પાસેથી પસાર થઈ. એ જોતાંની સાથે જ નાના ટૉમીએ પોતાની માને કહ્યું કે 'મા, તને પણ હું આમ બે ઘોડાની બગીમાં બેઠેલી જોવા ઇચ્છું છું.' આગળ જતાં એના એ કોડ પૂરાયા.

દમ વિનાની નોકરી પરથી એનું મન ઊઠ્યું હતું. તેને મજા આવતી હતી માત્ર નદીકિનારે બેસીને આવતાં જતાં વહાણો જોવામાં. ઘણી યે વાર એ દૂર ક્ષિતિજમાં વિલીન થતાં વહાણો તરફ કોઈ અકળ મીટ માંડીને જોઈ રહેતો. તેને પણ એ વહાણોની જેમ દરિયો ખેડી દૂર દેશાવરમાં જઈ નસીબ અજમાવવાનું મન થતું. તેમાં યે અમેરિકા તો એનું લક્ષબિંદુ હતું. આખરે એક દિવસ લાગ સાધી, કોઈને પણ જાણ કર્યા વિના તે ન્યૂ યૉર્ક ઊપડતી સ્ટીમરમાં ચડી બેઠો. તેને ખાતરી હતી કે એટલે દૂર સુધી જવાની મંજુરી માગવાની તો રહી, પણ ઇચ્છા સરખી યે પોતાનાં માબાપ આગળ જણાવી શકાય તેમ નહોતું.

ઘર છોડતાં તો છોડ્યું, પણ પછી મુશ્કેલી ઊભી થઈ. ખિસ્સાં ખાલી હતાં. અજાણ્યા મુલકમાં કોઈ સગું સંબંધી મળે નહિ; ઊતરવું ક્યાં? એ બધું તો રહ્યું: પણ પેટ ક્યાં ભરવું? અને કેમ કરીને? પણ હવે હિંમત હાર્યે પાલવે તેમ નહોતું.

'મુશ્કેલી' આવી પડતાં બુદ્ધિ એની બેજ ચોમેરથી




અમે લિપ્ટનમાંથી આવીએ છીએ — અમે લિપ્ટનમાં જઇએ છીએ

ટાબાજ જાહેરખબરોના આજના જમાના પહેલાં પણ લિપ્ટનનું ભેજું જાહેરાતના અવનવીન નુસ્ખાઓ ઉઠાવતું. ચીવટ, વેપારી રેવડ અને ખંત ઉપરાંત તેના વિજયનું એક કારણ જાહેરાતશક્તિવાળું એનું ફળદ્રુપ ભેજું પણ હતું. તેમાંનો એક નમૂનો.

નજર પહોંચાડી પોતાનો માર્ગ મોકળો કરી લે છે. નાના ટૉમીની બુદ્ધિ મૂળથી સતેજ તો હતી જ. તેમાં 'હવે શું કરવું?' ના વિચારે કસોટીએ ચડી. તરત જ એની ઝીણી બુદ્ધિએ મનમાં વેત ગોઠવી નાખ્યો, અને તે આબાદ સફળ નીવડ્યો. જેવી સ્ટીમર ન્યૂ યૉર્કને કિનારે લાંગરી કે લાગલો જ એ દોડતો દોડતો કોઈ સારી હૉટેલની શોધમાં નીકળી પડ્યો. સદ્‌ભાગ્યે એટલામાં પાસે જ સારી સોઇવાળી હૉટેલ તેને મળી આવી. હૉટેલના માલિકને પોતાની સ્થિતિથી વાકેફ કરતાં તેણે કહ્યું કે 'હું આપની હૉટેલમાં ૪૦ ઉતારુ લાવી આપું તો આપ મને એક માસ સુધી ખાવા-પીવાની તથા રહેવાની જોગવાઇ કરી આપો?' ટૉમીની શરત શેઠે કબૂલી કે તે ખુશ થતો પાછો ડક્કે દોડ્યો. સ્ટીમરમાં પૅસેન્જરો સાથે થએલા પરિચયનો લાભ લઇ તેમને સમજાવી પટાવી, આજીજી કરીને અંતે તેણે ચાળીસ ઉતારુઓ મેળવ્યાં ને એક મહિનાની ચિંતા માથેથી દૂર કરી. શી એ પંદર વરસના બાળકની સમયવર્તી બુદ્ધિ ને ફળદ્રુપ ભેજું!

પછી તો એ નવી દુનિયામાં પગભર થવા એણે અનેક પ્રયત્નો આદર્યા. એ જમાની નિયમવાર કમાણી માટે અહીં જગ્યા ઢૂંઢવા પડે. ધંધો શોધવાની મથામણમાં એ ઉત્તર અને દક્ષિણ અમેરિકા ઘૂમી વળ્યો, પણ ક્યાંયે એને સરખાઇ આવી નહિ. ગાંધીની કરિયાણાની દુકાનમાં ગુમાસ્તાગીરીમાં ફાવ્યું નહિ એટલે ન્યૂ ઑરલીઅન્સમાં ટ્રામ હાંકવાની નોકરીએ રહ્યો. એ કામ પણ માફક નહિ આવતાં પોરટ્રેઇટ કંપનીમાં ટ્રાવેલરનું કામ અને છેવટે ડાંગરના ખેતરમાં મજૂરી પણ એ કરી ચૂક્યો. પણ કોઇ જગ્યાએ સ્થિર થઇ શક્યો નહિ. એના મહત્ત્વાકાંક્ષી જીવનને ક્યાંયે આશાના કિરણ દેખાયાં નહિ. આટઆટલી હાડમારી ભોગવવા છતાં પણ જ્યારે ક્યાંયે પગ ઠર્યો નહિ ત્યારે તેને વહાલું વતન અને મમતાળુ માતપિતાની મીઠી ગોદ સાંભરી આવી. ગમે તેવો તો યે હજી એ બાળક હતો. વિદ્યાર્થી જીવનના મીઠા લ્હાવા માણવાની વયે એને લલાટે કાળી મજૂરી લખવામાં વિધિનો ક્રૂર સંકેત નહિ તો બીજું શું સમજવું! પણ ધન્ય છે એના દૃઢ બાલ-માનસને કે એણે કદી પોતાની એ કફોડી સ્થિતિનો ઇશારો સરખો પણ માબાપને કર્યો નહિ. એક તો મન ચગડોળે ચડ્યું હતું ત્યાં પિતાનો આમંત્રણભર્યો પાછા ફરવાનો પત્ર મળ્યો, એટલે એ સ્વદેશ પાછો ફર્યો.

આ વખતે તેની પાસે પાઇપાઇની કસર કરીને બચાવેલા સોએક ડૉલર એકઠા થયા હતા. તન તોડીને કમાએલી આ કમાણી આમ મુસાફરીખર્ચમાં વાપરી નાખવા તેનો જીવ ચાલ્યો નહિ. દીર્ઘદૃષ્ટિવાળી તેની સ્થિર બુદ્ધિએ રસ્તો શોધી કાઢ્યો. સ્ટીમરમાં આગ મારવાનું વેતરું કરી લિપ્ટન ઘરભેગો થયો.

નોકરીની ગુલામીથી ત્રાસી હવે યુવાન લિપ્ટને કોઇપણ સ્વતંત્ર ધંધો હાથ ધરવાનું ક્રાંતિમન ધાર્યું. ને

પેલા સો ડૉલરની થાપણ ઉપર ગ્લાસગોમાં કરિયાણાની એક નાનીશી દુકાન ખોલી. અનુભવ ને જ્ઞાન કદી પણ એળે જતા નથી. આજ દિન સુધી ભિન્નભિન્ન જગ્યાએ મેળવેલા જ્ઞાન ને અનુભવનો તેણે પોતાની નાની દુકાનમાં ઉપયોગ કરવા માંડ્યો. તેણે પ્રથમ દૃષ્ટિએ જ જોઇ લીધું કે દરેકોઇ વેપાર ધંધામાં ત્રેવડભરી વ્યાપારી બુદ્ધિ, સ્વચ્છતા, ચોકસાઇ, મીઠી જીભ તથા જાહેરાત કરવાની કળા એ સિદ્ધ મેળવવાનાં આવશ્યક અંગો છે.

હવે લિપ્ટન મજૂર મટી સ્વતંત્ર બન્યો હતો. પોતાના હાટની શાખ વધારવા એ ખંતથી ચોવીસે કલાક ગૂંથાઇ રહેતો. સવારમાં ઊઠીને દુકાન વાળીઝાડી માલ આકર્ષક રીતે ગોઠવવો, વગેરે હલકામાં હલકું કામ પણ તે જાતે જ કરતો. રાતના દુકાન વધાવતી વેળા રોજમેળ મેળવવાનો તેણે નિયમ રાખેલો. રાતની પથારી પણ દુકાનમાં સાદડી ઉપર જ થતી.

આમ ખંતથી કામ કરતાં તેને જણાયું કે કમાણી વધી છે, પણ હજી ઘરાકની સંખ્યામાં ખાસ વધારો થયો નથી. તો હવે એવું શું કરવું જોઇએ કે થોડા ખર્ચે આખા ગામમાં પ્રસિદ્ધિ મળે ને શાખ પણ વધે. દુકાનની જાહેરાત કરવાના વિચારમાં તેનું મગજ પરોવાયું. અનેક તરંગોને અંતે તેણે થોડાં કબૂતર ખરીદ્યાં અને તેમની પાંખ ઉપર 'લિપ્ટન્સ ઑરફન્સ' લખી તેમને રમકડાંની ગાડીમાં પૂરી ગ્લાસગોમાં શેરીએ શેરીએ ફેરવ્યાં. બસ, ધાર્યું પરિણામ આવ્યું. આખા ગામમાં લિપ્ટનનાં એ યતીમ કબૂતરોની ચર્ચા થવા લાગી, ને બીજા દિવસથી એ લિપ્ટનને જાણવાના કુતૂહલમાં લોકોએ તેની ઘરાકીમાં વધારો કર્યો.

એક જ ભાવ અને સારો માલ આપી ઘરાકનું મન રાખવું એ કળામાં તો એ કાબેલ હતો. ઘરાકી વધતી ગઇ તેમતેમ દુકાનમાં માલની વિવિધતા ને હાટ પણ વધ્યાં. અંતે એવો વખત આવ્યો કે એ એક દુકાનથી ઘરાકોને પહોંચી વળવું મુશ્કેલ પડવાથી તેને ગામના બીજા ભાગમાં શાખા ઉઘાડવી પડી.

હવે તેણે 'ઇનામી વેચાણ'ની યોજના ઘડી કાઢી. તેણે એક બલુનમાંથી ગામના જુદાજુદા ભાગમાં પોતાનાં નામનાં દસેક હજાર પરબિડીયાં ફેંકાવ્યાં અને જે માણસ તેમાંનાં પહેલાં ૨૦ લઇને આવે તેમને માટે ઇનામ ઠરાવ્યાં. પછી તો પૂછવું જ શું? તેની દુકાન આગળ લોકોની પડાપડી થવા લાગી.

આટલેથી સંતોષ માની એ બેસી ન રહેલો. તેણે નવીનવી શાખાઓ ખોલવા માંડી, અને થોડાં જ વરસોમાં ગ્લાસગોથી તે છેક લંડન સુધી તેની શાખાઓની એક સાંકળ બંધાઇ ગઇ. બધે એક જ સરખી વ્યવસ્થા. અને એ વ્યવસ્થા પણ કેવી!— એને ત્યાં એક વખત ગએલું ઘરાક ફરીથી બીજે ક્યાંય ન જાય.

સમૃદ્ધિ ને શાખ એક સાથે વધવા માંડ્યાં. જાતમહેનત, ખંત, અને મહત્ત્વાકાંક્ષી બુદ્ધિએ તેના કિસ્મત આડેનું પાંદડું ખસેડી લીધું. હાથ પગ હલાવ્યા વિના કંઇ એની મેળે કિસ્મત ખૂલતું નથી. પુરુષાર્થ વડે જ માણસ પ્રારબ્ધને હંફાવી શકે છે.

આજે અતિ પ્રચલિત થઇ પડેલી કાર્ટુન્સ, વ્યંગચિત્રો અને પોસ્ટર (ભીંતચિત્રો) દ્વારા જાહેરખબર કરવાની કળા લિપ્ટનના એ કાળે તો નવીસવી હતી અને તે પણ માત્ર અમેરિકામાં જ. વિલાયતમાં પોસ્ટરની પદ્ધતિનો ફેલાવો કરવામાં લિપ્ટનનો અગ્ર ભાગ હતો. એક દિવસ એકાએક સાત લાંબા તાડ મુડદાલ જેવા માણસો 'અમે લિપ્ટનમાં જઇએ છીએ'ના પોસ્ટર સાથે ગ્લાસગોમાં નીકળ્યા ત્યારે લોકો પ્રથમ તો સમજ્યા જ નહિ કે તે શું કહેવા માગે છે. પણ જ્યારે તે જ દિવસે બપોર પછી બીજા તેટલા જ જાડા તગડા માણસો 'અમે લિપ્ટનમાં જઇ આવ્યા'ના પોસ્ટર સાથે નીકળ્યા ત્યારે લોકોને તેનો મર્મ સમજાયો! આમ લિપ્ટનની જાહેરાત કરવાની રીત તદ્દન ભિન્ન પ્રકારની અને બુદ્ધિયુક્ત હાસ્ય તથા મર્મવાળી હતી. એકાએક કંઇક નવીન કરી બતાવી લોકોમાં છાપ કેમ પાડવી તે એ બરાબર સમજતો.

એક વાર સીલોનથી ગ્લાસગો જતા ચાહ વગેરે માલથી ભરેલા એક વેપારી વહાણમાં સર ટૉમસ લિપ્ટન સફર કરી રહ્યા હતા. રાતા સમુદ્રમાં વહાણ ખરાબે ચડ્યું ને પવનનું તોફાન જાગી પડ્યું. ભીતિ લાગતાં કપ્તાને અમુક પ્રમાણમાં બોજો ઓછો કરવાનું ફરમાન કાઢ્યું, ત્યારે બધાના આશ્ચર્યની વચ્ચે મગજનું જરાપણ સમતોલપણું ખોયા વિના કે લેશ પણ ગભરાટ વિના શાંતિથી ડામર ને કૂચડો લઇને દરિયામાં ફેંકી દેવાના સરસામાનના એકેએક દાગીના ઉપર તેણે 'લિપ્ટનની ચાહ વાપરો'ની જાહેરખબર લખી નાખી!

પવન શમતાં વહાણ કિનારે પહોંચે તે પહેલાં તો તેની જાહેરખબર ચારે તરફના કિનારા ઉપરના પ્રદેશોમાં ફેલાઈ ગઈ હતી. વળી જેવું વહાણ કિનારે પહોંચ્યું કે તરત તેણે એ તોફાન તથા પછીની સલામતીનાં ટૂંક વર્ણનનો તાર પોતાને ખર્ચે લંડન કર્યો, અને નીચે 'લિપ્ટન'ની સહી કરી. બીજે દિવસે લંડનના એકેએક પત્રમાં એક બાહોશ વેપારી અને જાહેરખબર કરનાર તરીકે તેનું નામ મોટા અક્ષરોમાં છપાયું!

'ખરીદી અને વેચાણ-બંને રોકડેથી જ'—એ એનો સિદ્ધાંત હતો. પણ આયર્લૅંડની સફર દરમ્યાન તેને પોતાનો આ સિદ્ધાંત તોડવાનો પ્રસંગ ઉપસ્થિત થએલો. પોતાના એક માણસને તેણે બજારમાં માખણની ખરીદી કરવા મોકલ્યો. પૈસા પહોંચતા હતા તેના કરતાં વધારે માલની ખરીદી પેલો માણસ કરી લાવ્યો. ચુસ્ત સિદ્ધાંતવાદીને પોતાની ટેક તોડવી પડશે એમ કહી લોકો તેની ઠેકડી કરવા લાગ્યા. પણ આવી સાધારણ વાતમાં ટેક તોડવી યોગ્ય નહિ લાગતાં લિપ્ટને પોતાનું ઘડિયાળ વેચી નાખ્યું ને માલધણીને તરત રોકડા પૈસા ગણી આપ્યા.

એકવાર તેની દુકાનમાં આગ લાગી. તેને ટેલીફોનથી ખબર આપવામાં આવ્યા. કોઈ પણ ચીજ બચે તેમ નહોતી. થએલા નુકશાનથી ગભરાઈ નહિ જતાં તેણે પોતાનાં નિત્યનાં ઘરાકોનો વિચાર કર્યો. કોઈપણ ઘરાક એક નજીવી ચીજ માટે પાછું જાય એ તો ખોટું, એમ વિચારી એણે પાસેના ગામની પોતાની શાખામાંથી રાતોરાત ટ્રેનમાં જોઈતો માલ મંગાવી લીધો. આગની ચર્ચા સાથે તેની સમયસૂચકતાની પણ ચર્ચા થવા લાગી.

મુરબ્બા ફળફળાદિ વગેરે લહેજતદાર ખાણાં મોંઘાં પડતાં હોઈ ગરીબ વર્ગના મોં સુધી તે પહોંચતા નહિ. બહુબહુ તો સાધારણ સ્થિતિનાં માણસો તેનો ઉપયોગ કરી શકતાં. ગરીબાઈની કડવીમીઠી જાતે અનુભવેલી એટલે કુદરતી રીતે ગરીબો પ્રત્યે તેની ઘણી સહાનુભૂતિ હતી. એ વર્ગ સુધી બાફેલાં ફળ અને મુરબ્બા પૂરા પાડવાના હેતુથી એણે કેટલીક ફળની વાડીઓની વાડીઓ ખરીદી અને તેને માટે લંડન તથા ગ્લાસગોમાં પૅકિંગ ફૅક્ટરીઓ ઉઘાડી. અને લિપ્ટનનાં સસ્તાં ફળોના પૅક ડબ્બાનો બજારમાં ધમધોકાર વેપાર ચાલવા માડ્યો.

લિપ્ટનની ચાહ તો એટલી જગજાહેર છે કે લિપ્ટનનો અર્થ જ ચાહ થાય છે. જગતના સુધરેલા દેશોમાં એવું એકકે શહેર કે ગામ નહિ હોય કે જ્યાં લિપ્ટનના ચાહના ડબ્બા ન પહોંચ્યા હોય. ચાહ પ્રચારશક્તિ એ જ એના વેપારમાં ફતેહ અપાવનાર મુખ્ય વસ્તુ છે. ઈસ્ટ ઈંડિયા કંપનીના વખતથી અંગ્રેજો ચાહના બંધાણી છે. પણ તે વખતે તેઓ જે ચાહ પીતા એ મોંઘી પડતી. આ ચાહને સસ્તી કરવાની તમા કોઈને નહોતી. તેનો કોઈને ખ્યાલ સરખો પણ આવતો નહોતો. લિપ્ટનની વ્યાપારી બુદ્ધિએ જોયું કે જો ઊંચી જાતની ચાહ સાધારણ સસ્તી કરી વેચી હોય તો લાખો રૂપિયાની આવક વધે. દેખીતો લાભ જતો કરે તે વેપારી ન કહેવાય.

આવી સરસ તક નહિ ગૂમાવતાં એણે સીલોનમાં ચાહનાં ખેતરો ખરીદવા માંડ્યાં. આજે પણ સીલોનમાં મોટામાં મોટો જમીનદાર એ છે. એક વખત ખાલી ખિસ્સે ન્યૂયૉર્કમાં ફરતા લિપ્ટનના ચાહના બગીચાની એક કરોડ પાઉંડ સુધી માગણી ઇંગ્લાંડમાં થએલી! પણ એ માગણી તેણે નકારી કાઢી.

સીલોન, વેસ્ટ ઇન્ડીઝ અને દક્ષિણ અમેરિકામાં આજે ચાહ, કૉફી અને કોકોની મળીને હજારો એકર જમીનનો એ જમીનદાર છે. એશિયાભરમાં એનાં કારખાનાં અને વખારો આવેલાં છે અને પૅરીસ, હામ્બુર્ગ, બર્લિન, વીએના, મૉસ્કો, દક્ષિણ આફ્રિકા, ન્યૂઝીલૅંડ અને ઑસ્ટ્રેલિયામા તેની શાખાઓની જાળ પથરાએલી છે. અલબત્ત, મોટો વેપાર તો ઇંગ્લંડ, સ્કોટલૅંડ અને વેલ્સમાં જ ચાલે છે; ત્યાં બધા મળી ૫૦૦ જેટલા લિપ્ટન સ્ટોર્સ આવેલા છે.

લિપ્ટની શાખાને દુકાન નથી કહેવાતી પણ 'લિપ્ટન માર્કેટ' કહેવામાં આવે છે. દર અઠવાડિયે માત્ર લિપ્ટનની ચાહનું જ ૩૦૦ ટન જેટલું વેચાણ થાય છે. અને દુનિયાભરમાં પાંચ હજાર જેટલા એના એજન્ટો કરે છે. દર વર્ષે લાખો ડૉલર માત્ર જાહેરખબર કરવા પાછળ જ ખરચાય છે!

સર ટૉમસ લિપ્ટન માત્ર ચતુર વેપારી જ નહોતા. ખેલાડી (સ્પૉર્ટ્સમેન) તરીકે પણ તે બહુ જાણીતા હતા. હોડીની શરતોમાં ભાગ લેતી તેમની જગમશહૂર યાટ શૅમરૉક કરેલી શરતો-યાટ રેસ્સ-થી ભાગ્યે જ કોઈ પશ્ચિમવાસી અજાણ્યો હશે.

# ગિલિંડર

એના માથા પર લાંબા અને જાડા વાળ આમ-તેમ વિખરાએલા હતા. તે એટલા ઘટ અને અવ્યવસ્થિત હતા કે તેમાં હજી સુધી ચકલીએ માળો કેમ નહિ બાંધ્યો હોય તે જ નવાઇની વાત હતી! દાઢી લગભગ તસુતસુ ઊગેલી. કોઇ વણકરને તાણાની પવા-યત કરતાં કૂચડાની જરૂર પડે તો આ દાઢી જરૂર ઉપયોગમાં આવે. ખેળ કે કાંજીથી ચોંટી ગએલા તારને જુદા પાડે અને છતાં તોડી ન નાખે તેટલાં કડકાઇ ને કુમાશ તેમાં હતાં. તેનાં ચશ્માં સોનેરી રંગનાં હતાં, પણ હમણાં તેનો રંગ પીળો દેખાતો હતો. મેલાં કપડાંને હોય છે તેવો વિશિષ્ટ જાતનો રંગ તેણે પહેરેલાં પહેરણ અને પંચિયાનો હતો.

'આપ કહાંસે તશરીફ લાતે હો?' મેં એને પૂછ્યું. ઉર્દુ ઝબાન વાપરવાની અમને હોંશ હતી એટલે હાથ આવતી 'તશરીફ'ને મેં જવા ન દીધી.

પહેરેગીર જગરૂપસિંહ તેને અમારા બરાક સુધી મૂકવા આવેલો. અમે રહ્યા ખાદીધારી, અને આ નવા આગંતુક પણ ખાદીધારી. એટલે ધંધાભાઇ માનીને તેણે આ નવા આરોપીનો અમારી સાથે ભેટો કરાવ્યો. જેવો તે ચાવીનો ઝુમખો ખખડાવતો ને હૉલબુટથી ફરસબંધી ગજવતો ચાલ્યો કે તરત મેં આ નવા મહા-શયને ઉપલો સવાલ પૂછ્યો.

અમે પાંચસાત જણ એ નવા આરોપીને વીંટાઇ વળ્યા. જેલમાં કોઇ નવા આગંતુકની પધરામણી થાય ત્યારે જૂના મિત્રને મળ્યા જેટલો આનંદ થાય છે. અને આ તો પાછી ગુરમટાની (પંજાબી) સબ-જેલ!

'જી, મૈં જિલ્લા બુલંદશહરકા રહનેવાલા.' તેણે કહ્યું.

'આપકા નામ?'

'જી, મેરા નામ રામદુલારીલાલ.'

એ બોલતો હતો ત્યારે એના બે હોઠ વચ્ચેથી પીળા દાંતની હાર વારંવાર દેખાતી હતી.

'આપ કૌન સે જિલે મેં રહતે હો?' રામદુલારી-લાલે મને સવાલ કર્યો.

મેં તેને મારી હકીકત કહી. તેણે અમને કહ્યું: 'દેખો, મૈં કૉંગરેસકા કામ કરતા હૂં. અભી મૈં પકડા ગયા હૂં. હમારે પર પુલીસ કડી નિગાહ રખતી હૈ. હમારે ચચા ઉસ સાલ જેલમેં ગયે થે....'

દેશને માટે કામ કરનાર આ માણસ તરફ અમે બધા માનથી જોઇ રહ્યા.

'અચ્છા, દેખો; હમારે સબ કપડે પુલીસને છીન લિયે હય' તેણે મુદ્દાની વાત કાઢી. આપકી પાસ કોઇ કપડા હૈ?' અમારી પાસે વધારાનાં કપડાં ન હતાં એટલે કાંઇ આપી શકાય તેમ ન હતું. ઊલટું અમે જ કપડાં મળે તો સ્વીકારવા તૈયાર હતા. થોડીઘણી બીજી વાતો કર્યા પછી તે દિવસે એ પોતાની બરાકમાં ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારમાં અમને એક વિચિત્ર દૃશ્ય જોવાને મળ્યું. કપડાં પહેરવામાં પ્રણાલિકાભંગ કરીને રામદુલારીએ પહેરણને સ્થાને પંચિયું અને પંચિયાને સ્થાને પહેરણ પહેર્યું હતું! આમ કરવામાં તેનો હેતુ શો હશે એ હું વર્તી ન શક્યો. દિવાનખાનામાં ફરતો હોય એટલી શાંતિથી તેણે જેલના જાહેર ફળિયામાં આંટા મારવા શરૂ કર્યા. પોતાના પહેરણનું તેણે કોપીન કરેલું અને ધોતિયાને ઉત્તરીય તરીકે ઓઢેલું. તેની સાથે જટા જેવાં ભીંસાં અને દાઢી ભળતાં શોભામાં ઑર અભિવૃદ્ધિ થતી હતી.

તેને માટે આ બધું સ્વાભાવિક હતું. જેલમાં પ્રવેશ કરવાથી તેના માનસિક વાતાવરણમાં કશી ય ઊથલપાથલ થઇ ન હતી. વરસો સુધી પરદેશમાં રહીને ઘેર પાછા ફરતાં માણસને તે પારકું કે અજાણ્યું લાગતું નથી, પરંતુ પોતીકાપણાની જ લાગણી રહે છે. રામ-દુલારીને જેલને વિષે આવી કંઇક આત્મીયતાની લાગણી હોય તેવાં ચિહ્નો દેખાતાં હતાં. તેને કશો શોક ન હતો; કશો ક્ષોભ ન હતો. પહેલે આણે આવેલી વહુના જેટલી શરમ અને ભડક જેલમાં પ્રથમ વાર આવેલા ગુનેગારોમાં હોય છે. આવો કશો ય સંકોચ રામ-દુલારીએ રાખ્યો ન હતો.

તેણે આ કાચી જેલમાં પૂરાએલા આરોપીઓની ઓળખાણ કરવાનું અને વાતો વધારવાનું કામ ઉપાડ્યું.

અમારી, બીજા આરોપીઓની અને આ રામદુલારીની–ત્રણેની બરાકો જુદીજુદી હતી. આરોપીઓની મુખ્ય બરાકમાં જવાની તેની હિંમત ન હતી, એટલે બહારની બારીના સળિયા આગળ ઊભો રહીને અંદરના આરોપીઓ સાથે તે વાતો કરતો. એક બારી આગળ ઊભા રહીને ધરાઇ રહ્યા પછી તે બીજી બારી આગળ આવતો અને ત્યાં નવા ભાઇબંધો બનાવતો. પછી ત્રીજી ને ચોથીનો વારો આવતો. આખો દિવસ તેનો આ કાર્યક્રમ ચાલુ રહેતો.

આમ બે દિવસની અંદર તો તેણે જેલ વિષેની તમામ જરૂરી માહિતી મેળવી લીધી. દરેકેદરેક આરોપીનું નામ, ઉમર, ધંધો, ગુનો, તેની ઉપરના ફરિયાદી, વારંટ બજાવનાર ફોજદાર વગેરે વગેરે હકીકતોનું તે ટૂંક સમયમા માહિતીધામ બની ગયો, એટલું જ નહિ પણ પછી તો તે માહિતીના જોરે અને પોતાના પાછલા અનુભવોને બળે દરેક કેદીને તે કહી શકતો કે તેને કેટલી સજા થવાની છે.

આ માણસના 'કૉંગરેસી આદમી' હોવા વિષે હવે મને શંકા ઉપજી. મેં આ શંકા મણિલાલને કહી.

'અરે; ઉસ્તાદ છે! પક્કો ગિલિંડર!' મણિભાઇએ અનુભવીના અવાજથી કહ્યું. મારા ભોળપણ પર તેઓ હસ્યા પણ ખરા.

ગુરમટાની આ કાચી તુરંગમાંના આરોપીઓનું રસોડું ચલાવવા માટે સેંટર (જેને કેટલાક ભણેલા લોકો સેન્ટ્રલ કહે છે) જેલમાંથી પાંચ પાકા કેદીઓને ઉછીના માગવામાં આવ્યા હતા. તેઓ રસોડું ચલાવતા. તેમને કેદીઓના ખોરાક ઉપરાંત રોજ પાશેર પાશેર ગોળ પણ મળતો. આ ઉપરાત બીજા પણ એકબે પાકા કેદીઓ હતા. તેમને પણ રિવાજ મુજબ આ 'રાસન' (રેશન) મળતું.

એક દિવસ સાંજે હું જોઉં તો રામદુલારીલાલ મલકાતા મલકાતા ચાલ્યા આવે છે. એક હાથમા ગોળનું મોટું દડબું છે, ને તેમાંથી નાનાનાના ગાંગડાઓ મોમાં નાખતા ફળિયામાં તેઓ ફરે છે! ચહેરા ઉપર પ્રસંગોચિત સ્મિત છે અને કોઇક પળે તેમાંથી હાસ્યના ફુવારા પણ ફૂટી નીકળે છે.

આ દૃશ્ય મેં મારા મિત્રને અને તેણે બીજાને બતાવ્યું. સૌ રામદુલારીનાં બુદ્ધિચાતુર્ય ઉપર ફિદા થયા. કદાચ કોઇકે તેના ધન્ય ભાગ્યની અદેખાઇ પણ કરી હોય. તે તો હતો આરોપી, એટલે મૅજિસ્ટ્રેટને હાથે સજા ખાતાં સુધી તો તેના મોંમાં ગોળ હોઇ શકે જ નહિ! અને તેમ છતાં ય તેણે ક્યાંકથી તે પેદા કર્યો એ પણ ચોક્કસ વાત! એણે કોઇ પાકા કેદીનો ગોળ તફડાવ્યો હોય અને રીઢા ઉઠાઉગીરને પણ પાઠ ભણાવ્યો હોય એ બનવાજોગ હતું.

પણ આનો ભેદ થોડે અંશે ઉકલ્યો. બેત્રણ દિવસ પછી રસોડાના વડા કેદીએ રામદુલારી સાથે તકરાર કરી. તેનું કહેવું એમ હતું કે રામદુલારીએ હજી પાછલા દિવસના ગોળના પૈસા ચૂકવ્યા ન હતા. રામદુલારીએ કહ્યું કે તે તરત ચૂકવવાની શરત ન હતી. બને વચ્ચે ઉડી. પણ છેવટે સમાધાન થઇ ગયું. શું સમાધાન તે તો કંઇ સમજાયું નહિ. બે રાજ્યના પ્રધાનો વચ્ચેના કરાર જેટલું જ તે ગુપ્ત હતું. આ ઝગડામાં અપીલ પણ થઇ ન હતી. પરંતુ આવી બાબતમાં કેદીઓ કદી અમલદારો પાસે ન્યાય માગવા જતા જ નથી. તેઓ સમજે છે કે તેમના સ્થાનિક સ્વરાજ્યમાં ઉપરીઓને માથું મારવાની તક જ ન આપવી.

રામદુલારી ગિરફ્તાર શાથી થએલો એની ખરી વાત તો અમને હવે જ મળી. જોકે તેને પકડનાર ફોજદારના કહેવા પ્રમાણે તો તે ટ્રેનમાં લોકોનાં ખીસાંનો ભાર હળવો કરતો હતો; પણ પોતાના નવા ભાઇબંધોની આગળ કરેલો તેનો ખુલાસો વધારે ભરોસાદાર ગણાય! હું મારી બરાકને ઓટલે બેઠો હતો અને તે તેની બરાકના ફળિયા આગળ ઊભો હતો.

'અજી બાત તો એસી હૈ,' તેણે મિત્રો સમક્ષ પોતાનું રહસ્ય ખુલ્લું કરતા કહ્યું: 'કે ઉસ થાનેદાર કી લડકી સે મેરી મહોબ્બત થી. . . .'

પોલીસે તેની સાઇકલ ખૂંચવી લીધી અને કપડાં ઝૂંટવી લીધાં એ વાત જેટલી શાંતિથી તેણે કરેલી તેટલી જ શાંતિથી તેણે આ પ્રેમકિસ્સાની વાત કહી. તેના ચહેરા પર કોઇ પણ જાતનો ભાવ કદી પૂરે બહારમા ખીલતો જ નહિ. તેની આંખો ઘણી વાર ભાવશૂન્ય જણાતી. જો તે સાધારણ ગંભીર દેખાતો ન હોય તો તેના મોં ઉપર લુચ્ચાઇભરેલું સ્મિત ફરકતું

હોય. તેમાં પણ સ્મિત કરતાં લુચ્ચાઇનો ભાગ વધારે લાગે. આવું લુચ્ચાઈભરેલું સ્મિત (અથવા તો સસ્મિત 'લૌચ્ય') તેના ચહેરા પર ફરક્યું.

ભેગા થએલા મિત્રો તો તેને સાબાશી આપવા મંડી પડ્યા. એ ખીલ્યો. પણ અધૂરી રહેતી વાર્તાની જેમ વધુ રસિક ભાગ તો હવે આવવાનો હતો.

'ઔર ઉસ લડકી મેરે સે મહોબ્બત કરતી થી.'

તેના ભાઇબંધોમાં ખડખડાટ કરતા હાસ્યનું એક મોટું મોજું ઊછળ્યું. કેટલીક વારે સૌ શાંત થયા.

'ઇસ વાસ્તે થાનેદારને મેરે પર જૂઠા ઇલ્જામ લગવાયા.' ઉપસંહાર કરતાં તેણે કહ્યું.

હજુ સુધી મૅજીસ્ટ્રેટે તેને સજા કરી ન હતી એ મૅજિસ્ટ્રેટનું ધન્યભાગ્ય. એ પાકો કેદી બને ત્યારે પોતાના નવા દોસ્તદારોને શું કહેવાનો એ કળવું મુશ્કેલ ન હતું. થાણદારનું સ્થાન ત્યારે મૅજિસ્ટ્રેટને લેવું પડશે એ નક્કી હતું.

અમે કયારે છૂટવાના તે કોઇ જાણતું ન હતું. એક દિવસ પાકે પાયે ખબર આવી કે ઉપરથી હુકમ આવી ગયો છે અને અમારી રિહાઇ—મુક્તિ થવાની છે. હું મારો સામાન સંભાળવા મંડ્યો. એટલામાં રામદુલારી ત્યાં આવી પહોંચ્યો. કોણ જાણે ક્યાંથી એને આ બાતમી તરતજ મળી ગએલી.

'અજી, સુના હૈ કિ કલ આપ છૂટનેવાલે હો! કયા બાત હૈ?' તેણે પૂછ્યું.

મારો જવાબ સાંભળે તે પહેલાં તેની નજર મારા એક પરબિડિયા પર પડી. ટિકિટવાળું હોવાથી તરત તેનું મન લોભાયું હતું. યોગ્ય સ્થળે ગોઠવું તે પહેલાં તો ઝપ દેતેક ને તેણે મારા હાથમાંથી તે લઈ લીધું. તેનો હાથ પોતાના ધંધામાં કેટલો પાવરધો હતો તેનો પ્રત્યક્ષ પરચો મને અહીં મળી ગયો.

'દેખો, હમ ચિઠ્ઠી લિખ કે ઇસમેં ડાલેંગે. આપ યે લિફાફા બાહિર જા કર ડાક મેં છોડ દેના.' તેણે પોતાના લુચ્ચાઇભર્યા સ્મિતથી કહ્યું.

આ ધૃષ્ટતા મને અસહ્ય લાગી. મેં કડક અવાજે કહ્યું: 'સુનો જી, યે બાત ઠીક નહિ હૈ.' અને પછી મેં તેને સમજાવ્યું કે બહાર નીકળતી વખતે મારી 'જામાનલાશી' સિવાય અને જો તેમાં આ તારી 'ચિઠ્ઠી' પકડાય તો તારો સત્સંગ કરવા દરવાજેથી જ મારે પાછા વળવું પડે. અને મારા કરતાં તો તારા જ વધારે ભોગ મળે એ વાત પણ માની લેજે. વળી અત્યારે તારી ઉપર એક કલમ પ્રમાણે કામ ચલાવવાનું છે તેને બદલે બે કલમ પ્રમાણે ચાલશે.

રામદુલારી પર કામધંધા વિના રખડતા ફરવાનો અને ચોરી વગેરે કરવાનું મળે તો તે ચૂકે નહિ એવો શક હતો ને એક સો નવમી કલમ પ્રમાણે તેને એક વરસની સજા થાય તેમ હતું.

'ઔર તુમારે પર દો દફા લગ જાયગા.' મેં છેલ્લું વાક્ય પૂરું કરતાં કહ્યું.

આ શબ્દોની તેના પર કંઇ અસર થઇ કે નહિ તે હું કળી ન શક્યો. કાચના લંબગોળ મણકા જેવી ભાવશૂન્ય દેખાતી આંખોથી તે મારા તરફ તાકી રહ્યો. પછી મેં જોયું તો તેના મોં પર સહેજ લુચ્ચાઇભર્યું સ્મિત—પેલું સસ્મિત 'લૌચ્ય' ફરકી રહ્યું હતું.

તનસુખ ભટ્ટ

## ઉત્કંઠા

- પૃથ્વી -

થઇ કુસુમવૃષ્ટિ ને અરુણતેજ પૃથ્વી ભરે,
વદે સહુ 'કુમારસંભવ' થયે વધાઈ અને
અહા સરસ શોભતી કિરણકેલિ હેમંતની,
હૃદે નવલ સોણલાં રસવસંતને ઝંખતા.

ગયો રસવસંત એ, હૃદય ના. નમેરો બની
અને વદન બાળતો કઠણ ગ્રીષ્મ આ આવિયો:
'મરૂં, સહન શે થશે? જલદ વેદ! તૃષા વધી!!
સુધા વરસ!
વદી શકુન, ચાતકે અમિત કંઠ ઊંચો કર્યો.

ઠાકોર ચોકશી



દિવસ ને રાત એક પછી એક વીતવા માંડયાં; પણ બેહુલા તો, એ જ રીતે ને એ જ ભાવથી, જેમની તેમ, મૃત સ્વામીને ખોળામાં રાખી, તરાપાની સાથે તણાયે જાય છે.

(બેહુલા)

ચિત્રકાર • રવિશંકર રાવળ



મથુરામાં જયપુરના મહારાજાએ બંધાવેલું મંદિર — ફોટો - પંચાણભાઈ વારા

# દેવસ્વરૂપ તારાઓ*

પ્રસ્તુત લેખમાં કેટલાક તારાઓનો પરિચય કરી આપણા દેવોને ઓળખી લઈશું. વળી તેને પરિણામે આપણી જીવનચર્યા કેટલી યુક્ત છે કે અવળે માર્ગે ગઈ છે તેની પણ સિંહાવલોકન દૃષ્ટિથી સાથેસાથે તપાસ કરી ભૂલ્યા હશું ત્યાંથી પાછા ફરીશું. જ્ઞાન એ દીપક છે અને દેવનું જ્ઞાન આપણને સાચો માર્ગ અવશ્ય દેખાડશે.

## શંકર

આપણે મહાદેવ શંકરનું ચિત્ર ખૂબ જોયું છે. પડખે પાર્વતી હોય ને જટામાં ગંગા હોય એ તેમની વિશિષ્ટતા છે. શંકરનું રૌદ્ર રૂપ કવિઓએ ત્રીજા લોચનથી કલ્પ્યું છે, ને તેનાથી કામને બાળીને ભસ્મીભૂત કર્યો છે. મૃગચર્મનું પરિધાન અને એકાંત નિર્જન સ્થળે વાસ એ પણ શંકર સાથે જોડાઈ ચૂકેલાં છે.

શાકુંતલમાં કવિ કાલિદાસે ઉત્પ્રેક્ષા કરી છે: 'મૃગને અનુસરનાર સાક્ષાત્ શિવને જાણે જોઈ રહ્યો છું.' (અંક ૧, શ્લો.૬.) એ મુજબ સારથી રાજાને કહે છે. આ ચિત્રમાં મૃગતારામંડળ પાછળ દોડી રહેલા અને સામાન્યતઃ 'વ્યાધ'–કે 'લુબ્ધક' ને નામે ઓળખાતા એક અત્યંત તેજસ્વી તારાનો નિર્દેશ છે. મૃગતારામંડળ અંગ્રેજીમાં ઓરાયન ( Orion ) નામથી પ્રસિદ્ધ છે. તેમાં વચ્ચે જાણે બાણ ફેંક્યું હોય તેમ ત્રણ તારા છે ને તે ફેંકનાર તેજસ્વી તારો 'લુબ્ધક' તે અંગ્રેજીમાં Sirius ( સીરિયસ ) તરીકે ઓળખાય છે. આ તારો આપણા શંકરનું સ્વરૂપ છે. તેને આપણે શંકર યા 'રુદ્ર' નામથી ઓળખીશું. રુદ્ર સ્વરૂપ ક્રોધ સાથે યુક્ત થતાં સહેજે રક્તવર્ણ યાદ આવે છે. આજે આ તારો આપણને આસમાની તેજના અંબારરૂપ લાગે છે, પરંતુ ગ્રીક જ્યોતિષી ટૉલેમીએ ( ઈ. સ. ૧૪૦ ) પોતે જોયું તેની જે નોંધ કરેલી છે તેમાં આ તારો એકદમ રક્તવર્ણનો નોંધેલો છે. વળી આ તારાના અંશનો સૂર્ય થતાં ગ્રીષ્મ ઋતુ હોય છે. (શાંકુતલમાં થોડા વખતથી ચાલુ થએલ ગ્રીષ્મનું સૂચન કવિએ વિવિધ રીતે કરેલું છે. સંધ્યા સમયે નાટક ચાલુ થયેલ છે ને આકાશ તરફ હસ્તનિર્દેશ કરી પાત્રો વસ્તુ સૂચવે છે.) મૃગમંડળના સાન્નિધ્યથી શંકરનું મૃગચર્મનું પરિધાન સમજી શકાય છે. વળી તે વિષુવરેખાથી દક્ષિણે હોઈ જાણે વસ્તીથી અલગ પડેલો પણ સમજી શકાય. તેની જટામાં–તારા પરત્વે તેના કિરણમાં (જટા=કિરણો) ગંગા રહેલી છે અને 'ગંગાધર' નામની રીતે તે યથાર્થ છે; કારણકે આ તારાની પાસેથી જ આકાશગંગા ચાલી રહેલી છે.* વળી આર્દ્રા નક્ષત્રના વિભાગમાં રુદ્રના તારાનો અંશ છે તેની સાથે આર્દ્રા નક્ષત્રના અધિષ્ઠાતા દેવતા 'રુદ્ર' છે તે વાત પણ જોડાઈ જાય છે. મૃગશીર્ષ નક્ષત્ર ( મૃગમંડળમાં માથેના ઝીણા ત્રણ તારા ) તેની પહેલાં આવે છે અને તેના અધિષ્ઠાતા દેવ 'સોમ' અર્થાત ચંદ્ર છે. ચંદ્રકળા શિવજીને માથે છે એ પુરાણોક્ત કલ્પનાનું સુંદર વર્ણન કાલિદાસે કર્યું છે: 'बाह्योद्यान स्थितहरशिरश्चन्द्रिका धौतहर्म्या' (મેઘ૦૭) ૯૦ જે દિવસે સૂર્યના અને રુદ્રના તારાના અંશ સમાન હોય તે દિને શંકરના ઉપાસકો પૂજા અર્ચન કરી પોતાને કૃતાર્થ માને છે.

પશ્ચિમમાં આ તારાને Alpha Canis Majoris નામથી પણ ઓળખે છે. તેનો અર્થ 'મોટો કુતરો' થાય છે. આપણે ત્યાં પણ આ કલ્પના દાખલ થઈ લાગે છે, અને ત્રિમૂર્તિના સ્વરૂપમાં મહેશ-

---

* અપ્રસિદ્ધ સંશોધનસંગ્રહમાંથી તારવી કાઢેલું. આ લેખ વાંચતાં પહેલાં આની અગાઉના ( ૧૦૦ મા ) અંકમાં પ્રકટ થએલો 'જ્યોતિષ્' વિષેનો પ્રાથમિક ભૂમિકાનો લેખ વાંચવાથી આની સમજણમાં સરળતા થશે.

* 'પાર્વતી' નામ હિમાલય પર્વતપુત્રી=નદી અર્થાત્ ગંગાસૂચક છે અને શંકરપાર્વતીનો સમાગમ તે રીતે સ્પષ્ટ થાય છે.

મૂસક વસ્તુ તરીકે ચિત્રમાં કુતરો મૂકેલો હોય છે. સ્વર્ગ તરફ ( ઉત્તર તરફ ) અંતિમ પ્રયાણ કરતા યુધિષ્ઠિરનો સહચારી કુતરો પણ વસ્તુતઃ આ જ હોય તેવો પૂરો સંભવ છે.

ખ્રિસ્તી ધર્મશાસ્ત્ર ગૉસ્પેલમાં મહાપુરુષ 'જૉહ્ન બૅપ્ટિસ્ટ' ની કથા છે. તે એકાંતમાં રહેતો હતો, ઊંટના વાળનું વસ્ત્ર ધારણ કરતો હતો કે કટિબંધ રાખતો હતો વગેરે તેનું વર્ણન છે. સંભવ છે કે તેના વિષેની કલ્પના આ Sirius-રુદ્ર-ના તારા ઉપરથી ઊભી થઈ હોય. જે કોઈ આવે તેને પાણીની જોર્ડન નદીના ગંગોદકની અંજલિ આપી પુનર્સંસ્કાર Baptism-( બૅપ્ટીઝમ્ ) કરાવવાનું જૉહ્નનું વિશિષ્ટ કાર્ય હતું. આ તારાની પાસેથી આકાશગંગા ચાલી જાય છે. તેનો સંબંધ ઉપરની બૅપ્ટીઝમ્‌ની પાવન કરવાની હકીકતમાં તરી આવે છે. ને જૉહ્નની ભાષા જુઓ તો તેમાં જે તીખાશ છે તે સૌમ્ય કરતાં ઉગ્ર-રુદ્ર-સ્વરૂપની વધુ છે. વધુ હકીકત કન્યાપુત્રના પ્રસંગમાં આગળ ઉપર જોઈશું.




### વિષ્ણુ

હવે આપણે 'વિષ્ણુ' નું સ્વરૂપ જોઈએ. ભગવાન વિષ્ણુનો મોટો ગુણ તેમનું ન બદલાવાપણું, અત્યંત સ્થિતપણું છે અને તારામંડળોમાં તે ગુણ માત્ર ધ્રુવના તારાનો પ્રસિદ્ધ છે. સદા કાળ તે એક જ સ્થળે ને એક જ સ્વરૂપે રહે છે. પરંતુ તેટલાથી તેનું સામ્ય નક્કી ન થાય. વિષ્ણુનું એક પ્રસિદ્ધ સ્વરૂપ "શેષશાયી ભગવાન" તરીકેનું છે. મહાસાગરમાં મહાન શેષ ઉપર ઢળીતા બેઠેલા વિષ્ણુ તેમના ચરણ પાસે લક્ષ્મી અને વિષ્ણુની નાભિમાં બ્રહ્મા રહેલા એવું એમનું ચિત્રદર્શન છે. કેટલાંક ચિત્રમાં એક બાજુ ગરુડ તથા અરુંધતી સાથે સપ્તર્ષિને જોઈએ છીએ. આ સર્વ આકાશમાં પણ તારામંડળના એક મહાન ચિત્ર રૂપે આલેખાયાં છે. ધ્રુવ=વિષ્ણુ= Pole star (=Alpha Ursa Minoris) ભોતાની પીઠે 'શેષ' સ્વરૂપ તે Draco 'ડ્રેકો' નામનું તારામંડળ છે, જેની ફણા વિષ્ણુને માથે આવે છે ને જેનો દેહ વિષ્ણુની પીઠ પાછળ હોય છે; અને તેની બરોબર સામે 'લક્ષ્મી' મંડળ – Cassiopeia-'કાસીઓપીયા' નામનું તારામંડળ છે, જેની વચ્ચેથી આકાશગંગા પસાર થાય છે. શેષ અને લક્ષ્મી વચ્ચેના ભાગમાં Cepheus-'સીફ્સ' નામનું, નાભિકમળ પર બરાબર બ્રહ્માની આકૃતિ સૂચવતું તારામંડળ છે. 'રઘુવંશ'ના દશમા સર્ગમાં 'શેષશાયી ભગવાન'નું વર્ણન કવિ કાલિદાસે સુંદર શબ્દોમાં આપ્યું છે અને તેમાં નીચેનું વર્ણન ઉપરના તારામંડળોની રચનાને આબાદ લાગુ પડે છે.

ભગવાન વિષ્ણુના મુખમાંથી 'ભારતી'-વાણી બહાર પડી; અને તે કેવી હતી! ( રઘુ૦ ૧૦-૩૬, ૩૭ ) "વિભુ ( વિષ્ણુ ) ના વદનમાંથી દંત ( પંક્તિ-ના ) કિરણો થકી, તે વાણી જાણે ચરણમાંથી ગંગા ઊંચે ચડી (વદનમાંથી) ફરી બહાર પડતી ન હોય !"

'ચરણમાં ગંગા' તે લક્ષ્મીના ખોળામાં વિષ્ણુના ચરણ અને લક્ષ્મી વચ્ચે ગંગા ( આકાશગંગા ) પસાર થાય છે. તે આ બંનેનું વર્ણન આકાશમાં બેસતું

આવે છે. ચિત્રોમાં ને કાવ્યમાં શેષશાયી ભગવાન મહાસાગરમાં પોઢેલા હોય છે—એટલે ત્યાં ગંગા બીજી કઇ હોય ?

રઘુવંશમાં સર્ગ ૧૦–શ્લો૦૮ નું વર્ણન આ મુજબ છે:' પદ્મ ઉપર બેઠેલી, પાતળાં રેશમી વસ્ત્રથી અન્તરિત થયેલી, કટિમેખલા વાળી, ને કરપલ્લવો જેણે વિસ્તૃત કરેલા છે એવી લક્ષ્મીના ખોળામાં મૂકેલાં ચરણો વાળા વિષ્ણુને દેવોએ જોયા. '

ગંગા તો વહેતી હોય;અને સમુદ્ર વચ્ચે વહેતા પાણીમાં પદ્મ ક્યાંથી હોય ? કમળ=પંકજ : પંક–કાદવમાં જન્મનારાળું. અર્થાત્ ગંગા નદી નહિ, પણ આકાશગંગા જ અહીં બેસતુ આવે છે. વળી તે ચિત્રમાં ' પાતળાં રેશમી વસ્ત્ર ' કડના ભાગ પાસે છે તે વર્ણન, વચ્ચોથી આડી આડી આકાશગંગા આ તારામંડળમાંથી પસાર થઈ જાય છે તેનું દિગ્દર્શન કરાવે છે. આ રીતે, વિષ્ણુચરણને ' ગંગાસ્પર્શ ' થયો અને તેમાંથી ઉપર જણાવી તેવી દંતપંક્તિ પરત્વે કવિએ સુંદર કલ્પના કરી છે.




દેવશયની એકાદશી થતાં (તે કાળે) વર્ષાઋતુ શરૂ થાય અને સપ્તર્ષિ તારામંડળ (Ursa Majoris) ચાલુ દેખાતાં હોય તેવી રીતે દેખાતાંબંધ થાય. પ્રબોધિનિ (એકાદશી) થતાં પુનઃ (તે કાળે) સપ્તર્ષિમંડળ રીતસર સંપૂર્ણપણે દેખાવા માંડે તેનું વર્ણન રઘુવંશ સર્ગ ૧૦, શ્લો૦૨૪ માં આમ સૂચિત છેઃ ' યોગનિદ્રા, પૂરી થતાં વિષ્ણુને સુખસમાચાર પૂછનાર ભૃગુ વગેરે ઋષિઓ સાથે દેવોએ વિષ્ણુને જોયા.' સપ્તર્ષિના પ્રથમ તારાઓનો મઘા નક્ષત્ર સાથે સંબંધ છે અને તે રીતે ભૃગુઋષિનો સંબંધ યુક્ત થતો હશે. દેવશયનીનાં ઘણાં ચિત્રો તથા પથ્થર પર કોરેલા શિલ્પમાં અરૂંધતિ સાથે સાત ઋષિઓ દર્શાવેલા હોય છે.

આ વિષ્ણુનું ચિન્તવન કવિના શબ્દોમાં નીચે મુજબ છેઃ ' તમને જ્યોતિર્મયને યોગી પુરુષો વિમુક્તિ માટે ચિન્તવી રહ્યા છે.' (રઘુ૦, ૧૦, ૨૩)

### ગણેશ

ત્રીજું દેવસ્વરૂપ આપણે શ્રી ગજાનનનું નિહાળીશું. દરેક મંગળ કાર્યમાં ગણેશને યાદ કરી આરંભ કરવાનો હોય છે. વિઘ્નને ટાળનાર, સમૃદ્ધિ કરનારા આ દેવ હિંદમાં અને અન્યત્ર ખૂબ પૂજાપાત્ર થયા છે. સમાજનો પ્રત્યેક વર્ગ આ દેવનું અર્ચન કરી પ્રસાદ મેળવે છે. મુખ્યત્વે હાથીના માથાને લીધે તેમનું સ્વરૂપ અન્ય દેવોથી જુદું પડે છે. તેમનું વાહન ઉંદર છે ત્યાં કલ્પનાની પણ ગમ્મત લાગે છે. કાયામાં ઉદરપૂર્તિની ભાવના ખૂબ છે ને આખું બાળસ્વરૂપ છે. પાર્વતીજીએ તેમનું નિર્માણ કરી દ્વારપાળ તરીકે રાખ્યા. પોતાની માતાનો હુકમ બજાવતાં શંકરના ક્રોધનો પોતે ભોગ થઈ પડ્યા. પછી જ્યારે સાહસ થયાની જાણ થઈ ત્યારે નિવારણ કરવા માટે બહાર જતાં શંકરે મરેલો ' હાથી ' જોયો અને તેનું માથું મૂકી તે બાળકની પ્રાણપ્રતિષ્ઠા કરી. આ રીતે ગજાનનદેવનો મહિમા થયો.




હાથીનું સૂચક આપણે ત્યાં"હસ્ત"નક્ષત્ર છે. હાથીને હાથનું કામ સૂંઢ આપે છે એટલે હસ્ત શબ્દ સૂંઢદ્વારા હાથીનો સૂચક પણ બને છે. વર્ષાઋતુમાં ' હાથીઓ વરસ્યા 'નું કહે છે ત્યારે તે દિવસોમાં સૂર્ય સાથે હસ્ત નક્ષત્રનો યોગ હોય છે. સૂર્યથી આ હસ્ત નક્ષત્ર સૂર્યતેજમાં લોપ પામ્યું હોય ત્યારે તેને 'મૃત્યુ ' પામેલું ગણીએ. તે હસ્તના લોપ થવા સાથે આકાશમાં દક્ષિણ તરફ પૂર્વમાં જે અત્યંત તેજસ્વી–રૂદ્રના તારાથી જ ફક્ત થોડા ઊતરતા તેજવાળો–તારો પ્રગટ થાય છે તે, દક્ષિણ દિશાનો અધિપતિ વિખ્યાત ' અગસ્ત્ય ' ( ' Canopus '=' alpha

Argo Navis') છે. આ તારાના દર્શનની સાથે પૃથ્વી પર મંગળ વર્તી રહે છે. ગણેશનું તે પ્રતીક છે. (ઓછામાં ઓછા બે હજાર વર્ષ પહેલાંની આ કથા ગણીએ.)

વર્ષાઋતુ પૂરી થાય છે અને ખેતરો ધાન્યપૂર્ણ થાય છે, રસ્તાઓ અને નદીઓ ચોકખાં થાય છે, ભંડારો ભરપૂર થાય છે તથા તમામ વ્યવહાર ચાલુ થાય છે. મહેનતનું પરિણામ બેઠેલું હોય છે. ગ્રીષ્મ ને વર્ષામાં મહેનત કરેલી હોય તે બધી સફળ થયેલી હોય છે. તેમાં ઉંદર પણ ભાગ પડાવે ખરોને ? એ પણ કુદરતનો પ્રતિનિધિ છે. ધાન્યથી કોઠીઓ ભરાય તેની સાથે 'લંબોદર'ની સાર્થકતા કેમ ન હોય?

એથી વિશેષ:-વર્ષાના (અને તે રીતે Hydra સર્પમંડળરૂપ દાનવોના) ત્રાસનું નિવારણ કરનાર પણ આ મહાન તારો ગણાયો અને તેથી વિઘ્નહર થયો. અગસ્ત્ય ઋષિનો જન્મ કુંભમાં થયાની કથા છે. રઘુવંશમાં અગસ્ત્ય વિષે શ્લોક છે:"કુંભમાં (ઘટમાં ? કે કુંભસ્થળ સૂચિત હાથી એવા હસ્તનક્ષત્રમાં?) જેની યોનિ છે એવા મહાન તેજવાળા અગસ્ત્યના દર્શનથી પાણી નીતરી નિર્મળ થયાં." (રઘુ૦, ૪, ૨૧)

ખૂબ નીચે દક્ષિણમાં છે તેથી દ્વારપાળ જેવો થયો. પૂર્વ ક્ષિતિજમાં આ તારો કિંચિત આશ્લેષા ને મઘા નક્ષત્રની સાથે રોજ સાંજે ઉદય થાય છે. સંભવિત છે કે સર્પમંડળ (હાઈડ્રા)ની ફેણ જે આશ્લેષા નક્ષત્ર છે તેને નાથનાર બાળ કનૈયાની કલ્પના પણ આમાંથી જ ઉદ્ભવી હોય. અગસ્ત્યપૂજાએ આર્યજીવનમાં જુદા-જુદા યુગમાં જુદોજુદો અપૂર્વ ભાગ ભજવ્યો છે. *પ્રાચીન પરશુરામનું સ્વરૂપ,તેથી પ્રાચીન કાર્તિકેયનું સ્વરૂપ, પછી શ્રી કૃષ્ણનું સ્વરૂપ આ તારાના અને જુદા-જુદા તારામંડળ તથા સૂર્ય સાથેના યોગોમાંથી પ્રકટ થાય છે. અહીં તેનો વિસ્તાર નહિ કરીએ, પરંતુ તેની છાયા બીજે નવીન સ્વરૂપે ખ્રિસ્તી ધર્મમાં ઊતરી છે તેનો થોડો ઉલ્લેખ કરીશું.

ક્રાઇસ્ટના જન્મ વખતે પૂર્વમાં જે તારો દેખાયો તેનો ભાવપૂર્ણ ઉલ્લેખ ગૉસ્પેલ ગ્રંથમાં છે. ભરવાડો કહે છે: 'We saw his star rise in the east' (અમે તેના તારાનો ઉદય પૂર્વમાં થતો જોયો). તે નિર્દેશ અગસ્ત્ય દર્શન પરત્વે છે. જે રાશિમાં અગસ્ત્યનું દર્શન છે તે કન્યા રાશિ છે અને તે રીતે આ "કન્યા-પુત્ર"—ક્રાઈસ્ટ પ્રસિદ્ધ થાય છે. Virgin birth–કન્યાને પુત્ર અવતરે–તે કલ્પનાનું આ મુખ છે અને તે કલ્પના પ્રતીત ન થવાથી તે વિષયમાં અપરંપાર વિવાદો ને વિતંડા ચાલ્યા છે. સુતારનો પુત્ર પણ યોગ્ય જ છે. કારણકે કન્યા રાશિમાં 'ચિત્રા' Spica=Alpha Virginis નક્ષત્ર છે તેના અધિષ્ઠાતા દેવ 'ત્વષ્ટ્ર' =વિશ્વકર્મા છે. વિશ્વકર્મા એટલે મહાન સર્જન કરનાર દેવ અને લોકભાષામાં સુતાર પણ થાય છે. ક્રાઈસ્ટ વિશ્વકર્માનો કહો કે સુતારનો પુત્ર છે. વળી અગસ્ત્ય જે મંડળમાં છે તેનું નામ નૌકામંડળ છે અને ક્રાઇસ્ટના ઉપદેશો ઘણે ભાગે સંધ્યાવખતે થોડો વખત જ નૌકામાં થતા રહ્યા છે તે ગૉસ્પેલ વાંચનારા સારી રીતે જાણે છે.

અગસ્સ્ત તારાનો સૂર્યના કિરણમાં લોપ, વૃષ રાશિમાં સૂર્ય આવે કે થવા માંડે છે. તે સમયે સાંજે ક્રૉસ આકારનું Southern Cross (દક્ષિણનો ક્રૉસ) નામનું તારામંડળ દક્ષિણમાં દેખાવા માંડે છે. ક્રાઇસ્ટની અંતિમ કથા સાથે 'ત્રીશ' સિક્કા જોડાયા છે. જાણે ત્રીશ સિક્કા માટે–For thirty pieces of silver'–આ પરિણામ આવ્યું ! આ ત્રીશ સિક્કા નથી પણ વૃષ રાશિના 'ત્રીશ' અંશ છે. જે રીતે એ કથા લખાઈ છે તે રીતે આ ક્રૂસ અસંત નિન્દનીય થયું છે અને 'જ્યુડા' નો તે પ્રકારનો 'ગુન્હો' સમય જતાં આખી જ્યુ–યહૂદી જાતિનો મનાઈ ગયો છે ! ક્રૉસ તારામંડળ ગ્રીષ્મ ઋતુ થતાં દેખાવા માંડે છે અને તેનો નિર્દેશ શાકુંતલમાં બીજા અંકમાં વિદુષકના મુખમાં આ રીતે મૂકેલો છે: 'ત્રિશંકુની જેમ લટકતો રહે.' તે તારામંડળને આપણે 'ત્રિશંકુમંડળ' નામથી ઓળખીશું. રુદ્રના તારાનો લોપ થયા પછી તેનું (રુદ્રતારાનું) પાછું દર્શન થાય છે તે અગસ્સ્તના દર્શન કરતાં વહેલું થાય છે કારણકે અગસ્સ્ત બહુ દક્ષિણમાં છે જ્યારે રુદ્ર તેની પરત્વે ઉત્તર તરફ છે. આ વસ્તુસ્વરૂપ સાથે જૉહ્ન બૅપ્ટિસ્ટનું

* ઋગ્વેદના બૃહસ્પતિ તથા વિષ્ણુ દેવનું ને તે પછીનું.

વાક્ય યાદ કરવા જેવું છે: " He who comes after me, is greater than me " (જે મારી પછી પ્રકટ થયેલો છે તે મારા કરતાં પણ મોટો છે.) અગસ્સના આ સંબંધો પ્રતીત નહિ થવાથી ક્રાઈસ્ટની જન્મતારીખમાં પણ 'કન્યાપુત્ર'ના ભાવાર્થ જેવો ગોટો રહ્યો છે. ઈ. સ. ૫૩૨ લગભગ ખ્રિસ્તનો સંવત તો પહેલી જ વાર ગોઠવવામાં આવ્યો ! ગુરુત્વાકર્ષણની શોધ કરનાર સર આઈઝૅક ન્યૂટને પશ્ચિમનો જૂનો ઈતિહાસક્રમ (Chronology) તપાસી કહ્યું છે કે "ખ્રિસ્તી સંતપુરુષોના ઉત્સવો જુદીજુદી સંક્રાન્તિના દિવસોએ ગોઠવી દીધાં; અને જુદાજુદા સંપાત તથા અયનોને પણ તેવી રીતે સ્થાન આપ્યું. તેમાં એક અયનનો સમય ક્રાઇસ્ટના જન્મદિનનો ઠરાવ્યો લાગે છે." ઘણાં કારણોસર આજે આપણે કહી શકીએ છીએ કે આ તા. ૨૫ ડિસેમ્બરનો દિન ખોટો છે પરંતુ તેનો દિન શરતસંપાત પાસે મૂકવો જોઈએ. 'જ્યારે તે આવે છે ત્યારે કોઠાર ભરાઈ ગયેલા હોય છે, તે મતલબનું ગૉસ્પેલ વાક્ય (Harvest) નું શરતસંપાત સૂચક છે.

### જીવતો સંબંધ

ઉપરનો સંક્ષેપમાં દર્શાવેલો દેવસ્વરૂપનો નિર્દેશ એટલું સૂચવશે કે 'સત્ય પ્રતીતિ થતાં માન્યતાફેર જરૂર થશે;' અને જૂની માન્યતાથી ઊભા થએલા સમાજના દોષો દૂર થતાં પછી વિલંબ નહિ થાય. મંદિરોમાં તારામંડળોના સ્વરૂપ પરથી દેવસ્વરૂપની રચના છે એટલે 'સ્પૃશ્યાસ્પૃશ્ય' ની વાત મંદિરો પરત્વે નિર્મૂળ થશે. પૅલેસ્ટાઈન માટે અનેક રાજ્યોને પૈસાથી હથેલીમાં રાખી લડી મરતા દુનિયાભરના યાહુદીઓ અને નિરાધાર આરબો વચ્ચેનો ઝઘડો અર્થહીન થઈ પડશે. કારણકે અગસ્ત્યદર્શન અક્ષાંશ ઉત્તર ૩૫ સુધી તો દુનિયાના ગમે તે સ્થળે રહી કરી શકાશે તથા તે વખતે ગૉસ્પેલ વાંચી તેનો મર્મ પ્રાપ્ત કરી શકાશે. પરંતુ તેને માટે પૅલેસ્ટાઇનમાં દાખલ થઈ ત્યાંની વસાહતી ગરીબ આરબી વસ્તીને હાંકી મૂકવાની કે પૅલેસ્ટાઈન પાછળ ઇંગ્લંડમાં તથા બીજે ધન વેડફી નાખવાની કશી જરૂર નહિ રહે.

વળી જ્યૂડાની કથા ક્રાઈસ્ટ પરત્વે ઉપરોક્ત રીતે સમજાતાં યાહુદી જાતિ માટે જે તિરસ્કાર જમાનાઓ થયાં ખ્રિસ્તી વર્ગમાં ફેલાઈ રહ્યો છે તે નિર્મૂળ થશે. યોગ્ય પ્રતીતિના અભાવે દોઢ હજાર વર્ષ ઉપરાંત તમામ ખ્રિસ્તી દેશોમાં યાહુદીઓ ઉપર સામાજિક તથા રાજકીય પ્રકરણમાં અને પ્રજાકીય વ્યવહારમાં અન્યાય ને તિરસ્કાર સાથે જુલમો થતાં રહ્યાં છે. હવે તે વસ્તુઓ યથાર્થ સમજાતાં યાહુદીઓને સર્વત્ર સ્થાન તથા વિશ્રાન્તિ મળશે અને તેમને દેશાટન કરવાં નહિ પડે. હાલ તો જેમ તેમને ખ્રિસ્તીઓને હાથે અન્યાય સહન કરવો પડયો છે તેમ તેમના નિમિત્તે અને તેમની સંમતિથી તથા તેમના પૈસાની હુંફથી આરબોને અન્યાય થવા માંડયો છે. એ બંને પ્રકરણ પાછળ ભ્રાંતિ જેવું મૂળ છે એવી ધર્મકથાની વિપરીત સમજણ છે. જ્ઞાનના લોપ સાથે દુનિયામાં કેટલીકેટલી વિકૃતિ થાય છે તેનો એક દાખલો એ યાહુદી–ખ્રિસ્તી–આરબોના દાખલામાં છે. જ્ઞાનનો પુનરુદ્ધાર થતાં તે વિકૃતિ શાંત થશે (તેમાં શંકા નથી) ત્યારે જ્ઞાનના પ્રભાવનો ઉત્તમ દાખલો પૂરો પડશે.

હવે આપણે વિદ્યાર્થીવર્ગની પૂજ્ય શારદા દેવીની નોંધ લઈ આ લેખ સમાપ્ત કરીશું.

### શારદા

સૂર્ય જ્યારે ચિત્રા (Spica=alpha Virginis) નક્ષત્રમાં હોય છે તે વખતે (આસો શુદિ સાતમ–નોમ આસપાસ) સરસ્વતીનું આહ્વાન, પૂજન, વિસર્જન ઇત્યાદિ થાય છે. આ નક્ષત્ર લક્ષ્મીમંડળ (કાસીઓપીઆ) સામે લગભગ રહે છે એટલે વિક્રમોર્વશીય નાટકમાં કવિ કાલિદાસે નિર્દેશ કરેલી વસ્તુ "પરસ્પરનો વિરોધ કરી રહેનારી અને જેનો એક સંશ્રય (સ્થાન) દુર્લભ છે એવી શ્રી અને સરસ્વતી" ને હવે યાદ કરી લઈએ. શેષશાયી ભગવાનનું સ્વરૂપ જોયું ત્યારે શ્રીનું નિરુપણ કર્યું છે. હવે શારદાનું સ્વરૂપ જોઈએ. સરસ્વતીનું અન્ય નામ શારદા છે જે શરદૃઋતુજન્ય છે. શરદકાળનો પ્રાદુર્ભાવ (એક વખતે) ચિત્રા નક્ષત્રનો સૂર્ય હતો ત્યારે થતો હતો અને આશ્વિન સુદિ ૧૫ શરત્પૂનમ તરીકે પ્રસિદ્ધ છે. ચન્દ્રિકા= શારદા એ પ્રકારે શારદાનું મૂળ સ્વરૂપ પ્રકટ થાય છે.

ચિત્રા નક્ષત્ર કન્યા રાશિનું અંગ છે અને એ રીતે શારદા સદા કાળ કન્યકા છે. ચિત્રાનો વર્ણ ઉજ્જવળ મોતી જેવો કહ્યો છે ને આજે પણ તેનો તેવો જ સુંદર વર્ણ છે. તેના અધિષ્ઠાતા દેવ ત્વષ્ટ છે તે જોતાં તેને બ્રહ્માની પુત્રી કહી છે તેમાં શું ખોટું છે ?

શારદાનું નામ ઋતુ સાથે જોડતાં ચિત્રા નક્ષત્ર સમયના ઋતુના ફેરફારો કલ્પનામાં ઓતપ્રોત થાય છે. વર્ષાઋતુનાં પાણી ઓસરી જતાં નિર્મળતા આવે છે; એટલે હંસ પણ પ્રકટ થાય છે. (જૂની માન્યતા પ્રમાણે વર્ષાકાળ ગાળવા માન સરોવરમાં હંસ ચાલ્યા જાય છે. અને વર્ષા પૂરી થતાં પાછા ફરે છે.) શારદાનું વાહન હંસ થાય છે. કેટલેક સ્થળે શારદા મયૂરવાહિની પણ છે અને તે પણ અયોગ્ય નથી; કારણકે તે સમયે સપ્તર્ષિનું પુનર્દર્શન સંપૂર્ણ થયેલું હોય છે. સપ્તર્ષિનું બીજું નામ ચિત્રશિખંડી છે જે મોર અર્થનું સૂચક છે અને તે રીતે શારદા હંસવાહિની ઉપરાંત મયૂરવાહિની પણ થાય છે.

શરત્કાળના તુષાર, શરત્કાળનાં કુન્દ પુષ્પો, શરત્કાળનાં ધવલ વસ્ત્રો તથા કુદરતી અલંકારો શારદાના સ્વરૂપમાં આલેખાય તે તદ્દન સ્વાભાવિક છે.

તે વખતે–તે રાશિમાં–દુનિયાભરમાં અગસ્ત્ય દેખાય છે. ગણેશ પ્રકરણમાં અગસ્ત્યનો વિચાર કરતાં આપણે 'કન્યા પુત્ર'નું મહત્ત્વ પણ જોયું. તેમાં કન્યકા (ચિત્રા)નો હિસ્સો જેવોતેવો નથી.

પશ્ચિમમાં કન્યા રાશિના ચિત્રમાં કન્યાના હાથમાં ધાન્યનું ડૂંડું આપેલું હોય છે. આ વખતે ખેતરો સમૃદ્ધિપૂર્ણ થયાં હોય છે અને કુદરતની કૃપા સંપૂર્ણપણે વિસ્તાર પામેલી હોય છે. આ નક્ષત્ર આસપાસ પૂર્ણ કળાવાન ચન્દ્ર હોય ત્યારે તે પૂર્ણિમાને ચૈત્રી પૂનમ કહેવાય છે અને તેવા સુંદર યોગનું વર્ણન 'चित्राचन्द्रमसोरिव' (રઘુવંશ૦ ૧, ૪૬) ઉપમાથી કવિ કાલિદાસે કર્યું છે. શારદા શબ્દનો બીજો અર્થ વીણા થાય છે અને તે રીતે શારદા વીણાધારિણી થાય છે. આ શારદાનું પૂજન વિદ્યા તથા અર્થની સિદ્ધિ માટે પ્રજાના સર્વે વર્ગો કરે છે, કે જેથી પોતાનો પુરુષાર્થ ફળદાયી થાય. ગણેશાય નમઃ અને શારદાય નમઃ એ રીતે બન્નેને યાદ કરી પ્રજાવર્ગ પોતાના કાર્યમાં તત્પર થાય છે.

આકાશદર્શનનો મહિમા આપણા જીવનમાં ભૂતકાળમાં ખૂબ હતો અને જુદીજુદી રીતે વર્તમાન જીવનમાં પણ છે. ભવિષ્યજીવન માટે આપણે દરેકે આકાશદર્શન અને દેવસ્વરૂપ સમજી લેવાં પડશે તે વિષે લેખકને પોતાને લેશમાત્ર સંદેહ નથી.

હીરાલાલ અમૃતલાલ શાહ

# હડતાળ

'વખતથઈ ગયો છે. આજ તો તમે મિલમાં જવાના છો ને ?'

'ના, ના. ક્યાં હજી હડતાળ ખોલાણી છે ?' સોમાભાઈએ ઊંઘમાંને ઊંઘમાં જવાબ આપ્યો.

'પણ તમે જાગો તો ખરા.' તેની વહુએ ઢંઢોળતાં કહ્યું. 'કાલ ઘરવાળો આવ્યો'તો તે કહેતો, 'તો કે બે મહિનાનું ભાડું ચડી ગયું છે તે, એ આજે સાંજે આવશે, અને એક મહિનાનું ય ભાડું નહિ આપીએ તો મકાન તુરત ને તુરત ખાલી કરાવશે.'

નિઃશ્વાસ નાંખીને એ પથારીમાંથી ઊભો થયો.

મિલમાં પંદર દિવસથી હડતાળ હતી. મજૂર મહાજન અને બીજાઓના પ્રયાસ છતાં કાંઈ નિવેડો આવ્યો નહોતો. મજૂરોએ પણ હઠ પકડી હતી. પગાર મળવાને બે દિવસની રાહ હતી અને હડતાળ પડી હતી, એટલે પગાર પણ મળ્યો નહોતો. ટૂંકા પગારના નોકરોને પગાર મળતાં એકએ દિવસ મોડું થાય તોપણ કેટલી મુશ્કેલી પડે છે એ અનુભવે સમજાય તેવું છે. તેને બદલે પંદર દિવસ થઈ ગયા હતા. થોડા દિવસ તો ઓળખીતાઓ પાસેથી રૂપિયો બે રૂપિયા, એમ ઉછીનું લઈને ચલાવ્યું. હવે ઉછીના માગવાનું કોઈ ઠેકાણું રહ્યું નહોતું. છતાંય મળે તો લેવા. તે મોઢું ધોઈ બહાર નીકળ્યો.

મિલની બાજુમાં હોટેલ હતી. તે હોટેલમાં, મિલ ચાલતી ત્યારે દરરોજ ચહા પીવા તે જતો. ઘણા

દિવસના પરિચયે તેની સાથે ઓળખાણ થઈ હતી. રૂપિયા દોઢ રૂપિયા સુધી તે તેને ઉધાર આપતો અને મિલનો પગાર આવતો ત્યારે તે પાછો જમા કરાવતો. આજે તેના પગ તે તરફ યંત્રવત ઊપડ્યા.

હૉટેલથી મિલનો દરવાજો દેખાતો હતો. મિલમાં સ્મશાનની શાંતિ હતી. રડ્યાખડ્યા કોઈ કોઈ મજૂરો આજુબાજુ આંટા મારતા હતા. કોઈ અંદર જોવાની પણ હિંમત કરી શકતું નહિ. થોડીવાર એ બધું જોતો તે ઊભો રહ્યો. હૉટેલવાળો થડા ઉપર બેઠો હતો. મિલમાં હડતાળ પડી હતી તેથી તેને પણ ઘરાકી ઓછી હતી. તેને જોતાં તેણે પૂછ્યું, 'કાં, સોમાભાઈ, આ હડતાળ ક્યારે ઊઘડે છે?'

'ભગવાન જાણે!' કહી તે હૉટેલમાં ગયો. હૉટેલના અંદરના ઓરડામાં અંધારું હતું, છતાં બધા અંદર જ ચ્હા પીવા બેસતા. બેત્રણ ટેબલ અને બાંકડા ગોઠવ્યા હતા. ચ્હા બહાર થતી. 'એક સિંગલ'ની વરધી આપી તે અંદર ગયો અને હૉટેલવાળા પાસે કેવી રીતે પૈસા માગવા તેનો વિચાર કરવા લાગ્યો. સામા ખૂણામાં કોઈ ધામેથી વાતો કરતા હતા. તુટક તુટક સંભળાતું હતું. હડતાળ, શેઠ અને મજૂર એવાં વાક્યો સંભળાતાં હતાં. વખતે હડતાળ ઉઘડવાની વાતો થતી હશે એવી આશાથી તેણે પ્યાલામાંથી રકેબીમાં ચ્હા નાખતાં કાન માંડ્યાં. તેને એક જણનો ઘોઘરો ઘાટો સંભળાયો: 'સા—આપણી મજૂરી ઉપર મોટરોમાં મ્હાલે, પલંગમાં પોઢે અને તાગડધિન્ના કરે, પણ સા—ને આપણા માટે આટલુંય કરતાં મોત આવે છે! હડતાળથી તો હવે કંટાળી ગયા. કાંઈક નવાજૂનું હવે તો કરવું જોઈએ.'

'મિલ જ સળગાવી મૂકવી. જાણે તો ખરા કે મળ્યા'તા.' બીજાએ જવાબ આપ્યો.

'પણ કેવી રીતે?'

'ઑફિસર વરાળ ચડાવીને તોડી નાખવું.'

'હવે તો ભૂખ ભેગા થઈ ગયા. આજ રાતે જ કરી નાખો.'

'જરૂર.'

'સાંજે તું અને રામજી મારે ત્યાં આવજો.'

'ભલે ભૂલતો નહિ. હો! જરૂર.'

સોમાભાઈના કાન ચમક્યા. આ શું? આ બધા મિલ ઉડાડી નાખવાની વાતો કરે છે! તો તો પછી...' તેના વિચારોની ગતિ અટકી ગઈ. પેલા બે જણા ચાલ્યા ગયા. ઊઠીને પાછળ જઈ ઓળખવાની મરજી થઈ પણ તેને તે ઠીક ન લાગ્યું. તે ચ્હા પી રહ્યો હતો એટલે છોકરો આવી ચ્હાના પ્યાલારકેબી લઈ ગયો. હવે કઈ રીતે પૈસા માગવા તેનાં વાક્યો ગોઠવતો તે ઊઠીને બહાર આવ્યો. છોકરાએ બૂમ પાડી. 'બે પૈસા...' હૉટેલવાળાએ હાથ ધર્યો.

'પૈસા આપવા તો બાજુએ રહ્યા, પણ હું તો આજ થોડાક પૈસા માગવા આવ્યો છું.'

'હમણાં સોમાભાઈ, પૈસાની વાત કરશો મા. તમે જુઓ છો ને, કેટલી ઘરાકી હતી અને કેટલી રહી છે? હૉટેલનું ખર્ચ નથી ચાલતું.'

'મારે ઝાઝા નથી જોઈતા. પાંચેક રૂપિયા આપો. આ હડતાળ ઊઘડશે એટલે ચડ્યો પગાર આવશે તેમાંથી તુરત જ આપી દઈશ.'

'ભાઈ, બધાની સાથે સંબંધ; સહુ માગે. મારે તે કેટલાકને આપવા?'

'પણ રૂપિયે બે આના વ્યાજ લેજો, પછી છે?'

'હડતાળ ક્યાં સુધી ચાલે એ નક્કી છે? રૂપિયા હોય તો તમને ના પાડું?'

સોમાભાઈનું મોઢું ઊતરી ગયું. કેટલી આશાઓ બાંધીને તે અહીં આવ્યો હતો! તેનો આશાબંધ તૂટી જતાં રડતા હૃદયે 'ઠીક. આ બે પૈસા તો નોંધી લેજો.' કહી તે હેઠે ઊતર્યો.

'આવી મરાકી સારી' એમ હૉટેલવાળાએ કહ્યું તે સાંભળ્યું પણ નહિ, અને તે રસ્તે પડ્યો.

૨

રસ્તામાં તેને પોતે સાંભળેલા શબ્દો ફરી યાદ આવવા લાગ્યા. શેઠ તો એ જ લાગનો છે. પણ જો મિલને નુકસાન થાય તો પછી મિલ ક્યારે ઊઘડે? અને કેટલા માણસો તેના જેવી ભૂખમરાની સ્થિતિમાં પીડાય? મિલ સળગી જાય તો શેઠને કેટલુંક નુકસાન? એને કરોડોમાં નહિ વરતાય, પણ પોતાની બાર આનાની દાડી બંધ થાય: અને મજૂરી શોધતાંય મળે નહિ. પછી ચોરી કરવી, ભીખ માગવી કે શું કરવું?

સોમાભાઈ મિલમાં પીસાઇ ગએલો પણ જુવાન હતો. તેની નસોમાં જરા ધીમી ગતિએ પણ જુવાનીનું લોહી વહેતું હતું. તેણે નિશ્ચય કર્યો. મૃત્યુ અને જીવનવચ્ચે તેને મન ઝાઝો તફાવત નહોતો.

'અત્યારે પૈસા નથી મળ્યા; સાંજે થાય તે ખરું.' કહી તે જમવા બેઠો. જરા સૂતો અને સાંજે વહેલા આવવાનું કહી તે બહાર ગયો. પૈસા અને મજૂરી કે નોકરી માટે ચારે તરફ આંટા માર્યા. સાંજે ઘેર આવ્યો. જમ્યો. મિત્રાશથી વાતો કરી. ઘર તરફ ફરીફરીને જોયું અને ઝડપથી મિલ તરફ ઊપડ્યો.

તે ફરી પાછો હોટેલ પાસે આવ્યો ત્યારે સંધ્યાકાળ વીતી ગયો હતો. થોડીવાર તે હોટેલમાં જઈને બેઠો. હજી તેના હૃદયમાં ગડમથલ થઈ રહી હતી. તેને 'જાઉં કે ન જાઉં'નો પ્રશ્ન હજી ગૂંચવ્યા કરતો. 'સોમાભાઈ, બહુ વાર બેઠા. શું વિચાર કરો છો?'

'જુઓને આ હડતાળનું તે શું થાશે? ખાવા દાણાય હવે તો ખૂટવા માંડયા છે.'

'વખત બહુ બારીક આવ્યો છે. કાલની કાંઇ ખબર પડતી નથી.'

સોમાભાઈ ઊઠીને બહાર આવ્યો. હવે તેને લાગ્યું કે જવાનો વખત થયો છે. મિલની પછવાડેની વંડીની ઇંટ ખવાઇ ગએલી હતી, એટલે જઈ શકાય તેમ હતું. તે અંદર ઊતર્યો.

બૉઇલરરૂમ એક બાજુના છેડે હતો. મિલ ઘણા દિવસથી બંધ હતી એટલે કોઇ તે તરફ જતું નહોતું. ચોકીદારો પણ નાકાના પહેરાવાળા પાસે બેસી ગપ્પાં મારતા હતા. તેને બૉઇલર તરફ ઉજાસ જણાયો. હડતાળ ક્યારે ઊઘડશે એ નક્કી નહોતું અને સંદેશા ચાલતા હતા, એટલે બૉઇલર ગરમ રાખવા માટે થોડાથોડા કોલસા ફાયરમેન નાખતા હશે એમ લાગતું. પવન ન આવે અને દિવસે તાપ ન લાગે એટલે શણિયાનો પડદો બૉઇલરરૂમ આડો નાખ્યો હતો. તે ત્યાં ગયો અને પડદાના કાણામાંથી જોયું તો એક ખૂણામાં બે માણસો મોઢામાં ડૂચા મારી બાંધેલા પડ્યા હતા. ત્રણ માણસો આંખો મીચીને જોશભેર બૉઇલરમાં કોલસા હલવ્યે જતા હતા. વરાળ માપવાના ઘડિયાળમાં વરાળની ડિગ્રી વધતી જતી હતી અને વરાળનો અવાજ આવ્યે જતો હતો. એક કલાક વીતી ગયો. હવે વરાળનું જોર વધતું જતું હતું. થોડીવાર પછી પાછળ જોતાજોતા એ માણસો ચાલ્યા ગયા. બૂમ પાડવી કે શું કરવું તે તેને કાંઇ સમજ્યું નહિ. પ્રલયના ઝંઝાવાત શો વરાળનો ભયાનક અવાજ આવતો હતો. હવે જો ક્ષણની ઢીલ થઇ તો આ બધુંય ઊડી જવાનું. ચોકીનાં માણસો પણ અવાજ વધતાં આવ્યા હતા. ચારે તરફ દોડાદોડ થઈ રહી હતી. પરંતુ કોઈ અંદર જવાની હિંમત કરી શકતું નહિ.

સોમાભાઈ આંખો મીચીને અંદર કૂદી પડ્યો. વરાળથી તેનું શરીર દાઝતું હતું. એક હાથમાં તેણે કોલસાનો પાવડો લીધો. દોડીને એક સ્ટીમ કૉક ખોલી નાખ્યો. બીજી તરફથી ભયંકર વજ્રપાત શા કડાકા સાથે બૉઇલરમાં નાનો ચીરો પડ્યો. તેમાંથી વરાળ અને ગરમ પાણી ઊડવા માંડ્યું તેણે વેદનાથી હોઠ બીડી ગભરાયા સિવાય પાવડાથી પાણી માપવાની કાચની શીશી ફોડી નાખી. પાવડો ફેંકી દીધો. ફોલ્લાં પડેલા હાથે પાણીનો કૉક ખોલી નાખ્યો ત્યાં તેના પગ પર ગરમ પાણી પડવાથી દાઝયો અને એક ચિત્કાર નાખી તે જમીન પર પડ્યો.

બે કલાક સુધી પ્રલયના પ્રચંડ ગડગડાટને ભૂલાવે તેવા ભયંકર કડાકા સાથે વરાળ ઊડતી રહી મહામહેનને તે શાંત કરીને લોકોએ અંદર જોયું તો સોમાભાઈનું શરીર પીડાથી તરફડતું પડ્યું હતું. અને મિલ તથા તેના સંચા જેવા ને તેવા ઊભા હતા.

'રસનિધિ'

---

ચંદુને નખ કરડવાની ટેવ પડી હતી તેની બાએ કેટલી યે વાર ના પાડી પણ ચંદુની ટેવ ન ગઈ એટલે એણે યુક્તિ કરી કહ્યું કે, 'ચંદુ, જો તું નખ કરડવાનું છોડી નહિ દે તો તારું પેટ ગોળા જેવું ફૂલી જશે.'

ચંદુને હવે બરોબર બીક લાગી. બે દિવસ સુધી તેણે બીલકુલ નખ કરડ્યા નહિ. ત્રીજે દિવસે એમને ઘેર થોડાક મહેમાન આવ્યા ચંદુ ધીમે પગલે તેમાંના એક જાડા મહેમાન પાસે ગયો. થોડી વાર એમના સામું તાકી રહ્યો ને પછી મોટેથી બોલી ઊઠયો, 'હં......મને ખબર પડી ગઈ. 'તમે નખ કરડો છો ને?'

# દેવોનું કાવ્ય

સવારે એક પછી એક તારા અલોપ થતા હોય ત્યારે એક જાતનું આકર્ષણ હોય છે. આ એક તારા ગઈ, બીજી અલોપ થઈ; એ ત્રીજી પાણી ઉપર માથું રાખવાનો કેટલો પ્રયત્ન કરે છે! અરર, આખરે એ પણ ડૂબી ગઈ;–એમ આપણે જોયા જ કરીએ છીએ, અને કોણ કેટલો વખત ટકી રહે છે એ જોઈને એકએકની કદર કરીએ છીએ. અને જ્યારે સૂરજ ઊગ્યા છતાં શુક્ર પોતાનું મોઢું ઊજળું રાખે છે ત્યારે એની બહાદુરી વિશે અસાધારણ આદર ઉત્પન્ન થાય છે.

સૂર્યાસ્ત પછી એથી બરાબર ઊલટો આનંદ હોય છે. સૂર્ય ગયો એટલે આકાશ ચાંદલા વગરની વિધવાના કપાળ જેવું થાય છે. વાદળાં ન હોય અને સંધ્યાની રક્તિમા ઓછી થઈ ગઈ હોય એટલે આકાશ તરફ જોવાનું યે મન ન થાય. (આજે અમાસની રાત છે, એટલે ચંદ્રનું સ્મરણ ક્યાંથી જ થાય? સૂરજ ગયો તેની સાથે ચંદ્ર પણ ગયો. દર્શઃ સૂર્યેન્દુ સંગમઃ પછી આતુરતાથી આપણે દરબારમાં કોણ કોણ પ્રવેશ કરે છે એની રાહ જોઈએ છીએ. સ્વર્ગના એ દેવો બીજે ક્યાંયથી આવીને પોતાને સ્થાને નથી વિરાજમાન થતા, પણ જ્યાં છે ત્યાં જ છતા થાય છે. એમનું સવારનું અલોપ થવું અને સાંજે છતા થવું એ જોઈને જૂના લોકોને તિરસ્કારિણી વિદ્યા નો ખ્યાલ આવ્યો હોય. ગમે તે સાંજ હોય, શુક્ર ગેરહાજર ન હોય તો પહેલવહેલું દર્શન દેવાનું માન એનું. ત્યાર પછી જ બીજાઓનું પ્રાકટ્ય થાય. નાનપણમાં કોઈ કહેતું કે સાંજે એક જ તારા દેખાય એ અશુભ છે. એટલે તરત બીજીની શોધમાં આંખો દોડ્યા જ કરે. પરિણામે જ્યાં તારા નથી ત્યાં પણ દેખાવાનો ભાસ થાય છે. આજે શુક્ર સાથે પુનર્વસુના પ્રથમનું દર્શન સૌથી પહેલું થવું જોઈતું હતું; પણ એ વાદળાંમાં ઢંકાયો હતો. માથે એક તારા દેખાતી હતી. એ મઘાની છે કે ફાલ્ગુનીની એનો નિર્ણય ન થાય. તારાના તેજથી એમને ઓળખવા અશક્ય નથી, પણ સાંજે એ કસોટી કામ નથી આવતી. સૂર્યના અવશિષ્ટ તેજમાં પણ તારાઓને ઝાંખા પાડવાની શક્તિ હોય છે. એટલે નજર જરા પૂર્વ તરફ દોડાવી; ત્યાં સ્વાતિએ દર્શન દીધાં. ચિત્રા કહે હું હાજર છું, હો! પણ હસ્ત દેખાય નહિ. ચિત્રા સ્વાતિ જોયા પછી પેલી તારા મઘાના દાતરડાનો હાથો છે એ વિશે શંકા ન રહી. થોડા જ વખતમાં ફાલ્ગુનીએ (ડેનેબોલાએ) ચિત્રા સ્વાતિ સાથેનો પોતાનો સુંદર ત્રિકોણ પૂરો કર્યો. આ તારાત્રયીનો આનંદ નિહાળતો હતો એવામાં મઘાની ત્રણ તારાઓએ એક કાટખૂણ ત્રિકોણ કરી બતાવ્યો. મઘામાં એવા બે કાટખૂણો પાસે પાસે પડેલા હોય છે એમ કહીએ તો ચાલે.

હવે તો ફાલ્ગુનીના ચોરસમાંથી કર્ણની બે તારાઓ દેખાવા લાગી અને હસ્તની પણ બે આંગળીઓ પ્રગટ થઈ છે. અંગૂઠો પણ હવે તો કલ્પનાથી જોઈ શકાય છે. સ્વાતિ કહે છે કે આ કિરીટ પરનો કોહિનૂર જોયો? કોહિનૂર જોતાં જોતાં જાણે પારિજાતના ઝાડને ફૂલનો બહાર આવ્યો હોય તેમ આકાશમાં કેટલી યે તારાઓ એકસામટી દેખાવા લાગી. કોઈ સામ્રાજ્યનો અસ્ત થાય અને પછી દેશના કર્તવ્યવાન લોકો પોતપોતાના પરાક્રમનો પરિચય અનાયાસે બતાવવા જાય તેમ અસંખ્ય તારાઓ જ્યાં જુઓ ત્યાં ચળકવા લાગી. સપ્તર્ષિ આવ્યા; હસ્ત આવ્યો; પુનર્વસુની હોડીનો પૃષ્ઠવંશ દેખાવા લાગ્યો. હવે કંઈ બેસી રહેવાય? આંખોએ કહ્યું, પગે માન્યું અને અમે દર્શને ઊપડ્યા. આ પેલો દક્ષિણ તરફનો પીપળો, જે આખો દિવસ પોતાનાં પાંદડાં દ્વારા બોલાતી બોલાતી આનંદ દે છે એ હવે વેરી થયો છે. એ ન હોત તો સ્વર્ગના દ્વારપાળ સમા જયવિજય બંને બરાબર દેખાત. પણ પીપળાની ઘટા બહુ ભારે નથી એટલે એમાંથી એકે તો દર્શન દીધાં. ત્રિશંકુના ત્રણ તારાઓ ત્રાપગ ઉપર મોજની નળીઓ બેસે એવી રીતે બગાડ ઉપર બેઠા છે અને બે હાથ ઊંચે ફેલાવ્યા હોય તેમ ઉપર બે તારાઓ ચળકે છે.

કોઈ નવી સુગંધ હવામાંથી આવે એટલે સ્મરણ-શક્તિ તરત એ જ જાતની સુગંધ ક્યારે અનુભવી હતી એ શોધીને એ સંસ્કારને તાજો કરે છે, તેમ આ તારા વિશે પણ થાય છે. સપ્તર્ષિને જોઉં એટલે શ્રીનગર (કાશ્મીર) માં નારાયણમઠમાં બેસીને હું તારાઓ જોતો હતો એનો આનંદ જાગૃત થાય છે. ત્યાં તો સપ્તર્ષિનું પૂછડું બરાબર માથે આવી પહોંચતું. જે જય-વિજય અને ત્રિશંકુ હું મહા મુસીબતે અહીં જોઉં છું અને પીપળા ઉપર ચીડાઉં છું એ જય-વિજય બેલગામમાં તો કેટલાયે ઊંચા હોય છે. અને કન્યાકુમારી કે સીલોનમાં જતાં કોરંબા બેટમાં જે તારાઓ જોયા હતા એની તો વાત જ શી કરવી! જ્યાં જુઓ ત્યાં કાળુંકાળું પાણી અને ઉપર એટલું જ કાળું પણ નિર્મળ આકાશ; અને એ આકાશ ઉપર આકાશગંગાની યાત્રાએ આવેલી તારાઓ. ઉપર આકાશગંગાનો પટો અને નીચે સમુદ્રમાં અમારા જહાજે સમુદ્ર ઉપર ખેડેલી ચળકતી લીટી; કેટલું મજાનું સામ્ય હતું!

હવે પુનર્વસુને આથમવા દઈએ. નહિ તો શ્રવણને માબાપની કાવડ લઈ આવતાં મુશ્કેલી પડશે. અને વૃશ્ચિકનો ડંખ ત્યાં દૂર પાંદડાંમાં સપડાયો છે એ પણ બહાર નહિ નીકળે.

તારાઓ જોતા હોઈએ એટલે એ આનંદ લખવાનું મન થાય છે. અને લખતા હોઈએ એટલો વખત દર્શનનો આનંદ ખોયાનું દુઃખ થાય છે. નરહરિ લખે છે એટલે બંને કામ એકસામટાં થઈ શકે છે, પણ આનંદ લેતી વખતે વાણી મૌન રહે એ જરૂરનું છે. આનંદની સીમા વાણીની દખલ પણ સહન ન કરે. અને લખાવવાની વખતે આંખો તારા તરફ હોય તો યે નવો નવો આનંદ નથી લઈ શકતી. આંખો અંતર્મુખ થાય છે ત્યારે જ શબ્દોનું ઝરણું વહે છે. એટલે દર્શન અને લેખન બંને વ્યાપાર વેણીની પેઠે વણાય છે; કેમકે એમાં ત્રીજી લટ કલ્પનાશક્તિની હોય છે. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# બેહુલા

ભગવાન ચંદ્રમૌલીશ્વર એક દિવસ સરયૂના કાંઠા ઉપર એક પરમ રમણીય પદ્મવનમાં ફરી રહ્યા હતા. આ પ્રસંગે પાર્વતી તેમની સાથે નહોતાં. એ પદ્મવનના સૌંદર્યથી મહાદેવનું મન મુગ્ધ બની ગયું અને એમના મનમાં કન્યાસ્નેહનો એકાએક ઉદય થયો; એટલે પોતાની ઇચ્છાશક્તિના બળથી ત્યાં જ એમણે એક માનસકન્યા જન્માવી.

પદ્મવનમાં તેનો જન્મ થયો તેથી તેનું નામ પડ્યું 'પદ્મા': અને સદાશિવની માનસપુત્રી હોવાથી બીજું નામ પડ્યું 'મનસા'.

કન્યા રૂપરૂપનો ભંડાર હતી. તેના તેજનો પાર નહોતો; છતાં પાર્વતીના ડરથી ભગવાન શંકર તેને કૈલાસ લઈ જઈ શક્યા નહિ, અને એને પાતાલમાં નાગલોકમાં એ મૂકીને ચાલ્યા.

વય વધવાની સાથે પદ્માના મનમાં પિતાનું ઘર, પોતાનાં ભાંડુ તથા પોતાની માતાને મળવાની ઘણી હોંસ થઈ આવી. એક દિવસ એણે મહાદેવનું સ્મરણ કર્યું. મહાદેવ આવ્યા. પણ વયમાં આવેલી પુત્રીને એ તરત ઓળખી શક્યા નહિ. માનભંગ થવાથી, પદ્માએ રીસમાં મહાદેવ સામે વિષ-નયનથી જોયું. મૃત્યુંજય શિવ એના વિષનો પ્રકોપ સહન કરી શક્યા નહિ અને એ સ્થાનમાં જ તે મૂર્છા ખાઈને પડ્યા.

પદ્મા હવે ખૂબ મૂંઝાઈ. એને મનમાં ભારે દુઃખ થયું. અત્યંત શોક થવાથી ફરીને એણે પિતા તરફ અમૃત-દૃષ્ટિ જોયું. મહાદેવની મૂર્છા વળી અને આ વખતથી પદ્માનું ત્રીજું નામ પડ્યું 'વિષહરી.'

મહાદેવ કન્યાને લઈને કૈલાસ ગયા; પણ એવી સ્વરૂપવાન છોકરીને ઘરમાં સાથે લઈ જવાની તેમની હિંમત ચાલી નહિ. ચંડી પાર્વતીના ડરથી, તેને

ફૂલની છાબમાં તેમણે સંતાડી દીધી. પરંતુ પાર્વતી પાસે શું છાનું રહી શકે?

મહાદેવે પદ્માને 'બેટા' કહીને બોલાવી. પદ્મા ફૂલછાબમાંથી નીકળી બહાર આવીને ઊભી રહી, માતાને પગે લાગી; છતાં પાર્વતીનું મન માન્યું નહિ. મનસાને તેમણે સપત્ની જ જાણી, એના તરફ એમણે અણવિશ્વાસથી જ જોયા કર્યું, અને તેની હીલચાલ ઉપર પાર્વતીએ પહેરો ભરવો શરૂ કર્યો.

એવા ઊંચા મનથી કંટાળી મનસાએ શિવને ફરિયાદ કરી. છતાં શિવ તેને આશ્વાસન આપવા સિવાય બીજું કંઈ કરી શકયા નહિ. ઘરમાં કલહ ચાલુ રહ્યો. એક વખત પાર્વતીનો અણગમો ક્રોધમાં ફેરવાઈ ગયો. બંને વચ્ચે ઝપાઝપી થઈ. મનસાને એક આંખમાં વાગ્યું અને તે એક આંખે કાણી થઈ. તેથી એનું ચોથું નામ પડયું 'કાણી.'

હવે, આવી સ્વરૂપવતી છતાં કાણી પુત્રીને પરણાવી દેવાથી જ કલહનો અંત આવશે એમ સદાશિવને લાગ્યું. મહાદેવે જરત્કારુ મુનિ સાથે મનસાનો વિવાહ કરી દીધો. પરંતુ મુનિ, કોણ જાણે કેમ, પદ્માની સાથે લાંબો ગૃહસ્થાશ્રમ ભોગવી શકયા નહિ. વિવાહને બીજે જ દિવસે પદ્માનો તેમણે જન્મભર માટે ત્યાગ કર્યો અને વનમાં તપ કરવાને ચાલ્યા ગયા. ત્યાગી પોતાનો ત્યાગ કરીને ગયા તે વખતે દીનભાગી મનસાએ ઋષિની ખૂબ ખૂબ વિનવણી કરી, આજીજી કરી અને રોવા માંડયું.

મુનિએ પત્નીનું સાંત્વન કરવા મનસાને વર દીધોઃ 'તું રો નહિ. મારા વરદાનથી તને નવ પુત્ર થશે. તે પુત્રો જોઈને તારો શોક મટી જશે.'

એક એક એમ કરીને પદ્માએ આઠ સર્પને જન્મ આપ્યો. એ 'સર્પ અષ્ટ નાગ' નામથી જગતમાં વિખ્યાત છે. છેલ્લો, મુનિ આસ્તિકે તેના ગર્ભમાં જન્મ લીધો.

છતાં હજી પદ્માને ઘરમાં જરાયે જંપ નહોતો. ચંડીના કલહકંકાસ તથા કનડગતને લીધે કૈલાસ પર રહેવું એને બહુ ભારે પડયું. આખરે પોતાના નાગ પુત્રોને લઈને એ પાતાલમાં ગઈ અને ત્યાં નાગ લોકની રાણી બનીને રહી.

મહાદેવના પ્રસ્વેદમાંથી એક બીજી કન્યા જન્મી હતી. એ પદ્માની મોટી બહેન નેતા. એ 'સ્વર્ગની ધોબણ' કહેવાતી. મનસાને કોઈ અંતર ખોલવાનું સ્થાન હોય તો તે હતી.

મનસાને થયા કરતું કે 'મને દુઃખ દેનારી ચંડીના જેવી હું પણ પૂજ્ય ગણાઉં તો મારી રીસ ઊતરે. તેથી તેણે પૃથ્વી ઉપર ફરવા માંડયું. બધી જગાએ ચંડીનું સન્માન, પૂજન તથા આરાધના ચાલી રહ્યાં છે. મનસાને, માનવીઓની એવી પૂજા આરાધના મેળવી ચંડીના માનમાં ભાગ પડાવવા પ્રબળ ઈચ્છા થઈ. એને થયું. ચંડી દેવી વરદાન દઈને માનવીઓની મનઃકામના પૂરી કરે છે તો હું પણ તેમ કેમ ન કરી શકું? તેમ ચંડીના કોપથી લોકોનું નિકંદન થાય છે અને તેમનું સર્વસ્વ હણાઈ જાય છે, તો હું પણ એક વખત રોષમાં વિષદૃષ્ટિથી જોઈને પૃથ્વીને હલાહલથી કાં ન ભરી શકું? મારામાં અને ચંડીના પ્રતાપમાં એવો શો ભેદ છે? પરંતુ મારી નવી પૂજાનો પ્રચાર પૃથ્વી ઉપર કેમ કરાવાય?'

પદ્માએ આખરે પોતાના મનની વાત મહાદેવ પિતાને જણાવી. મહાદેવે અપમાનિત પુત્રીનું આશ્વાસન કર્યું ને કહ્યું: 'ભલે, તેમ થઈ શકશે. ચંપકનગરનો ચાંદ સોદાગર જ્યારે તારી પૂજા કરશે ત્યારથી તારી પૂજા પૃથ્વી ઉપર પ્રચાર પામશે.'

પદ્માને તો હવે એક જ ધૂન લાગી: 'કયારે ચાંદ સોદાગર મારી પૂજા કરે અને હું ચંડીના માનમાં ભાગ પડાવું?'

ચંપકનગરનો ધનવાન શેટી ચંદ્રધર, 'રાજા' કહેવાતો; કારણકે એની ધનસંપત્તિ અગાધ હતી. એ મોટો 'સોદાગર' હતો. વહાણની દરેક ખેપે એ અઢળક ધન ખેંચી લાવતો. એનાં ચૌદ ઝાત્ર જેમાં વહાણનું જૂથ 'મધુકર' નામથી ઓળખાતું.

એની પત્ની સનકા સાક્ષાત્ ગૃહલક્ષ્મી હતી. સનકા રૂપમાં લક્ષ્મી, વિદ્યામાં સરસ્વતી ગૃહકાર્યમાં કુંતી, રસોઈમાં દ્રૌપદી, અને અન્નદાનમાં સાક્ષાત્ અન્નપૂર્ણા હતી. એ ૭ સુંદર પુત્રની માતા હતી.

બંને શિવશક્તિનાં અનન્ય ઉપાસક હતાં. તેમના દેવઘરમાં મંગલચંડીનો ઘટ સ્થાપેલો હતો. કોઈપણ

કાર્ય મંગલચંડી તથા શિવના પૂજન વગર એ કરતાંનહિ.

ચંદ્રધરને, પ્રાકૃત લોકો 'ચાંદ સોદાગર' કહીને ઓળખતા. જેવો એ શિવશક્તિનો અનન્ય ભક્ત હતો તેવું એનું ચારિત્ર પણ તેટલું ઉન્નત હતું. એ વીર, ધીર, સાહસિક, સહિષ્ણુ તથા ધાર્યું પાળે તેવો દૃઢ પ્રતિજ્ઞ હતો. કોઈપણ પ્રસંગ તેને હારવાને કે હતાશ કરવાને પૂરતો નહોતો. પ્રલયની ઝડી એના માથાપર વરસે તો પણ એનું ધૈર્ય જરાપણ ડગે તેમ નહોતું. શોક સાગરમાં ડૂબવા છતાં તેની આંખમાંથી એક પણ આંસુ પડે તેમ નહોતું. તેથી જ એ છીવ સટાના વેપાર પણ ખેડી શકતો હતો.

'જીત' સાથે 'છૈયાં' પણ એને હતાં. કેળના ગર્ભ જેવા ચડા ઊતરી છ છોકરા તેને હતા. આમ પરમ સુખમાં તેમનો સંસાર નભી રહ્યો હતો. પરંતુ એટલામાં તેમના વિમલ સંસારાકાશમાં એક કાળું વાદળું દેખાયું.

મનસા દેવીને માનવલોકની પૂજાની ભૂખ લાગી હતી. ક્યારે ચંડીના જેવી એની પૂજા અર્ચના થાય એ જ એ ઝંખી રહી હતી. એણે ચંપકનગરમાં બે સામાન્ય સ્થિતિના માણસોને સ્વપ્ન આપ્યાં, ભય બતાવ્યો અને પૂજા કબૂલાવી વર પણ આપ્યો. અને પોતાનો ઘટ સ્થાપન કરાવ્યો. પૂજાના પ્રચારનો આમ એણે પ્રારંભ કર્યો. એ બેનું જોઇને બીજા પણ બે ચાર માણસોએ મનસાની ઘટસ્થાપના કરી. છતાં મધ્યમ લોકો દ્વારા થતી પૂજાથી મનસાને ક્યાંથી તૃપ્તિ થાય? પૂજા ભેગો વૈભવ તથા ઠાઠમાઠ ભળે તો જ પોતાની મહત્તા ખૂબ વધે એમ એને લાગ્યું.

એટલે એણે ચાંદના ઘરમાં પ્રતિષ્ઠા મેળવવા પ્રયાસ આરંભ્યો. એણે સનકાને સ્વપ્ન આપ્યું અને કહ્યું: 'તમે જેમ ચંડીની પૂજા કરો છો તેમ મારી પણ પૂજા કરો અને વરદાન પામો. જો પૂજા નહિ કરો તો હું તમને વંશસહિત ઉખાડી નાખીશ. પૂજાનો વિધિ મારા ભક્તો પાસેથી જાણી લેજો.'

આ વખતે ચાંદ સોદાગર વેપારને અર્થે પરદેશમાં હતો. સનકાને પતિ ઘેર ન હોવાથી સ્વપ્નથી ખૂબ બીક લાગી. આના પ્રમાણે એણે ગામમાંથી મનસાનો ઘટ મંગાવ્યો અને ચંડીના ઘટની પાસે જ તેનું સ્થાપન કર્યું. સનકાએ ભાવપૂર્વક સોળ પ્રકારની પૂજા કરી અને વર માગ્યો: 'મારા સ્વામી સાજાતાજા તથા વહેલાવહેલા ઘેર આવી જાય.' દેવીએ વર દીધો: 'તથાસ્તુ.' સનકાએ પૂજા કરી એમ જાણીને બીજી નગરસ્ત્રીઓએ પણ મનસાની પૂજા શરૂ કરી દીધી.

મનસાનું વરદાન તત્કાળ ફળ્યું. બાર બાર વર્ષથી ગયેલો ચાંદ બીજે દિવસે જ વેપાર ખેડીને આવ્યો. સનકાએ પતિ ઘેર આવ્યા પછી દેવીની કૃતજ્ઞતાપૂર્વક પ્રાર્થના કરી. ચાંદને એમાં કંઈ સમજણ પડી નહિ. એણે તટસ્થપણે પૂછ્યું, 'આ બધું શું થાય છે?' સનકાએ મનસાના સ્વપ્નથી માંડીને તેના સુખરૂપ પાછા આવ્યા સુધીની વાત કહી. ચાંદનો રોષ વાત વધવાની સાથે વધતો ગયો. એ ગાજી ઊઠ્યો: 'આપણા કુળમાં કેવળ શિવશક્તિની જ પૂજા થતી આવી છે. તો આ બીજી દેવીની પૂજા શા માટે? અને તે યે તે વળી ચંડીની પાસે જ?'



ચાંદે મનસાનો ઘટ ત્યાં ને ત્યાં ફોડી નાખ્યો; સનકાને પ્રાયશ્ચિત કરાવ્યું; મંદિર ફરીથી શુદ્ધ કરાવ્યું; અને નગરમાં પણ નવી દેવી-પૂજાની ખૂબ નિંદા કરવા માંડી. મનસાને આ અપમાનથી પારાવાર દુઃખ થયું. એ ક્રોધથી બળવા લાગી. અનેકાનેક ઉપદ્રવોથી ચાંદને મૂંઝવવા તથા ગભરાવવા એણે નિશ્ચય કર્યો.

એક દિવસ ચાંદના બગીચા કોઈએ ઉજાડી નાખ્યા. ચાંદનાં માણસોને માંદાં પાડ્યાં. ભયંકર સર્પ-

રૂપે દેખા દઈ બધાંને બીવડાવવા માંડયાં. પરંતુ આવાં ક્ષુદ્ર કારણોથી ચાંદ કંઈ ડરી જાય તેમ નહોતું.

મનસા હવે વિશેષ ઉગ્ર બની. અશક્તિમાન અશક્ત બને ત્યારે સાધુ થાય છે; શક્તિમાન અશક્ત બને ત્યારે ઝનૂની બને છે. મનસાએ પ્રચંડ હલ્લો આરંભ્યો. તેણે ચાંદના છ યે છોકરાના સર્પદંશથી પ્રાણ લીધા.

ચાંદને હવે સમજાવા માંડયું કે દેવીનો જ આ બધો કોપ છે. પણ એમ ડરી જઈને બીજનું બચાવવાના લોભથી પોતાની અનન્ય ભક્તિને જતી કરે એવો એ વણિકબુદ્ધિનો નહોતો. પુત્રોની વિધવા વહુઓનાં આક્રંદ તથા સનકાનો છાતી ફાટે તેવો વિલાપ ચાંદથી સાંભળ્યો જતો નહોતો. હૃદય ગમે તેટલું કઠણ કરીએ તો પણ દુઃખના હલ્લાથી તે હલમલ્યા વગર રહેતું નથી. એકવાર એની આંખમાંથી સ્ત્રીઓની અકળામણ સાંભળી બે આંસુ ટપકી પડયાં.

પણ તરત જ ચાંદે ચંડીનું નામ સ્મરણ કર્યું અને હૃદયને કઠણ બનાવ્યું. આંસુ લોહી નાખ્યાં. રુદ્ર તેજથી ઝળહળતા એના હૃદયમાંથી પુત્રશોક જાણે ધોવાઈ ગયો.

મનસાની ગણત્રી ખોટી પડી. દુઃખનો મારો ચાંદ પોતાની પૂજાનો સ્વીકાર કરશે એમ એની પાકી ખાત્રી હતી. પણ તે તો શરદનાં વાદળાંની પેઠે વિખેરાઇ ગઇ. એણે બીજી યુક્તિ અજમાવી.

રાજા ચંદ્રધરની મહેલાતોમાં દારુણ શોકનો અંધકાર છવાઈ રહ્યો હતો. તેમાં એક ઝીણું તેજનું કિરણ પ્રગટયું. સનકાએ એક નાના બાલકને જન્મ આપ્યો. બીજના ચંદ્રની જેમ તેજથી આખું ઘર જાણે આશા તથા ઉલ્લાસથી ઝળહળી ઊઠયું. જોષીએ ખૂબ વિચાર કરીને તેનું નામ પાડયું 'લક્ષ્મીન્દ્ર.' આ નામ સામાન્ય લોકોની જીભે 'લખીન્દર' એવો વિકાર પામ્યું.

દુનિયામાં સૌનો અનુભવ હશે કે દારુણ શોકમાં સહજ પણ સુખ કે આનંદ આવવાથી એ જૂનું દુઃખ પ્રજળી ઊઠે છે. લખીન્દરનું મોં જોઈને સનકાને પહેલા છ પુત્રોનાં મોં સાંભરી આવ્યાં. સનકા શોકથી વ્યાકુળ બની ગઈ. આ પુત્ર સરખું નાનકડું ફૂલ મનસાના કોપનો પ્રચંડ તાપ કેમ ખમી શકશે? આ ચિંતાએ એના મનમાં ઘર કર્યું હતું.

ચાંદને પણ આ વાતનો પૂરો અંદેશો હતો. છતાં એણે પોતાની કુલદેવી ચંડીમાતાની આશીષ માગી અને મનમાંથી ચિંતાનો કાંટો કાઢી નાખ્યો. તો પણ આઠે પહોર શોકના વાતાવરણમાં ગૂંગળાયા કરવા કરતાં વેપારની ખેપ ભરવા જવાનું ચાંદને ગમતું આવ્યું. તેણે વહાણનો કાફલો તૈયાર કરાવ્યો. એક એક વહાણ નાના ગામ જેવડું વિશાળ હતું. સનકાને તથા પુત્રવધુઓને આશ્વાસન દઈ, ચંદ્રધર વેપાર કરવા નીકળી પડયો.

આ વખતની ખેપમાં ચાંદને ખૂબ લાભ મળ્યો. એ ચૌદે વહાણ ભરીને ધન, રત્ન, હીરા અને માણેક કમાયો અને હરખાતો હરખાતો એ સ્વદેશ ભણી આવવા નીકળ્યો.

વહાણ શાંતિથી પાણી કાપતાં કાપતાં જાય છે, એટલામાં કાલીદહ નામે ઊંડાં પાણી ઉપર વહાણ આવી પહોંચ્યાં. ત્યાં આગળ પદ્માનું મંદિર હતું. અને પદ્મા તો ચાંદને નમાવવા ટાંપી જ રહી હતી. એટલે એકાએક કાળા મેઘથી આકાશ છવાઇ ગયું. પર્વતના શિખર જેવાં, આકાશને અડે તેવાં મોટાં મોટાં મોજાં ઊછળવા માંડયાં. તોફાનનો પ્રચંડ અવાજ આખા વાતાવરણને ભયાનક બનાવી રહ્યો.

ચાંદે મનમાં ભયવિનાશિની ચંડીનું અનન્ય ભાવથી ધ્યાન ધરવા માંડયું, સ્મરણ કરવા માંડયું અને આવી પડનાર વિપત્તિ માટે તૈયાર થઇને બેઠો.

જોતજોતામાં ચૌદે વહાણ પાણીમાં ઊંધાં વળ્યાં અને તળિયે બેઠાં. એકલો ચાંદ એ બીહામણ જલની છાતી ઉપર, જેમતેમ કરતો મોજાં ઉપર અથડાવા લાગ્યો અને જેમતેમ પ્રાણ ટકાવી શક્યો.

ચાંદની આંખ આગળ મૃત્યુની ભયાનક મૂર્તિ નાચવા લાગી. એની આવી નિરાધાર અસહાય અવસ્થા જોઈને એક વાદળી ઉપર ચડી મનસાદેવી તેની સામે આવી. 'મને માત્ર એક ફૂલની અંજલિ તું આપે તો તારું ધન, જન, પુત્ર અને કાફલો, બધુંયે ઉપર લાવી આપીશ.' તે બોલી.

મનસાની વાત સાંભળતાં જ ચાંદે આડું જોયું. મૃત્યુનો કોળિયો થઈ જવાની અણી ઉપર હતો, છતાં એણે એ દેવીની સહાય ન સ્વીકારી. દેવીના અપમાનનો પાર ન રહ્યો.

મનસા ધારત તો ચાંદને જરૂર મૃત્યુશરણ કરી શકત. પરંતુ એને મારી નાખે તો પોતાની પૂજાના પ્રચારનું શું થાય? આ દૂરદર્શી વિચારથી અપમાનિત મનસાએ ચાંદને બચાવવા તેની સામે એક પદ્મફૂલ ફેંક્યું. ચાંદે જોયું કે એતો પદ્માએ ફેંક્યું છે એટલે દેવીના નામધારી એ ફૂલને તે અડક્યો પણ નહિ, ઊલટું તિરસ્કારથી બીજી બાજુ એણે મોં ફેરવ્યું.

આખરે મનસાને, અનુકૂળ મોજાં વડે ચાંદને જેમ તેમ કરી કિનારે પહોંચાડવો પડ્યો. મરી ગયા જેવો ચાંદ બહુ જ મુશ્કેલીથી, લગભગ નાગા જેવો કાંઠા ઉપર આવ્યો. ત્યાં એક ભિક્ષુક બ્રાહ્મણે પોતાના ધોતિયામાંથી ટુકડો ફાડીને તેને અંગે વીંટાળવા આપી. ચાંદ ધોતિયાનો એ કકડો વીંટાળી તેના લંગોટી વાળી ત્યાંથી ચાલતો થયો.

સાત સાત દિવસના તેને ઉપવાસ હતા. ભૂખના દુઃખથી એની આંખે અંધારાં આવતાં હતાં. છતાં લથડતો લથડતો એ ગામ ભણી વળ્યો. માર્ગમાં એક ઠેકાણે એણે કેળાની છાલ પડેલી દીઠી. એ જોતાં જ કોટિપતિ રાજા ચંદ્રધરે, ભૂખના માર્યા એક ભિખારીની જેમ, તે ખાવાને માટે ઉપાડી લીધી!

પરંતુ મનસાનો કોપ અહીં પણ એનો કેડો મૂકે તેમ નહોતું. જેવો ચાંદ એ કેળાની છાલ કિનારે મૂકી નદીમાં નહાવા પડ્યો તેવો જ એક વાવટોળ થયો અને એ કેળાની છાલ ક્યાંને ક્યાં ઊડી ગઈ.

ચાંદ બધું પામી ગયો. એણે દીન ભાવે ચંડીનું સ્મરણ કર્યું, ચિત્તને ફરીથી સ્થિર અને દૃઢ બનાવ્યું અને ગામ તરફ જવા નીકળ્યો.

ભોગજોગે આ ગામમાં એનો એક મિત્ર રહેતો હતો. એને ત્યાં એ ગયો. ચાંદની અવસ્થા જોઈને તેને પારાવાર દુઃખ થયું. એણે મિત્રને કપડાં પહેરાવ્યાં, ખૂબ આશ્વાસન આપ્યું અને આગતાસ્વાગતા કરી જમવા બેસાડ્યો. પણ ત્યાંયે એનું દુર્દૈવ એની મશ્કરી કરી રહ્યું હતું. જેવો ચાંદ પહેલો કોળિયો મોંમાં મૂકવા જાય છે તેવું જ એણે જાણ્યું કે તેનો મિત્ર પદ્માનો સેવક છે. એટલે એ કોળિયો એના હાથમાં એમ ને એમ રહી ગયો! એ થાળી ઉપરથી ઊભો થયો. સાત દિવસના ઉપવાસીને દાઝ્યા ઉપર ડામ જેવું થયું.

કોળિયો નાખી દઈ હાથ ધોઈ એણે પહેરેલાં મિત્રનાં વસ્ત્રો તરત ઉતારી નાખ્યાં, ફરીથી પોતાની જૂની લંગોટી પહેરી લીધી અને તત્કાળ એ ઘરનો ત્યાગ કરી સ્વદેશ જવા નીકળી પડ્યો.

અથડાતો કુટાતો છેક સાંજના ચાંદ પોતાના ઘર આગળ આવી પહોંચ્યો. શરમનો માર્યો ઘરને આગલે બારણેથી પેસતાં એ લાજ્યો. તેથી પાછલે બારણેથી ખડકીમાં થઈને એ ઘરમાં પેસવા ગયો. એ રીતે પેસતાં જ દાસદાસીઓએ એને ચોર જાણી મારવા લીધો. પરંતુ એટલામાં આ બૂમરાણ સાંભળી સનકા વહેલી વહેલી ઘરમાંથી ત્યાં આવી પહોંચી. એણે ઘરમાંથી દીવો મંગાવ્યો અને શકદાર અજાણ્યા માણસ સામે ધર્યો. જુએ છે તો ખુદ રાજા ચંદ્રધર.

આટઆટલી વિટંબણાઓ ચાંદે મૂંગે મોંએ વેઠી. છતાં એ પહેલાં જેવો જ નિશ્ચયમાં અડગ રહ્યો અને બાલક લખીન્દરનું નિર્દોષ તથા હસતું મોં જોઇ જોઇને તેના મનનું દુઃખ વિસારે પાડવા લાગ્યો.

એક દિવસ ચાંદે જોષીને બોલાવડાવ્યો અને લખીન્દરની જન્મકુંડળી જોવડાવી. વિધાતાના લેખ એવા નીકળ્યા કે 'બાલકના વિવાહની કાલરાત્રિમાં સર્પદંશ જેવું વિઘ્ન જણાય છે.' ભવિષ્ય સાંભળતાં જ ચાંદનો રહ્યોસહ્યો આનંદ પણ ઊડી ગયો. પદ્માની શત્રુતાની વાત ફરીથી તેની આંખ આગળ ખડી થઈ ગઈ. એ ઊંડી ચિંતામાં પડી ગયો.

ઘડીકવારમાં એ સ્વસ્થ થયો. એ વિચારવા લાગ્યો, 'મેં શું શું નથી સહન કર્યું? ૭ ૭ પુત્ર ગયા, ચૌદ વહાણ જોખમાયાં અને હમણાં જ મત્યુના મુખમાં ગયેલો ત્યાંથી બચ્યો છું. ભૂખને લીધે, ભાગ્યના પલટાને લીધે મેં કઈંકઈં વીટંબણા જોઈ નથી? તો આજ લખીન્દરને માટે શા માટે આટલી બધી ચિંતા?'

ચાંદને એક વિચાર આવ્યો અને સહસા એનામાં વીજળીનો સંચાર થયો. સાવિત્રીની વાત એણે એવી સાંભળી હતી કે યથાર્થ સતી નારી કદી પણ વિધવા

બનતી નથી; તો કોઈ સતી કન્યા સાથે લખીન્દરનો વિવાહ કરી દેવાથી એના સતીત્વ તેજથી પદ્માનો જરૂર પરાજય કરી શકાશે. એમ એના અંતરમાં ઊગી આવ્યું.

આ વાત એણે સનકાને કરી. એ તો બિચારી કુંડળીનો ફલાદેશ જાણ્યા પછી હતાશ બની ગઇ હતી. એ બોલી: 'ના, ના; મારો લખીન્દર ભલે જનમ-કુંવારો રહે; તો જ એ બચશે. પરણે નહિ તો પછી કાલરાત્રિ ક્યાંથી આવશે? ૭ પુત્રનો શોક માંડ વિસારે મૂક્યો છે, ત્યાં પાછી નવી મુસીબત આપણે શું કામ નોતરવી?'

ચાંદ બોલ્યો: '૭ ૭ વિધવાઓનાં ઊતરી ગએલાં અને કરમાઈ ગએલાં મોં જોઇને મારું ઘર સ્મશાન જેવું સૂમસામ બની ગયું છે. તેથી આપણા ઘરમાં એક કુંકુમની પીયળભરી વહુવારુ લાવ્યા વગર આ શોકાગ્નિ હોલવાશે નહિ.'

સનકાએ સાવચેતી સૂચવી: 'તો તો તેમ કરતાં પહેલાં તમે પદ્માની એક વખત પૂજા કરો—'

આ સાંભળતાં જ ચાંદે રૂદ્રમૂર્તિ ધારણ કરી. એની આંખમાંથી અગ્નિ વરસવા લાગ્યો. તેના મોં ઉપરની નસો તરી આવી. સનકા ભયની મારી ફિક્કી પડી ગઈ.

ચાંદે દાંત પીસીને કહ્યું: 'ખબરદાર, એ 'કાણી'નું નામ મારી આગળ દીધું છે તો? વિવાહ તો કરી જ નાખવો; નહિ તો એ જાણશે કે આપણે ડરી ગયાં. અને વળી તને સતીનું મહાત્મ્ય ક્યાં અજાણ્યું છે?'

સનકાએ મુશ્કેલી બતાવી: 'પણ એવી સતી કન્યા લાવીશું ક્યાંથી? કાચી હાંલ્લીમાં લોખંડના ચોખાનો ભાત કોણ રાંધી આપવાનું હતું? *

ચાંદ બોલ્યો, 'મેં સાંભળ્યું છે કે ઉજ્જયિનીના સુંદર × વણિકની એક કન્યા છે. તે અસાધ્ય સાધન કરી શકે તેવી છે. એ જો લોખંડના ચોખાનો ભાત રાંધી આપી શકશે તો એને આપણી પુત્રવધૂ બનાવીશું. પછી કાજલકૂટ પર્વત ઉપર એક એવું દુર્ભેદ્ય લોખંડનું વિવાહમંદિર તૈયાર કરાવીશ કે તેમાંથી વાયુ પણ સંચાર કરી શકશે નહિ. પછી જોઇશું પદ્મા શું કરે છે.

એક શુભ દિવસ જોવડાવીને ચાંદ સોદાગરે કન્યાની શોધમાં વહાણ તૈયાર કરાવ્યું અને ઉજ્જયિની જવા નીકળ્યો. સતી કન્યાની પરીક્ષા કરવા માટે થોડાક લોખંડના ચોખા પણ સાથે લઈ લીધા.

**સા**ત છોકરાઓ પછી એક કન્યાનો જન્મ થયો ત્યારે સુંદર વણિકના તથા તેની પત્ની સુમિત્રાના આનંદનો પાર રહ્યો નહિ. અને એ કન્યા પણ જેવી-તેવી નહોતી એના રૂપથી પ્રસૂતિગૃહમાં તેજતેજનો અંબાર છવાઈ રહ્યો હતો.

સુંદર સોદાગર ઉજ્જેણી નગરીનો ભારે સોદાગર. અગાધ એની ધનસંપત્તિ હતી. વિપુલ એનું સન્માન થતું હતું. રાજમહેલ જેવી તેની હવેલી હતી. એને બધું યે હતું. હતી માત્ર એક કન્યાની ઊણપ, પણ ભગવાને આજ ટાળી હતી.

જોશીને બોલાવી ઘડી સુધાવી. જન્મોતરી બનાવી જોશીએ ભવિષ્ય ભાખ્યું કે, 'આ પુત્રીરત્ને એક એવી અપૂર્વ મંગલ ઘડીએ જન્મ લીધો છે કે એને કોઈ દિવસ વૈધવ્ય નહિ આવે. નહિ થયું હોય એવું એ કરી બતાવશે!'

વળી કન્યાની વૃદ્ધિ સાથે પિતાનાં સુખ, સંપતિ તથા માનસંબંધ વધતાં ગયાં. આને લીધે બધાંએ એ મંગળ પગલાંની કન્યાનું નામ રાખ્યું 'વિપુલા.' એ નામ લોકોને મોંએ ગવાતું ગવાતું 'બેહુલા' બની ગયું.

સુદ પખવાડિયાની શશિકલાની જેમ સુંદર વણિકનું ઘર ઊજળું બનાવતી વિપુલા મોટી થવા લાગી. બેહુલા તો વત્સલ માતપિતાની આંખની કીકી જેવી અને તેમનો શ્વાસ અને પ્રાણ બની ગઈ. બહુ લાડ લડાવ્યા છતાં બેહુલા જરાપણ ગર્વિષ્ઠ, અકડી કે ઉછાંછળી બની નહોતી. ઊલટી જેમજેમ એ મોટી થતી ગઈ તેમ તેમ તે ધીર ગંભીર, ઉલ્લાસથી ઊછળતી, નિર્દોષ તથા વહાલસોઈ બનતી ગઇ.

* ગુજરાતમાં 'લોખંડના ચણા ચાવવા'ની વાત તથા 'લક્કડલાડુ ખાવા'ની વાત કોઈ અઘરા, અશક્ય કામ માટે સંભારવામાં આવે છે. બંગાળામાં આ આકરી કસોટીનો પ્રકાર, લોખંડના ચોખાનો ભાત રાંધી આપવારૂપી અનુભવવામાં આવે છે.

× બંગાળી કથામાં 'સાધુ વણિક' એવું નામ છે.

બેહુલાને નિશાળે બેસાડી. ત્યાં પૂર્વજન્મના સંસ્કારથી એ બધું વહેલી વહેલી શીખી જવા માંડી. લખવું, વાંચવું, ગાવું, નાચવું, પૂજાપાઠ, સેવાસુશ્રૂષા, ઘરનું કામકાજ,—એ બધામાં એ પારંગત બની. નૃત્ય અને ગીતમાં તો એ એટલી બધી આગળ વધી કે લોકો કહેવા લાગ્યા, 'આ કોઇ સ્વર્ગની વિદ્યાધરી શાપથી ભ્રષ્ટ થઇને પૃથ્વી ઉપર અવતરી લાગે છે.' તેથી લોકો હુલામણામાં તેને કહેતા 'બેહુલા નાચણી.'

વળી આ કોડભરી કુમારિકાને વ્રત, નિયમ, તથા ઉપવાસ કરવાની ખૂબ હોંસ હતી. એ જ્યારે સરખી સાહેલીઓને લઈ, બાલિકાસુલભ વ્રત તથા પૂજા કરવા જતી ત્યારે જાણે સાક્ષાત્ ગૌરી શિવની આરાધના કરવાને વ્રત ન કરતી હોય એવું લાગતું.

સ્ત્રીઓનો પ્રધાન ધર્મ સતીત્વ. બેહુલાને તો નાનપણથી જ એ સતીધર્મ ઉપર ખૂબ આસ્થા હતી. વય વધવાની સાથે એની ધર્મભાવના પણ દૃઢ બનવા લાગી. જ્યાં સીતા તથા સાવિત્રીની કથા ચાલતી હોય ત્યાં આ કુમારિકા જઈ પહોંચતી અને એ પુણ્યકથાઓ સાંભળતી. દક્ષને ઘેર સતીના પ્રાણત્યાગનો પ્રસંગ સાંભળીને એની આંખમાંથી ડળકડળક આંસુ ગરતાં હતાં. પાર્વતીની તપસ્યાની વાત સાંભળતાં એના આનંદની સીમા રહેતી નહિ.

એક રાતે બેહુલાએ એક અપૂર્વ સ્વપ્ન દીઠું. એક દેવીએ તેને કહ્યું: 'કાલે સવારે મુક્તેશ્વર તીર્થમાં જઇને ચંડીની પૂજા કર. બપોરે એક અતિથિ આવશે અને લોખંડના ચોખા રાંધી આપવાનું તને કહેશે. તું બે કુશનાં તણખલાં સળગાવીને, કાચા ઘડામાં તે ચોખાનો ભાત રાંધી આપજે.'

દેવીએ આપેલા સ્વપ્ના પ્રમાણે, બેહુલા માતપિતાની અનુમતિ લઈને તીર્થસ્નાન તથા ચંડી-પૂજન કરી આવી. તે જ દિવસે ચાંદ પોતાનું વહાણ નાંગરીને કિનારે ઊતર્યો હતો. ચાલ્યો ચાલ્યો એ સુંદર સોદાગરને ઘેર આવી પહોંચ્યો.

બન્ને વેપારીઓ એકબીજાને ઓળખતા હતા. આજે નિકટ પરિચયમાં આવવાના હતા. અતિથિની ભોજનવ્યવસ્થા માટે વાત નીકળતાં જ ચાંદે કહ્યું કે,



'મારે આજે ઉપવાસનાં પારણાં કરવાનાં છે, તે માટે આ ચોખા હું લાવ્યો છું તેનો જ ભાત રંધાવજો.'

સુંદર તથા સુમિત્રાને જરા અચંબો થયો. બેહુલાના સ્વપ્નની વાત સાચી પડતી હોય એમ એમને લાગ્યું. એટલામાં બેહુલા જ ત્યાં આવી પહોંચી. એણે ચોખાનો ભાત કુશનાં તણખલાંથી રાંધી આપ્યો અને તત્કાલ અતિથિની મૂંઝવણ ટાળી. ચાંદે વાતવાતમાં પુત્રના વિવાહની વાત કાઢી અને બેહુલાનું માગું કર્યું. બન્ને કુટુંબ કુલવાન, ધનવાન તથા ધર્મપરાયણ, એટલે સોનું અને સુગંધ મળ્યાં.

ચાંદના પગમાં એકાએક જોર આવ્યું. હવે વિવાહ કરીને, સતી સાધ્વી પુત્રવધૂ ઘેર લાવીને, પોતે પદ્માને ઠીક હંફાવશે એ વિચારથી એનો આનંદ માયો નહિ. વિવાહનો દિવસ ત્યાંને ત્યાં નક્કી કરાવી. થોડેક દિવસે એ ઘેર આવ્યો.

ઘેર આવી તેણે સનકાને આ શુભ સમાચાર કહ્યા અને અભેદ્ય એવું વિવાહમંદિર બંધાવવાની તજવીજ કરી. એક ઊંચા ટેકરા ઉપર લુહાર પાસે એણે લોહમંદિર રચાવ્યું. તેમાં એક વાળ પણ પેસે એવું છિદ્ર રહેવા દીધું નહોતું. મંદિરની ચોતરફ વિષ ઉતારનાર જડીબુટ્ટીઓ વેરાવી હતી; તેથી આગળ ચોતરફ અગ્નિ સળગાવવાનો હતો; મંત્ર જાણનાર વાદીઓને પણ ત્યાં પહેરો ભરવા બેસાડવાના હતા. અને આખી રાત, બહારથી ખુદ ચંદ્રધર પોતાની ડાંગ લઈ બારણું સાચવવાનો હતો. આમ વિધાતાની રેખ ઉપર મેખ મારવા ચાંદે સજ્જડ તૈયારી રાખી હતી.

પણ પદ્મા યે પોતાનું બળ અજમાવ્યા વગર જંપે

તેમ નહોતી. એણે કારીગરને સર્પદર્શનથી સ્વપ્નામાં ખૂબ બીવરાવ્યો અને કબુલાવ્યું કે 'પ્રવેશદ્વારની નીચે એક સોયના અગ્ર જેટલું છિદ્ર રાખીશ; અને તે ઉપર લાખ પૂરી દઈશ.'

મંદિર તૈયાર થઇ ગયું. વિવાહનો દિવસ પણ આવી પહોંચ્યો. ભારે ધામધૂમથી લખીન્દરનાં લગ્ન ઊજવાયાં. બીજે દિવસે વરકન્યા ઘરમાં આવ્યાં. મનકા, વહુને કેડે બેસાડી ઘરમાં લઈ આવી. એકાએક એને પહેલી ૭ વહુઓના વિવાહપ્રસંગ સાંભરી આવ્યા. તેની આંખમાંથી અજાણતાંજ બે ઊનાં આંસુ ટપકી પડ્યાં.

તે જ દિવસે કાલરાત્રિ હતી. સાંજનો પહોર થવા આવ્યો અને વહેલાં વહેલાં વરવહુને પેલા વિવાહ-મંદિરમાં વદાય કરી દીધાં. મંદિરમાં પગ મૂકતાં જ બેહુલાને એક અકથ્ય કંપારી આવી ગઈ. એણે સ્વસ્થ થવા પાનેતરના પાલવ વડે આંખ લ્હોઇ. લ્હોતે લ્હોતે સેંથીમાંનું સીન્દુર જરા લ્હોવાઈ ગયું.

ચંદ્રિ બહાર રહ્યે રહ્યે સાવચેતી આપી, 'બેટા, આજે જ કાલરાત્રિ છે. સાવધાન રહેજો. વહુબેટા, સજાગ રહીને પતિને સંભાળજે.'

ઘરમાં જતાંવેંત લખીન્દરની આંખમાં ઊંઘ ભરાઈ અને એ સૂઈ ગયો. બેહુલા પાસે બેસી રહી અને પતિનું નિદ્રાવશ મોં જોઇ રહી. મધરાતે લખીન્દરની ઊંઘ જરા ઊડી ગઈ. બેહુલા એકીનજરે તેને જોઈ રહી હતી.

પહેલવહેલી વાતમાં જ લખીન્દરે ભવિષ્યની અમંગલ વાત સંભારી. એ બોલ્યો, 'બેહુલા, કદાચ દૈવ કાચું પડે તો તું શું કરે? કહે જોઇએ.'

લજ્જાભરી બેહુલાનો રૂપાની ઘંટડી જેવો અવાજ પહેલવહેલો સંભળાયો. વહાલનો ઊભરો દાબ્યો ન રખાતાં, વરનું માથું ખોળામાં લઈ એ બોલી, 'એમાં શું? થવાનું હશે તે થશે. સાવિત્રીની જેમ તમારો દેહ અમૃતનો બનાવીશ. તમને લઇ હું વિશાલ સાગરમાં નીકળી પડીશ અને આપણી આખરની યાત્રાને અમર બનાવીશ.

લખીન્દરે વાત બદલી. એ બોલ્યો: 'બેહુલા મને જાણે ખૂબ ભૂખ લાગી છે. અને એમ થાય છે કે તારે જ હાથે રાંધેલો ભાત હું જમું—'

વરને જમવાની ઈચ્છા થાય અને વહુ પોતે રાંધી તેને જમાડે એ કેટલો સુંદર યોગ! પણ બેહુલાની મૂંઝવણનો પાર નથી. એને થયું, બધું સાહિત્ય અહીં લાવવું ક્યાંથી? એણે ખંડમાં નજર ફેરવી તો જણાયું કે નૈવેદ્યના ચોખા ત્યાં પડેલા હતા. ઘરમાં દીવો બળતો હતો. નારિયેળની કાચલી તથા નારિયેળનું પાણી હતું. તેમાં ઉતાવળા ઉતાવળા નૈવેદ્યના ચોખા મૂકી, બાલગૃહિણીએ ભાત ચઢાવ્યો; અને પોતાના પાનેતરનો પાલવ કાઢીને દેવતા સળગતો રાખ્યો. જગતમાં સતીને શું અસાધ્ય છે?

ભાત સીઝવા આવ્યો એટલે બેહુલા પતિ તરફ આંખ ફેરવી જુએ છે તો ભૂખ્યા સ્વામી ફરીથી નિદ્રાધિન થયા છે. તેમને ઊંઘમાંથી જગાડવાનું તેને ગમ્યું નહિ. તોપણ જગાડવા તો જોઈએ જ ને? તેથી એણે લખીન્દરના પગ મૃદુ હાથેલીઓ વડે દબાવવા માંડ્યા. રાત પણ હવે પૂરી થવા આવી હતી.

રાતના છેલ્લા પહોરમાં, લખીન્દરના પગ ચાંપતાં-ચાંપતા, અચાનક બનવા કાળ, તે બેહુલાની આંખમાં રોકી રાખેલી ઊંઘ ભરાઈ આવી અને પલકવાર તેનાથી આંખ મીંચાઈ ગઈ.



આ જ ઘડીએ લાગ જોઇને બેઠેલો કાલનાગ પેલા સૂક્ષ્મ છિદ્રમાંથી સરસર કરતો આવ્યો અને લખીન્દરને કરડીને ચાલ્યો ગયો.

દુઃખનો માર્યો લખીન્દર 'બેહુલા, બેહુલા, અરરર, ઊંઘ...' કહેતોક ને જાગી ઊઠ્યો અને તરત જ તેની જીભ ટુંકાઈ ગઈ. કાલવિષથી એ લીલોછમ થઈ ગયો અને તેણે ફરીથી આંખ મીંચી દીધી.

બેહુલાએ આ બધું જોયું અને બધું સમજી ગઈ. સ્ત્રીને માથે આવી પડતું ભારેમાં ભારે દુઃખ એને માથે આવી પડ્યું હતું. જાણે માથે આભ તૂટી પડ્યું હોય એમ એને થયું. વિવાહની મંગલ રાત્રિએ જ આવો અઘોર અકસ્માત !

બેહુલાએ આવેશમાં, પતિનું માથું ખોળામાં લીધું અને સહસા એનાથી રડી ઉઠાયું. સવારમાં વહેલાં પુત્ર તથા પુત્રવધૂને ઘરમાં લાવવાના ઉમંગમાં ચાંદ વહેલો જાગી ગયો હતો. એણે ઓચિંતો રડવાનો સ્વર સાંભળ્યો. એ સ્થંભિત થઈ ગયો. આખરે દૈવ ન જ છેતરાયું !

ચાંદના ઘરમાં છાતી ફાટી જાય તેવી રોકકળ થઈ રહી. સનકા ગાંડા જેવી લખીન્દરની છાતી ઉપર માથું મૂકી પોકેપોક મૂકી રોવા લાગી. સાત વહુઓના વિલાપથી ચારે દિશાઓ ભરાઈ ગઇ.

આ તરફ લખીન્દરની ઉત્તરક્રિયા માટે તૈયારી ચાલી રહી હતી. ત્યાં શરમને વેગળી મૂકી નવવધૂએ કહ્યું, ' સસરાજી ! સાપ કરડયો છે તેથી તેમને અગ્નિદાહ નહિ થઈ શકે. તમે કેળના થાંભલા મંગાવી તેનો તરાપો તૈયાર કરાવો અને હું મારા પતિને લઈ ને દરિયામાં એ તરાપો હંકારી મૂકીશ; પછી અમૃત દેશમાં જઈ સ્વામીને જીવતા કરી લાવીશ. એક ઘડીભર પણ મારાથી વિધવા તરીકે રહ્યું નહિ જાય ! '

બધાં વિચારવા લાગ્યાં કે પતિના મૃત્યુથી એ અત્યારે ગાંડી થઈ ગઈ જણાય છે. પરંતુ ચાંદને લોખંડના ચોખાનો ભાત જમાડનારી કુલવધૂના શબ્દોમાં અજબ શક્તિ જણાઈ. એને તરત યમને જીતનાર સાવિત્રીની વાત સાંભરી આવી.

બેહુલા ફરીથી બોલી: ' પદ્માએ તમને હરાવવાનો નિશ્ચય કર્યો છે, પણ હું એને જીતીને તમારો બધો ખેદ ટાળીશ. '

ચાંદે તત્કાળ પચાસેક કેળના થંભ મંગાવ્યા અને એક તરાપો તૈયાર કરાવ્યો. જ્ઞાતિજંધુઓએ લખીન્દરના શબને ગુજરી નદીના જળમાં સ્નાન કરાવી તેને તરાપા ઉપર ગોઠવ્યું. જેની આંખમાં આંસુ માતાં નથી એવી બેહુલા સાસુ સસરાને પગે પડી અને બધાંની એણે વિદાય માગી. બધાંએ બેહુલાને ખૂબ ખૂબ સમજાવવા માંડી. પરંતુ પતિના પડછાયા જેવી સતી પતિથી વિખૂટી કેમ રહી શકે ?

બેહુલા દ્દઢતાથી બોલી, ' મા ! મારા શિવજીની કસોટી તો જુઓ. હમણાં મારી વાત તમે નહિ માનો પણ અમૃત દેશમાં જઇ પતિને જીવતા કરી હું અબઘડી આવું છું. પરંતુ મારૂં આટલું કહ્યું તમે કરજો; વિવાહમંદિરનાં બારણાં છ મહિના સુધી તમે ઉઘાડશો નહિ. ઘરમાંનો લગ્નનો મંગલદીપ ત્યાં સુધી અખંડ બળ્યા કરશે. કાચલીમાં ઓરેલા ચોખા પણ એમ ને એમ રહેશે. જો મંદિરમાંનો દીવો હોલવાય તો જાણજો કે મારા સત્યનો ભંગ થયો છે. નહિ તો તેમ નહિ થાય. પૂરા છ મહિને લોખંડનાં કમાડ એની મેળે ઊઘડી જશે અને તે દિવસે હું પતિને જીવતા લઇ અહીં આવી પહોંચીશ. ! '

કોઈ સતીના વરદાન જેવી આ ભવિષ્યવાણી સાંભળી કોઇને વિસ્મય થયો, કોઈ ને હસવું આવ્યું, કોઈ ને એમાં ઘેલછા લાગી, કોઇને પૂજ્યવૃત્તિ થઈ.

બેહુલા એમને શું કામ સાંભળવા રહે ! એણે બધાંની ચરણરજ માથે ચડાવી, તરાપા ઉપર કૂદી પડી અને પતિનું માથું ખોળામાં મૂકી બેઠી. એને સત ચડ્યું હતું તે કાંઈક ઊતર્યું. આકાશ સામે જોઈ નિરાધારીમાં એ રોતે રોતે બોલી : ' ઓ પ્રભુ ! જાગજો; આંખ ઉઘાડજો. ' એણે પ્રાર્થના કરી કે ' આ તરાપો દેવદેશ તરફ ચાલજો. ' જોતજોતામાં ગુજરીનદીના વહેણથી ઊલટી જ દિશામાં તરાપો તણાવા લાગ્યો. કાંઠે ઊભેલા લોકોએ આવી અચરજ વાત જોઈ ને સતીનો જયજયનાદ પોકાર્યો. એ અવાજથી આખું વન, ઉપવન, નદી, આકાશ બધું ગાજી ઊઠ્યું. તરાપો તણાયો તણાયો જાય છે. બેહુલાને તો એક જ લગની લાગી છે. એણે ખાધું નથી, પીધું નથી, અને સ્વામીનું માથું ખોળામાં છે એમ બેસી રહી છે. એને નથી જરાયે ભૂખ જણાતી, કે નથી ભય જણાતો. નથી ઊંઘ, નથી વિશ્રામ, નથી કષ્ટ. કરુણ કંઠે એ પોકાર્યા કરે છે : ' પ્રભુ ! જાગો, જાગો રે. '

દિવસ આથમી ગયો; રાત પડવા માંડી. એ રાત પણ વીતી ગઈ; ફરી દિવસ ઊગ્યો; છતાં એ જ રીતથી અને એ જ ભાવથી જેમની તેમ, મૃત સ્વામીને ખોળામાં રાખી બેહુલા તરાપાની સાથે તણાયે જાય છે.

તરાપો નદીના એક વાંકમાંથી બીજા વાંકમાં અને બીજામાંથી ત્રીજામાં થઈને તરવા લાગ્યો. એક વાંક આગળ કેટલાક કાગડા અને ગીધ મડદાની ગંધથી તરાપાની ચારે તરફ વીંટાઈ વળ્યાં. બેહુલાએ તેમને ઉડાડી મૂક્યાં. ત્યાં વળી એક કેકાણે શિયાળ ધસી આવ્યાં અને શબને સૂંઘવા તલપી રહ્યાં. સતીત્વના બળથી એ શક્તિસમી છોકરી તેમને પણ હાંકી શકી.

એમ અનેકાનેક વિપત્તિઓ વેઠતી વેઠતી, તરાપો જ્યાં લઈ જાય ત્યાં એ ખેંચાવા લાગી. આટલો બધો વખત પાણી પીપીને લખીન્દરનું શબ ફૂલી ગયું. એમાં અનેક જાતના કીડા તરવરવા માંડ્યા. દુર્ગંધથી શ્વાસ પણ ન લેવાય એવું થયું. તોપણ સતીને મન જરા પણ અણગમો કે કંટાળો નથી. આંખનાં આંસુથી નવડાવી નવડાવીને એ શરીરમાંથી એકએક કીડો વીણીવીણીને તેણે પાણીમાં ફેંકવા માંડ્યો.

છેવટે એ દેહમાં જરા પણ માંસ ન રહ્યું. થોડે થોડે માંસના લોચા પાણીમાં પડવા માંડ્યા. ચોતરફ જલજંતુઓ માંસની લાલચથી તરાપાને ઘેરી વળ્યાં. પણ સતી કાંઈ તેથી ડગે તેમ હતી? એક એક હાડકું પાણીમાં ધોઈને પોતાના પાલવમાં તેણે બાંધી લીધું. અકસ્માત એક મોટો મગરમચ્છ આવ્યો અને લખીન્દરના પગનું હાડકું ગળી ગયો! બેહુલા રડતી રડતી હાડ પાલવમાં બાંધે છે, તેને છાતી સરસાં ચાંપી રાખે છે, ને બોલે છે: 'નાથ! જાગો જાગો.'

એમ કરતાં કરતાં તરાપો કેદાર તીર્થ ઓળંગી ગયો અને મંદાકિનીના વહેણમાં તરવા લાગ્યો. દિવસનો ત્રીજો પહોર થયો હતો. એવામાં બેહુલાએ એક ઘાટ ઉપર એક આશ્ચર્યકારક ઘટના જોઈ.

એક અલૌકિક મૂર્તિ—એક ધોબણ ઘાટ ઉપર લૂગડાં ધોઈ રહી હતી. તેની પાસે એક છોકરો રમ્યા કરતો હતો. વચમાં વચમાં એ ધોબણને ખૂબ પજવતો હતો. ધોબણ એકદમ એના ઉપર ચીડાઈ, એટલે જોતજોતામાં એ છોકરો, જાણે વિષની લહેર આવી હોય તેમ, તરત ત્યાં ઢળી પડ્યો. કપડાં ધોવાઈ રહેતાં, ધોબણે છોકરા તરફ અમીદૃષ્ટિ કરી અને છોકરો આળસ મરડી ઊઠ્યો!

બેહુલાએ આ બધું જોયા કર્યું. એને થયું, 'નક્કી આ બાઈ જન્મ મૃત્યુનું રહસ્ય જાણતી હોવી જોઈએ. એને પગે પડવાથી, એના પગ ઝાલવાથી મારું કાર્ય જરૂર સિદ્ધ થશે.' એણે તરાપો કાંઠે લીધો અને એકદમ ઊતરીને ધોબણના પગ ઝાલી લીધા.

ધોબણે બેહુલાને તેમ કરતાં ખૂબ વારી. એ બોલી: 'બેટા, હું એક હલકી જાતની છું—ધોબણ છું. મારું નામ નેતા. શું કામ આવું કરે છે? છોડી દે—' બેહુલાએ તેમ કરવાને બદલે રોતાં રોતાં પહેલેથી છેલ્લે સુધી પોતાની વીતકકથા એને કહી અને બોલી: 'મા, હું તમારે શરણે આવી છું. મારા સ્વામીને સજીવન કરો; નહિ તો હું અહીં જ મરીશ.'

મનસાની બહેન નેતા, બેહુલાના આંસુથી દયાર્દ્ર બની. એણે એને આશ્વાસન આપ્યું, 'બેટા, તારી આટઆટલી સાધના નિષ્ફળ જવાની નથી. પદ્માની કૃપાથી લખીન્દરનો પ્રાણ પાછો આવશે.'

નેતાએ બેહુલાને સાથે લીધી અને સ્વર્ગની વાટ લીધી. અમરાપુરી પહોંચ્યા પછી પણ બેહુલાની આકરી કસોટી થઈ. આવી અવસ્થામાં આવી પડેલીને દેવસભામાં નૃત્યગીતની આજ્ઞા થઈ. આમ અણુચિંતવી ફરજ આવી પડવાને લીધે, પતિનો પ્રાણ જેમતેમ પાછો આવે છે એવી આશામાં ને આશામાં મર્માતિક વેદનાને શમાવી, ઉપર ઉપરથી મોં હસતું રાખી, અનેક પ્રકારના અંગમરોડ તથા હાવભાવથી બેહુલાએ નૃત્યગીત શરૂ કર્યું.



ધીમેધીમે બેહુલાએ એવું તો ગીત જમાવ્યું કે ગાનની પ્રત્યેક મૂર્છનામાં તથા નૃત્યના પ્રત્યેક તાલમાં કરુણરસની છાયા પ્રકટ થવા લાગી. કરુણરસની ધૂનમાં આખા વિશ્વનું દુઃખ જાણે પ્રવાહિત થઈ ત્યાં વહેવા માંડ્યું. આખું દેવનગર એ પ્રવાહમાં તરવા લાગ્યું અને દેવલોકો કરુણાથી આર્દ્ર બની રડવા લાગ્યા. દેવરાણીની આંખમાં અશ્રુબિન્દુ ભરાઈ આવ્યાં. સંગીતમાં આટલી બધી વેદના રહી શકતી હશે એ બેહુલાએ દેવગણને પહેલી જ વાર બતાવી આપ્યું. સાક્ષાત્ શિવ અને પાર્વતી પણ, આવું ગીત તથા નૃત્ય જોઇને, વચમાં વચમાં ઊભરાઈ આવતાં આંસુને લ્હોતાં હતાં.

દેવલોકોએ બેહુલાને પોતાનો પરિચય આપવા કહ્યું. બેહુલાએ ચૂંદડીના છેડા વતે બાંધેલાં હાડકાંના કકડા બતાવીને પોતાના દુઃખની કરુણ કહાણી કહેવા માંડી અને છેવટે પતિને જીવતા કરવાની ભિક્ષા દેવસભા પાસે માગી. બેહુલાના નૃત્યગીતથી જે દુઃખ જાગ્રત થયું હતું તે તેવી વાતથી સાક્ષાત્ મૂર્તિમંત થઇને દેવતાઓનાં હૃદયને પીગળાવવા મંડ્યું. ત્યાં જાણે આંસુનો સાગર ઊભરાવા લાગ્યો.

દેવતાઓએ આ ક્ષણે પદ્માને બોલાવી અને તેને બેહુલાની વીતકકથા તેમણે સંભળાવી. બેહુલાના દુઃખથી મનસાનું હૃદય પણ દ્રવ્યું, પણ જેવી બેહુલાએ પાલવ પાથરી પદ્મા પાસે પતિપ્રાણની ભિક્ષા માગી તેવું જ પદ્માએ મોં ફેરવી દીધું.

બેહુલાની પતિભક્તિ જોતી હોય એમ પદ્માએ કઠોર વચન કહ્યાં, 'તારા કર્મદોષથી તને આવું દુઃખ પડ્યું જણાય છે. હું શું કરું? પણ તને, અહીં આ સ્થિતિમાં આવતાં શરમ ન આવી?'

બેહુલાએ દૃઢ તથા સગર્વ ઉત્તર દીધોઃ 'દેવી કહો, તમારો પણ આમાં દોષ નથી? જુઓને આખા સંસારમાં તમે ભટકો છો, પણ તમારું તમારા ઘરમાં જ સ્થાન નથી! સામાન્ય માણસો તમારી પૂજા કરીને તમારી કેટલી મશ્કરી કરી રહ્યાં છે. શંકરની કન્યા જાણીને એક મુનિએ તમારો સ્વીકાર કર્યો; પણ એમણે તમારો એવો કયો દોષ જોયો કે એ તમને છાંડીને જતા રહ્યા? "મહાદેવની કન્યા છું" એમ માનીને તમે આટલો બધો મનમાં ગર્વ રાખો છો, પણ તે છતાં તમને કયા માનવો માને છે?'

બેહુલાના કરુણ કંઠમાંથી ઝાઝા ઊઠે તેવાં તિરસ્કારનાં વચનો સાંભળી પદ્માની આંખમાંથી આંસુ છલકાવા લાગ્યાં; છતાં વચન ખરાં હોવાથી પદ્મા દેવસભામાં બહુ શરમાઈ ગઇ. એને લાગી આવ્યું કે પતિ પાછળ પ્રાણ પાથરનાર એક સતીને એ નાહક દુઃખી કરી રહી છે. પણ બીજી જ ક્ષણે તેના સસરા ચાંદનું વર્તન તેને સાંભળી આવ્યું અને એનું હૃદય પાછું કઠોર તથા નિષ્ઠુર બની ગયું.

પરંતુ દેવતાઓને દયા આવ્યા વગર ન રહી. બેહુલાની ખાતર તેમણે પદ્માની સ્તુતિ કરી અને લખીન્દરને જીવતો કરવા બહુ બહુ સમજાવી. આ ઘડીએ મહાદેવે કહ્યું, 'જો મનસા, હવે તારે શી બાકી છે? બધા દેવો તારું સામર્થ્ય અને શક્તિ જોઈ તારી સ્તુતિ કરે છે, તને પૂજ્ય ગણે છે. આવ, હવે લખીન્દરને બચાવ, જેથી સતીનો જય થાય.'

પદ્માના મનમાં હવે બીલકુલ વસવસો રહ્યો નહિ. દેવસભામાં એનું એકત્વ સ્થપાયું અને ચંડીની પેઠે દેવીની ગણનામાં આવી એટલે એ કૃતકૃત્ય બની ગઈ. બેહુલાની પ્રાર્થના હવે એના હૃદયમાં ઊતરી શકી. છતાં તે માન્ય કરતાં પહેલાં એણે શરત કરી. 'બેટા, તું આ બધાં સમક્ષ આટલી પ્રતિજ્ઞા લે કે તારા સસરાને હાથે મારી પૂજાની પ્રતિષ્ઠા કરાવીશ. જો તેમ નહિ બને તો તેના ઘરમાં તું પગ નહિ મૂકે.'

બેહુલાએ એટલી શરત કબૂલ રાખી અને દેવસભાના દેખતાં લખીન્દરનાં ફૂલ પદ્માની પાસે મૂક્યાં. પદ્મા તથા નેતાએ મળી હાડકાં ભેગાં મૂકી ગોઠવ્યાં. તો ડાબા પગનું એક હાડકું ખૂટ્યું. પદ્માએ ધ્યાન વડે જાણી લીધું કે મગરમચ્છ તે ગળી ગયો છે. તરત જ નેતા એ હાડકું લઇ આવી. પછી બંને બહેનો લખીન્દરના હાડપિંજરની પાસે બેઠી અને મૃત્યુંજય શિવનું નામ દઈ પાણી છાંટવા લાગી. જોતજોતામાં હાડ સંધાઈ ગયાં; ધીમે ધીમે લોહી તથા માંસનો સંચાર થયો અને ઘડીક વારમાં લખીન્દર જીવતો જાગતો આળસ મરડી બેઠો થયો.

આનંદથી ઘેલી બનેલી બેહુલા પહેલાં પદ્માના પગમાં પડી, પછી પતિના પગમાં પડી અને પછી

આખી દેવસભાને પગે પડી. પદ્માના પગને ઉપકારનાં આંસુથી ધોઇને બેહુલા બોલી, 'મા! તારા મહિમાનો પાર નથી; તારી કરુણા પણ અપાર છે. મારા પર દયા આણી મારું મોં તેં હસતું કર્યું. તેમ મારા છ જેઠ જે મરી ગયા છે તેમને પણ જીવતા ન કરે?' સન્માન થવાથી પ્રસન્ન બનેલી પદ્માથી આ માગણીનો ઈન્કાર થઈ શક્યો નહિ એ બોલી: 'તથાસ્તુ.'

બેહુલાએ ફરીથી વિનતિ કરી: 'મા, અમે ઘેર જઇશું તો અમારા ઘરમાં આનંદ આનંદ થઇ જશે, પણ આખા ચંપકનગરનું શું? વહાણ ડૂબેલાં સિત્તેર હજાર માણસોના ઘરમાં શોક જોઇને અમારાથી કેમ આનંદ મનાશે? તેથી મા, 'મધુકર'નો ઉદ્ધાર કરો, જેથી આખા નગરમાં આનંદકલ્લોલ થાય અને તે ભેગો તમારો મહિમા દેશભરમાં ગવાય.'

પદ્મા તો હવે આપવા જ બેઠી હતી. એટલે ચાંદના ચૌદ જહાજ ધન તથા જન સહિત એણે પાણી ઉપર આણી મૂક્યાં. કાલીદહનાં પાણી ઉપર સીત્તેર હજાર લોકોના આનંદકલ્લોલને લીધે જાણે એક વિરાટ નગર વસ્યું ન હોય એવું જણાવા લાગ્યું.

બેહુલાએ ધનસંપત્તિવાળાં વહાણ, છ જેઠ તથા સ્વામીને સાથે લીધા, પદ્માને પણ નૌકામાં બેસાડી, અને આનંદાશ્રુ સહિત ચંપકનગર તરફ હંકારવા માંડયું. છ છ મહિના સુધી જે માર્ગે તરાપા ઉપર પતિના શબ સહિત તે એકલી ઘસડાતી હતી તે જ માર્ગે આજે આનંદકલ્લોલ કરતી એ ઘર તરફ ચાલી રહી હતી.

બધાં સહિત બેહુલા ગુજરી નદીને કાંઠે તો આવી પરંતુ એકદમ સીધાં સસરાને ઘેર જવાય તેમ નહોતું. પોતાનો ત્યાં સત્કાર થશે કે કેમ તે જાણવાની જરૂર હતી, અને વળી પદ્મા સાથે કરેલી શરત પણ પાળવાની હતી. એટલે બેહુલાએ એક યુક્તિ કરી. એને જાતજાતનું ભરતગૂંથણ આવડતું હતું. તેથી એણે વાંસની થોડીક ચીપો ભેગી કરી પંખા, છાબડી, ઝાંપી વગેરે ગૂંથીને તૈયાર કર્યાં. એમાં પોતાની તથા લખીન્દરની છબી ઊતરે તેવી ભાત પાડી. પછી વાંસફોડણનો વેશ લઈ, પંખા, છાબડી વગેરે લઇને બેહુલા એકલી નૌકામાંથી ઊતરી અને ચાલી ચાલી ઘર આગળ આવી. જ્યાં ઘરનો નોકરવર્ગ રહેતો હતો તે ભાગ આગળ આવી એણે પેલી વસ્તુઓ વેચવાની ઇચ્છા બતાવી. રૂપાળી આવી વાંસફોડણને તથા તેની અદ્દભુત ગૂંથણીનાં ચિત્ર જોઇને દાસીઓ એને શેઠાણી પાસે તેડી ગઈ.

લખીન્દરને ગયે આજે પૂરા છ મહિના થયા હતા. તે દિવસે જ તેનું છમાસિક શ્રાદ્ધ હતું. અવેરી અને બ્હાવરી સનકા આંસુ ભરેલી આંખે ઘરમાં હરફર કરી રહી હતી. એને ભૂતકાળનાં સ્વપ્નો સતાવી રહ્યાં હતાં. બેહુલાએ આપેલી અવધ પણ આજે પૂરી થતી હતી.

આ જ ઘડીએ વાંસફોડણને લઇને દાસીઓ સનકા પાસે આવી પહોંચી. તેને જોતાં જ સનકા ચમકી ઊઠી. જૂની વાતો સંભારતાં સંભારતાં એ અટકી પડી. અજાણી છોકરીને જોતાં એને આંખો, મોં, બોલતું, હસતું એ બધું પરિચિત લાગ્યું. મનની ગભરામણમાં એણે એનો હાથ ઝાલી લીધો અને બોલી, 'બેહુલા! ઓ બેહુલા!' એનાથી રડી પડાયું. વળી વિચાર આવ્યો, આ બેહુલા હોય તો આવો વેષ કેમ? એણે પ્રશ્ન ઉપર પ્રશ્ન પૂછવા માંડયા.

વાંસફોડણે પોતાની જાત જણાવ્યા સિવાય, બધીયે વાતોના ઉત્તર દીધા. સનકાને મનથી ખાત્રી થઈ ગઇ, પણ પોતાની પવિત્ર વહુનો આ વેષ કેમ? એ કોયડો અણઉકલ્યો રહ્યો. એટલામાં સનકાની નજર પંખા ઉપર ગૂંથેલાં ચિત્રો ઉપર પડી. એણે તત્કાલ બેહુલાનો હાથ ઝાલી લીધો અને ગાંડા જેવી પૂછવા લાગી, 'વહુ બેટા, તું કયાંથી? લખીન્દર કયાં? તારો આ વેષ કેમ? બોલી દે, મારું કાળજું ફાટી જાય છે.'

બેહુલાએ અથથી ઇતિ વાત કહી સંભળાવી. બધાંનું મન જોવા એ આવી હતી તે એણે કહ્યું, અને પદ્માને આપેલા વચનને પણ એણે સંભાર્યું. એ બોલી, 'પદ્માની કૃપાથી, એકલા સ્વામી સાથે જ નહિ પણ છયે જેઠ અને 'મધુકર' સહવર્તમાન હું આવી છું. હવે સત્યનું પારખું જોવું હોય તો વિવાહમંદિરમાં જઇને જુઓ. હું હવે જાઉં છું. સસરાજી જો અમને બધાંને પાછાં લાવશે તો જ ઘેર આવીશું.'

એ ઘરની બહાર નીકળવા જાય છે, એટલામાં સનકાની અકળામણ સાંભળી ચાંદ અંદર આવતો સામે મળ્યો. ચાંદે સીંદૂરથી ભરેલી સેંથી તથા રૂપથી તેજ મારતા મુખવાળી એક કન્યાને અંદરથી નીકળતાં જોઈ. એના ઘરમાંથી સૌભાગ્યવતીઓએ ધારણ કરવાના સીં-

દૂરનો રિવાજ ઘણા વખતથી નીકળી ગયેલો હતો. એટલે ચાંદે આવીને સનકાને પૂછ્યું. 'એ શીંદુરભરી મેંથીવાળું કોણ ગયું ? ' સનકાએ રડતેરડતે રજેરજ વાત કરી. ચાંદને વહેમ પડ્યો કે આ કોઈ પદ્માની માયાજાળ તો નહિ હોય ? તેથી એ સાવધ બન્યો, ને વાતનું પારખું જોવા વિવાહમંદિર તરફ દોડ્યો. જુએ છે તો બારણું ઊઘડી ગયું છે, દીવાની અખંડ જ્યોત બળે છે, ભાત એવો ને એવો પડ્યો છે ને છ મહિના પહેલાંનાં ફૂલ આજે જ આણ્યાં હોય તેવાં તાજાં અને સુવાસિત છે ! હવે ચાંદને શેનો સંદેહ હોય ?

એ આનંદથી અધીરો બની ગયો. સીધો ઘેર આવ્યો ને સનકાને સાબિતીઓ બતાવી. સનકાએ કહ્યું, 'ત્યારે ચાલો, આપણે બધાંને ઘેર તેડી લાવીએ.' એ આગળ કંઈ કહેવા જતી હતી, પણ એકદમ અટકી ગઈ. માણસો સાથે ચાંદ તથા સનકા જવાને તૈયાર થયાં. રસ્તામાં સનકાની છાતી કોઈ અનિશ્ચિત ભયથી ધબકી રહી હતી : 'જો સોદાગર પદ્માની પૂજા કરવાની ના પાડશે તો ?'

સનકાએ માર્ગમાં ધીમેથી વાત છેડી. પુત્રવધૂ અત્તણ્યા વેશમાં કેમ આવી હતી તે પણ કહ્યું. આવા અપાર આનંદ વખતે અકસ્માત આની વાત સાંભળવી પડશે એનો ચાંદને ખ્યાલ સરખો નહોતો. પગ પાસે થઇને પસાર થતો સાપ જોઈ જેમ કોઈ ચમકે તેમ સનકાની આ વાતથી ચાંદને થયું. એ બોલ્યો, 'ત્યારે તો સનકા ! આ બધું રહેવા દે. એની આપણે કાંઇ જરૂર નથી. જે હાથથી ભવાનીની પૂજા કરૂં છું તે હાથથી કાણી પદ્માનું પૂજન હું કરૂં ? એ નહિ બને.'

ચાંદની આ વખતની દૃઢ નિષ્ઠા તથા પ્રતિજ્ઞા સાંભળતાં પદ્મા તો દગલો જ થઈ ગઇ. એટલામાં બેહુલા, તેમને દૂરથી આવતાં જોઈ, નૌકામાંથી નીચે ઊતરી. સસરાને તેણે કહ્યું, 'સસરાજી ! તમે વૃથા અહંકાર કરો છો, આ ભેદભાવ મિથ્યા છે; કારણકે ચંડી–પદ્મા એક જ છે : રૂપ માત્ર જુદાં છે ! અંધકારને ગમે ત્યાં મૂકો પણ તેમાંથી પ્રકાશ આવતો નથી, તેમ અમંગલમાંથી ક્યારે પણ મંગલ થતું નથી. એક જ મહાશક્તિ બે રૂપે પ્રકાશે છે. એકને છોડવાથી બીજી તમારો સ્વીકાર કેમ કરશે ?'

ચાંદને આ સત્તાવાહી ખુલાસાથી ઘડીભર શાં થવું પડ્યું, પણ એનો પૂરો સંશય ભાંગ્યો નહિ. એ કહ્યું, 'બેટા, એ બધું સાચું, પણ આંખે દેખ્યા વગ આ વાતનો વિશ્વાસ મને આવતો નથી.'

બેહુલા બોલી, 'જુઓ જુઓ, ઊંચે આકાશમ જુઓ.' ચાંદે વિસ્મયથી ઊંચે આકાશમાં જોયું—અપૂ દૃશ્ય : એક સિંહાસન, અરધું રત્નમય, અરધું સર્પ મય. એ ઉપર પ્રસન્નમુખી પદ્માસના મંગલ ચંડીન બાજુમાં સર્પજુપિતા હંસારૂઢા વિષહરીની ઉજ્જ્વ મૂર્તિ ! નીચે જુએ છે તો મૂર્તિમતી, અમંગલના ચિ સમી કુરૂ, શુષ્ક તથા વિધવા પુત્રવધૂઓની પાસમ મંગલમૂર્તિ પ્રફુલ્લમુખી બેહુલા !

ચાંદનો ભ્રમ હવે ભાંગ્યો. તોપણ એણે એવ પ્રતિજ્ઞા લીધી કે , જે હાથથી ચંડીની પૂજા પોતે કર છે તે હાથથી તો ચાંદ પદ્માની પૂજા નહિ કરે નહિ જ કરે. પણ હા, બીજા હાથે મારા મૃત પુત્રોને જીવાડનાર પદ્માની હું નમ્રભાવે પૂજા જરૂર કરીશ.'

પદ્મા તો આટલાથી યે આભ આભ ખુશ થઇ ગઈ. આખરે ચાંદ સોદાગરને હાથે પૂજાપ્રતિષ્ઠા મેળવવાની તેની મનઃકામના આજે ફળી હતી.

સૌ આપ્તમંડળને લઈ રાજા ચંદ્રધર મોટું મામેરૂં કાઢી, વાજતેગાજતે ઘેર આવ્યો. પદ્માનું એક નવું મંદિર નિર્માણ કર્યું અને બહુ ઠાઠમાઠથી તેની નવરાત્રપૂજા કરી.

બંગાળ દેશમાં ઘેરેઘેર પ્રત્યેક શ્રાવણ મહિનામાં મનસાનો ઘટ સ્થાપન કરવામાં આવ્યો ને મનસાદેવીની પૂજાનો પ્રચાર સર્વવ્યાપી બન્યો. *

મંજુલાલ રણછોડલાલ મજમુદાર

---

*આ બંગાળી લોકવાર્તાનો પ્રચાર દર વર્ષે લાખો નકલો દ્વારા થાય છે. આપણી ગુજરામારુ અને સદેવંત સાવળિંગા કરતાં યે આ વાર્તા નાનેથી મોટામાં પણ ખૂબ પરિચિત છે. અસલ બંગાળી ઉપરથી આ વાર્તા ઉતારવાનું કાર્ય મારા મિત્ર ઓરિયેન્ટલ ઇન્સ્ટીટ્યુટના ડાયરેક્ટર ડૉ. વિનયતોષ ભટ્ટાચાર્ય, એમ.એ., પીએચ. ડી. રાજરત્નની સહાય તથા પ્રોત્સાહનને લીધે જ શક્ય થઇ શક્યું છે. એટલે આ કથાનો પરિચય ગુજરાતી વાચકોને કરાવવામાં હું જે નિમિત્ત થઇ શક્યો છું, તે બદલ બધો યશ એમને જ ઘટે છે.



# માધુકરી

અહો યુગયુગાન્તરાલઘનઘોર વાંસે દ્યુતિ !
ન માર્ગ દીસતો ભલે; અચલ મારી શ્રદ્ધા તુંમાં :
ન માર્ગ દીસતો ભલે; લઘુ મળે જ કાર્યો ભલે,–
ભૂલું ન લઘુતા તથાપિ કરૂ શ્રેષ્ઠ નિષ્ઠા વતી :
ન માર્ગ દીસતો તથાપિ લઘુતા ન ઉત્સાહમાં;
ન સાથ, ગુરુ, શિષ્ય ના; અચલ તો ય શ્રદ્ધા તુંમાં. –બ. ક. ઠાકોર

## રૅંગ્લર નારળીકર

" વિષ્ણુ કૉલેજમાં બાઘો ગણાતો. કૉલેજમાં આવ્યો તે મતની એની લાંબી ચોટલી, બધી જ વસ્તુથી નવાઈ પામી વાની વૃત્તિ, અને તે વૃત્તિ ભારેખમ મોઢું રાખી છુપાવી ાની કળાનો અભાવ : આટલી વસ્તુઓ કૉલેજના કોઈ ુ વિદ્યાર્થીને એના તરફ ધ્યાન આપવા માટે બસ હતી. લ્હાપુરના એક સાદા ભટજીનો છોકરો એવો જ હોય ! સ્વાભાવિક રીતે છોકરાઓ પૂછતા કે 'આ બાઘો કોણ ?' અને જ્યારે કોલ્હાપુરની રાજારામ હાઈસ્કૂલમાંથી સ થઈ આવેલો એકાદ છોકરો 'એ જ વિષ્ણુ નારળી-;, અને આ વરસે મૅટ્રિકની પરીક્ષામાં દસ હજાર વિદ્યા-ઓમાં એ જ પ્રથમ આવ્યા છે' એવો જવાબ આપતો ારે તેઓના આશ્ચર્યનો પાર રહેતો નહિ.

પણ એ આશ્ચર્યચકિત થનાર વિદ્યાર્થીને આજે તમે ્લર નારળીકર આગળ ઊભો કરો અને એને જે આશ્ચર્ય ય તે તો અકલ્પ્ય જ હોઈ શકે.

એનું આખું નામ છે વિષ્ણુ વાસુદેવ નારળીકર. ખૂબ રીબ બ્રાહ્મણનો દીકરો, સ્વભાવે શાંત અને ઓછાબોલો, ગુ અભ્યાસમાં અત્યંત નિયમિત અને ખંતીલો. એની યમિતતા તો એમના માસ્તરો પણ વખાણે છે. એક મા-ર આગળ તો ભાઈસાહેબ સવારે પાંચ વાગે ભણવા જતા, રણકે ગુરુજીને બીજો વખત જ ન હતો. પણ એમના એ રુજીએ જ એકવાર કહેલું કે 'એકવાર એલાર્મ ન થાય એમ બને ણ વિષ્ણુ પાંચને ટકોરે હાજર ન થયો એવું બન્યું નથી.'

કોલ્હાપુરની રાજારામ હાઈસ્કૂલમાંથી ૧૯૨૪ની સાલમાં મૅટ્રિકની પરીક્ષામાં બેઠા. અને દસ હજાર છોકરાઓમાં થમ સ્થાને આવીને એમણે જેકબ શિષ્યવૃત્તિ મેળવી.

કૉલેજના અભ્યાસક્રમ દરમિયાન પણ એમણે પહેલો વર્ગ કદી છોડેલો નહિ. કૉલેજના પ્રથમ દિવસથી એમના નિયમિત અભ્યાસની શરૂઆત થાય તે પરીક્ષાને દિવસે પણ એટલા જ કલાક ચાલતો હોય. અને પરીક્ષા પછી બીજે જ દિવસે આગલા વર્ષનો નવો અભ્યાસ શરૂ થાય. આ તેમની નિયમિતતા હજી પણ ચાલે છે.

મુંબાઈની એલ્ફિન્સ્ટન કૉલેજને જોડેલી રૉયલ ઈન્સ્ટિટ્યુટ ઑફ સાયન્સમાંથી તેઓ ૧૯૨૮ની સાલમાં બી. એસ. સી. ની પરીક્ષામાં બેઠા. તેમનો મુખ્ય વિષય ગણિત અને ગૌણ વિષય વિજ્ઞાન હતો. બી. એસ. સી. માં પણ તેઓ આખી યુનિવર્સિટીમાં નૈપુણ્યદર્શક (first class with distinction) પ્રથમ વર્ગમાં પ્રથમ તો આવ્યા જ (પણ તેમણે એ પરીક્ષામાં એટલા બધા માર્ક મેળવ્યા કે હજી સુધી તેટલા માર્ક કોઈ જ મેળવી શક્યું નથી. એમના માર્કનો સરવાળો પંચાણુ ટકા ઉપર થતો હતો.

મુંબાઇ યુનિવર્સિટીમાં બી. એ. ની પરીક્ષામાં જેમ ગુજરાતના પ્રખર ગણિતજ્ઞ ગુ. વ. રૅંગ્લર શાહ જેટલા માર્ક હજી સુધી કોઇને જ મળ્યા નથી, તેમ જ બી. એસ. સી. માં રૅંગ્લર નારળીકર જેટલા માર્ક કોઈને મળ્યા નથી. બી. એસ. સી. થયા પછી તે જ વર્ષે તેમનું ઉચ્ચ અભ્યાસ માટે વિલાયત જવાનું નક્કી થયું. અને એમાં ઉત્તેજન રૂપે કોલ્હાપુરના મહારાજાએ તેમને રૂ. ૮૦૦૦ ની મદદ આપી.

ઇગ્લૅંડની કૅમ્બ્રિજ યુનિવર્સિટીમાં પણ તેમણે પોતાનું બુદ્ધિવૈભવ બતાવી આપ્યું. બે વર્ષનો અભ્યાસ કેવળ એક જ વર્ષમાં પૂરો કરી તેઓ સાયન્સની ટ્રાયપોસ પરીક્ષામાં બેઠા અને પહેલા વર્ગમાં પસાર થયા. એ જ વર્ષે એમને એક ૯૦ પૌંડની સ્કૉલરશિપ અને ૫૦ તથા ૨૫ પૌંડનાં બે ઈનામો મળ્યાં. તે સિવાય ૪૫ રૂ. ની કિંમતનો એક અમુલ્ય ગ્રંથ તેમને ઇનામ તરીકે મળ્યો. દરના દેરામાંથી

આથી એ વર્ષનો અભ્યાસક્રમ એક જ વર્ષમાં પૂરો કરી શિષ્યવૃત્તિઓ અને પારિતોષિકો લઈ જનાર આ હિંદી વિદ્યાર્થી હવે બધાની નજરે ચડયો. શિક્ષકો અને વિદ્યાર્થીઓ એના તરફ માન અને આશાથી જોવા લાગ્યા. વિદ્યાર્થીઓ જેટલો જ પ્રોફેસરોને પણ આ જુવાન એક અપ્રમેય પ્રતિસ્પર્ધિ લાગે એમાં નવાઈ શું ?

૧૯૩૦ના જુન મહિનામાં કેંબ્રિજની છેલ્લી પરીક્ષા પસાર કરી તેઓ 'બી' સ્ટાર રેંગ્લર થયા. ગણિતની આ મોટામાં મોટી છેલ્લી પરીક્ષામાં પ્રથમ વર્ગમાં આવનારને જ ફક્ત રેંગ્લર કહેવામાં આવે છે અને પ્રથમ વર્ગમાં પ્રથમ આવનારને સ્ટાર રેંગ્લર કહેવામાં આવે છે. ગુજરાતમાં ગુ. વ. પ્રિન્સિપાલ શાહ સિવાય બીજો કોઈ સ્ટાર રેંગ્લર નથી.

બી સ્ટાર રેંગ્લર થયા ત્યારે શ્રી નારળીકરને જે ટાયસન મેડલ મળ્યું તે તેમની કૉલેજને છેલ્લા પચોતેર વર્ષમાં કદી મળ્યું નહોતું. અને પ્રિન્સિપાલને અમસ્તો આનંદ તો એથી થયો કે નારળીકરના રિવાજ મુજબ આ વખતે પણ એમણે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ એક જ વર્ષમાં પૂરો કર્યો હતો. આટલું અપૂર્વ માન મેળવનારા ફિટ્ઝ વિલ્યમ કૉલેજના શ્રી નારળીકર એ પહેલા જ હિંદી વિદ્યાર્થી હતા. કૉલેજમાં તેમને તરત જ ફેલોશિપ આપવામાં આવી.

૧૯૩૧ ની સાલમાં 'સર આઈઝેક ન્યૂટન સ્કૉલરશિપ નામની વાર્ષિક ૨૫૦ પૌંડની સંશોધનકાર્ય માટેની સ્કૉલરશિપ પણ શ્રી નારળીકરને મળી. અને સંશોધનકાર્ય સમાધાનકારક ચાલે તો તે આગળ ચલાવવી એમ નક્કી થયું. આમાં હિંદી તરીકે આપણને મગરૂર કરે તેવી વાત તો એ હતી કે સાધારણ વર્ષ પછી જ આપવામાં આવતી આ શિષ્યવૃત્તિ આ હિંદના પ્રખર ગણિતીને ફક્ત એક જ વર્ષમાં આપવામાં આવી.

આટલું બધું થયા પછી મુંબાઈ યુનિવર્સિટી પણ જાગી અને એ બુદ્ધિમાન વિદ્યાર્થીનું સન્માન કરવા મુંબાઈ યુનિવર્સિટીએ તેમને ૩૫૦ રૂ. નું પારિતોષિક અર્પણ કર્યું. એમને સન્માન આપતી વખતે ડૉ. મેકડ્રૂમે પોતાના ભાષણમાં યથોચિત ઉદ્ગાર કાઢીને સાથે સાથે એવી પણ આશા પ્રગટ કરેલી કે શ્રી નારળીકર જગતમાંના અદ્વિતીય ગણિતશાસ્ત્રીની જગ્યા જરૂર લેશે.

તે પછી કૅમ્બ્રિજ એન્યુઅલ કૉન્વોકેશન વખતે હિંદના માજી વૉઈસરૉય લૉર્ડ ઈર્વિને પણ રેંગ્લર નારળીકરનો યથોચિત ગુણગૌરવ કર્યો હતો. અને તે જ વખતે ઇગ્લૅંડના માજી પ્રધાન અને કૅમ્બ્રિજ યુનિવર્સિટીના વાઇસ ચૅન્સેલર સર સ્ટેન્લી બાલ્ડવિનને હસ્તે તેમને ટાયસન મૅડલ આપવામાં આવ્યો હતો.

આ વરસે રેંગ્લર નારળીકરના ગણિતવૈભવ માટે કેંબ્રિજ યુનિવર્સિટીએ તેમને 'રેલે પ્રાઈઝ' અર્પણ કરીને તેમનું સન્માન કર્યું છે. અને તેમણે કરેલી પદાર્થવિજ્ઞાનશાસ્ત્રની નવી શોધોથી પ્રખ્યાત ગણિતી એડિંગ્ટન કૉર્મર, સે. જેમ્સ જીન્સ ઈ. લોકોમાં ખૂબ ખળભળાટ થયો છે.

'વેવ્ઝ મૅકેનિક્સ' ની ગણિતશાસ્ત્રીય શોધો પ્રમાણે મૂળતત્ત્વો એકંદરે ૧૩૭ છે એમ શાસ્ત્રોએ સિદ્ધ કર્યું હતું. પણ આપણા આ હિંદી ગણિતીએ હાલ ઉપલબ્ધ છે એ મૂળતત્ત્વો ફક્ત ૯૨ જ છે એમ સિદ્ધ કરી આપીને ગણિતના પ્રદેશમાં જબરી ક્રાન્તિ કરી બતાવી છે.

ડૉ. મેકડ્રૂમના શબ્દો ખરા નહિ પડે એમ હવે કોણ કહેશે ?

'માદ'

## હિંદુ સમાજના ખૂણાખાંચરા

'સ્ટુઅર્ટપુરમ્—કાબાનગરી'

હિંદુ સમાજની એક ખાસિયત છે કે એમાં બધુંજ મોટે પાયે હોય છે. એની નાતજાત હજારો છે. એની બોલી સેંકડો છે; એના સંપ્રદાયો અસંખ્ય છે, એના દેવતા તેત્રીસ કરોડ છે; એના સાધુઓ બાવન લાખ છે અને એના 'અ-સાધુ'ઓની સંખ્યા સરકારી દફતરે એક કરોડ નોંધવામાં આવી છે. આ અસાધુની નાતને અમલદારી ઈબારતમાં 'ક્રિમિનલ ટ્રાઈબ્સ' કહે છે. એમાં વાઘરી જેવી સેંકડો પેટા નાતો છે. એમના પૂર્વજોનો ઈતિહાસ મહાભારત સુધી મળે છે. દ્વારકાની પડખેની ઝાડીઓમાં વસતા કાબાઓનો ઇતિહાસ તો અર્જુનના ગાંડીવને શિકસ્ત આપીને અમર બની ગયો છે. સ્ટુઅર્ટપુરમ્ એ આવી નાતોની કાબાનગરી છે.

આ કાબાઓનો ઈષ્ટદેવતા કાગડો છે. વળી દરેક કાબો આવતે જન્મે કાગડો થઈને અવતરે છે એવી એમની માન્યતા છે. કાકદેવની સ્તુતિ સ્તોત્રરત્નાકરમાં નહિ મળતી હોય, પણ આજના વેપારી કાબાઓના દેશના નર્મ પંડિત માર્ક ટ્વેને તે ખોટ પૂરી પાડી છે. ત્રીસેક વર્ષ પર હિંદુસ્તાનની મુસાફરી દરમ્યાન ઠેરઠેર ઉડતા કાગડાઓના પરિચય પછી તેણે નીચે પ્રમાણે કાકસ્તોત્ર લખ્યું છે: શ્રી માર્ક ટ્વેનોવાચ: 'આ કાગડાઓના અનેક ભવ થઈ ગયા છે અને એ દરેક ભવમાં એણે જાતજાતના ધંધાઓ કર્યા છે. વિવિધયોનિઓમાં જન્મ લીધો છે અને એ સૌનો હડલેપ મૂકેલ છે. પણ ટૂંકમાં કહીએ તો પણ કોઈકવાર આ કાગડો જુગારી હશે તો કોઈવાર ભાંડભવાઈયો હશે; કોઈવાર બેશરમ ઓરત હશે તો કોઈવાર અનેક ગુન્હા કરનારો પાપી હશે; વળી ધર્મની ઠઠ્ઠા કરનાર હશે, અસત્ય બોલનાર હશે, ચોર હશે, નગુરા હશે, ચાડીયો હશે; ધંધો ખાસ એ હેતુથી

જાહેરમાં ભાગ લેતો હશે, ઠગ હશે, દંભજીવી હશે. રોકડા મળે તે પક્ષે દેશસેવા કરતો હશે, સુધારક બનતો હશે, ભાષણ, વકીલાત, કાવતરાં, બંડ વગેરે કરતો હશે, વફાદારી સજી લેતો હશે, પ્રજાપક્ષ સ્વીકારી લેતો હશે, બીજાની ચોવટ કરતો હશે, ન ખપે ત્યાં પણ આગળ પડતો હશે અને પાપકર્મ તરફના અપ્રતિમ પ્રેમથી જ પાપાચરણ કરતો હશે; વગેરે.'

આ કાગડાને ઈષ્ટદેવ બનાવી પૂજનાર કાબાઓની નગરી સ્ટુઅર્ટપુરમ્ મદ્રાસથી ટ્રેન રસ્તે એક રાત દૂર છે અને હિંદુસ્તાનમાં આવા કોડીબંધ સ્ટુઅર્ટપુરમ્ છે.

કાબાઓ જન્મથી જ કાબા હોય છે અને ગુણકર્મથી કાબા જ રહે છે. તેથી જ દરેક કાબો જન્મે કે તરત જ તેની નોંધ સરકારી પોલિસખાતામાં લખી લેવામાં આવે છે. નાનપણથી જ આ બાળકો પોતાના ધટકર્પર ધંધામાં મેળવતા થઈ જાય છે, અને બાલમંદિરથી માંડીને વિદ્યાપીઠનાં ઉત્તર મંદિરો સુધીની બધી રીતો જાતઅનુભવથી શીખી લે છે. મરઘાં બતકાં ચોરવાથી માંડીને કાલિઘાટની કાલીની બંગડીઓ ઉતારી લેવા સુધીનું તમામ વિજ્ઞાન કાબાઓ ડાયરેક્ટ મૅથડથી જ મેળવી લે છે. કાબાઓની પાકી ખાતરજમા છે, કે ચોરી કરતાં કે ખાતર પાડતાં જેનો જીવ જાય તે હજાર વર્ષ સુધી સ્વર્ગમાં કાકભગવાન સાથે અમનચમન ઉડાવે છે. દીનને ખાતર ધાઝી બનવાથી કાકવૈકુંઠની સીધી ટિકિટ મફત મળવા વિષે કાબાઓને પૂરતું યકીન છે. એવું કહેવાય છે કે કાબાઓના રાજા જેવા બે ઠાકોરોને સામાન્ય ચોરીની જરૂર ન હોતાં અને છતાં ચોરી ન જ કરે તો ધર્મભંગનું સંકટ હોવાથી એ બે ઠાકોરો વર્ષમાં એકવાર અરસપરસની ચોરી કરે છે. આ પાર્ષિક મંગળ ઊજવવા એક ઠાકોર બીજાને મોટા મરતબાથી પોતાને ત્યાં ઈજન આપી બોલાવે છે. પછી જ્યારે લાગ ફાવે ત્યારે મિજમાન યજમાનની કોઈ કિંમતી વસ્તુ ઉઠાવે છે અને વળતાં મિજમાનની કોઇ વસ્તુ યજમાન ચીલઝડપથી ઊઠાવી લે છે. આ પ્રમાણે ધર્મપાલન કરી બેઉ ઠાકોરો મળી બેરી જુદા પડે છે. આ મંગળ ન ઊજવાય તો ધર્મહાનિ થાય અને કાબાલોકમાં અપકીર્તિ થાય. 'સ્વધર્મે નિધનં શ્રેયઃ' એ હિંદુશિક્ષા આમ હિંદુજનતાને ખૂણેખાંચરે પણ વ્યવહારમાં ઊતરે છે.

કાબાઓએ હિંદુસ્તાનની ભૂગોળ પોતાના ખાનગી ઉપયોગ માટે નવેસરથી લખી નાખી છે, અને જેમ હિંદી સરકાર મહેસૂલી કારભાર માટે જુદાજુદા કારભારીને જુદીજુદી તહેસીલ વહેંચી દે છે તેમ આ કાબાઓએ પોતાના નિભાવ માટે હિંદુસ્તાનની સેંકડો તહેસીલો પોતાની સેંકડો નાનો વચ્ચે વહેંચી દીધી છે. દરેક નાત પોતાની તહેસીલમાંથી જ ચોરી કરે, ઘર ફાડે કે બીજી હાથચાલાકી કર્યે રાખે પણ બીજી નાતની તહેસીલમાં દાખલ ન જ કરે. દરેક નાતનો એક મુખી હોય છે, જે નાતના વાંધાવિધિ પતાવે છે. આ નાતના લોકો પોતાની નાત છૂપાવતાં નથી પણ ઘણુંખરું મુખીનું નામ છૂપું રાખે છે.

સ્ટુઅર્ટપુરમ્‌ના કાબાઓની ઉત્પત્તિ વિષે એવી કથા છે કે એ પ્રથમ કોઈ પ્રખ્યાત દેવમંદિરના પસાયતા હતા. એકવાર સખત દુકાળના વખતમાં મંદિર ઉપર નભતા ઉજળિયાતોએ આ પસાયતાઓને રઝળતા કરી દીધા. ત્યારપછી ભીખ માગતાં પણ પેટ ન ભરાતાં એમણે કાબાઓની રીતે રહેવા માંડ્યું અને દાયકાઓ વીતતાં કાબાઓ જ બની ગયા. દક્ષિણના બ્રાહ્મણો આ કાબાઓને હેઠગરોળી કહે છે, અને કાબાઓ મલબારી બ્રાહ્મણને વીંછીનાં ભીંડા નામથી સંબોધે છે. કેટલાંક વર્ષ પહેલાં એક મલબારી બ્રાહ્મણે ગામના મુખ્ય માર્ગે એક કાબાને જતાં જોયો. આથી મુખ્ય માર્ગ અભડાઈ ગયેલો મનાય છે, એટલે આણે પેલા કાબાના ખૂબ બુરા હાલ કર્યા. કેટલાક દિવસ પછી ગામ બહાર એકાંતમાં એ બ્રાહ્મણ હાથ આવ્યો તેને ત્રણ પકા કાબાઓ પોતાના કૂબામાં ઉઠાવી ગયા. ત્યાં એનું જનોઈ તોડી નાંખ્યું, એનાં ઘરેણાં પડાવી લીધાં. આટલો સ્પર્શ અને જનોઈના બેહાલ પણ પેલા બ્રાહ્મણ માટે કૃચ્છ્ ચાન્દ્રાયણ જેટલાં તો હતાં જ; પણ કાબાઓનાં દિલમાં તે દહાડાનાં મહેણાં સાલતાં હતાં. એમણે તો પેલાને પકડી પોતાનો ખોરાક પરાણે ગળે ઉતરાવ્યો અને છેવટે એક કાબી ભેગો ઝૂંપડામાં આખી રાત પૂરી મેલ્યો. સવારે બ્રાહ્મણનો અહેવાલ ગમે તે હોય પણ પેલી કાબીના અહેવાલ પ્રમાણે તો પેલા અભાગી બ્રાહ્મણ માટે મનુસ્મૃતિનાં ક્રૂરમાં ક્રૂર પ્રાયશ્ચિતો પણ અધૂરાં થઈ પડયાં હતાં. કાબાઓ બ્રાહ્મણને ધિક્કારે છે કારણકે બ્રાહ્મણના ધિક્કારનો એ પણ પડઘો પાડે છે. જ્યારે એ બ્રાહ્મણ ફરી ગામ ભેગો થયો ત્યારે પ્રખર શાસ્ત્રીઓ અને પંડિતોએ એના માટે એવું ઠરાવ્યું કે એણે વાસ્તવિક રીતે સોનાની ગાયના મુખથી પ્રવેશી ફરી જન્મ લેવો જોઈએ. પણ પછી અનેક બ્રહ્મભોજનો અને ભૂરિદક્ષિણાથી માંડ માંડ વાત પતવા પામી.

જેમ બ્રાહ્મણને જાતભંગ માટે પ્રાયશ્ચિત છે તેમ કાબાઓને પણ ન્યાત બહાર મૂકાયા પછી ફરી ન્યાતમાં આવવા પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. ખાસ કરી પોતાનો ચોરી વગેરેનો ધર્મ બજાવતાં જેલ જવું પડે તો છૂટયા પછી તરત ન્યાતમાં આવી ન શકે. એનું પ્રાયશ્ચિત્ત આકરું છે. દેશી દારૂની લ્હાણ કરે એટલે પત્યું. તેમાં એ પોતે જેમ વધારે છાકટો બને તેમ એની વાખવાખી વધી સમજવી. રાતોની રાતો જો એ ગટરમાં પડીને કાઢે તો તો એનું પ્રાયશ્ચિત્ત પૂરું થયું સમજવું.

એના મોંમાં વગર છરેલી દાંગરનો કોળિયો એ ચાવે રાખે છે અને પીલાં પાસે જઈ એ ઝટપથી ચાવેલો ગોળો નાખે છે. એમાં છોતાં ઊભાં હોય છે અને પીલું અધરાયાં પેકે મોંમાં લે કે ગોળો એને ગૂંગળાવી નાખે છે અને તરત જ ગળું દાબી ટાબરિયું એને ગેબ કરી દે છે. આ જ પ્રમાણે કાદવવાળા ડેદા નાખી હલવાનોને પકડે છે. કોઈકવાર આ કિન્ડરગાર્ટન શિક્ષકો બકરો, વાંદરો ને ડુગડુગિયું લઈ ગામલોકને ભેળા કરે છે અને એની અલારમલાર વાતો ચાલતી હોય છે ત્યારે બે ત્રણ ટાબરિયાં ધારદાર કાતરથી લોકોના પાઘડીના છેડા હજવા કરી લે છે. અને આ પ્રમાણે આ બાળકો ઉછરે કાબાપીઠમાં સ્નાતક બને છે.

એકવાર કાબાઓની એક ટોળીએ કોઈ ગામમાં મારવાડીનું ઘર લૂંટ્યું, પણ લૂંટ લઈને ભાગે તે પહેલાં કેટલુંક ગામલોક ભેગું થઈ ગયું અને આસપાસ ફરી વળ્યું. જ્યારે કુંડાળું બહુ નજદિક આવ્યું ત્યારે કાબાના મુખીએ ઓચિંતા બે મૂઠી ભરી રૂપિયા ચોતરફ ઉડાડયા. આની અસર એવી થઇ કે ગામડિયાઓ નીચા વળી રૂપિયા લેવા ગયા ત્યાં તો એમની કાંધેથી ઠેક દઈ કાબાઓ અંતરધ્યાન થઇ ગયા. કેટલાક અમેરિકન મુસાફરો રોબિલાર્ડ પાસે આવ્યા હતા ત્યારે આ મુખીની એણે અમેરિકનોને ઓળખાણ કરાવી. આમાંના એકે ટોપી ઉતારીને કહ્યું કેઃ 'આ કાબાને હું મારી ટોપી ઉતારું છું, કારણકે જો એને આપણાં સાધનો મળ્યાં હોત તો એ મિલિયોનિયર થાત કે મારકિવસ થાત!'

જેને સરકારી દફ્તર ક્રિમિનલ ટ્રાઈબ્સ સૅટલમૅન્ટ કહે છે એવી એક કાબાપુરીમાંના મિશનરીને લાગ્યું: એ પુરીમાં માણસો કરતાં પણ કૂતરાંઓની વસ્તી મોટી થઈ પડી હતી. તેથી એણે મુખીને બોલાવીને કૂતરાંઓનો નિકાલ લાવવા કહ્યું. પણ મુખીએ બીજા કાબાઓની સલાહથી એવું કામ કરવા વિષે પોતાની અશક્તિ જણાવી. ઉપરે મિશનરીએ દરેક કૂતરો મૂએલો રજૂ કરનારને ચાર આના ઈનામ જાહેર કર્યું. થોડીકવાર ઘુસપુસ ચલાવી કાબાઓની કાઉન્સિલે એ ગોઠવણ કબૂલ રાખી. અને કલાક બે કલાક પછી તો મિશનરીના બંગલાનું કંપાઉન્ડ કૂતરાંનાં શબોથી ઊભરાવા લાગ્યું. આ અણધારેલા કુરુક્ષેત્રથી બિચારો પાદરી તો ટપાઈ જ ગયો. એકાદ કલાક કૂતરાંના મુંડદાંનો વરસાદ વર્ષ્યો નહિ હોય ત્યાં તો પાસેના ગામનો સ્ટેશન માસ્તર ગામવાસીઓનાં ટોળાં સાથે હાજર થઈ પોતાનાં ગામનાં કૂતરાંઓનાં અકારણ સંહાર માટે કાળી ધા નાખવા લાગ્યો. દરમ્યાન પેલી કાબાપુરીનાં કૂતરાંઓ નિરાંતે પોતાનો દૈનિક વ્યવહાર ચલાવ્યે જતાં હતાં.

પણ આ કાબાઓ કરતાં કાબીઓ વળી ઓર જ વસ્તુ છે. કાબા સમાજમાં સ્ત્રીઓના ઉદ્ધારનો સવાલ સદીઓ પૂર્વે ચર્ચાતો બંધ થયો છે, કારણકે કાબા સ્ત્રીઓ પુરુષો કરતાં ઊંચો દરજ્જો ભોગવે છે. ચીભડચોરી એ કાબા સ્ત્રીઓનો ધંધો છે. ઉઘાડચોરી કરતાં એ ધંધો વધારે સલામત છે એટલું જ નહિ, પણ એકધારે ચલાવી શકાય છે. એટલે કુટુંબના નિભાવ અર્થે સ્ત્રીઓની જવાબદારી મોટી સહેજે બને છે. અને જવાબદારી પૂરતો દરજ્જો કાબા સ્ત્રી મેળવી લે છે. આ કાબીઓ ગામમાં અનેક બહાને ફરે છે. સૂંડલા વેચે, નાડાં વેચે, છાણાં વેચે વગેરે રીતોથી ગામમાં ચાલુ ભળે, એટલે કાબાપુરીમાં સી. આઈ. ડી. નો આખો વિભાગ સ્ત્રીઓ હસ્થુ રહે છે. કોઈ પણ મોટી યોજના હાથ ધરવા પહેલાં કાબાઓ સ્ત્રીઓની સલાહ લે છે. વળી સ્ત્રીઓની મદદ બીજી રીતે અમૂલ્ય થઈ પડે છે. કાબાઓ લંગોટીભર કામ કરે છે. એટલે લૂંટ છુપાવવા પૂરતાં કપડાં અંગે ન હોતાં સ્ત્રીઓને એ કામ કરવું પડે છે.

એકવાર એક કાબી રસ્તે જતી હતી. ગામમાં થોડા અરસા પહેલાં થયેલી ચોરીના મુદ્દામાલ માટે તપાસ કરતો એક પોલિસમેન પણ એ રસ્તેથી નીકળ્યો, અને કાબીના પેટનો ભાગ એકદમ આગળ પડતો જોઈ એણે એને ઊભી રહેવા હુકમ કર્યો. કાબીની કેડે છોકરું હતું. એણે તો તાબડતોબ તિતાલપા કરવા માંડયાં. છોકરાને જમીન પર પડતું મૂક્યું એટલે એના સૂરમાં છોકરાંના સૂર ભળ્યા, અને થોડીવારે અત્યંત વેદનામાં હોય તેવો દેખાવ એણે એવો આબાદ કર્યો કે પોલિસ સિપાઈ તો કાચું કપાયું છે એમ સમજી રવાના થઇ ગયો. પૂરે મહિને હોય એવી બનીને નીકળવાના ફાયદા કાબી સ્ત્રીઓ બરાબર સમજે છે.

કાબાઓની લગ્નપ્રથા પ્રમાણે સ્ત્રીને માટે ૧૦૦ થી ૫૦૦ સુધી રૂપિયા આપી કાબો ઘર વસાવે છે. એની લગ્ન ક્રિયાનો આ મુખ્ય ભાગ છે. જો પાછળથી છેડો ફાડી નાખતો હોય તો છોડેલી સ્ત્રીએ અસલ રકમ ધણીને ભરપાઈ કરવી પડે છે. પણ એ રકમ લેવી ન લેવી એ તલાકી આપનાર ધણીની મુનસફી ઉપર છે. જો એ રકમ ન સ્વીકારે તો તલાકી ઓરતને નાતરાના ધણીથી જેટલી સંતતિ થાય એના ઉપર પ્રથમના ધણીનો હક રહે છે. છોકરાઓના ધંધા માટેના ઉપયોગ વિષે કહ્યું છે તેથી આ રિવાજ સહેજે સમજી શકાશે. અંગ્રેજ સરકારે કેટલીક રસમોને જાળવી રાખી છે તેમાં આ રસમ પણ છે. જો તલાક કરતી વખતે તલાકી ધણી ઉપર જણાવેલી રકમ ન સ્વીકારે તો તે રકમ કાબાના સૅટલમૅન્ટ અફસરની તિજોરીમાં જમા થાય છે. અને એના પર દર સેંકડે દર વર્ષે બે ટકા વ્યાજ પણ મળે છે. એટલે તલાક કરે તો પણ બનતાં સુધી ધણી રકમ પાછી નથી લેતો કારણકે થાપણ પર વ્યાજે ય મળે અને વળી તલાકી બૈરીનાં નાતરાનાં છોકરાં પણ એને જમે થાય.

આખરે કાગડો મરે ત્યારે એના બે પગના અંગૂઠાને સાથે બાંધી ભાતના પિંડ, તંબાકુ, વગેરે બાંધું મૂકી ઝીણી કબરમાં દાટી દેવાનો રિવાજ છે. ઝીણી કબર એટલા માટે કે એના શરીરને જંગલી જનાવરો વગેરે લઈ જાય. જો કોઈના શરીરને જનાવરો ન લઈ જાય તો એ ગતે ન જાય એવું મનાય છે. અને એ કાગડો ધર્મમાં હીણો હશે એમ પણ માને છે. અંદરથી એ જરૂર લૂંટફાટને ધર્મ નહિ માનતો હોય એવો શક રહે છે અને આવતે જન્મે એને હલકી નાત કે વાઘ બિલાડી કે ઉંદરનો અવતાર આવવા વિશે કોઈને શંકા નથી રહેતી. અલબત્ત તે કાગડો ગતે જાય તો તો એ કાગડાની યોનિમાંજ ફરી જન્મે છે!

એન્સાઈન રોબિલાર્ડ કહે છે કે કાગડાઓ એવા હોશિયાર હોય છે કે જો એમની શક્તિનો સારો ઉપયોગ થાય તો એ નાનો ખૂણ જ દીપી નીકળે. જે દહાડે એમ થશે ત્યારે વેપારમાં કાળાની જોડી નહિ મળે! (નાગરિકમાંથી)

### ડાહ્યાનું ગાંડપણ

માણસ ગમે તેટલો સુધરેલો હોય, તો પણ એ બધા જૂના રીતરિવાજોનો સંપૂર્ણ ત્યાગ કરી શકતો નથી. એ પ્રમાણે વર્તવામાં એ પેલા રિવાજોને માન આપે છે એવું નથી; ઘણી વાર એ રિવાજોમાં શો અર્થ છે એ પણ એને સમજાતું નથી; છતાં એ રિવાજમાં કાંઇક ને કાંઇક તો હોવું જ જોઇએ એવો ભ્રમ એને હમેશા રહે છે. આરંભમાં તો એ રિવાજ પડ્યા તેનું કારણ હોય જ છે, પરંતુ પછી એ કારણ જતું રહે છે તેનો એને ખ્યાલ નથી હોતો. પણ કેટલીક વાર, મૂળમાં એને માટે કોઇ પણ કારણ હોતુ નથી અને હવે પણ નથી એ જાણવા છતાં, એ જૂના રિવાજો પ્રમાણે માણસ વર્તેજ જાય છે. આવી રીતે વર્તવામાં કાંઇ વિશેષ મર્મ ભલે ન હોય તો પણ સહજ મજા તો છે જ એમ એને લાગે છે.

દક્ષિણી લોકોમાં ગતાનુગતિકત્વની એક વાત બહુ જ પ્રસિદ્ધ છે. એક માણસનો બાપ એટલો બધો ગરીબ હતો કે એને, પહેરવા માટે એક બહુ જ નાના પંચિયા સિવાય કશું મળતું નહોતું. તેથી વૈશ્વદેવ કરતી વખતે ઊકડા બેસવામાં એની કાછડી વારંવાર છૂટી જતી. આગળ જતાં એનો છોકરો સારો પૈસાદાર થયો, અને જોકે એ હમેશાં દસ વારનું ફક્કડ ધોતિયું પહેરતો, તો પણ વૈશ્વદેવ કરતી વખતે તે કાછડી છોડવી જ જોઇએ એમ વિધિ માનીને કાછડી છૂટી રાખી બેસતો! આ વાત તો જોકે એક ભોળા ને ભાવિક બ્રાહ્મણની છે. પરંતુ અંગ્રેજો તો પુરાણમતવાદી નથી જ એવી લોકોની માન્યતા છે, તેમ એ ભોળા અને ભાવિક તો નથી જ નથી. એમ છતાં એમનામાં પણ ગતાનુગતિક રીતરિવાજો કેટલા બધા છે!

આવું આચરણ અમુક વ્યક્તિનું કે કોઇક કુટુંબનું હોત તો વાત જુદી છે. પણ ગંભીર અને સામુદાયિક બાબતોમાં પણ એ દેખાઇ આવે છે. (આવા orthodox રિવાજો ખાસ કરી ક્રિસ્ટમસના દિવસોમાં ઘણા જોવામાં આવે છે, પણ એતો ધાર્મિકતાની વાત થઇ.) પાર્લમેંટનું કામ એ કાંઇ અમુક વ્યક્તિનું, ખાનગી કે વાર્ષિક કામ નથી. તો પણ ત્યાં જૂના રીતરિવાજો અને વિધિનિષેધો પૂર્વવત્ આજ પણ જોવામાં આવે છે. એક બહુ જ સામાન્ય દાખલો લઇએ. અંગ્રેજોના મત પ્રમાણે 'તેર' નો આંકડો અશુભ અને અપજશ આપનારો માનવામાં આવે છે. અને તે એટલે સુધી કે કોઇપણ દિવસે પાર્લમેંટની સિલેક્ટ કમિટી ૧૩ સભ્યોની નિમાય જ નહિ; કાં તો બારની અથવા ચૌદની નિમવામાં આવશે. (આ તેર આંકડા સંબંધી એ પણ સંભળાય છે કે જેના ઘર ઉપર કે ટિકિટ ઉપર કે એવા જ કોઇ ઠેકાણે ૧૩ નંબર આવે તો કેટલી વાર તકરાર પણ ઊભી થાય છે) પણ એ કરતાં યે વધારે રમૂજી વિગતો હજુ હવે આવે છે.

પાર્લમેંટ ઉઘડતી વખતે રાજા હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં જ બેસવાનો; તે કદી પણ હાઉસ ઑફ કૉમન્સમાં ન જ બેસે. હિંદુસ્તાનમાં વૉઇસરૉય એસેંબ્લીમાં આવે છે અને ત્યાં તે વખતે સ્ટેટ કાઉન્સિલના સભાસદોને હાજર રાખવામાં આવે છે! પાર્લમેંટ ઊઘડતી વખતે વરિષ્ઠ (House of Lords) અને કનિષ્ઠ (House of Commons) સભાના સભાસદો હાજર હોય છે. છતાં રાજા તો વરિષ્ઠ સભામાં જ બેસવાનો, અને કનિષ્ઠ સભાનો સભાપતિ ત્યાં જાય છે. પરંતુ આ જવાને માટે એક વિધિ હોય છે.

રાજા જ્યારે વરિષ્ઠ સભામાં આવે છે ત્યારે કનિષ્ઠ સભા ભરાયલી હોય છે. અને તે વખતે રાજદૂત કનિષ્ઠ સભાના સભાપતિને બોલાવવા આવે છે એ પણ જાણીતું જ હોય છે. પરંતુ જૂના રિવાજ પ્રમાણે ખુદ રાજા અથવા એનો દૂત કનિષ્ઠ સભામાં પરવાનગી વગર અંદર આવી શકે નહિ. કારણકે પહેલાં રાજા અને આ સભા એ બે વચ્ચે હમેશાં તકરારો ચાલતી. માટે હાલ પણ આ દૂત આવે એટલે ઉઘાડાં બારણાં બંધ કરવામાં આવે છે. પછી દૂતે બારણાં ઉપર ત્રણ વાર ટકોરા મારવાના હોય છે અને ત્યાર પછી જ એને અંદર દાખલ કરવામાં આવે છે. પહેલાં રાજદૂતનું સભામાં આવવું એ અનિષ્ટ અને ભયસૂચક મનાતું માટે હવે પણ એ આવે એટલે એના આવવાનું કારણ ખબર નહિ હોવાનો ફારસ કરવામાં આવે છે. પછી આ દિગ્મૂઢ સભાને દૂત કહે છે; 'મહારાજ' આપને રાજા સાહેબ વરિષ્ઠ સભામાં

બોલાવે છે. એટલે પછી સભા પોતાના સભાપતિને રીતસર પરવાનગી આપે છે.

એ પ્રમાણે સભાપતિના ત્યાં ગયા પછી રાજાનું ભાષણ થઇ સભા ખુલ્લી મૂકાયા બાદ, સભાપતિ પાછા આવી રાજાએ આમ આમ કહ્યું એમ કહે છે. ખરૂં જોતાં રાજાએ વાંચેલું ભાષણ અહીંના (કનિષ્ઠ સભાના) મુખ્ય પ્રધાને જ લખેલું હોય છે. પરંતુ ડોળ એવો કરવાનો હોય છે કે કોણ જાણે રાજા શું બોલી ગયા. વળી એ કરતાં યે બીજું પાર્લામેંટની સ્વતંત્રતાનું એક ચિન્હ છે. રાજાના ભાષણ પહેલાં કનિષ્ઠ સભાનું કામ બેદરકારીથી ચાલુ જ હતું એવો દેખાવ કરવા માટે રાજાનું ભાષણ સભાપતિના હાથમાં હોવા છતાં, એનું વાચન થતાં પહેલાં એક બિલનું પ્રથમ વાચન (First reading) કરવામાં આવે છે. આ બિલ તો જાણે નામનું જ હોય છે, કારણકે પછી એનું બીજું વાચન કોઇ દિવસ થતું જ નથી. પરંતુ એવા એ નકામા બિલનું વાચન પ્રથમ થવું જ જોઇએ, પછી જ રાજાનું ભાષણ વંચાય!

પાર્લામેંટની બેઠક થતાં પહેલાં બીજો એક ફારસ થાય છે. એતો બહુ જ મજાનો છે. પહેલાં જેમ્સની વખતે ગાય ફૉક્સ નામના એક કાવતરાબાજે પાર્લામેંટના ભોયરામાં દારૂગોળો ભરી સભાસદો સાથે પાર્લામેંટ ઉડાવી દેવાનો ઘાટ કર્યો હતો. પરંતુ એ એકાએક જાણવામાં આવ્યાથી એની બધી બાજી બગડી ગઇ. એ બનાવ બન્યા પછી ઘણા દિવસ સુધી પાર્લામેંટ ભરતાં પહેલાં એ પ્રસંગની યાદ અને ધાસ્તી રહેવાથી પાર્લામેંટના મકાનનું એકએક ભોયરૂં દીવા લઇ તપાસી લેતા. પહેલાંવહેલાં તો એ યોગ્ય હતું, પરંતુ હવે એ વાતને ૩૦૦-૩૨૫ વર્ષ થયાં તો પણ એની કાળજી હજુએ લેવાય છે! અને તે એવી વિચિત્ર રીતે કે, હવે ભોંયરામાં અંધારૂં નથી, વીજળીની રોશની આંખોને આંજી નાખે એવી હોય છે, છતાં પણ પાર્લામેંટનો પહેરાવાળો અમુક પોશાક કરી, હાથમાં ફાનસ લઇ એમાં સળગતી મીણબત્તીઓ મૂકી ભોયરાં તપાસે છે; અને એ પ્રમાણે તપાસ્યા બાદ 'સઘળું બરાબર છે' એમ બૂમ મારી કહે છે, અને ત્યાર પછી જ સભા ભરવાનો હુકમ રાજા આપે છે.

તે જમાનામાં પાર્લામેંટની બેઠકમાં હાજર રહેવું અને રાત્રિએ પાર્લામેંટ બરખાસ્ત થયા પછી એકલદોકલ પાછું જવું એ જોખમભરેલું ગણાતું; ચોરડાકુની બીક હતી. રસ્તે અંધારૂં હોય, અને રાજાના માણસો રાજા વિરૂદ્ધના સભાસદોને મારે એવો સંભવ હોવાથી, એવી પ્રથા સહેજે પડી ગઇ હતી કે પાર્લામેંટનાં બારણાં બંધ કરતાં પહેલાં પહેરાવાળો 'કોઇ છે' એવો પોકાર કરી આવે. એટલે ભુલ્યોચૂક્યો એકાદ સભાસદ રહી ગયો હોય તો એને માણસો આપી પહોંચાડવાની વ્યવસ્થા થાય. હવે એમાંથી કશું એ રહ્યું નથી. પણ હજુએ રાતો તો શું પરંતુ ધોળે દહાડે પણ સભા ખલાસ થાય એટલે પહેરાવાળો 'કોઇ છે' એમ પોકારો કરી સભાગૃહમાંથી ચાલ્યો જાય છે!

હાઉસ, ઑફ લૉર્ડઝનો સભાપતિ ખુરશી પર બેસતો નથી. પરંતુ ઊનની ગાદી પર બેસે છે. તે કાળમાં આને માટે કાંઇક કારણો હશે પણ હવે ખુરશી, કોચ વગેરે અનેક પ્રકારની સગવડો થઇ છે. પણ નહિ જ. કનિષ્ઠ સભાના સભાપતિ ભલે ખુરશી પર બેસે, પરંતુ વરિષ્ઠ સભાના સભાપતિએ ઊનના કોથળા (Woolsack) પર જ બેસવું જોઇએ (રજપૂતોમાં રાણા પ્રતાપના વંશજો સૂવાની ગાદી તળે ઘાસ નાખી સૂએ છે એમ કહેવાય છે. તે તરફ ઘણા સુધારકો (!) નાકનાં ટીચકાં ચઢાવી જુએ છે. એમાં તો સ્વાતંત્ર્ય અને ત્યાગની યાદગીરી પણ છે. આ કોથળામાં શીત નિવારણધર્મ સિવાય બીજું શું હશે!)

કાછડી કાઢયા વગર વૈશ્વદેવકર્મ યથાવિધિ થતું નથી એ ઉપરની વાતને હવે કેમ હસી કઢાય? કારણ એ વાત તો વખતે કપોલકલ્પિત હશે. પરંતુ પાર્લામેંટના ડાહ્યાડમરાઓનું ગાંડપણ વાતોમાંનું નથી. આજે છે! ખરૂં છે! અને પ્રત્યક્ષ છે.

ટીપ:—લેખમાં કૌંસમાં આપેલું મારૂં છે.

"शास्त्राद् रूढिर्बलयसी।" આ વચન પુરાણમતવાદી અજ્ઞાની અને બીકણ માણસો માટે છે. સુધરેલા જમાનામાં પ્રગતિશીલ થયા પછી એ ન ચાલી શકે. 'જૂના રિવાજો તોડો' વગેરે બૂમો પાડનાર ભાઇઓ માટે રૂઢિનું પ્રાબલ્ય કેટલું છે તે જાણવા આ અનુવાદ આપવામાં આવ્યો છે. તેમ જ પાશ્ચાત્ય લોકો સંબંધી ઉપરટપકે જ્ઞાન મળવાથી અભિમાનમાં આવી જઇ આનાં કેટલાંક કારણો આગળ કરી આપણે રાજ્યકારભાર માટે નાલાયક છીએ એમ કહેનારાઓ માટે આ વિચારણીય વસ્તુ છે.—કૃષ્ણજી હરિમનોહર

('કેસરી' માંથી અનુવાદ)

## કાજુ

કાજુનું ઝાડ આપણામાંના ઘણા ઓછાએ જોયું હશે. મૂળ એ વેસ્ટ ઇન્ડીઝ ટાપુઓમાંથી લાવવામાં આવેલું. અમેરિકા તથા આફ્રિકામાં આ ઝાડ ઠીક થાય છે. હવે તો લંકા, બ્રહ્મદેશ તથા હિંદુસ્તાનના પણ ઘણા ભાગમાં થાય છે. મલબાર, કર્ણાટક વગેરે ઠેકાણે તો એ ઘણા સારા જથ્થામાં ઊગે છે. બ્રહ્મદેશના પેગુમાં તેનો ઉછેર સારામાં સારો કરવામાં આવે છે.

કાજુનું ઝાડ સાધારણ રીતે પંદરેક ફૂટની ઊંચાઇનું થાય છે. એ ઝાડ બગીચાનું નથી. પણ ડુંગરાળ પ્રદેશનું ગણાય છે ને ત્યાં જ સારી રીતે ઊગી શકે છે.

કાજુની બે જાત આવે છે: એક ધોળી અને બીજી કાળી. કાજુના ઝાડનું લાકડું ઝાંખા બદામી રંગનું હોય છે. તે ઘર બાંધવાના કામમાં બીલકુલ વપરાતું નથી, પણ વહાણના બાંધ-

કામમાં તેનો ઉપયોગ થઇ શકે છે. કાજુના લાકડાના કોલસા લુહારના ઉપયોગ માટે ઘણા ઉત્તમ ગણાય છે. તેનો છાંયો સારો અને શીતળ હોવાથી વટેમાર્ગુને એ ઝાડ ઘણો આસાયેશ આપે છે. ખરે બપોરે એના ઝાડ નીચે બેસી તેનાં ફળ ખાઇ ભૂખ મટાડી આરામ મેળવી શકે છે.

કાજુનાં ફળ કોમળ હોય છે. પહેલાં તો એ વૃક્ષને મીઠી સુવાસવાળાં ફૂલ બેસે છે. તે પછી તેમાંથી લાલ અથવા પીળા રંગના વટાણાના આકારનાં નાનાં ફળ બને છે. તે આખું ફળ સ્વાદમાં તીખું તથા તેનો રસ કબજિયાત કરનારો હોય છે. ફળની આગળ બી હોય છે. તેની છાલ કઠણ હોય છે અને તેમાં ભીલામા જેવી ચીકાશ હોય છે. કોઇને તે ચામડી પર લાગી જાય તો કૌચની માફક ઊઠે છે ને પજવાળ આવે છે. એ છાલની અંદર જે ગોળો હોય છે તેને કાજુ કહે છે.

કાજુ હાલ તો દરેક ઠેકાણે વેચાય છે. જ્યાં તેનો પાક થતો નથી ત્યાં બીજા દેશમાંથી આયાત થાય છે. કાજુમાંથી દારૂ બનાવવામાં આવે છે ને તે દમના રોગ ઉપર ઘણો જ અકસીર ગણાય છે. કાજુમાંથી તેલ પણ કાઢવામાં આવે છે ને તે ખાવાના ઉપયોગમાં પણ લઇ શકાય છે.

કાજુનાં બીઆંનું દૂધ વહાણના તળિયાંને ચોપડવામાં આવે છે, જેથી તેને પાણીથી નુકસાન પહોંચતું નથી. કાજુનાં પાકાં ફળ નજ વિકારનાશક ગણાય છે.

કાજુના ઝાડના થડમાંથી દર વર્ષે ૫ થી ૧૫ શેર સુધીના વજનનો ગુંદર પણ મેળવી શકાય છે. એ ગુંદર વાર્નિશ બનાવવાના ઉપયોગમાં લઇ શકાય છે. જીવજંતુથી વસ્તુઓનું જતન કરવામાં એ વાર્નિશનો ઉપયોગ સારો થાય છે. અમેરિકામાં ચોપડીઓ બાંધનારાઓ કિંમતી પુસ્તકોને ઉધાઇ વગેરેથી બચાવવા માટે એ રસના મિશ્રણવાળા પ્રવાહીનો પટ આપે છે. એ ગુંદર મેળવવા માટે કાજુના વૃક્ષના થડમાં કાણાં પાડવામાં આવે છે. તેમાંથી અમુક વખતે ધોળાશ પડતો રસ ઝરે છે. તેના ડાઘા જો શણના કપડા ઉપર પડયા હોય તો કદાપિ તે જતા નથી. એ ગુંદરને બદલે વાપરી શકાય તેટલો ચીકણો હોય છે.

એકંદરે કાજુનું વૃક્ષ દરેક રીતે ઘણું ઉપયોગી છે.

—રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

## ગણિત-યુક્તિ

ગમે તેવડી લાંબી કોઇ રકમને ૭, ૧૧ કે ૧૩ વડે ભાગી શકાશે કે નહિ તે શોધવા માટે એક રીત છે. આપેલી રકમને તેને છેડેથી ત્રણ ત્રણ આંકડાઓમાં વહેંચી નાખો. આવી રીતે વહેંચાએલાં ઝૂમખાંમાં એકી જગ્યાએ આવેલાં અને બેકી જગ્યાએ આવેલાં ઝૂમખાંઓના જુદાજુદા સરવાળા કરો. પછી એ બંને સરવાળાની બાદબાકી કરો. એ બાદબાકીને જો સાત વડે ભાગી શકાય તો આપેલી રકમને સાત વડે, ૧૧ વડે ભાગી શકાય તો આપેલી રકમને ૧૧ વડે, અને ૧૩ વડે ભાગી શકાય તો આપેલી રકમને ૧૩ વડે ભાગી શકાશે. પરંતુ જો બાદબાકી શૂન્ય આવે (એટલેકે ઉપર કહેલા બંને સરવાળા સરખા થાય) તો આપેલી રકમને ૭ ૧૧, અને ૧૩ એ ત્રણે વડે ભાગી શકાશે. તેમજ બાદબાકી ૧૦૦૧ અથવા ૧૦૦૧ વડે ભાગી શકાય તેવી કોઇ રકમ (દાખલા તરીકે આઠ હજાર આઠ, ત્રીસ હજાર ત્રીસ વગેરે) આવે તોપણ એ ત્રણેય રકમ વડે ભાગી શકાશે.

દાખલા તરીકે ૯૫૪૭૧૬૭૬૩ એ રકમ છે. તેનાં ત્રણ ઝૂમખાંનાં ૯૫૪ ૭૧૬ ૭૬૩ પડયાં. એટલે (૯૫૪+૭૬૩) −૭૧૬=૧૦૦૧. માટે એ રકમને ૭, ૧૧ અને ૧૩ વડે ભાગી શકાય.

બીજી એક રકમ ૩૧૫૨૧ ધારો. તેના ૩૧ ૫૨૧ એમ બે ઝૂમખાં પડયાં. એ બંનેની બાદબાકી (૫૨૧−૩૧=) ૪૯૦ આવી; તેને ૭ વડે ભાગી શકાશે પણ ૧૧ કે ૧૩ વડે નહિ ભાગી શકાય; એટલે મૂળ ધારેલી રકમનું પણ તેમ જ સમજવું. આ રીત જરા લાંબી છે, પણ તેમાં મુખ્ય લાભ એ છે કે એકીસાથે ત્રણ આંકડાઓની પરીક્ષા થઇ શકે છે.

—શામજી લવજી આલગિયા

---

(ફોટોગ્રાફી હરીફાઇનું પરિણામ અનુસંધાન પૃષ્ઠ ૩૧૯ થી)

થી તે દૂર કરી શકાત. કાશ્મીરના નિશાત બાગમાંથી છબી લેતાં અમદાવાદના ભાઈ સુબોધચન્દ્ર શાહે એવી જ ગફલત રાખી ઝાડના કાળા સમૂહોને જ પ્રધાન બનાવી દીધા. નૈરોબીથી મિ જે. બી. પટેલે ધોધનું ચિત્ર મોકલ્યું તેમાં છાયાઓ નરમ હોત તો કુમારની એક પ્લેટ બનાવીએ એવું સુંદર ચિત્ર થાત. ચિત્રના દૃષ્ટિકોણમાં જરા યે ભૂલ નહિ હોવા છતાં એકલી કાળી છાયાઓથી નજરને થકો લાગે છે. એવી જ વિવિધ છાયાઓના અભાવે નિષ્ફળ બનેલી છબી વડોદરાના ભાઈ રમણલાલ ક્ષત્રિયે ચાંપાનેરના દુધિયા તળાવની લીધી છે. આવા સુંદર દૃશ્યની વચ્ચે આપણા (એબ લગામણો) શહેરી પોશાકનું દર્શન શા માટે! એટલું ન હોત તો પણ ચિત્ર કંઈક ઠીક લાગત. જેઓ ધીરે ધીરે અગાઉનાં ચિત્રો વિષે લખાયેલી નોંધ પર વિચાર કરશે તેઓ જરૂર સારાં ચિત્ર કરતા થશે.

(એકાંતે કામ કરનારા ફોટોગ્રાફીના શોખીનો તેમની નેગેટીવ ફિલ્મો મોકલી યોગ્ય માપનાં એનલાર્જમેંટ કરાવવા ચાહતા હશે તો અમે બૂજ કિંમતે કુમાર કાર્યાલયના સ્ટુડિયોમાં તૈયાર કરાવી આપીશું.)

# ફોટોગ્રાફી હરીફાઇનું પરિણામ

આ માસની ફોટોહરીફાઇમાં પ્રથમ આવનાર મુંબાઇના ભાઇ વનરાજ વ. સંપતે 'પંખાવાળી બાલિકા'ના ચિત્રમાં સૌંદર્યની રેખાઓ સાચવી છાયા પ્રકાશની સમતા જાળવી સંપૂર્ણ સુંદર ચિત્ર તૈયાર કર્યું છે. ખાસ તૈયાર કરેલા સ્ટુડિયોને લીધે આ પ્રમાણો સચવાયાં હોય તેમ લાગે છે. છતાં તેમાં તેમની કુશળતાને તો જરા આપવો જ જોઇએ. ભવિષ્યમાં તેઓ તદ્દન સ્વતંત્ર વાતાવરણમાં અસલ જીવન પરથી ચિત્રો બનાવશે એવી આશા રાખીએ. બીજું ઇનામ 'કલા' નામના ચિત્ર માટે જયંતીલાલ. ર. મહેતા (કરાંચી) ને મળે છે. અરીસા સામે બેસી વાળ ઓળી રહેલી બાલિકાથી નિર્દોષ પ્રેમળતાનું વાતાવરણ રચાયું છે. અન્તર અરીસાને બદલે લાકડાની ફ્રેમ વાળું ચાટલું કે શૃંગારપેટી હોત તો ચિત્ર વધુ અકૃત્રિમ બનત. એવી જ સંગતિ દોષની ભૂલ બળદને પાણી પાઇ રહેલા જુવાન વાળા ચિત્રમાં છે. એ જુવાનનો પોષાક ખરા ગામડિયા જેવો નથી એટલે દશ્યમાં ક્ષતિ પહોંચે છે. હારીજ વાળા ભાઇ શંકરલાલે એટલી ભૂલ ન રાખી હોત તો ચિત્રમાં શાંતિ અને નિરાંત સરસ જામત. ચિત્રરચનાના મુખ્ય નિયમો એ છેલ્લાં બંને ચિત્રોમાં સચવાયા છે. જોઇતા માપમાં આકૃતિઓ મોટી રાખી દશ્યમાં નકામા આકારો આવવા દીધા નથી. વધુપડતી જગ્યા અને આકારો ચિત્રમાં લેવાથી કેટલી ક્ષતિ પહોંચે છે તે બતાવવા કૂવાકાંઠે પહોંચેલી પનિહારીઓ અને અઘોરી બાવાની છબીઓ જુઓ. અમે બનાવેલી રેખાઓ પૂરતી જ ચિત્રસીમા રાખીને પાત્રોને મોટાં લીધાં હોત તો સુંદર અને આકર્ષક છબીઓ થાત. ભાઇ એ. જે. સૅમ્યુઅલે (અમદાવાદ) બાવાના ચિત્રમાંથી ભીંતની લીટીઓ ઉડાડી દીધી હોત તો એ ચિત્ર ખરેખર પાત્રનિરૂપણનું સુંદર દષ્ટાંત થઈ જાત. શંકરલાલ પટેલ (બિડીજ) નું પનિહારીઓ વાળું ચિત્ર બનાવેલી સીમા પ્રમાણે મોટું થાય તો તેમાં પાત્રોનાં વસ્ત્રો અને સામગ્રીઓ સ્પષ્ટતાથી આકર્ષણ કરી રહેત. એવા જ 'પનિહારીઓ' નામના બ્લૉકના નીચેના ભાગના ચિત્રમાં પાલણપુરના ભાઈ અસદમિયાંએ ઘણા અસરકારક પ્રકાશનો ઉપયોગ કર્યો છે, પણ ચિત્રના વિભાગ કરતાં આવડયું નથી. આવા ફોટોગ્રાફમાં ચિત્રભાગ કેમ લેવો જોઈએ તે અમે તેમાં સફેદ લીટીથી બતાવ્યું છે. 'સવારના પડેલા પાક' નામનું ભાઈ એમ. સી. મહેતા (પાલણપુર) નું ચિત્ર વિષય અને વસ્તુવિધાનમાં પાકું હોવા છતાં તેમાં છાયા પ્રકાશના વિચ્છેદ યોગ્ય રીતે ગોઠવાયા નહિ હોવાથી અસ્પષ્ટતા અને રસક્ષતિ અનુભવાય છે. પહેલાં વર્ણવેલા ત્રણ ફોટોગ્રાફો પછીના બન્નેને ઉત્તેજનાર્થે પારિતોષિક મળે છે.





હવે ચિત્રકોટિમાં આવતા પાછા પડેલા ફોટોગ્રાફોની વાત કરીએ. વિષ્ણુકુમાર જોશી (અમદાવાદ) એ કલકત્તાના વિક્ટોરિયા મેમોરિયલનું ચિત્ર પાડતાં માત્ર પ્રતિબિંબ પર જ ધ્યાન રાખ્યું. અતિશય કાળી દેખાતી તળાવની પાળ આરસની આછી છાયાને દબાવી પાડે છે. કોઈ યુક્તિ-

(અનુસંધાન માટે જુઓ સામેને પાને)

દેવોના ગુરુ બૃહસ્પતિ પાસે અધ્યયન કરતા ઇન્દ્રના પુત્ર જયંતનો કાંઈ અપરાધ થતાં એક વાર બૃહસ્પતિએ તેને શિક્ષા કરી, તેથી રોષે ભરાઇ રડતો રડતો જયંત પિતા પાસે ફરિયાદે ગયો કે 'બૃહસ્પતિ એવો તે કોણ કે મને—ઇન્દ્રના પુત્રને—સજા કરે?' ઇન્દ્રે ઉત્તર આપ્યો: 'પણ ઇન્દ્રનો પુત્ર એવો કેવો કે તેને સજા કરવી પડે?'

☆

કેટલાક ગફલતથી તો કેટલાક અજ્ઞાન ઢાંકવા ખાતર હ્રસ્વ 'ઇ' લખવાથી જોડણી શુદ્ધ લખાય એવી માન્યતામાં ઘણા શબ્દોની જોડણીમાં આધળિયાં કરીને હ્રસ્વ ઇ લખે છે. પણ નીચેના જેવા કેટલાક શબ્દો તેમને થાપ આપે એવા છે:

| | | |
|---|---|---|
| દંપતિ | નહિ પણ | દંપતી |
| પતિન | ,, ,, | પત્ની |
| દિક્ષા | ,, ,, | દીક્ષા |
| પરિક્ષા | ,, ,, | પરીક્ષા |
| દ્વિતિય | ,, ,, | દ્વિતીય |

☆

રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ-ગોળમેજી પરિષદ-શબ્દમાં રહેલા ભાવનું બીજ અઢારમી સદીના ઇંગ્લંડના એક રસિક પ્રસંગમાં છે. ઇંગ્લંડના વિખ્યાત સાહિત્યક ડૉ. જૉન્સનની ક્લબમાં બર્ક, ગોલ્ડસ્મિથ વગેરે પ્રસિદ્ધ પુરુષો હતા, એમને એક વખત એમના અગ્રણી ડૉ. જૉન્સન સામે ફરિયાદ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે એ ફરિયાદનામા ઉપર એમણે વર્તુલાકારે સહીઓ કરી, જેથી ફરિયાદીઓમાં પહેલો કોણ ને પછી કોણ એ જૉન્સનના ખ્યાલમાં ન આવે!

☆

સાપને તુલસીની વાસ ગમતી નથી, આંગણામાં તુલસીક્યારા હોય તો સાપ ઘરથી દૂર રહે.






ઑરૉન્ટિસ નદીના પાણીથી ચાલતો, સીરિયાના હામા ગામમાં આવેલો આ પ્રચંડ રેંટ આજે ૯૦૦ વર્ષથી અખંડ ગતિમાન છે.

મલબારના પ્રતિષ્ઠિત અને શ્રીમંત ગણાતાં નાયર કુટુંબો ઘરના મોટા અવસરે પોતાના કુળદેવતાને પ્રસન્ન કરવા આ નૃત્ય માટે વનવાસીઓને નોતરે છે. તેમના વિચિત્ર પોશાકમાં પિશાચી તત્ત્વ વધારવાને તેઓ વાંસના આવા ઊંચા ટોપા પહેરે છે. તેમાંનો આ ખરેખર બાર ફૂટ ઊંચો છે. આ સ્વાંગ પહેરીને તેઓ જે નૃત્ય કરે છે તેમા ઘણુ આસુરી બળ, ઉન્માદ અને ક્રિયા બતાવે છે. રોગ, પીડા, આફત વગેરેથી બચવા માટે ઘણા અજ્ઞાન લોકો પોતાને ઘેર આ પિશાચી નૃત્યકારોને નોતરે છે. તેઓના બીજા સાજ તરીકે ઢોલ, ઝાંઝ, શરણાઈ વગેરે હોય છે.

☆

કોઇ પણ રકમને એની એ રકમ વડે ચાર વાર ગુણીએ તો રકમને છેડે જે આંકડો હોય તેનો તે આંકડો છેલ્લા ગુણાકારને છેડે અચૂક આવે.

☆

હડકવા લાગેલા માણસ કે જનાવરને તરત ને તરત પારોથી અઢાર ઘાસતેલ પાઇ દેવાથી હડકવાની અસર નાબૂદ થશે.

☆

ચારોળીને બારીક પીસી નાખીને શરીરે ચોળવાથી ફુનાગાની ફોલ્લીઓ તથા ગરમીની ફોલ્લીઓ મટે છે.

☆

બોર્નીઓ પ્રદેશમાં સારાવકમાં એક અંગ્રેજ રાજા રાજ્ય કરે છે, તે શહેનશાહ જ્યોર્જ ઉપરાંત એકલો જ અંગ્રેજ રાજા આખી દુનિયામાં છે. એ ગાદીની સ્થાપના વિષે એક નવાઇભર્યો ઇતિહાસ છે કે ૧૮૩૯માં સારાવકના જુલમી સુલતાન સામે ત્યાંના વનનીઓએ બળવો કરેલો. એ વેળા હોડીની મુસાફરીએ નીકળેલો જેમ્સ બ્રુક્સ નામનો અંગ્રેજ ત્યાં જઇ પહોંચેલો. તેણે બળવાખોરોને એવી ખુબીથી શાંત કર્યા કે લોકોએ એને જ પોતાનો રાજા નીમ્યો અને તે દિવસથી એ રાજવંશ ચાલ્યો આવે છે.

☆

અમેરિકાની કૉલંબિયા કંપની ઉપર દુનિયાનું મોટામાં મોટું ઘડિયાળ છે. તેનો મિનિટ કાંટો ૨૭ ફૂટ ને કલાક કાંટો ૧૯॥ ફૂટ લાંબો છે. ઘડિયાળનો વ્યાસ ૫૦ ફૂટનો છે ને પાંચ માઇલ જેટલે દૂરથી તેમાં સમય જોઈ શકાય છે.

KUMAR Reg. No. B.1808






તંત્રી રવિશંકર રાવળ; મુદ્રક-પ્રકાશક બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી-કુમાર કાર્યાલય, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.

## ચેતવણી



## લવાજમ વિષે

'કુમાર'નું વાર્ષિક લવાજમ, સામાન્યરીતે રૂા. ૬ પરદેશના ૧૨ શિ) હોય છે, તેમ આ વર્ષે પણ શરૂઆતમાં હતું પરંતુ ૧૦૦મો અંક ખાસ દળદાર નીકળેલો હોવાથી આ વર્ષ પુરતું લવાજમ વધારીને વાર્ષિક રૂા. ૮ (પરદેશના ૧૫ શિ.) કર્યું છે. ગ્રાહકો વર્ષની શરૂઆતથી (એટલે જાન્યુઆરીથી) જ નોંધીએ છીએ; ગ્રાહક થનારને પાછલા બધા અંકો મળશે.

મુંબાઈના એજન્ટ: સી. જમનાદાસની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; તથા આર. આર. શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ-૨
**જાહેર ખબર માટેના મુંબાઇ ખાતેના સોલ એજન્ટ** મેસર્સ રાવળ બ્રધર્સ, મૂળજી જેઠા બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ.

# કુદરતી રંગોમાં
# સજીવ કુટુંબચિત્રો



**એની આબેહૂબતા જોઇને
તમે તાજ્જૂબ બની જશો!**

તમારા કુટુંબનાં હાલતાંચાલતાં—સજીવ—ચિત્રોમાં વળી એક નવી જ તાજ્જૂબીનો ઉમેરો કરવાની તદબીર નીકળી છે;—તમારાં સીને-ચિત્રો તમે હવે આબેહૂબ રંગોમાં પાડી અને બનાવી શકશો! કોડાકલર ફિલ્મ અને ફિલ્ટર વાપરો એટલે સંપૂર્ણ કુદરતી રંગોમાં તમારાં ચિત્રો આવશે.

તમે ફિલ્મ પાડી હોય તે વખતના જ હૂબહૂ કુદરતી રંગોમાં લેવાએલાં માણસો તથા પ્રસંગોનાં આ કોડાકલર ચિત્રોમાં જે આબેહૂબ સુંદરતા આવે છે તે સાદા—બ્લેક ઍન્ડ વ્હાઇટ ચિત્રોમાં કદિ આવતી નથી.

અને આવાં રંગીન ચિત્રો પેલાં સાદાં ચિત્રો જેટલાં જ પાડવામાં સહેલાં છે. તમારે માત્ર કરવાનું એટલું કે ચિત્ર પાડતી વખતે કોડાકલર ફિલ્મ અને ફિલ્ટર વાપરવાનાં;—બસ.




**કોડાક લિમિટેડ**
(ઇંગ્લંડમાં ઈન્કૉર્પોરેટ થએલી)
હૉર્નબીરોડ—મુંબાઇ
શાખાઓ
કલકત્તા — લાહોર — મદ્રાસ

f: 1·9 લેન્સવાળા કોઇપણ સીને-કોડાક કૅમેરા ઉપર કોડાકલર ફિલ્મ અને ફિલ્ટર વાપરીને તમે રંગીન સીને-ચિત્રો પાડી શકશો.



ધ્યાનમૂર્તિ બુદ્ધ

ચિત્રકાર · શ્રી પુલિનબિહારી દત્ત

# પતંગિયું અને ગરુડ

· શિખરિણી ·

અહો નાનાં અંગો,
શું કે સર્વે રંગો જગતભરના આંહી ભરિયા,
ઉષા, સન્ધ્યા, પુષ્પો, વિહગ, નભનાં વાદળ થકી
ગ્રહ્યા વીણીવીણી મૃદુલ કરથી, જ્યોતિ લપકી,
અહીં નાનાં અંગે સચર પ્રભુએ પાય ધરિયા.

અનંતે વૈવિધ્યે,
પ્રભુની સાન્નિધ્યે, કુસુમભવનોમાં વિહરતું,
કુંળી પાંખોવાળું, પરમ મૃદુતાના અણુ સમું,
અહો શું ઊડે આ મુખથી ખરીઉં હાસ્ય પ્રભુનું!
હશે ક્ષુદ્રે દેહે સફળ કયમ એ જીવ્યું કરતું?

· પૃથ્વી ·

શું એ મનુજ આંખને રીઝવી હર્ષને આપવા,
ઊડે કુસુમ એકથી અવરપે રસો ચાખવા?
ભરી ઉદર જીવવું, અવર કામ એને ન શું?
નહિ, નહિ જ, એમ જીવન ન એહને રુચતું!

· સોરઠા ·

પ્રજળે દીપકજ્યોત, પ્રજળે ઉરમાં ઝંખના,
દીપકજ્યોતે અંગ હોમે પ્રાણ પતંગિયું.

· શિખરિણી ·

અહો કેવી આંખો,
અને આ શી પાંખો, ગગનતલને બાથ ભરતી,
બધા ભાવો સત્તા, વિજય, મહિમા, શ્રેષ્ઠમયતા
તણી આ મૂર્તિ શું પ્રગટ, પ્રભુ કેવો રચયિતા
હશે જેણે સર્જી પ્રખર બળની રુદ્ર સુરતિ.

ઊડાં તે આકાશે,
દિગન્તોની પાસે, ગિરિવરતણાં ઉચ્ચ શિખરે
અહો જેને રહેવાં, ઊડણ કરવાં, નિત્ય ભમવું
મહા વેગે, તીણા સ્વરથી સઘળું વિશ્વ દમવું,
મદોન્મત્તો એવો ગરુડ જગમાં કેમ વિહરે?

· પૃથ્વી ·

શું એ નિજ દમામથી જગતજીવને શક્તિનો
સદા નિજ વિહાર શુદ્ધ ગિરિશીર્ષ ઉત્તુંગનો
દઈ પ્રખર પાઠ, ઉચ્ચ શિખવાડતો જીવવું?
નહિ, નહિ જ, ભાવ એ પ્રખર ક્યાંથી ભૂખ્યા કને?

· સોરઠા ·

ઊઠે તીણી ચીસ, પંજે પકડ્યું પંખીડું,
હૈયું ચીરી ક્રૂર ભરખે બીજાંને ગરુડ.

::

· શાર્દૂલવિક્રીડિત ·

જે જીવે રસ પુષ્પનો રજ ચૂસી ડંખે ય ના ત્યાં પડે,
ને જે જીવન કાજ જીવ ભરખી ત્રાસે ભરે સૃષ્ટિને;
રે સૃષ્ટિક્રમ જીવવા અવરને સંહારવાનો ખરો,
કે અર્પી નિજ દેહ ને પ્રણયના ખોળે સૂવાનો ખરો?

સુન્દરમ્



# આઇન્સ્ટાઇન

## અને એનો સાપેક્ષાવાદનો સિદ્ધાન્ત

તમે બેઠા છો તે ખુરશી; પાણીપતનું યુદ્ધ, ચન્દ્ર અને આવતો ગુરુવાર,—આ બધી કેવી પરસ્પર મેળ વિનાની વસ્તુઓ છે? પણ આઇન્સ્ટાઇન એના સાપેક્ષાવાદના સિદ્ધાન્ત મુજબ એ બધાંની વચ્ચેનો સંબંધ લંબાઇ, પહોળાઇ, ઊંચાઇ અને કાળ એ ચારે પરિમાણો-માં ગણિત કરીને નક્કી કરી આપી શકે છે! એનો એ જગવિખ્યાત સાપેક્ષા-વાદનો સિદ્ધાન્ત નીચેના લેખમાં ચિત્રો સાથે, અને બની તેટલી સરળતાથી

ડૉ. કાન્તિલાલ છ. પંડયા
( એમ.એ , પીએચ.ડી., ડી.આઇસી )

સમજાવે છે.

આજના એક મોટામાં મોટા ભૌતિકશાસ્ત્રી, વિખ્યાત અમેરિકન ડૉક્ટર મિલિકને, કેલિફૉર્નિયાના 'ટેકનૉલૉજિકલ ઇન્સ્ટિટ્યૂટ' નામના સુપ્રસિદ્ધ વિજ્ઞાનમંદિરમાં, ૧૯૩૧ના જાન્યુ-આરીની ૧૫મી તારીખે, એક મોટી વિદ્વન્મંડળી સમક્ષ, પ્રોફેસર આઇન્સ્ટાઇનને આવકાર આપતાં આ પ્રમાણે એમનું ગુણદર્શન કર્યું હતું:

'સત્ય વિષે, એટલે કે બ્રહ્માંડ ખરેખર કેવું છે તે વિષે, મનમાન્યા કે મનગમતા તર્કોનો આશ્રય લેવાને બદલે, પ્રામાણિક તથા ચોકસાઇથી તપાસી શકાય એવી માત્ર પ્રયોગસિદ્ધ હકીકતો ઉપર જ મદાર રાખવો એ વિજ્ઞાનનું ખાસ લક્ષણ છે. પ્રાચીન તેમ જ મધ્ય યુગમાં સઘળા વાદો, ફિલસૂફીઓ તથા વિચારણાઓ પણ કોઈ ને કોઇ સ્વયંકલ્પિત, એમ ને એમ માની લીધેલા ખ્યાલની ઉપર જ રચાયાં હતાં. પણ વિજ્ઞાન તો પોતાના વાદનો પાયો જેટલી બની શકે તેટલી ચોકસાઇથી, તથા વારંવાર સિદ્ધ થએલ પ્રયોગો તથા હકીકતોની ઉપર રચે છે. અને આવી રચના કરતી વખતે વિજ્ઞાનને જરાપણ એવી પરવા રહેતી નથી કે તે ઘડીએ મનાએલી એવી કોઇપણ સામાન્ય યોજના-ઓની સાથે આ પાયાનો મેળ મળે છે કે નહિ. સંક્ષેપમાં, સામાન્ય માન્યતાઓની સાથે બંધ બેસે કે ન બેસે, અથવા એવી માન્યતાઓમાં ઊછરેલાં આપણાં મનને 'વ્યાજબી' લાગે કે ન લાગે, તોપણ વિજ્ઞાનનું મંડાણ તેથી ડગતું નથી. તે તો સત્યની શોધમાં પ્રામાણિક પ્રયોગોની ઉપર જ સ્થિર હોય છે. આવી રીતે અર્વાચીન વિજ્ઞાન તાત્વિક રીતે પ્રયોગાત્મક છે ને પ્રયોગસિદ્ધ હકીકતોને જ તે સ્વીકારે છે. વિજ્ઞાનનું આ સ્વરૂપ ઘડનારામાં કોઇપણ એક વ્યક્તિનો ફાળો આઇન્સ્ટાઇનના ફાળા જેટલો નથી. પ્રોફેસર આઇન્સ્ટાઇને અર્વાચીન વિચારની જે મોટામાં મોટી સેવા કરી છે તે આ એક જ વાક્યમાં તરી આવે છે એમ હું ધારું છું.'

આવા પ્રયોગાત્મક વિજ્ઞાનનો એક મોટામાં મોટો પ્રણેતા પોતે કેવાકેવા પ્રયોગો કરતો હશે અને કેવી મે અદ્ભુત પ્રયોગશાળામાં તે કામ કરતો હશે, એવું ધા-રનારને જરૂર આશ્ચર્ય થશે. કારણકે આઇન્સ્ટાઇન પોતે બહુ થોડા પ્રયોગો કરે છે અને બર્લિનના એક સાદા ત્રણ માળના ઘરના છેક ઉપરના માળીઆમાં જ એનું બધું કામ ચાલે છે! એ માળીઆમાં બહુ જ થોડાં માણસોનો પગસંચાર કે દષ્ટિસંચાર પણ હશે. છતાં કોઇ જોઇ શકે તો ત્યાં એક ટેબલ, ખુરશી, કાગળીઆં ને તમાકુની સખત વાસ—એ જ મુખ્યત્વે માલૂમ પડે. અહીં તે રોજ કલાકોના કલાકો ગાળે છે. ત્યાંથી એને નીચે લઇ આવવો એ હમેશાં મુશ્કેલ છે: ખાવા-પીવાને માટે પ એની હોશિયાર દક્ષ પત્ની વિના બીજું કોઇ એ કામમાં ફાવે નહિ. એડિસનને પણ લેબૉરેટરી છોડાવવાને માટે રોજ એની પત્ની મોટર લઇને જતી. છતાં, જેમ આજના યુદ્ધમાં મુખ્ય સેનાપતિ સૈન્યને મોખરે રહી સૌથી વધારે માણસોને મારવાની તથા પોતાની હાજરી ને દાખલાથી સૈન્યને પ્રેરણા આપવાની જૂની રીતિ છોડીને આજે તો અતિ દૂર સહીસલામતીમાં નકશાઓ, દૂરબીનો, ટેલીફોન ને વાયરલેસથી જ યુદ્ધની પ્રેરણા કરે છે, તેમ આઇન્સ્ટાઇન પણ પોતાની સર્ગ-શક્તિ, અભ્યાસ, શાસ્ત્રીય ચિંતન ઇત્યાદિના બળથી મોટામોટા પ્રયોગોની તથા આલેખનોની પ્રેરણા તથા

સૂચના કરે છે, અને વૈજ્ઞાનિક સેનાના અનેક નાયકો તેને પચાવીને અમલમાં મૂકે છે.

બીજી વાત. જેમ કાવ્યમાં ય નૈસર્ગિક સર્ગશક્તિની નવીન રચનાની પાછળ શતકોની પૂર્વકવિઓની કૃતિઓની પશ્ચાદ્-ભૂમિકા હોય છે જ, જેમ કળામાં ય નવીન કૃતિ કરનાર કળાકાર પૂર્વે થઇ ગએલા અનેક કળાકારોના અનુભવ તથા સિદ્ધિ ઉપર આસન કરીને બેઠો હોય છે, તેમ વિજ્ઞાનમાં ય આજે અનેરી નવીન વિચારશ્રેણી પ્રકટાવનાર તથા પૂર્વે કોઇએ પણ નહિ કરેલ એવું સમગ્ર જ્ઞાનનું મહાભારત એકીકરણ કરવા યત્ન કરનાર આઇન્સ્ટાઇને પણ ઓછામાં ઓછા દસબાર મહાન વિજ્ઞાનશાસ્ત્રીઓની શોધો તથા વાદો ઉપર પોતાનો નવો સાપેક્ષવાદ બાંધ્યો છે. આ સત્ય નિવેદન તરીકે સમજવું જોઇએ. આમાં કોઇની કીર્તિ ઝાંખી નથી થતી, બલ્કે સર્વની અધિક શોભી નીકળે છે. આઇન્સ્ટાઇન બીજાઓની શોધોનું રહસ્ય કેવી સારી રીતે સમજ્યો, અને બીજાઓએ જે છૂટીછવાઇ શોધો કરી હતી તેનું સમગ્ર દર્શન કરીને તેના સમન્વયનું કેવું સુંદર, નવીન ને મહત્ત્વનું ફળ એણે પ્રકટ કર્યું —એ આઇન્સ્ટાઇનને ધન્ય બનાવે છે. ત્યારે બીજાઓ, જેઓ આઇન્સ્ટાઇનના કરતાં વધારે વૃદ્ધ છે ને આજે વિજ્ઞાનીઓના વડીલ જેવા છે, જેમાંના ઘણા હજી જીવે છે, તેઓએ પોતપોતાના કાર્યને અંગે જે અલગઅલગ કામ કર્યું હતું તે સાપેક્ષવાદની યોજનામાં આટલું મૌલિક સ્થાન લે છે તે તેઓને ધન્ય બનાવે છે.

કોઈ રખે એમ ધારી લે કે આવી અદ્ભુત શક્તિવાળો વિચારક, આટલી અનુકૂળતાઓમાં ખૂબ સંશોધનલેખો લખતો હશે, અને એના એના લેખોની સંખ્યા કોણ જાણે કેવડી ય મોટી હશે. આ બાબત પણ આઇન્સ્ટાઇનના ચરિત્રને સુંદર રીતે પ્રકટ કરે છે. કેટલાક લેખકો તરફથી, જેમ ગરમ હાંડલામાં ધાણી ફૂટે—ગોવર્ધનરામે આપેલું રૂપક લઇએ તો—અથવા તો ફટાકડાની લૂમ જેમ ફૂટે તેમ, જીવનના ખરા સક્રિય કાળમાં તેઓના ઉપરાઉપરી લેખો પ્રકટ થાય છે. જ્યાં જુઓ ત્યાં એમની કલમની પ્રસાદી તો હોય જ. કોઇ વાર એકીસાથે પાંચસાત સ્થળે તેટલા જ લેખો પ્રકટ થતા હોય. નાખી દેવા જેવા કનિષ્ઠ લેખકોની આ વાત નથી, પણ સારા ઉચ્ચ કોટિના લેખકોમાં ય



આલ્બર્ટ આઇન્સ્ટાઇન

કેટલીકવાર વિપુલતાની શ્રી લાક્ષણિક રૂપે દેખાય છે. આવું વિજ્ઞાનમાં ય દેખાય છે. 'ફલાણાએ એક વર્ષમાં તેર સંશોધન-લેખ પ્રકટ કર્યા,' 'એમના કુલ 'પેપર્સ' (સંશોધન લેખ) ત્રણસો ને પંચોતેર હતા' વગેરે. આ એક પ્રકાર છે. ત્યારે બીજો પ્રકાર જુદી જ પ્રકૃતિનો જણાય છે થોડામાં થોડા અવકાશમાં ઉત્તમમાં ઉત્તમ આપવું એ એમની પ્રકૃતિ તથા પદ્ધતિ હોય છે. લંડનનો એક રસાયનાચાર્ય પ્રોફેસર બેકર બેચાર વર્ષે એકાદ લેખ પ્રકટ કરે છે. પણ એ જ્યારે કેમિકલ સોસાએટી સમક્ષ પોતાનો લેખ લઇને આવે છે ત્યારે હૉલમાં બેસવાની જગ્યા પણ રહેતી નથી! પણ આઇન્સ્ટાઇનના જેવું તો જગતમાં આજે કોઇક જ હશે. નર્યો જાણે આપણા પ્રાચીન સૂત્રકારોનો જ અવતાર. આવો બીજો કોઇ વિજ્ઞાની નહિ હોય જેણે, આટલી મહત્તા ભોગવવાને યોગ્ય, આટલા થોડા ને આવા ટૂંકા લેખો લખ્યા હશે. દાખલા તરીકે ૧૯૦૫ની સાલમાં પ્રકટ થએલ સાપેક્ષવાદની પ્રથમ ભૂમિકાના એના જે મૌલિક લેખને વિષે ઉપર કહ્યું છે તે માત્ર ત્રણ પાનાંનો છે! અને બે

વર્ષ ઉપર પ્રકટ થએલ એનો છેલ્લામાં છેલ્લો 'એકીકૃત ક્ષેત્ર' વાદનો લેખ જે દસ વર્ષના શ્રમનું પરિણામ છે, તે છાપેલાં છ પાનાંથી વધારે નથી!

પણ આઇન્સ્ટાઇનના ત્રણ પાનાના પતાકડામાં સમાએલા સાપેક્ષાવાદની ઉપર, તથા તેને સમજાવવાને માટે જુદીજુદી ભાષામાં ૩૭૭૫ પુસ્તકો લખાઇ ચૂક્યાં છે એમ બે વર્ષ ઉપર એક વિદ્વાન પ્રોફેસરની ગણત્રી હતી!

તેમ સાપેક્ષાવાદને લોકગમ્ય કરવાને માટે ય જેવા-તેવા પ્રયત્નો થયા નથી. ઇંગ્લંડ-અમેરિકામાં, ૧૯૨૩માં, મને યાદ છે તે પ્રમાણે, તે વિષય ઉપરના 'સરસમાં સરસ સરળ નિબંધ'ને માટે, ઉત્તમ વ્યાખ્યાનને માટે, વગેરેને માટે હરીફાઇઓ થતી, ઇનામો—કદી ત્રણચાર હજાર રૂપિયાનાં પણ—અપાતાં, ને પછી તે લેખો પ્રગટ થતા.

આવા વિષયનો ગુજરાતી કુમારોને જોઇએ તેવો સ્ફોટ કરવા બેસવું એ મુશ્કેલ છે. ખાસ કરીને વિષયની અતિ ગહનતા તથા સૂક્ષ્મ લાગતી ગણિતની ગણતરીઓને લીધે. તોપણ આઇન્સ્ટાઇનના જીવનના આલેખનમાં એની કૃતિની કાંઇક ટૂંકી પણ સમજ તો આપવી જોઇએ. ગણિતશાસ્ત્રી ને ભૌતિકશાસ્ત્રી આ કાર્ય વધારે સારી રીતે કરી શક્યા હોત. છતાં વાચકોને કાંઇક તો પ્રકાશ ને પ્રેરણા મળશે એ આશા રાખી અહીં યત્ન કરું છું.




ઉપરના ચિત્રમાં ચોકઠા વચ્ચે બતાવેલી, આકાર ગણિતની ચિહ્નો તથા અક્ષરોની બનેલી સંજ્ઞામાં આઇન્સ્ટાઇને આ વિશ્વના નિયમોનું રહસ્ય ઉકેલી બતાવ્યું છે. વીજળીના ડાયનેમોમાં રહેલી ગહન વિદ્યુત્શક્તિથી માંડીને ગુરુત્વાકર્ષણના વિશ્વનિયમ સુધીના રહસ્યનો ઉકેલ એ સંજ્ઞામાં એણે સમાવ્યો છે. જગતના અતિ મહાન પ્રતિભાશાળી ને વિરલ એવા કોઇક જ ગણિતશાસ્ત્રી તેનો અર્થ ઉકેલી શકે. એમાં અક્ષરો વચ્ચે આવતાં અર્ધવિરામનાં ચિહ્નોમાં પણ ગૂઢ ગર્ભિત અર્થ રહેલો છે.

૧૯૦૫માં જે મૌલિક લેખ પ્રકટ થયો તેને 'સાપેક્ષાનો ખાસ વાદ' (Special Theory of Relativity) એવું નામ આપવામાં આવ્યું છે. આ ત્રણ પતાકડાંની અંદર આઇન્સ્ટાઇને જે સમાવ્યું છે તેનો સાધારણ માણસને કદી ખ્યાલ નહિ આવી શકે. વૈજ્ઞાનિકોનાં શ્રેષ્ઠ મગજોને ય એને બરોબર પચાવતાં ત્રણ વર્ષ નીકળી ગયાં!

વિજ્ઞાનનું કામ અત્યાર લગી પદાર્થ તથા શક્તિ Matter and Energyને મૂળભૂત ગણીને ચાલતું હતું. તે જાણતાં યે, માપણી કરવામાં ઊંચાઇ, પહોળાઇ ને લંબાઇ એ ત્રણીનાં ત્રણ પરિમાણો પ્રચલિત હતાં. આઇન્સ્ટાઇને ચોથું પરિમાણ કાળનું ઉમેર્યું, અને સાબિત કર્યું કે કાળની ગણત્રી કર્યા વિનાની સર્વ માપણીઓ દોષવાળી હતી!*

વિજળી અને લોહચુમ્બકત્વ બે જુદાજુદા પ્રકારની શક્તિઓ ગણાય, તેને એણે તાત્ત્વિક રીતે એક પ્રતિપાદિત કર્યાં; અને પછી એક મોટું પગલું એ લીધું કે પદાર્થત્વ અને શક્તિ—mass and Energy—જે જ્ઞાન તથા વિજ્ઞાનની મૌલિક ભિન્નતાવાળી જુદી કોટિઓ મનાતી હતી તેઓ પણ એક જ છે એવું એણે પ્રતિપાદન કર્યું. અમુક સંયોગોમાં પદાર્થનું પદાર્થત્વ કેટલેક અંશે ઘટી જાય છે ને તેટલી નવી શક્તિ ઉત્પન્ન થાય છે એમ બતાવ્યું. પદાર્થ તથા શક્તિનું ઐક્ય—અદ્વૈત—સ્થાપીને એણે બતાવ્યું કે આ બધી લીલા માત્ર દિક્-કાળની જ છે. દિક્ એ શું છે, એ કેટલું મહત્ત્વ ધરાવે છે એ વિષે, એણે નવીન

* આઇન્સ્ટાઇન કહે છે કે દરેક માપણીમાં કાળનું માપ લેવું જ જોઇએ. તે વગર આપણે તે ચીજને બરોબર સમજી શકીએ નહિ. આ ચારે પરિમાણો બહુ જ ગાઢ સંબંધવાળાં છે, અન્યોન્યાશ્રયી છે, અરસપરસ ગુંથાએલાં છે. 'Einstein can trace and express in mathematical terms the connection, measured in longitude, latitude, altitude and time, between such apparenty unrelated things as the chair in which you are sitting, the battle of Waterloo, the moon, and next Tuesday!'

સમજ આપી. આ વિચારણા પ્રમાણે પદાર્થ ને શક્તિના કરતાં ય વધારે મૌલિક ને આખા બ્રહ્માંડના સારરૂપ દિક્ ને કાળ જ રહ્યાં. આ વાદથી ખગોળ તથા ભૌતિકમાં ખાસ કરીને, અને રસાયન જીવન વગેરે શાસ્ત્રોમાં અલ્પાંશે, ઘણો ખળભળાટ મચ્યો, ઘણી ઉથલપાથલ થઈ. એમ કહો કે ભૌતિકશાસ્ત્રમાં ક્રાન્તિ થઈ, અને આજે જેને નૂતન-ભૌતિકશાસ્ત્ર કહે છે એના પાયા નંખાયા.

પણ દિક્-કાળ વિષે ય આઇન્સ્ટાઇનનું લાક્ષણિક કથન એ હતું કે તેઓનું નિરપેક્ષ માપ થઇ શકે નહિ. સર્વ આધારોના આધાર સમી આ બે ચીજો પણ પ્રેક્ષકની કે અન્યની અપેક્ષામાં જ માપી શકાય. આપણે જ્યારે સ્થળ કે કાળ વિષે બોલીએ છીએ ત્યારે હમેશાં તે આપણા સંબંધમાં કે સ્થાનિક અર્થમા જ હોય છે. તદ્દન નિરપેક્ષ—કોઇના ય સંબંધમાં ન હોય એવાં નિરપેક્ષ દિક્-કાળ શું છે ને કેવાં છે એ આપણી કલ્પનાની ય બહાર છે. એટલે ખરૂં જોતાં નિરપેક્ષ દિક્ ને કાળ હોઇ જ શકે નહિ. દિક્ ને કાળ હમેશાં પ્રેક્ષકાદિની ઉપર આધાર રાખે, એટલે હમેશાં સાપેક્ષ જ હોય.

આ વાત અનેક રીતે વિજ્ઞાનશાસ્ત્રીઓના સમજવામાં આવી. જરા વિગતમાં ઉતરીએ તો આપણે પણ કાંઇક સમજી શકીશું.

ન્યૂટનના સમયમાં દિક્—એટલે મુખ્યત્વે સૂર્ય તથા પૃથ્વીની વચ્ચે રહેલું અન્તરિક્ષ—સાવ ખાલી છે એમ મનાતું. સૂર્યનો પ્રકાશ આ શૂન્ય મહાસાગરમાં ઝીણા ઝીણા કણોના રૂપમાં પ્રવાસ કરી પૃથ્વીને પહોંચે છે. આખા આકાશમાં આ પ્રકાશના કણ વિના બીજું કાંઇ નથી. એ કણ ન હોય તો, અને ન હોય ત્યાં, આકાશ ખરેખર ખાલીખમ છે. ખગોળનું જ્ઞાન જેમ વધતું ગયું તેમતેમ આપણું આકાશ વિસ્તરતું ગયું. પણ આકાશનો—દિક્નો—આ ગુણ તો કાયમ જ રહ્યો. એ સમયમાં આ માન્યતા સંતોષકારક હતી. તે પછી હ્યુઇજીન્સ, યંગ અને ફ્રેનલ નામના ડચ, બ્રિટિશ અને ફ્રેન્ચ ભૌતિકશાસ્ત્રીઓએ બીજી કલ્પના ચલાવી કે પ્રકાશ તો તરંગમય છે. કણ એ સ્થૂળ પદાર્થરૂપ કહેવાય. એવું સ્વરૂપ પ્રકાશનું ન હોય. પરંતુ પ્રકાશ તરંગમાળા હોય તો તરંગો તો ગતિરૂપ છે, ને ગતિ એટલે શક્તિ, એટલે પ્રકાશનું તરંગરૂપ શક્તિનું જ



આઇન્સ્ટાઇનના ચોથા પરિમાણ 'કાળ'નો ઉમેરો થયા પછી એ ચાર પરિમાણો વડે જણાતી સૃષ્ટિ આપણી સૃષ્ટિને મુકાબલે કેવી ગોળાકારે દેખાય તે કલ્પનાચિત્ર આલેખીને ઉપર બતાવ્યું છે. તેમાં વચ્ચે આપણી દૃશ્ય સૃષ્ટિના પદાર્થો ને તેને જ પડખે ગોળાકારે જણાતી આઇન્સ્ટાઇન મુજબની સૃષ્ટિ આલેખી છે.

એક રૂપ થાય. આ વાત વધારે બંધબેસતી લાગી, પણ તેમાં મુસ્કેલી એ આવી કે એ તરંગો અથવા મોજાં શેનાં છે? પાણીનાં ને પવનનાં મોજાંઓથી ટેવાયલા મગજોને હવે એ બેથી વધારે સૂક્ષ્મ તથા અદૃશ્ય એવું કાંઇક વાહન કલ્પવાની જરૂર પડી એનું નામ 'ઇથર' પાડ્યું અને આ સૂક્ષ્માતિસૂક્ષ્મ પદાર્થ ઇથર સઘળા વિશ્વમાં વ્યાપી રહે છે, પૃથ્વી, સૂર્ય, તારા સર્વ એ મહાસાગરમાં જાણે તરે છે, અને પ્રકાશ એ આ ઈથર-મહાસાગરની ઊર્મિમાળા છે એમ મનાયું. આ વાદ પ્રચલિત થતાં ન્યૂટનનું ખાલીખમ જેવું શૂન્ય આકાશ ઈથરથી ભરેલું તથા ઈથરના સૂક્ષ્મ વેગવતાં મોજાંઓથી સજીવ થયેલું મનાયું. અહીં યાદ એ રાખવાનું છે કે ન હતી ઇથરની હયાતીની સાબિતી, કે ન હતાં ઇથરના કલ્પિત લક્ષણોનાં કાંઇ પણ પ્રમાણો. એટલે અંશે આ ઇથરવાદ તથા તરંગવાદ સર્વમાન્ય થઇ શકે એમ ન હતા. એટલે અંશે, ખરૂં કહીએ તો, આ વાદ અવૈજ્ઞાનિક હતો. પણ ઇથરવાદ વિના તરંગવાદ નભે નહિ; તરંગવાદ કણવાદ કરતાં વધારે ઠીક લાગતો; અને ઇથરની કલ્પનામાં સત્યનું પ્રમાણ નહિ તો બુદ્ધિનું ચાતુર્ય તો બેશક હતું જ; એટલે એ વાદ ચાલ્યો.

આજે પણ શાળાઓમાં પાઠ્યપુસ્તકોમાં ન્યૂટનનો કણવાદ ને તે પછીનો તરંગવાદ વર્ણન પામે છે, ને




આ જગતની તમામ દશ્ય વસ્તુઓનું માપ આજ સુધી ઊંચાઈ, પહોળાઈ અને લંબાઇ એ ત્રણ પરિમાણોથી ગણાતું આઈન્સ્ટાઇને એમાં 'કાળ'નું ચોથું પરિમાણ વધાર્યું, જે આપણને અદૃશ્ય અને ગૂઢ છે ઉપરની આકૃતિમાં એક ચોરસ આકૃતિ બતાવી તેની ઉપર A B અને C એમ ત્રણ પેન્સિલો કાટખૂણે મૂકી છે. એવી આકૃતિને પોતાને તો A અને B એ બે પેન્સિલથી બતાવાતાં બે જ પરિમાણોનું જ્ઞાન હોય છે; પરંતુ C પરિમાણ તેને હોવા છતાં તેનાથી જેમ તે અજ્ઞાત હોય છે તેમ, આઇન્સ્ટાઇન કહે છે કે, આપણે આપણા ચોથા 'કાળ'ના પરિમાણથી અજ્ઞાત છીએ.

ઇથર એક આવશ્યકતા તરીકે મનાવા માંડી છે. પણ આ ઈથરને ટકાવી રાખવા એમા અનેક વિચિત્ર તથા અસ્વાભાવિક કહીએ એવાં લક્ષણોને આરોપવા પડ્યાં. દાખલા તરીકે આ સૂક્ષ્મ સર્વવ્યાપી ઇથર પદાર્થરૂપ હોવા છતા વજનરહિત તથા ગુરુત્વાકર્ષણથી પર છે; પૃથ્વી એની અંદર તરતા દડા જેવી છે; ગ્રહો પણ એવા છે. છતાં જેમ પાણીમા કે હવામાં ગોળગોળ કે અન્ય પ્રકારની ગતિ કરનાર ચીજ, નવી ગતિ ન મળે તો, પાણી–હવાના ઘર્ષણથી પોતાની ગતિ ધીરેધીરે ઓછી થતાં અટકી જાય, તેવું આ ગ્રહોનું નથી બનતું, એટલે ઇથરનો એવો ગુણ કલ્પવો પડ્યો કે તે ઘર્ષણનો બિલકુલ પ્રતિવાદ આપે નહિ. આમ, વધારે સંતોષકારક ખુલાસાને અભાવે અને તરંગવાદના સત્યાભાસની આકર્ષતાને લીધે ઇથર ટકતી રહી, અને વર્ષો લગી, જમાનાઓ દરમ્યાન, ઇથર–વાદ પ્રચલિત રહ્યો.

તે પછી કેટલીક મોટી શોધો થઇ. મૅક્સવેલે ક્રાન્તિકારક શોધ કરી કે પ્રકાશના તરંગો તો વિદ્યુન્મય છે. એની પૂઠે જ જર્મન હર્ત્ઝ આવ્યો, એણે બતાવ્યું કે આજે જેને આપણે રેડીઓનાં મોજાંઓ કહીએ છીએ તે પણ પ્રકાશતરંગોના જેટલાં જ વિદ્યુન્મય છે. ધીરેધીરે વિજ્ઞાનની આલમના સમજવામાં આવ્યું કે જાણીતાં સઘળાં કિરણો ને તરંગો——પ્રકાશનાં, રેડીઓનાં, એક્સ–કિરણોનાં, અલ્ટ્રા–વાયોલેટના—સર્વ એક જ પ્રકારનાં છે. તે બધાં એક જ વીજળીક બળનાં નાનાંનાનાં 'બંડલ' છે; તે સર્વ આકાશમાં ઊર્મિમાળાઓ જમાવી પ્રવાસ કરે છે; તેમાં ફરક માત્ર વેગનો જ છે. આ એક મોટું દર્શન થયું. છતા અગત્યની વાત તો ઊભી જ રહી કે આ વીજળીક બળના જુદાજુદા 'બંડલ'—ભારાઓ જુદીજુદી ઝડપથી પ્રવાસ કરીને કેવી રીતે એક સ્થળેથી બીજે સ્થળે પહોંચે છે? કણ દ્વારા કે તરંગ દ્વારા? તરંગો દ્વારા હોય તો તરંગો શેની અંદરના? ઇથરના જ ને?

વૈજ્ઞાનિકોમાંના શ્રેષ્ઠ ચિંતકો આ કોયડો ઉકેલવામાં તથા તેને અંગેના વાદવિવાદમાં ગૂંથાયા હતાં તે સમયે આઇન્સ્ટાઇને તેમાં પ્રવેશ કર્યો. એના કહેવાનું તાત્પર્ય એ નીકળતું હતું કે 'આ કલ્પિત ઇથરને ઉડાડી મૂકો. આકાશને, દિક્‌ને, તમે એક તદ્દન અશક્ય એવા સૂક્ષ્મ વાયુથી ભરી દીધું છે તેને બદલે આ સર્વ આકાશની લીલા સમજવી જોઇએ. કારણકે દિક્ શૂન્ય કે મરેલી નથી. તે સજીવ છે; તે પોતે જ આંદોલનોનો મહાસાગર છે, અને પ્રત્યેક ક્રિયાની અંદર—વીજળીનાં કે અન્ય ગતિની સર્વ ક્રિયાની અંદર—તે જ મુખ્ય ભાગ ભજવે છે.' આઇન્સ્ટાઇને દિક્‌ને છાવાડી, ઇથરને સ્થાને દિક્‌નો અભિષેક કર્યો, એટલું જ નહિ પણ કાળ રૂપી ચોથા પરિમાણને એની સાથે લગાડીને દિક્‌ને સમૃદ્ધ બનાવી. આ દિક્–કાળની રંગભૂમિ એણે એવી બતાવી છે જેની ઉપર આપણે જેને આજ, ગઇ કાલ ને આવતી કાલ કહીએ છીએ, તેના સર્વ બનાવો બન્યા કરે છે. આ મૌલિક વિચારના સમર્થનમાં, તથા તેની સાથે, અન્ય અનેક તથા અતિ મહત્ત્વના વિચારો પણ આઇન્સ્ટાઇને સિદ્ધ કરી બતાવ્યા છે.

આઇન્સ્ટાઇનના કહેવા પ્રમાણે બે બિંદુઓ વચ્ચેનું ટૂંકામાં ટૂંકું અંતર એ તેઓની વચ્ચેની સીધી લીટી એ નથી, પણ ટૂંકામાં ટૂંકો રસ્તો ગોળાકૃતિનો છે! દિક્ પોતે અથવા વિશ્વ અનંત નથી પણ ગોળ છે, ને એટલે એનો છેડો તો છે જ.* પણ એથી ય વધારે

* કેટલાંક નવીન અવલોકનો તથા પ્રમાણોને આધારે આ ગોળ આકાશની કલ્પના હમણાં જ આઈન્સ્ટાઇને છોડી દીધી છે.

.ઇબારી વાત તો બીજી છે. પદાર્થો જ્યારે બહુ
ાથી ચાલતા હોય છે ત્યારે તે સંકોચાય છે, નાના
। છે. દાખલા તરીકે સ્ટેશને ઊભી રહેલી ટ્રેન કરતાં
ારે એ જ ટ્રેન કલાકના સાઠ માઇલની ઝડપે દોડતી
; છે ત્યારે તે વધારે ટૂંકી હોય છે!

ઇ.સ. ૧૮૮૭માં બે વિખ્યાત અમેરિકન વિજ્ઞાન-
ત્રીઓએ અતિ સૂક્ષ્મ, સફાઇદાર તથા ચોકસીવાળો
; પ્રયોગ કરી બતાવી આપ્યું કે ગતિથી કરીને
ર્થની લંબાઇ ઓછી થાય છે. માઇકલસન ને મોરલી-
આ પ્રયોગ વિજ્ઞાનનો એક શિષ્ટ પ્રયોગ હોવાનું
ન- પામ્યો છે. આ પ્રયોગ બીજાઓએ ફરીથી કરી
ો અને તેને હવે 'ફિટ્ઝેરલ્ડના સંકોચન'ના નામથી
ળખવામાં આવે છે.

ાલા તરીકે આપણી
ી એક સેકન્ડમાં ૧૯
ાલની ઝડપે સૂર્યની
મપાસ ફરે છે. એક
ન્ડના ૧૯ માઇલ એ
। જેવીતેવી ઝડપ નથી.
ા આપણે બધા પૃથ્વી-
સાથે એ જ ઝડપે
ં કરીએ છીએ એટલે
પણુને તેનું ભાન થતું
. હવે માપ કરવાને
! એક ગજ લઇએ.
જ્યારે પૃથ્વીની ઉપર
ો ઊભો હોય છે ને
ાતે એની જે લંબાઇ થાય
તે લંબાઇ, એ જ્યારે આડો થાય છે ત્યારે ઓછી
ય છે. આ ઘટાડો વ્યાવહારિક દૃષ્ટિએ તુચ્છ લાગે
ટલો હોય છે, કારણકે વસ્તુતઃ તે વીસ લાખના એક
ગ જેટલો જ છે; પણ એટલો ય ઘટાડો છે એ એક
ત છે, અને મોટા કદવાળા કે વધારે ઝડપવાળા
ાર્થોમાં એ ઘટાડો વધારે થાય એટલે વધારે મહત્ત્વ-
થાય એ પણ સ્પષ્ટ છે. દાખલા તરીકે પૃથ્વી જેવો
ટો પદાર્થ આ ગણત્રીએ અઢી નસુ જેટલો વ્યાસમાં
ો જાય! અને આપણો ગજ જો દર સેકન્ડે એક લાખ
!હજાર માઇલની ઝડપથી ધસતો હોય તો તેની
લંબાઇ અર્ધોઅર્ધ ઘટી જાય! આઇન્સ્ટાઇનના કહેવા
પ્રમાણે પ્રકાશની આ ઝડપથી કોઈ પણ સ્થૂળ પાર્થિવ
પદાર્થ ગતિ કરી શકે જ નહિ. અત્યાર લગી તો આ
કલ્પનાની જ વાત લાગે એમ હતું, પણ હવે એમ
જણાય છે કે રેડિયમમાંથી કેટલાંક કણો આટલી
પ્રચંડ ઝડપથી નીકળે છે.

પદાર્થનું શક્તિમાં રૂપાંતર થવા વિષે આઇન્સ્ટાઇને
જે કહ્યું હતું તેનું અણધાર્યું સમર્થન વિખ્યાત અમેરિકન
ભૌતિકશાસ્ત્રી મિલિકને 'વિશ્વકિરણો' ( Cosmic
rays )ની શોધથી કરી આપ્યું છે. આ કિરણો અત્યાર
લગી જાણેલાં સર્વ કિરણો કરતાં બહુ વધારે ગતિવાળાં
ને બળવાળાં છે, ને મિલિકન કહે છે કે અત્યાર લગી
અવિનાશી મનાએલા પ-
દાર્થના ને મૂળ તત્ત્વોના
પરમાણુઓના સંયોજન
તથા રૂપાન્તરો તારાઓ-
ની અંદર કે અતિ દૂર અં-
તરિક્ષમાં થાય છે, તેમાથી
પ્રકટેલી શક્તિમાંથી આ
કિરણો ઉત્પન્ન થયાં છે.

> બે બિન્દુ વચ્ચેનું ટૂંકામાં ટૂંકું અંતર સીધી લીટી નહિ પણ ગોળાકૃતિ છે!
> ટ્રેન સ્ટેશને ઊભી રહી હોય, તેના કરતાં જ્યારે એ જ ટ્રેન કલાકના સાઠ માઇલની ઝડપે દોડતી હોય છે ત્યારે તે કદમા ટૂંકી હોય છે!
> એક સેકંડે ૧૯ માઇલની ઝડપે સૂર્યની આસપાસ ફરતી આપણી પૃથ્વી પર આપણે એક ગજ ઊભો કરીએ તે વખતે તેની જે લંબાઇ હોય છે તેના કરતાં પૃથ્વી પર તે આડો હોય છે ત્યારે તેની લંબાઈ પૃથ્વીની ઝડપને લીધે ઓછી થાય છે!
>
> આઇન્સ્ટાઇન પોતાના સાપેક્ષવાદના સિદ્ધાન્ત મુજબ ગણિત કરીને આ બધું સાબિત કરી આપે છે. એ સિદ્ધાન્ત સમજનવતો આ લેખ પહેલી નજરે ભલે અઘરો લાગે તો પણ, અવશ્ય વાંચો.

**સા**પેક્ષત્વનો ખાસ
વાદ પ્રકટ થયા પછી એક
દશકો થઇ ગયો. ૧૯૧૫
માં આઇન્સ્ટાઇને પાછું
પોતાની પ્રતિભાનું તથા
ચિંતનનું બીજું અનન્ય
ફળ જગતને અર્પ્યું.

અત્યાર લગી મુખ્યત્વે વિદ્યુત, લોહચુમ્બકત્વ ને
પ્રકાશને ઉદ્દેશીને એનો ખાસ વાદ રચાયો હતો. જેને
આપણે ગુરુત્વાકર્ષણ કહીએ છીએ, જેનું સરળ ઉદા-
હરણ આપણે એ આપીએ છીએ કે ઝાડ ઉપરથી
તૂટેલી ચીજ નીચે પૃથ્વી ઉપર પડે છે, અને જેનું જ્ઞાન
માપ ઇત્યાદિ સર્વ ન્યૂટનને પ્રથમ આભારી હતાં, તે
ગુરુત્વાકર્ષણ પણ વિશ્વની એક મોટામાં મોટી શક્તિ
છે; કારણ કે તે શક્તિ કેવળ ઉપર ગણાવેલ નાના
પ્રસંગને જ લાગુ પડે છે એમ નથી, પણ પૃથ્વી ઉપરના
સર્વ પદાર્થોથી માંડીને આખી પૃથ્વી, ગ્રહો, ઉપગ્રહો,




ઉપરના ચિત્રમાં પહેલી આકૃતિમાં બતાવ્યા પ્રમાણે માણસ પૃથ્વી ઉપર ઊભા રહીને પથ્થર પડતો મૂકે તો તે ગુરુત્વાકર્ષણને લીધે બરોબર કાટખૂણે પૃથ્વી પર પડે એમ આપણે જાણીએ છીએ. પરંતુ જો ચન્દ્ર ઉપરનો કોઇ માણસ એ પથ્થરને પડતો જુએ તો તેને, ત્રીજી અને બીજી આકૃતિ વચ્ચે દોરેલી તૂટક લીટીની પેઠે ગોળાકારે પડતો તે દેખાય. કારણકે પૃથ્વી અને સૂર્ય બંને ગોળ ફરતાં હોવાને લીધે તે બંનેની ગતિના સાપેક્ષત્વથી, પથ્થર પડતો મૂકતી વખતે માણસ ત્રીજી આકૃતિમાંના Aની જગ્યા હશે તે એ પથ્થર પડતી વખતે બીજી આકૃતિમાંના Bની જગ્યાએ હશે.

સૂર્ય, તારાઓ વગેરે બ્રહ્માંડની પ્રત્યેક ચીજમાં રહેલી છે. તે ગુરુત્વાકર્ષણને જ્યાં લગી લાગુ ન પડે ત્યાં લગી સાપેક્ષાવાદ બેશક અપૂર્ણ હતો.

૧૯૧૫માં આઇન્સ્ટાઇને 'સાપેક્ષાનો સામાન્ય વાદ' General Theory of Relativity–પ્રકટ કર્યો. ૧૬૮૭માં ન્યૂટને ગુરુત્વાકર્ષણના જે નિયમો ઘડ્યા હતા, ને જે અત્યાર લગી વિજ્ઞાનની શોધખોળના પાયારૂપ હતા, તેનાથી તદ્દન જુદા પ્રકારના વિચારોના પાયા પર, જુદી જ ગણતરીઓ દ્વારા ને જુદા જ ગણિત–રૂપમાં આઇન્સ્ટાઇનના ગુરુત્વાકર્ષણના આ નિયમ રજુ થયા.

આ નવા નિયમોનો પહેલો ગુણ એ હતો કે એમાંથી કાઢેલાં પરિણામો ન્યૂટનના નિયમમાંથી કાઢેલાં પરિણામો સાથે તદ્દન મળતાં હતાં; કારણકે ન્યૂટનનો નિયમ The Law of the Inverse square અત્યાર લગી ('એટલે લગભગ સવા બસેં વર્ષ લગી') ભૂગોળ તથા ખગોળની ઘણીખરી વાતો વિગતવાર સમજાવવાને માટે પર્યાપ્ત હતો. સૂર્યની ગતિ, ચંદ્ર તથા ગ્રહોનું ભ્રમણ, સંક્રાન્તિઓ, ભરતી, પૃથ્વીની આકૃતિ અને એવી બીજી ઘણી કુદરતી હકીકતો ઉપર એણે બરોબર પ્રકાશ પાડ્યો હતો. આઇન્સ્ટાઇનનો નવો નિયમ પણ આ વિષયમાં તથા એમાંથી કાઢેલાં પરિણામોમાં બરોબર સંમત થયો. એટલે બંનેની સત્યતાની સ્વતંત્ર પ્રતીતિ થઇ. ન્યૂટનનો મહાન પણ સરળ ને પુરાણો નિયમ વધારે દૃઢ થયો અને આઇન્સ્ટાઇનનો નવો પણ અટપટો નિયમ વિશ્વાસપાત્ર થયો.

પણ આઇન્સ્ટાઇનના સૂત્રમાં બીજો એક ગુણ હતો જેને લીધે તે ન્યૂટનના સૂત્ર કરતાં વધારે વ્યાપક તથા ચોકસાઇવાળો ઠર્યો છે. સામાન્યરીતે તો ન્યૂટોનિયન સૂત્ર બહુ સરસ હતું, પણ ખગોળના વિદ્વાનો આજે જે વિશ્વ જુએ છે, ને જેને વિષે અવલોકનો તથા ગણતરીઓ કરે છે તે વિરાટ રૂપ છે. ન્યૂટોનિયન વિશ્વ તો એની આગળ બહુ જ સ્વલ્પ હતું. તેથી આવા વિરાટ પાયા ઉપર જ્યારે ન્યૂટનનું સૂત્ર લગાડીએ છીએ ત્યારે બરોબર સંતોષકારક પરિણામ મળતાં નથી.

આના એક સુંદર ઉદાહરણ પર આઇન્સ્ટાઇને નજર દોડાવી ને એવી સચોટ રીતે બંને સૂત્રોની તુલના પ્રકટ કરી કે પછી બંનેના મૂલ્ય વિષે સંદેહ અશક્ય થયો.

આપણો પાડોશી ગ્રહ બુધ—'મર્ક્યુરી'—ખગોળશાસ્ત્રીઓને મૂંઝવનાર થઇ પડ્યો હતો. ન્યૂટને સ્થાપેલા નિયમોની અનુસાર ખગોળશાસ્ત્રીઓ એની ગતિ ને એનાં સ્થાન મુકરર કરતા હતા, પણ એ ભાઇસાહેબ એ વાયદા ગણકારતા જ ન હોય તેમ વારંવાર બીજે જ સ્થળે ઝળકતા. જાણે 'અગ્રહણ' થયું હોય તેમ ખગોળશાસ્ત્રીઓમાં બુધની આ સ્વચ્છન્દી, અનિયમિત ને [illegible] પણ પ્રવર્તતાં. પણ એની કંઇ અસર આ ગ્રહની ઉપર થઇ નહિ!

આ બુધનો ગ્રહ આપણા ચન્દ્રમાથી માત્ર ત્રણ ગણો મોટો છે એટલે પૃથ્વીથી તો કેટલોય નાનો થયો. સૂર્યની આસપાસ તે એક કૂંડાળું પૂરું કરે છે ત્યારે આપણા માત્ર ૮૮ દિવસો થાય છે. સૂર્યની તે એટલો નજદીક છે; તેમ એ જ કારણથી ક્વચિત જ તે નરી આંખે નિહાળી શકાય છે. તે છતાં એક સો વર્ષની જુદાજુદા ખગોળવેત્તાઓની ગણતરીઓ તથા અવલોકનો બંને અસંગત રહ્યા હતાં. તફાવત બહુ મોટો

(અનુસંધાન આગળ પાન ૩૪૧મે)




## સૃષ્ટિનું રહસ્ય

દહાડાનું ધોળું અજવાળું હોય છે તેથી આપણે ફક્ત પૃથિવિ અને સૂર્ય બે જ જોઈ શકીએ છીએ. પણ રાત્રે જ્યારે કાળો પ્રકાશ થાય છે ત્યારે જ કુદરતની અનંત સૃષ્ટિ પ્રકટ થાય છે અને વિશ્વ કેટલું વિશાળ છે એનો ખ્યાલ આવે છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર



ચર્ચા

ચિત્રકાર • વિનાયક પંડ્યા

## ખંડ બીજો

મંદિરના દીપક–ગોખ–આસને
પડ્યું હતું એક કુરૂપ કોડિયુંઃ
સંકોરતું ચેતનહીણ ખોળિયું
ધરી રહ્યું અંજલિમાં પ્રકાશને.
એ કોડિયાની કરુણાની જ્યોતને
જોઈ રહી યાદવી સ્થિર લોચને.



છૂટા હતા કુન્તલ સ્કન્ધ ઉપરે,
ને નેનમાં ઘેન હતું વિષાદનુંઃ
અશ્રુભરી પાંપણની કટોરીએ
કે યાચતી મુખ કરી દયામણું
નથી નથી લોચન રે, વિષાદને
ઢળી પડી પાંપણ મૌન રુદને.

એ યાચનામાં હતું હાર્દ માતનું,
કલ્યાણની મંગલ વાંછના હતીઃ
એ અંતરે ચિંતન ભૂતકાલનાં
ખેંચી ગયાં ઠેલવી વર્તમાનને.
વાત્સલ્યનો દિવ્ય ધ્વનિ પ્રસારતી
વાગી રહી બીનરપૂર્વ આરતી.

પ્રસૂતિની આંતરવેદના સગે
બેઠો હતો કૃષ્ણ નજીક બ્હેનનીઃ
શિખાવતો ગૂંથણી ચક્રવ્યૂહની,
ગણાય છે જે ઉત્તમાંગ યુદ્ધનું.
પડી હતી નિંદર માંહી બ્હેનડી,
એ યુદ્ધદીક્ષા નિજ ગર્ભને વરી.

જાગી સુભદ્રા સ્મૃતિતંતુ જાગતાં
એ વ્યૂહનું આદ્ય સ્વરૂપ પૂછતીઃ
એ વ્યૂહની અંતકડી ઉચારતા
થંભી ગઈ કૃષ્ણની જીભ કંપતી.
ઝાંખી રહી ગંભીર લોચને સ્વસા,
પામી નહિ માધવની મનોવ્યથા.

પક્ષ્મો પરે કંપ હતો વિચારનો,
ને મુખભાવે પ્રગટેલ વ્યગ્રતાઃ
શાનાં થએલાં નિજ કૃષ્ણ લોચનો
દોડી રહ્યાં દૂર ભવિષ્ય ભેદતાં.
જતો રહ્યો માધવ ગૂંચવાઈને,
પૂછી શકી બ્હેન કશું ન ભાઈને.

તે ગૈ હતી પુત્ર રણે સિધાવતાં
સુદર્શને યાદવ કુલચંદ્રનેઃ
એ સ્પંદનો, એ મુખભાવ, વ્યગ્રતા
વાંચેલ આજે ફરી કૃષ્ણ–લોચને.
આશિષ એમાં હતી ના જયંતને
આશ્વાસને ના હતું રંક બ્હેનને.

વિચારના તિમિરમાં ઉતાવળે
દોડી સુભદ્રા નિજ પંથ પેખતીઃ
હરી ગઈ જ્યોત અનિલફૂંકથી,
નિઃશ્વાસતી ભાવિતણી અમૂઝણે.
ખરી ગયાં દર્શન ભૂતકાલનાં
આવી ઊભી યાદવી વર્તમાનમાં.

સંજીવની જ્યોત વિલીન થૈ જતાં
બની ગયું આસન શૂન્ય ગોખનુંઃ
અશ્રુ ભરાયાં નયણે અજાણતાં
તૂટી ગયું દર્પણ દિવ્ય શોકનું.
હથેળીઓની કરી કર્ણ–ઢાંકણી
શુભંકરી તર્ક કરે છ માવડી.

અગ્નિજ્યો કાલ તણો મહાધ્વનિ
આવી પડ્યો અંતરની પછીતમાંઃ
મૂછી ઊડી થાંભલીઓ અવાસની
કંપી જનેતા ભયભીત ચિત્તમાં.
ભેબાકળી દોડી ગઈ ગવાક્ષમાં,
શોધી રહી કાંઈક અંતરીક્ષમાં.

સરી જતી સાંધ્યની દોર પાતળી
થંભી જરા અંજલિમાં વિરાટનીઃ
એ તેજમાં નેત્રપ્રકાશ ખેરવી
માગી રહી કે વરદાન યાચતીઃ
'સંરક્ષજે જીવનગ્રંથી સૂત્રની,
દૃષ્ટિ થજે મા! જયવંત પુત્રની.'

દિશામુખે કાજળરૂપ ઊતર્યું,
શબ્દો ગયા ઓગળી અંધકારમાઃ
ગૈ જાગૃતિ અશ્રુતણા પ્રવાહમાં,
આકાશ જાણે ધરતી પરે નમ્યું.
વ્યથા અનાગી જનની વિમાસતી
પડી રહી નેત્રકમાડ વાસતી.

વાગી રહી આર્ત સ્વરે ઉતાવળે
આક્રંદભેરી દિશદિશ ભેદતીઃ
ઢંઢોળતી શુદ્ધિવિહીન માતને
અનિષ્ટ કે યુદ્ધ તણું ઉચારતી.
હતું નહિ ભાન કશું અચેતને
જોતીહતી જાન્હવી કાલસ્વપ્નને.



દીઠાં હશે લોચન મૃત્યુનાં નગે
ફુત્કારતી કાલ ભુજંગની ફેણાઃ
એ ફૂંક એ લોચનથી બિહામણા
ઓળા પડ્યા વિકૃત પૃથ્વી-આસને.
વીંધી રહ્યો એક ધ્વનિ વિરાટનેઃ
'ખરી ગઈ પીચ્છકલા શકુન્તની
ઢોળી ગયો ચંદ્ર મધુર ચંદની.'



## ખંડ ત્રીજો

સૌંદર્યનાં જૂથ જઇ શિવાલયે
સૌભાગ્યમોંઘાં વરદાન યાચતાં:
ગવાક્ષની દેરડીએ ગૂહેગૂહે,
કસ્તુરીનો દેવસુગંધ છાંટતાં:
હથેળીએ દીપકકોડિયાં ધરી,
સ્ત્રીઓ ઉતારે ઉત્તરાની આરતિ.

કુંકુમની સ્વસ્તિકવેલ ચીતરી
મંદિરનાં દ્વાર મહીં સુલોચને:
જોતી ઊભી મારગ મીટ પાથરી
જ્યોતિર્કલા શી રૂપરાણી ઉત્તરે.
જેના ઉરે સ્વપ્ન વસેલ સ્વર્ગનાં,
સહી શકે દિવસ શે વિયોગના?

ગુરુ અગસ્ત્યે જડના ઉલેચના
પીધો હતો સાગર અંજલિ મહીં:
માણી હતી એમ સહસ્ર રાત્રિઓ
સંસારની, એક જ રાત્રિએ ચઢી.
દામ્પત્યનાં શાસ્ત્ર અનેક એ પડી,
વાંચવા હશે લોચનલોચને મળી.

આકાશગંગા પરથી ઊનાવળી
ખરી ગઇ વાદળછાય પૂર્વમાં:
જરા છવાયું શીત ઉગ્ર સૂર્યમાં
ઊડી રહી પશ્ચિમ સાંધ્યચૂંદડી.
તંદ્રા મહીં મુખ પતિનું સુંદરી,
શોધી રહી નિર્મળ અશ્રુઓ ધરી.

ઉપારી જોને ગત રાત્રિસ્વપ્નની
શમી નથી અંતર, અંગઅંગમાં:
આશ્વાસને મૂક બનેલ માનિની
ફરી ચઢી સ્વપ્નતણી કમાનમાં.
એ સ્વપ્નનો રાક્ષસ પુનઃ ઊતર્યો,
સૌભાગ્ય એના ઉરનો દહી રહ્યો.

તરી રહ્યાં કૈંક અમોલ યાત્રીઓ
સરોજશે તેજ તણા સરોવરે:
ત્યાં આભથી દૈત્ય કરાળ ઊતરે
ડુબાડતો સુંદરતાની હોડીઓ.
ડૂબી ગયાં કૈં સુકુમાર દંપતી,
જાગી ઊઠી સ્વપ્ન મહીંથી સુંદરી.



નિઃસ્તબ્ધતા કોરી રહી છ ચિત્તને,
એમાં પડે ક્રૂર ધ્વનિ વિષાદનો:
સર્જનનું સ્વપ્ન કરુણ અંતને
થંભી ગયાં કેમ મધુર નાદનો?
કોડી મઇ મંદિર માંહી ઉત્તરા,
એને જણાઇ ફરતી વસુંધરા.

નેત્રો ઉઘાડી નીરખે છ ચૌતના,
અડી કરાંગુલિ શિથિલ અંગને:
સંચારિકા કોઇ પડી અચેતને
કરી રહી છે નિજ પાદવંદના.
જડતી રહી ઊંઘ મહીં વિનાશને,
કળી મની પુનઃ હળે છ મૂર્છાએ.

સાથે સુભદ્રા લઈ કુંતી માતને
આશ્વાસને પુત્રવધુ કને જતી:
હૈયા પરે વજ્જર ગુંપણ વની
ઓઢેલ જોઈ નિજ અશ્રુપાતને.
મંદિરનું આંતરૂદૃશ્ય નિરખી,
પાષાણમૂર્તિ ગઇ કેમ એ જતી?

મયૂરની પિચ્છકલા-શી મૂર્છિતા
પડી હતી ઓય પરે પીંખાઈને;
મંદિરની થાંભલીએ લપાઈને
રડી રહી કોઇક દ્વારરક્ષિકા:
આકાશછત્રી: સરખા મહાલયે
કારુણ્યનો સાગર કોણ ઘૂઘવે!

નિશ્વાસની શ્વાસ ભરેલ અંતરે
આવી સુભદ્રા પગલે ઉતાવળે:
આલિંગતી, અશ્રુપ્રવાહ ચૂમતી,
પંપાળતી પાંપણ અંગુલિ વતી.
કુંતી અતિ આર્જવતાભરી દગે
ઝાંખી રહી તેજભર્યા લલાટને.

અશ્રુ હતાં? નાઃ ન દયા, ન ક્રૂરતા,
શ્રદ્ધાભર્યું મુખ ગભીર ગૌરવે:
શાંતિ હતી દિવ્ય પ્રભા શી અંતરે,
સરી પડ્યા શબ્દ વહેલ સ્થિરતા:
આશિષ દે માત પ્રસન્ન અંતરે,
વીરશ્રીની સ્વર્ગ સમાને વરે,
પુરુરવા શો તુજ સ્વામી ઉતરે!'

મીંચાયની પાંપણ સ્હેજ ઊંચકી
જોઇ રહી પાવન દૃશ્ય ઉત્તરા:
ઇચ્છા ઉપાડે નવ કેમ શબ્દને?
કંપિત ઓષ્ઠો ફફડી રહી ગયા.
હતું નહિ કામ કશુંય શબ્દનું,
ફરી વળ્યું મૌન અપાર દર્દનું.

થતું હતું નિર્મળ તેજ પાતળું
તારાગણોનું ઘનઘોર રાત્રિમાં:
પામી અનુકંપ અનિલ ઊડતો
કંપાવતો અંતર અશ્રુએ ભીનું.
નિમૂરતી પાંડવકુલ આનંદની
એકેકની હૂંક મહીં પડી રહી.

ઇન્દુલાલ ગાંધી



# રસવન્તીની વરસગાંઠ

## જે દહાડે એને ખબર પડી કે આજ સુધી પોતાનો સાચો જન્મ થયો જ નહોતો.

સમય : ૧૯૩૦ના જાન્યુઆરીની ૨૮મી તારીખ
સ્થળ : સર માણેકલાલનો મહેલ

[રસુનો બેસવાનો ઓરડો. એક ટીપાઈ ઉપર ઘડિયાળમાં સાડા આઠ વાગ્યા છે. તેની પાસે તારીખિયું છે તેમાં અઠ્ઠાવીસમી તારીખ દેખાય છે. એક નેતરનો ગાદીવાળો કોચ છે, તેની બીજી બાજુ બીજી ટીપાઈ પડી છે તે ઉપર અરીસોગોઠવેલો છે. અરીસા પાસે એક લેવન્ડરની શીશી, એક પફ, માથાનાં બે બ્રશ વગેરે પડ્યું છે. રસુ (ઉમર વર્ષ આશરે પંદરની) કોચ ઉપર ઊંઘી ગઈ છે. બંને બાજુ ખુરશીઓ છે.

પડદો ઉપડે છે; ઍલાર્મ વાગે છે; રસુ જાગે છે અને રૂમાલ વડે આંખો ચોળે છે.]

રસુ: (ઘડિયાળ સામે જોઈને) ઓહ! સાડા આઠ વાગી પણ ગયા? અને આજે તો મારી વરસગાંઠ છે એમ મમ્મી કહેતાં હતાં. હજી કોઈ મ્હેતા પણ લાવ્યું નહિ. આ હિંદુસ્તાનના લોકોને વખતની કિંમત કોણ જાણે ક્યારેય થશે! (બૂમ પાડે છે) ધારી—ઓ ધારી...

ધારી: (પ્રવેશ કરીને) શું બ્હેન? મને બોલાવી?

રસુ: તને નહિ ત્યારે? તું શું એમ જાણે છે કે ધારી ધારી કહીને હું પંજાબના ગવર્નરને બોલાવું છું? જુઓ ગાંડીને મારો ખાટો મે બેશી ગયો.

ધારી: જી, બ્હેન! ત્યારે જીવનતાનની ગોળી લાવું?

રસુ: (ઊભી થઈ, પગ પછાડી) મૂરખ! હવે તું મશ્કરી પણ કરવા લાગી એમ? તને ખબર છે આજે મારી વરસગાંઠ છે? આજ મને જેટલાં વરસ થયાં તેટલાં અગાઉ કોઈ દિવસ નહોતાં. જા; મ્હેતા મંગાવ.

[ધારી સ્ટેજ ઉપર થઈ બીજી બાજુ ચાલવા માંડે છે.]

ઊભી રહે. (ધારી ઊભી રહે છે.) આજે કઈ તારીખ થઈ?

ધારી: ઈ તો કોણ જાણે, બેન, ખબર નથી.

રસુ: (તારીખિયું જોઈ) હા, બરાબર. આમાં ૨૮મી લખેલું છે, એટલે આજે અઠ્ઠાવીસમી. પણ તે અંગ્રેજી મહિનાની કે ગુજરાતી?

ધારી: ઈ તો કોણ જાણે, બ્હેન. પણ ગુજરાતી હશે!

રસુ: ગાંડી, જા. મ્હેતા લાવ.

[ધારી જાય છે. બહારથી કોઈનો અવાજ સંભળાય છે.]

અવાજ: રસુ . . ઉ . . . ઓ રસુ . .

રસુ: (જરા લાડથી અરીસા પાસે જઈ બ્રશથી માથું ઓળતાં) ઓ—ઓ—મમ્મી —

[શારદા પ્રવેશ કરે છે. વાળ સ્હેજ ધોળા]

શારદા: રસુ! હું એમ કહેતી હતી—

[રસુ તેને ભેટે છે અને અંગ્રેજી ઢબે કપાળ ઉપર કિસ કરે છે]

રસુ: ઓ મમ્મી, મને કાંઈ કહ્યું?

શારદા: (અધીરાઈથી) બેસ બેસ હવે ડાહી થઈને. હું એમ કહેતી'તી કે આજે તારી વરસગાંઠ છે, અને મેં તો પેસ્તનજી, રુસ્તમજી અને ટૉમ્સન બધાને મોકલવા અંગ્રેજી કાર્ડો પણ તૈયાર રાખ્યાં હતાં. તારાં કપડાં પણ તૈયાર થયાં હતાં. * એદલજીને ગાર્ડનપાર્ટીનો ઑર્ડર પણ રાધુ આપી આવ્યો હતો. અને હરી માળી—

રસુ: હા; મમ્મી. અને મેં પાર્ટી વખતે ગાવાનું ગાયન પણ તૈયાર કરી રાખ્યું છે. જુઓ હું તે ગાઈ સંભળાવું. (એકાએક ગાવા માંડે છે).

'સીંગ મી લિટલ લવ સૉન્ગ.'

'વ્હેન ધ . . . . .'

શારદા: (અટકાવીને) પણ તારા પપ્પા કાલે ક્લબમાંથી આવ્યા . . . . .

રસુ: (વચ્ચેથી) તમે પણ શું મમ્મી! તે તો રોજ-રોજ ક્લબમાંથી જ આવે છે ને. 'વ્હેન ધ સ્કાઈઝ આર ગ્રે . . . . .'

શારદા: (અટકાવીને) પણ મને બોલવા તો દે. જો તારા પપ્પા કાલે ક્લબમાંથી આવ્યા ત્યારે—

રસુ: (વચમાં અધીરાઈથી) શું તમે બી મમ્મા આવી નકામીનકામી વાતો કરો છો અને મને ગાવા નથી 'સીંગ મી લિટલ લવ સૉન્ગ' 'વ્હેન ધ—'

શારદા: (ગંભીરતાથી) પણ તારા પપ્પાએ ના કહી.

* આ નાટક ભજવતી વેળા આ વાક્યમાંનાં નામોને બદલે તે ગામનાં પરિચિત નામો મૂકવાનાં જ્યારે અનુકૂળ પડે

રસુ: (અટકાવીને) શું ?—શાની ?

શારદા: ત્યારે તું સાંભળ તો ખરી. જો, હું એમ કહેતી'તી કે તારા પપ્પા કાલે કલબમાંથી આવ્યા અને મને કહ્યું કે હવે તો બધી ફૅશન તદ્દન બદલાઇ ગઇ છે. આ બધી આપણી તૈયારી તો ખોટી છે. હવે તો બધું તદ્દન સ્વદેશી હોવું જોઇએ. પાર્ટી બી સ્વદેશી, કપડાં બી સ્વદેશી, બસ બધું સ્વદેશી.

રસુ: ઓ મા ! કેવી આફત ! ફૅશન બી બસ મારી જ વરસગાંઠને દિવસે બદલાય છે, તે તેને કાંઇ વિચાર નહિ થતો હોય ? ઓ મમ્મી—મમ્મી—તમે કહો તેમ કરૂં—તમારે પગે લાગું બાઇસાબ, પપ્પાને મહારાજા પાસે મોકલોને અને મહારાજાને કહી ફૅશનને એક દિવસ રોકવાનો હુકમ કરાવોને ?

શારદા: પણ તું જરા ધીરી તો થા. પછી મેં તને બોલાવવા મોકલી પણ તું તો સૂઇ ગઇ હતી.

રસુ: ઓ મમ્મા રે ! પણ હવે તો હું જાગી છુંને ? ઓ મમ્મી, મારી બધાં કેવી મશ્કરી કરશે ? પપ્પાને કહોને કે મહારાજાને મળે; અને નહિ તો વાઇસરૉયને તાર કરે. . . .

શારદા: (ધીરજ ખોઇ) ઉતાવળી ન થાને ! સાંભળ, હું એમ કહેતી'તી કે પછી તારા પપ્પાએ કહ્યું કે આ ફૅશન તો પેલા મહાત્મા ગાંધી છે તેણે ફેરવી છે. તે તો કહે છે કે બસ બધાએ ખાદી જ પહેરવી, રેંટીઓ કાંતવો, વૈષ્ણવની જેમ રહેવું ને—

રસુ: ત્યારે તો આપણે હવે જાડી માસીની જેમ બધાને મળીને નાહી લેવું પડશેને ? તોબા ભગવાન.

શારદા: ના; ગાંધી મહાત્મા કહે છે કે ઢેઢોને અડાય.

રસુ: તો પછી યુરોપીયનોને ?

શારદા: તેમને પણ અડકાય.

રસુ: તે આપણો ભટ બી અડશે તો મને નહિ ગમે.

શારદા: વળી વચ્ચે આડી વાતે ચડી ? જો હું તને એમ કહેતી'તી કે પછી મેં રાતોરાત * ભીખાભાઇને ત્યાં માણસ મોકલી નવાં કાર્ડ છપાવ્યાં; તલકચંદને ત્યાંથી નવાં ખાદીનાં કપડાં મંગાવ્યાં; મોહનજીને બદલે હેમરાજનો ચેવડો મંગાવ્યો; અને દરજીને કપડાં આપેલાં તે લઇને એ હમણાં આવ્યો છે અને તારી રાહ જુએ છે.

* અહીં પણ આપેલાં નામોને બદલે શહેરનાં કે પરિચિત નામો વધારે અનુકૂળ થશે

રસુ: ઓ મમ્મી ! તમે કાળાં છો, છતાં કેવાં ભલાં છો !

શારદા: ચૂપચૂપ, એમ ન બોલાય. પછી તારા પપ્પાએ કહ્યું કે—

રસુ: (અટકાવી) એ બધું હું આવીને સાંભળીશ. હમણાં તો મને જવા દો. [દાસી પ્રવેશ કરે છે.]

દાસી: બ્હેન, ગાયનમાસ્તર આવ્યા છે.

રસુ: ઓ મમ્મી, હવે હું શું કરૂં ! એક તરફ માસ્તર આવ્યા છે અને બીજી તરફ દરજી.

શારદા: માસ્તરને રજા દે. તારે કાંઇ ગાયન તૈયાર કરવું નહિ પડે; અને હું તને કહેતાં ભુલી ગઇ, પણ આજે તો તારી બ્હેનપણીઓને અલારમાં આવવાનું કહેવડાવ્યું છે અને એ આવતી હશે એટલે તમે ગરબા કરો તો સારૂં.

રસુ: મમ્મી, તમે એ બધું માસ્તરને સમજાવજો; હું જરા દરજી પાસે જઇ આવું.

[ઉત્તરની રાહ જોયા વિના ચાલી જાય છે. બીજી તરફથી માસ્તર પ્રવેશ કરે છે. તેના હાથમાં વાયોલિન છે, પોષાક અનાકર્ષક છે.]

શારદા: આવો માસ્તર, બેસો. (માસ્તર બેસે છે.) જુઓને, હું એમ કહેતી'તી કે રસુને તો આજે દેશી ગાયન ગાવાનું હશે છે એટલે આજે તમારી જરૂર નહિ પડે.

માસ્તર: ઘણું સારૂં. પરંતુ વરસગાંઠના ઉત્સવમાં સંગીતને પણ સ્થાન હોવું જ જોઇએ એવો મારો નમ્ર મત છે.

શારદા: હા, તેમ હશે; હું કાંઇ તેમાં બહુ સમજતી નથી. પણ હવે તો આ મહાત્મા ગાંધીએ ફૅશન બદલી છે એટલે નવી ફૅશનનું સંગીત ગાવું પડશેને ?

માસ્તર: (ભાષણની ઢબે) હકીકત એમ છે કે સંગીત એક કલા છે; અને આ જગતની ફૅશનો બદલાય તેની સાથે સંગીત-કલાની ઉન્નત ભાવનાને કુંઠિત થવા દેવી ન જોઇએ. વસ્તુત: ભાવના અને આદર્શોનો વિચાર કરતાં—

શારદા: (વચ્ચે અટકાવીને) તે બધું તમે રસુને સમજાવજો. બેસો અહીંયાં. હું જરા રસુને વરધી દઇ આવું.

[માસ્તર બેસે છે. શારદા જાય છે અને બીજી બાજુથી જસુ રસુને બોલાવતી બોલાવતી પ્રવેશ કરે છે, તે માસ્તરને જોઇ અટકે છે.]

જસુ: રસુબ્હેન નથી ? ક્યાં ગયાં ? ક્યારે આવશે ? કેમ ગાયા બેઠાં નથી ? આજે તબિયત સારી નથી ?

તેમની બહેનપણીઓને શો જવાબ દઉં? તમે ક્યારે આવ્યા? કેમ એકલા બેઠા છો?

માસ્તરઃ ક્યા પ્રશ્નનો ઉત્તર આપું? (ભાષણની ઢબે) ઘણા પ્રશ્નો પૂછવાથી એકેયનો ખુલાસો પૂરો મળતો નથી; જેમ ઘણા રાગો મિશ્ર કરવાથી એકે રાગ સંપૂર્ણ થતો નથી તેમ.

જસુઃ તેની કાંઇ ફિકર નહિ. મારા પ્રશ્નો પૂછવા માટે જ હોય છે; ઉત્તર માટે નહિ. હું તો રસુબ્હેનને કહેવા આવી હતી કે તેમને કોઇક મળવા આવ્યું છે.

માસ્તરઃ ત્યારે હું જઇશ. *

જસુઃ ભલે. [દાસી પ્રવેશ કરે છે.]

લીલાવતી, જસુ —(બંને સાથે) ઓહ્લો જસુ / ઓહ્લો લીલુ

[બંને હસે છે.]

લીલાવતીઃ કેમ, રસુબ્હેન નથી? હું તો તેમની વરસગાંઠ સાંભળી વહેલી આવી.

જસુઃ હમણાં આવશે, બેસોને.

[બેસે છે. દાસી આવે છે.]

દાસીઃ પુષ્પાબ્હેન અને કુમુદબ્હેન આવ્યાં છે.

[બંને આવે છે દાસી જાય છે]

પુષ્પાઃ કેમ જસુ, (ચારે તરફ જોઇ) રસુ ક્યાં છે?

કુમુદઃ (આગળ વધી હાથકું મ્હોં રાખી) મમ પ્રણિપાત સ્વીકારશો, ભગિનિ?

જસુઃ (કુમુદને ગાલ ઉપર હળવેથી તમાચો લગાવી) હવે બેસબેસ. [પુષ્પા ટીપાઇ પાસે અને જસુ પડખે બેસે છે. દાસી આવે છે]

દાસીઃ કુસુમબ્હેન આવ્યાં છે.

[દાસી જાય છે, કુસુમ આવે છે.]

જસુ-લીલુ-પુષ્પાઃ (એક સાથે) હલ્લો કુસુમ.

કુસુમઃ (બે હાથ જોડી) જે, જે; રસુ તો અહીં નથી જ ને. મેં ધાર્યું જ હતું.

કુમુદઃ શા કારણો પરે એવું અનુમાનો છો?

કુસુમઃ (કુમુદને ચૂંટી ખણતાં) જા, જા; કારણો વાળી. [દાસી આવે છે.]

દાસીઃ પીરોજબ્હેન, અમીનાબ્હેન અને સૂરજબ્હેન આવ્યાં છે. [દાસી જાય છે બધાં પ્રવેશ કરે છે.]

પીરોજઃ (એકદમ દોડી કોઇને જોયા વિના હાથ લાંબો કરી) મુબારકબાદી મારા જીગરની—(રસુને ન જોતાં અટકીને) ઓ—રસુબ્હેન ક્યાં ગીયાંચ?

જસુઃ હમણાં આવશે, બેસોને બધાં. [સૌ બેસે છે.]

પીરોજઃ કેમ છો બધાં. તમે સમજ્યું કે આજ આપરા ગામમાં કોઇ બાનું આવીયાંચ. કહે છે જે ઘનાં જ હુસિયાર છે. ધન્નુ મજેનું બોલે ચ. મારાં માયજી તો બસ તેવણનાં વખાણ કરતાં થાકતાં જ નહિ.

અમીનાઃ હા. મેં સાંભળ્યું છે. મારી ફોઇની દીકરી બીમાર પડી હતી તે એક કલાક બેસીને તેણે સાજી કરી દીધી.

કુસુમઃ મેં પણ સાંભળ્યું છે મારા પાડોશમાં કેટલાય વખતથી કંકાસ ચાલતો હતો તે તેણે પતાવી દીધો.

સૂરજઃ મારા પડોશમાં એક ઉડાઉ કુટુંબ વસતું હતું તેને તેણે સુધારી દીધું.

લીલાવતીઃ કહે છે કે મજૂરો અને ગરીબ લોકો તો એ બાઇનો પડતો બોલ ઝીલી લે છે.

પુષ્પાઃ શાળા અને કૉલેજના વિદ્યાર્થીઓ અને બ્હેનો તો એ કહે તે બધું કરવા તૈયાર થઈ ગયાં છે.

જસુઃ મારાં બા કહેતાં હતાં કે ગામ આખામાં બધાં તેનાં જ વખાણ કર્યાં કરે છે.

લીલાવતીઃ સંગીતમાં પણ એ બાઇએ નવા પ્રાણ પૂર્યા છે. *

કુમુદઃ એ બાઈ તો એ બાઈ જ લાગે છે; પણ તેનું નામ શું? [કોઇ પાછળનાં બારણામાંથી રસુ પ્રવેશ કરે છે. તેનાં કપડાં બધાં ખાદીનાં છે.]

રસુઃ ઓહો બધાં આવી પણ ગયાં? તમે બધાંએ આપણા ગામમાં કોઈ અજબ જેવી બાઇ આવી છે તેની વાત તો સાંભળીને?

કુસુમઃ અમે બધાં હમણાં તેની જ વાત કરતાં હતાં. અમારા બાપાકાકાની ધની—

રસુઃ ઓ જવા દોને એ વાત. હું તો એ બાઈ ઉપર ઘણી જ ચીડાઇ છું. અહીં આવે તો હું તો ઊભી પણ ન થાઉં.

જસુઃ શારદા માસી કહેતાં હતાં કે તેમને પણ આજે આવવાનું કહ્યું છે, એટલે એ તો આવશે.

પીરોજઃ આવસે તો આપુને શી દરકાર છે.

* નાટકમાં જો સંગીત માટે હાર્મોનિયમ કે વાજાની જરૂર પડે તો આ બે વાક્યો કાઢી નાખવાં.

* જો સંગીત વગાડનારી બેન હાજર હોય તો આ ભાગ ન બોલે.

રસુઃ નહિ રહેતો. પણ જુવોને, આજે કેવું મઝેનું પ્રોગ્રામ કર્યું હતું-પણ પપ્પાએ કહ્યું કે નહિ, હવે ફૅશન બદલાઇ ગઇ છે. મને તો એવી નાસીપાસી થઈ. મારું પ્રોગ્રામ બધું મારું ગયું. હવે સવાલ એ છે જે આપણે કરશું શું?

[બધાં એકમેકની સામે જુએ છે અને એક પછી એક બધાં બોલે છે.]

લીલાવતી-પુષ્પા-કુસુમ-અમીના સૂરજ બધુંઃહાઃ તે પણ વિચાર કરવા જેવું છે.

પીરોજાઃ તારે હવે આપને કરવું શું?

કુમુદઃ મને ગાતાં તો આવડતું નથી, પણ તમે બધાં મારું સાંભળો તો હું ભાષણ કરું.

સૂરજઃ હા, એ બહુ સારો રસ્તો છે. એમ જ કરો.

કુમુદઃ (બેઠી હોય છે ત્યાંથી આગળ આવી બોલે છે * અને તેમાંની રમૂજેથી બધાં હસે છે. કુમુદ સૌથી વધારે.)

બધાંઃ 'ઘણું જ સરસ', 'ખાસ કેવા છે', 'બીરાડી બોરી હોરી ગાઇ', 'કુમુદ ઘણી ચાલાક', 'બળી ગોટું હાંક્યું', 'આ ઘણું મઝેનું', વગેરે

કુસુમઃ (પૂરું થતાં આગળ આવી કુમુદને બોદી) શાબાશ, કુમુદ! બહુ સરસ. હવે ચાલો હું તમને એક ગાયન સંભળાવું.

[તે આગળની ટીપાઇ ઉપર બેસી જાય છે. તેના એક તરફ પુષ્પા અને બીજી તરફ કુમુદ છે તે બંનેના ખભા ઉપર હાથ મૂકી શરૂ કરે છે]

ગોકુલના ગોપાલક, બાલક દેવકીસુતને શોધે રે.
"જાશો નહિજી, આપ ઉપર બહુ કંસ ભરાયો ક્રોધે રે;
આપ જતાં તો કોણ હમારું મારગ બતાવનારું રે"
જસોદાનું આ બાલક સહુને પ્રાણ થકી પણ પ્યારું રે.

ગોપ બધા સીધા દુનિયાના અનુભવ છેક વિનાના રે.
તેઓમાં નવ પ્રાણ પૂર્યા'તા કંસથી કા'ને છાના રે.
સત્ય વચન, સત્યાચરણે સહુ સત્યપરાયણ કીધા રે,
એ અનુપમ નવશક્તિ વડે દાનવના પ્રાણો લીધા રે.

વૃન્દાવનમાં ગોપીજનોનું કુલ ગોકુળ પ્રસરેલું રે,
મોહનની મુરલીના રવમાં મુગ્ધ બનેલું ઘેલું રે.
ગોપી હતી સહુ ગભરુ, નિર્મળ, ઊર્મિલ શ્રદ્ધાળી રે,
મુરલીથી ચેતન આપીને બાલવંતી તો ભાળી રે.

વૃન્દાવન નવજીવન આપ્યું મોરલી મધુરી વાઈ રે,
એ રવનું સંગીત બધા ગોપીને આનંદદાયી રે.
એક સમે હરિએ મુરલીમાં ગોપીજનો બોલાવ્યાં રે,
કામ મૂકી સહુ, ભાન ભૂલી સહુ, ગાન સુણીને આવ્યાં રે

એ મુરલીમાં જાદુ ભરેલો મંત્ર જ કાન બજાવે રે,
સચરાચરમાં, જડ જડવત્‌માં ચેતન અદ્‌ભુત લાવે રે.
પારસ કેરા સ્પર્શ અનુપમ સમ એ મુરલી વાગી રે,
આત્મનની અણુખીલી શક્તિ ચેતન પામી જાગી રે.

એ મોહનનો મંત્ર જ શો છે, કોઈ મને એ કહેશો રે.
જાણું હું જો તો જીવનમાં મુજ ગૂંથીશ એ ઉપદેશો રે.
એ મુરલી સમ ચેતનથી યે જાગ્યા બધા છે દેશો રે.
એ નહિ જાણ્યો, તો બધું જાણી સાર તમે શો લેશો રે!

[કુસુમ ગાતી ઊભી થઇ જાય]

અંધ પ્રજાનો પ્રાણ સનાતન વેણુથી કોણ પ્રબોધે રે

[અભિનયથી]

એ આવી ઊભો! કોઈ ન દેખે, અંધ જગત સહુ શોધે રે.

[ગાયન પૂરું થાય છે ત્યાં દાસી પ્રવેશ કરે છે]

દાસીઃ શેઠાણી પાસે કોઈ બાઈ આવ્યાં છે અને બંને આ તરફ આવે છે.

બધાંઃ (એકસાથે બૂમ પાડી) એ તો એ જ.

પીરોજાઃ કંઈ હરકત નહિ, બ્હેનો! એમનને આવવા દેઓ. આપને બહીં બેસી જ રહીસું એટલે તે આવતી જ પકરસે.

[શારદા અને બાઈ પ્રવેશ કરે છે. બાઇ યુવાન, સુંદર અને ચબરાક છે. પહેલી નજરે જ તેને જોઈ પીરોજા સૌથી પહેલી ઊભી થઇ જાય છે, અને રસુ સિવાય બધાં અજાણતાં ઊભાં થઇ જાય છે]

બાઇઃ બેસો બ્હેનો. હું કાંઇ એવી મોટી વ્યક્તિ નથી કે મને જોઇને કોઇએ ઊભાં થવું પડે.

શારદાઃ રસુ, જે અજબ જેવાં બાઇની તારા પપ્પા વાત કરતા'તા તેઓ જ આ ચન્દન બ્હેન.

(રસુ તેમની સામે જરા પણ આવકાર વિના પ્રશ્ન પૂછતી હોય તેમ તાકીને જોઇ રહે છે)

ચન્દનબ્હેનઃ રસવન્તી બ્હેન! ખરું જોતાં તો મારે તમારી માફી માગવી જોઇએ. તમે નાનાં છો અને વળી

---

* આ જગ્યાએ પ્રતાપ નાટકમાંથી 'રાનમાં કાનમાં મોટા ફૂલગોટા' વાળું ભાષણ અથવા હાસ્યમંદિરમાંથી આંજળી જેવું એકાદ નાનું ભાષણ મૂકવું

* અજબ સલૂણી પ્યારી મૃગલાનેણી તેં મોહન વશ કીનો રે— એ રાગ, રાજવની વખતે આમાંથી પછી ૧૪ સુધીની લીટીઓ કાઢી નાખવી.

આજે તમારી વરસગાંઠ છે એટલે તમને તમારી મરજી પ્રમાણે જ કરવું ગમે. અને મેં સાંભળ્યું કે સર માણેકલાલે આજે મારાં બેચાર વાક્યોને લીધે તમારો બધો કાર્યક્રમ બદલી નાખ્યો. હું સર માણેકલાલનો આભાર માનું છું, પણ સાથેસાથે તમે નિરાશ થયાં હો તો મને બહુ ખેદ થાય.

રસુઃ (હાસિયું કરી) ના, એમાં કાંઇ નહિ.

ચન્દનબ્હેનઃ મનમાં ઓછું ન લાવશો, બ્હેન; પણ જેમ તમારૂં નવું વરસ શરૂ થાય છે, તેમ આપણા દેશનું પણ નવું જીવન શરૂ થાય છે. તમે તમારો વિચાર કરોઃ તમારૂં ધાર્યું ન થાય ત્યારે તમને કેટલું દુઃખ થાય છે? ત્યારે આપણા દેશના હજારો લોકો જેમને ધાર્યા પ્રમાણે ખાવાનું, પીવાનું કે પહેરવાનું કશું મળતું નથી તેમને કેટલું વધારે દુઃખ થતું હશે? એમની નિરાશા આગળ આપણી નિરાશા કાંઇ હિસાબમાં નથી. હજી તો તમે બધાં નાનાં છો. આખું જીવન તમારી આગળ ઊભું છે. તમારે માટે કીર્તિ રાહ જુએ છે; કર્તવ્ય તમારી વાટ જુએ છે; દેશનો પ્રાણ તમારી મદદ માટે સાદ કરે છે. તમારામાં ધીરજ છે, ક્ષમા છે, તત્પરતા છે. તમારામાં બુદ્ધિ છે, શક્તિ છે અને પુરુષોને દુર્લભ એવી વત્સલતા છે. આ બધું હોય ત્યારે જગતનો એવો કોઇ બનાવ હોઇ શકે નહિ જે તમને નિરાશ કે નિષ્ક્રિય બનાવી મૂકે. બ્હેનો! મેં જગત જોયું છે અને હું તમને કહું છું કે આપણા નાનકડા જગતની બહાર ડોકિયું કરીને જોતાં જે દુઃખ આપણી નજરે પડે તેને નિવારવા આપણે જ શરૂઆત કરીએ તો આપણે દુઃખી થવાનો પ્રસંગ જ આવે નહિ.

પીરોજાઃ બ્યૂટીફુલ આઇડીયા. હું ટમારા મટને ટદ્દન મલટી ઠેઉં જી. ટમે ઘન્ના ઉમ્ડા વિચાર ડરાઓચ.

જસુઃ મેં અગાઉ કોઇવાર આવું સાંભળ્યું નથી. આજે હું નવું શીખી.

લીલાવતીઃ તમારાં માત્ર વખાણ સાંભળ્યાં ત્યાંસુધી હું માનતી નહોતી. પણ તમારા જેવા ગુરુનું કોણ ન માને?

પુષ્પાઃ વિદ્યાર્થીઓની બુદ્ધિ અને ઊર્મિને આપનાં વાક્યોથી પ્રેરણા અને ગતિ મળે છે, એટલે તેઓ બધાં આપને અનુસરે તેમાં શી નવાઇ?

કુસુમઃ રૂઢિમાં ગૂંગળાઇ ગએલાં ને અજ્ઞાન લોકોને આપનાં વચનોથી સ્વતંત્રતાની ઝાંખી થાય છે ને નવી દૃષ્ટિ મળે છે; તે માટે હું આપને પગલે જ ચાલીશ.

અમીનાઃ જીગરના જખમથી ઘાયલ થએલાં અને કમતાકાત લોકો ઉપર આપનાં વાક્યો જાદુઈ કરામત જેવાં છે. આપ તેમના ફિરસ્તા જેવાં છો. હું આપની અદના દાસી રહેવામાં માન સમજીશ.

સૂરજઃ જીવનના વિકટ માર્ગમાં ભૂલાં પડેલાં પ્રવાસીઓ માટે આપનાં વાક્યો સોનેરી પ્રકાશની દીપશિખા જેવાં છે. ઉડાઉને તે સંયમ શીખવે છે અને કંજૂસને તે ઉદાર બનાવે છે. આપના આ ચમત્કારથી હું આપને અનુસરીશ.

રસુઃ પણ નવીન જીવનને ઉંબરે ઊભેલાં લોકો આપની આ નવીન ભાવના સ્વીકારતાં બ્હીશે એમ મને લાગે છે. હું તો હજી રાહ જોઇશ.

શારદાઃ એ તો એવી જ છે; એનું બોલ્યું ગણુશો નહિ. હું એમ કહેતી'તી કે મને કાંઇ સમજાતું નથી તો પણ તમારૂં કહેવું ગમે છે. ફક્ત આ ખાવાનું આભરી ગયું ને નથી ગમતું.

કુમુદઃ બરાબર છે; ઉપાહાર જ અધ્યાહાર!

ચન્દનબ્હેનઃ ના બ્હેન, સરખેસરખું મિત્રમંડળ એકત્ર થયું હોય અને થોડું ખવાય, થોડું ગવાય અને નિર્દોષ આનંદ થાય તેની વિરુદ્ધ કોઇ જ ન હોય. અહીં પણ કોઇ મધુર કંઠવાળા બ્હેન જો એકાદ ગરબો ગવડાવશે તો હું ધારૂં છું કે બધાંને બહુ આનંદ થશે.

કુમુદઃ (લીલાવતીને ઘસડી લાવી) એવાં તો આ લીલાવતી છે, પણ બહુ શરમાળ છે.

લીલાવતીઃ ના બ્હેનો. ચાલો હું ગરબો ગવડાવું.

શારદાઃ છોકરીઓ સહુ આમ આવો.

[વચારે છોકરીઓ આવે છે. બધાં હારમાં ગોઠવાય છે અને લીલાવતી શરૂ કરે છે.]

લીલાવતીઃ

ઊંડીઊંડી આંબલિયાની કુંજે હો આજ,
ગુંજે છે કોઇ દિવ્ય કોકિલાઃ
કોઈ દેખે નહિ પરન્તુ કુંજે હો આજ,
ગુંજે છે કોઇ દિવ્ય કોકિલા.

સાખી

ચન્દ્ર દિસે નહિ આભમાં,
રજની કાળી ઘોર;
શાન્ત સ્વરે ટહુકી રહી,
અંતર જગવે શોરઃ

ગોર નહિ એ છે માત્ર એક કોકિલા હો આજ,
ગુંજે છે કોઇ દિવ્ય કોકિલા.—ઊડી૦

કાળી નિશામાં કાળી એ,
ભાળી શકે નહિ નેન;
ક્યાંથી સુણીને ગીત એ,
મેળવશો ઠંડ ચેન:
રેન વીતા પછી જ જોશું કોકિલા હો આજ,

ગુંજે છે કોઇ દિવ્ય કોકિલા.—ઊડી૦
ગુંજન એ પૂરું થયું,
સ્મરણે નહિ કૈં રાગ;
ભોળાનો મુના રહ્યા,
માની કેવળ કાગ:
જાગે ન્હેશો નહિ તો ગુમાવી દેશો હો આજ,
ગુંજે છે કોઇ દિવ્ય કોકિલા —ઊડી૦

[ગરબો પૂરો થતાં સહુ પોતપોતાને સ્થાને બેસી જાય છે.]

ચન્દનબ્હેન: વાહ બ્હેનો! શું સુંદર કાવ્ય છે! શી ખૂબીથી તેમાં સત્ય બતાવ્યુ છે. આપે મને આજે આપના પ્રેમથી નવડાવી છે. આ કાવ્ય ઉપરથી લાગે છે કે આપ બધા મારી ભાવનાને પૂજો છો. બધાં મારા મતને ગમતા છો. બધાએ મારી નાની ક્રિયાઓને મોટી કરી બતાવી છે. મને એથી ઉત્સાહ આવે છે. હવે તો હું આપની વચ્ચે આ ગામમાંથી જ મારૂં કામ શરૂ કરીશ. કૃપા કરીને કહો—મારી સાથે કોણકોણ શું શું કામ કરશે? ચાલો આપણે અહીં આજે જ બધું નક્કી કરીએ.

[આ વાક્યથી ધારતી ખાઈ બધાં એકદમ ઊભા થઈ જાય છે. ચન્દનબ્હેન પણ ઊભાં થઇ શારદા સામે જુએ છે.]

શારદા: એ બધામાં મને કાંઇ સમજણ પડતી નથી. મારે તો ઘરના કામમાંથી યે ક્યાં ઊંચું આવાય છે? મને માફ કરશો. [જાય છે]

જસુ: મારે હજી ઘણો અભ્યાસ બાકી છે, તે પૂરો કરી લઉં પછી વાત; હમણાં તો—[નમન કરી જાય છે]

લીલાવતી: કાલે જ આપણે ગરીબોને આપણું બધું ધન વહેંચી દઇએ તો તેઓને બે દિવસ ધાન્ય પણ નહિ મળે અને આપણે પણ ગરીબ થઇ જઇશું. હમણાં તો પૈસા ખૂબ એકઠા કરવા જોઇએ. [નમીને જાય છે]

પુષ્પા: યુવાનોને તેમના વડીલોનું બંધન હોય છે અને એ તોડવું તે સંસાર સામેનો મોટો અપરાધ છે. કે મારાથી નહિ બને, માટે— [નમીને જાય છે]

કુસુમ: કેળવાએલાં લોકોને સમજાવવાં એ જેટલું સહેલું છે તેટલું સહેલું અજ્ઞાન રૂઢિગ્રસ્ત લોકોને સમજાવવાનું નથી. માટે અજ્ઞાન દૂર થાય અને રૂઢિ તૂટી જાય ત્યાંસુધી રાહ જોવી જોઇએ. ત્યાં સુધી— [નમીને જાય છે]

અમીના: આ દુનિયા એટલી ખરાબ છે કે રિસ-રેનાઇ લોકોનું તેમાં કામ જ નથી. પહેલા દુનિયાએ સુધરવું જોઇએ. ત્યાં લગી— [નમન કરીને જાય છે]

સૂરજ: જ્યાં સુધી બધાની ઉપજ એકસરખી થઇ ન હોય ત્યાંસુધી સામાજિક કાર્યોમાં ભેદભાવ રહેશે પહેલાં ભેદભાવ દૂર કરો. પછી—[નમન કરીને જાય છે]

પીરોજ: ટમારૂં બઢું છે ટો ઘન્નું મઝેનું, પન આય ડુનિયાનો વેહવાર કેમ ચાલે ટે બી જોવું ટો જોઇએ જ ના? ચાલો સાહેબજી. [જાય છે.]

કુમુદ: તમે બધાંનુ શા માટે સાચું માનો છો? અમે બધાં યાદવો જેવાં છીએ કંસનુ રાજ્ય હોય ત્યાંસુધી કૃષ્ણને ભજીએ અને કૃષ્ણ રાજા થાય એટલે તેને આ-પધાન કરાવીએ. [નમીને જાય છે.]

ચન્દનબ્હેન: (રસુને) બધાં જ ગયાં! બધાંનો ઉત્તર ના છે. નવીન પંથ કાપનારાઓ હંમેશાં એકલાં જ હોય છે. બધાં ગયાં, રહ્યાં છીએ માત્ર તમે અને હું. તમારે પણ જવું છે?

રસુ: ના બ્હેન; આજે મારી વરસગાંઠ. મને આજે મને ગમે તેમ કરવાની છૂટ છે. (ઘૂંટણીએ પડીને) હું આપની શિષ્યા છું, મને દોરશો? મને—

ચન્દનબ્હેન: (તેને ઊભી કરતાં) બ્હેન! બ્હેન!! બ્હેન!!!

[આ વાક્યોની શરૂઆતથી પડદો પડવો શરૂ થાય છે અને પડે છે]

મુનિકુમાર મ. ભટ્ટ





આર્ટ્સ કૉલેજ • હિંદુ યૂનિવર્સિટી બનારસ

# બનારસ હિંદુ યૂનિવર્સિટી

ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયજીની બનારસ હિંદુ યુનિવર્સિટીને ગુજરાતે આચાર્યશ્રી આનંદશંકરભાઈની ભેટ કરી ત્યાં સુધી એ યૂનિવર્સિટીનું નામ આપણે ત્યાં બહુ જાણીતું નહોતું. અને વિદ્યાર્થીવર્ગમાં તો છેલ્લાં થોડાં વર્ષોમાં જ એ જાણીતું થયું છે.

આનંદશંકરભાઈએ એ યૂનિવર્સિટીના આચાર્ય અને વાઈસચૅન્સેલર—કુલનાયક—પદે જઈને શી સેવાઓ અર્પી છે તેના વિસ્તારનું અહીં ક્ષેત્ર નથી. પરંતુ તેના આચાર્યપદ ઉપરાંત એક રજવાડા જેવડા આંટીઘૂંટીવાળા ને વિસ્તારી વહીવટનો બોજો અતિ વિકટ હોવા છતાં પણ તેઓ એકસરખી શ્રદ્ધા ને ગૌરવથી વહે જાય છે એ વાતનો ઉલ્લેખ કરવો જોઈએ. એ યૂનિવર્સિટીમાં એક કાળે જદુનાથ સરકાર અધ્યાપક હતા, પ્રૉ. શેશાદ્રી હતા,—ઘણા નામાંકિત અધ્યાપકો હતા. સૌ એક પછી એક અલ્લાહાબાદ, કલકત્તા વગેરે યૂનિવર્સિટીઓમાં ચાલ્યા ગયા છે. આચાર્ય ધ્રુવ એ વિદ્યાપીઠ સાથે એકતા સાધી હજી ત્યાં ધ્રુવ શા અચળ પ્રકાશે છે.

કોઈ પ્રેક્ષક આવીને હિંદુ યૂનિવર્સિટીનાં આજનાં મકાનો જુએ, એનો વિસ્તાર જુએ, એની જુદીજુદી શાખાઓ, એની શિષ્યસંખ્યા અને એની અત્યાર સુધીની પ્રગતિ જુએ, અને એને કહેવામાં આવે કે આ બધું માત્ર સોળ જ વર્ષનું કામ છે તો જોનાર આશ્ચર્યમૂઢ થઈ જાય તો નવાઈ નહિ.

એની ઉત્પત્તિ, એની પ્રગતિ ને સ્થિતિ તથા એની ભાવિ મહત્ત્વાકાંક્ષાઓ બધું એક જ વ્યક્તિને આભારી છે: પંડિત મદનમોહન માલવીયજીને.

ઇ. સ. ૧૯૦૫માં એનું પહેલું 'પ્રૉસ્પેક્ટસ' બહાર પડ્યું. માલવીયજીએ નાણાં માગવા માંડ્યાં અને આ જમાનામાં દુર્લભ એવું 'સફળ ભિક્ષુક'નું બીરૂદ પ્રાપ્ત કર્યું. ઘણું કરીને ૧ કરોડ અને ૧૬ લાખ રૂપિયા એમણે એકઠા કર્યા અને ઉપરાંત જોધપુર, બિકાનેર, પતિયાળા વગેરે રાજ્યો તરફથી વાર્ષિક રૂપિયા ૨૪૦૦૦ની મદદ મળી. આ પૈસા એકઠા કર્યા તે પહેલાં લૉર્ડ હાર્ડિંજે માલવીયજીને ખાનગી બોલ આપેલો કે તમે જેટલું એકઠું કરો એથી અરધોઅરધ સરકાર આપશે. પણ એ કશું બન્યું નહિ. જોકે માલવીયજીએ તો કેંદહાડાની તેની આશા છોડી દીધેલી.

યૂનિવર્સિટીનાં મકાનોની સ્થાપત્ય-યોજના વિખ્યાત એન્જીનિયર અને સ્થપતિ દાનવીર સર ગંગારામે તૈયાર કરી; મિસિસ ઍની બેસન્ટે 'સેન્ટ્રલ હિંદુ કૉલેજ' અર્પણ કરી અને અમરતાની આશિષ આપી; અને સંવત ૧૯૭૨ની વસંત પંચમીએ—ઇ.સ. ૧૯૧૬માં—પાયો નંખાયો. હજુ યે એ પાયાના પત્થરનાં પૂજન દર વસંતપંચમીએ થાય છે.

વસંતપંચમી એ હિંદુ યૂનિવર્સિટીનો અતિ મહત્ત્વનો ઉત્સવ છે અને બહુ જ ગૌરવ તથા ઉમંગથી તે વર્ષોવર્ષ પાળવામાં આવે છે. વિશ્વવિદ્યાલયનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ તે દહાડે વાસંતી રંગનાં વસ્ત્રો પહેરે છે, અધ્યાપકો પોતપોતાના પદવીદાનના જભ્ભાઓમાં સજ્જ થઈને આવે છે; અને પછી કુલનાયકના આધિપત્ય નીચે સૌનું સરઘસ ચાલે છે. અહીંથી ત્રણ હજાર શિષ્યોનો સમૂહ વિશ્વવિદ્યાલયનું નીચેનું કુલગીત ગાતો ચાલે છે:




બનારસ હિંદુ યુનિવર્સિટીના સ્થાપત્યરચના દર્શાવતો નકશો.

नोहर अतीव सुन्दर, यह सर्व विद्या की राजधानी।
यह तीन लोकों से न्यारी काशी।
यह ज्ञान-धर्म और सत्य राशि॥
गंगा के रम्य तट पर, यह सर्व विद्या की राजधानी।
—मधुर०

नये नहीं हैं यह ईंट पत्थर।
हैं विश्वकर्मा का कार्य सुन्दर॥
या के तीर यह मन्दिर, यह सर्व विद्या की राजधानी।
—मधुर०

यहीं की है यह पवित्र शिक्षा।
कि सत्य पहले फिर आत्मरक्षा॥
रिश्चन्द्र थे इसी पर, यह सत्य विद्या की राजधानी।
—मधुर०

यह वेद ईश्वर की सत्य वाणी।
बने जिन्हें पढ़ के ब्रह्मज्ञानी॥
नि रचे यहीं पर, यह वेदविद्या की राजधानी।
—मधुर०

वह मुक्तिपद को दिलाने वाले।
सुधर्मपथ पर चलाने वाले॥
ले फूले बुद्ध शंकर, यह ब्रह्मविद्या की राजधानी।
—मधुर०

सुरम्य धारों [1]वरना [2]असी।
नहाये उनमें कबीर तुलसी॥
भला हो कविता का क्यों न आकर? यह काव्यविद्या की राजधानी।
—मधुर०

विविध कला अर्थशास्त्र गायन।
प्राणिविज्ञान भूरसायन॥
प्रतीची-प्राची का मेल सुन्दर, यह विश्वविद्या की राजधानी।
—मधुर०

यह मालवी की है देशभक्ति।
यह उनका साहस, यह उनकी शक्ति॥
प्रगट हुई है नवीन होकर, यह कर्मवीरों की राजधानी।
—मधुर०

પછી સર્વે પેલા પાયાના મંગળસ્થંભ આગળ જાય છે. ત્યાં બ્રાહ્મણો વેદોક્ત વિધિથી પૂજન કરાવે છે. એ વિધિ પૂરો થયા પછી સરઘસ પાછું ફરે છે અને કુલનાયકના આવાસ આગળ અટકે છે. ત્યાં કુલનાયક વિદ્યાર્થીઓને વિશ્વવિદ્યાલયનું ધ્યેય અને તેની મહેચ્છાઓ સંભળાવે છે. પછી મિઠાઈ વહેંચાય છે અને એની સાથે મહત્ત્વાકાંક્ષાના મધુ આરોગતું કેસરિયું

૧ વરણા અને ૨ અસી એ બે નદી; એના ઉપરથી વારાણસી.

યૌવન કલ્લોલ કરતું વિખરાઈ જાય છે.

ઉત્સવો એ તો જીવનમાળાના મણકાઓમાં મેર જેવા છે. બીજા પણ ઘણા ઉત્સવો ઉજવાય છે. કૃષ્ણ-જન્માષ્ટમીના ઉત્સવોમાં પંડિતજી અને ધ્રુવ સાહેબ (ત્યાંના ધ્રુવજી)ની કથા થાય છે. તથા રાત્રે કૃષ્ણજીવનનું રહસ્ય સમજાવતી એકાદ નાટિકા ભજવાય છે. એન્જીનીઆરિંગ કૉલેજના વિદ્યાર્થીઓ પોતાના આધિદેવ વિશ્વકર્માની પૂજાનો પણ ઉત્સવ કરે છે.

હિંદુ યુનિવર્સિટી માટે ગુજરાતમાં ઘણા વિદ્યાર્થીઓમાં કેટલુંક અજ્ઞાન છે. કોઈ પૂછે છે કે હિંદુ યુનિવર્સિટીમાં મેળવેલી ઉપાધિ—ડિગ્રી—બીજે ચાલે કે નહિ? કેટલાક એમ જ ધારે છે કે એ ગુજરાત વિદ્યાપીઠ જેવી સરકારથી સ્વતંત્ર વિદ્યાપીઠ છે. આને લીધે ઘણા એનો પૂરતો લાભ લઈ શકતા નથી.

બીજી યુનિવર્સિટી કરતાં હિંદુ યુનિવર્સિટીની વિશિષ્ટતા એ છે કે એ કેવળ પરીક્ષા જ લેતી નથી: એ સ્થાનિક વિદ્યાપીઠ છે. અને એવી જાતની—બહારના દેશોની યુનિવર્સિટી જેવી—એ પહેલવહેલી છે. આથી એક જ સ્થળે શિક્ષણનું એકધારું ને અખંડ સુંદર વાતાવરણ સર્જી શકાય છે. ઉપરાંત અભ્યાસની જુદીજુદી શાખાઓનું ત્યાં મિલન અને સહચાર સાધી શકાય છે.

યુનિવર્સિટીએ ૧૩૦૦ એકર જમીન બનારસના મહારાજા પાસેથી ખરીદી છે. એ જમીન ઉપર સુંદર રચનાનું નાનું ગામ વસ્યું હોય તેવાં એનાં મકાનો આવેલાં છે. આ ઉપર આપેલા નકશામાં બતાવેલી એની સંપૂર્ણ સ્થાપત્યયોજના ઉપરથી આજે તથા એ બધાં મકાનો બંધાઈ રહેશે ત્યારે કેવી જણાશે તે જોઈ શકાય છે, અને એ ઉપરથી સંસ્થાની મહત્ત્વાકાંક્ષા પણ સમજી શકાય એમ છે.

આજે કોઈને પણ અખિલ ભારત વિશ્વવિદ્યાલય જો કહી શકાય એમ હોય તો એ આને એકને જ. હિંદુસ્તાનનો કોઈપણ પ્રાંત, કોઈપણ ખૂણો એવો નથી કે જેનો વિદ્યાર્થી અહીં ન હોય; અને ખાસ કરીને અહીંની એન્જીનીઆરિંગ કૉલેજ * એ સર્વદેશીયતા માટે

* ચૈત્ર માસના 'વસન્ત'માં 'સ્વદેશી' નામના અગ્રલેખમાં એની ઉત્પત્તિ વિષે આવો ઉલ્લેખ છે: 'સ્વદેશી મતની દૃષ્ટિએ જીવનની શુદ્ધિ ઉપરાંત સ્વદેશી ઉદ્યોગોના સંબંધમાં માલવિયાજી અસાધારણ માહિતી ધરાવે છે એઓ ૧૯૧૬-૧૮માં 'ઇન્ડસ્ટ્રિયલ કમિશન'ના મેમ્બર હતા, ત્યારે એમણે મેમ્બર તરીકે કમિશનના રિપોર્ટ સાથે હિંદુસ્તાનના ઉદ્યોગોમાં પડેલા વિઘ્ન તથા એના પુનર્જીવનનાં સાધન એ વિષે એક ઉત્તમ નોંધ



હિંદુ યૂનિવર્સિટીનાં હૉસ્ટેલ્સ. નીચે: રાજપુતાના હૉસ્ટેલ





એન્જીનીઅરિંગ વર્કશૉપ

વિશેષ અભિમાન લઈ શકે. ઠેઠ ત્રાવણકોર ને કેપ કૉમોરીનથી, સીલોન ને મલબારથી વિદ્યાર્થીઓ અહીં આવે છે. આસામી, નેપાલી, બર્મી, કાશ્મીરી, પંજાબી, ગુજરાતી, મદ્રાસી, બંગાળી,—અહીં કોણ નથી એ જ કહેવું મુશ્કેલ છે. આવું સર્વદેશીય વાતાવરણ બીજી કોઈ કૉલેજ કે યુનિવર્સિટી બનાવી શકે એમ નથી. અને એ જ હિંદુ વિશ્વવિદ્યાલયની અનેક વિશિષ્ટતાઓમાંની મુખ્ય વિશિષ્ટતા છે.

જુદાંજુદાં મળી ૩૨ શિક્ષણખાતાઓ અહીં છે. કેટલાક તો બધે હોય છે તેવા છે, જ્યારે અમુક તો હિંદુ યુનિવર્સિટીની જ વિશિષ્ટતા છે. દાખલા તરીકે Mining અને Metallurgy (ખાણ અને ખનીજ-શાસ્ત્ર), કે જેમાં B. Sc.ની ડિગ્રી અહીંથી મળી શકે એટલી સગવડ છે, એ શિક્ષણ બીજે ક્યાંય નથી અપાતું; —ખાસ કરીને Metallurgy (ધાતુવિદ્યા)નું તો. ખાણ (Mining) માટે સરકારે ધનબાદમાં એક શાળા ઉઘાડી છે. આપણે ત્યાં હજુ સુધી એ શાખાની જરૂર જણાઈ નથી, કારણકે ગુજરાતમાં ખાણો ઓછી છે અને છે તેની ખીલવણી પ્રત્યે લક્ષ્ય નથી. છતાં પણ ગુજરાતના વિદ્યાર્થીઓ એ તરફ નથી આકર્ષાયા એવું નથી. આ ખાતાના ગણ્યાગાંઠ્યા વિદ્યાર્થીઓમાં પણ ગુજરાતી પાંચ છ વિદ્યાર્થીઓ છે, અને તે પણ આગળ પડતા ને પહેલી પંક્તિના. અને એ વિભાગના અધિકારી શ્રી નગીનદાસ ગાંધી પણ ગુજરાતી જ છે. એમના

---

પડી છે. બંગાળાના ઔદ્યોગિક અગ્રેસર સર રાજેન્દ્રનાથ મુકરજીએ ૧૯૧૭-૧૮ના ઇન્ડસ્ટ્રિયલ કમિશનના મેમ્બર તરીકે એવા ઉદ્ગાર કાઢ્યા કહેવાય છે કે માલવિયાજી જેવો મહાન પ્રભાવશાળી બુદ્ધિ ધરાવતો પુરુષ કમિશનમાં બીજો કોઈ નહોતો. જે જ્ઞાન એમણે એ ઇન્ડસ્ટ્રિયલ કમિશનમાં વિશેષ સંશોધિત અને સવર્ધિત કર્યું એને વ્યવહારમાં મૂકવાનો આરંભ એમણે ઇન્ડસ્ટ્રિયલ કમિશનમાંથી છૂટી તરત જ (૧૯૧૮માં) કર્યો. બનારસ હિંદુ યુનિવર્સિટીમાં 'ટેક્નૉલૉજી'ની એક વિશાળ શાખા ખોલી અને એની પહેલી ઈંટ રૂપે એન્જીનિયરિંગ કૉલેજ સ્થાપી, જે અદ્યાપિ હિંદુસ્તાનના અનેક પ્રાંતોમાંથી વિદ્યાર્થીઓને આકર્ષે છે; અને એની સાથે બી. એસસી., એમ. એસસી.માં કેમિસ્ટ્રીના વિષયમાં એક ઐચ્છિક વિષય તરીકે 'ઇન્ડસ્ટ્રિયલ કેમિસ્ટ્રી' દાખલ કરી, જેની અનેક શાખા-પ્રશાખા-રૂપી ટોકરીઓનો વિસ્તાર, દક્ષપ્રજાપતિની કન્યાઓની માફક, દિનપ્રતિદિન વધતો જશે એમ આશા છે.... આપણી મૅકોલે-પન્થી કેળવણીએ આપણને એકદેશી વિદ્વાન કરી દીધા છે. વળી એને પરિણામે બૂતા કારીગરો અને કેળવાએલો વર્ગ એ બે વચ્ચે અંતર પણ વધી પડ્યું છે, અને કારીગરનો કેળવાએલો યુવક પણ પોતાના બાપદાદાનો માનવંતો ધંધો છોડી માસિક પગાર અને દુકાળ સાહેબીવાળી સરકારી નોકરી વધારે પસંદ કરે છે. પરંતુ સદ્ભાગ્યે કે દુર્ભાગ્યે હવે નોકરીઓનાં દ્વાર સાંકડાં થઈ ગયાં છે અને તેથી કેળવાએલા યુવકોને ઔદ્યોગિક અને વેપારી જીવન તરફ વળવું પડે છે. પણ દેશમાં ઉદ્યોગ અને વેપાર પૂરતા ન હોવાથી એ માર્ગ પણ બહોળો જણાતો નથી. 'લિબરલ એજ્યુકેશન' યાને સામાન્ય પ્રકારની શિક્ષા-(કેળવણી)ને બદલે 'ઇન્ડસ્ટ્રિયલ' અને 'કમર્શ્યલ' યાને વૈશ્ય શિક્ષા તરફ વળવાની આ ઔદ્યોગિક સ્પર્ધાના જમાનામાં બહુ જરૂર છે, અને તેથી પંડિત માલવીયાજીએ, સામાન્ય જીવન માટે એમને પરમ આદર છતાં, ઔદ્યોગિક શિક્ષાને બનારસ હિંદુ યુનિવર્સિટીમાં મહત્ત્વનું સ્થાન આપ્યું છે.'

જેવા ઉદ્યમી અને ચોક્કસ અધ્યાપક અહીં વિરલ છે. હજુ નહિ ખેડાએલા એવા આ જ્ઞાનક્ષેત્રમાં વિદ્યાર્થીઓને ખૂબ અવકાશ છે. કદાચ અભ્યાસ પછી તરત કમાણીનું સાધન ન મળી આવે, પણ અસારનો સમય જોતાં એ ક્ષેત્ર વિકસશે એ નક્કી છે. એ ઉદ્યોગના ક્ષેત્ર માટે ગુજરાત કેવળ પૈસો નહિ પરંતુ માણસો પણ તૈયાર રાખે તો અજુગતુ નથી.

એવું જ એક બીજું ક્ષેત્ર છે: Industrial Chemisty—ઔદ્યોગિક રસાયણશાસ્ત્ર. આમાં પણ B.Sc. ની ડિગ્રી સુધી અભ્યાસ કરાવી શકે છે. એ સિવાય પેટાખાતાંમાં (cyramics) માટીકામ, સાબુની બનાવટ વગેરે શીખી શકાય છે. ત્યાંના કોઇ સાધારણ અભ્યાસના B.Sc. સ્નાતક થવા કરતાં આવા કોઇ હુન્નરના સ્નાતક થવું એ વધારે સારૂં છે. કેમકે એ ત્યાંની વિશિષ્ટતા છે, અને જે બીજે શીખવાની તક નથી.

આ ખાતાંઓ વિષે એક ગેરસમજુત દૂર કરવી જોઇએ. અહીં આવતા કેટલાક વિદ્યાર્થીઓ ખાસ કરીને આ બે ખાતાંઓથી કાંઇક અસંતુષ્ટ થઇને ચાલ્યા જાય છે, અને એ Bogus (પોકળ) છે એવી વાતો કરે છે. એનાં કારણો અનેક છે. એક તો અતિ નિયમના ટેવાએલા અહીંની થોડીઘણી અનિયમિતતા હોય તો તે સહન નથી કરી શકતા. બીજું કૉલેજોમાંથી અધ્યાપકનો તૈયાર ખોરાક જમવાની ટેવ લઇને તેઓ આવે છે. અહીં ખાસ કરીને ઔદ્યોગિક રસાયનશાસ્ત્ર (Industrial Chemistry)મા તો જેને જ્ઞાન મેળવવાની તમન્ના હોય એ જ સાચું જ્ઞાન મેળવી શકે છે. તેમાં મહેનત ખૂબ કરવી પડે છે. નહિતર B.Sc.ની ઉપાધિ સિવાય બીજું કંઇપણ લીધા સિવાય એ પાછા ફરે છે. ખાણ અને ધાતુશાસ્ત્ર (Mining and Metallurgy)નાં ખાતાંઓમાં પણ એમ જ થાય છે. અહીં આવતાં વેંત જ આજુબાજુના બીજા વિદ્યાર્થીઓ એ ધંધાની નિરૂપયોગિતાઓ તેમના કાનમાં રેડવા માંડે છે. તરત ન મળતી નોકરીઓ, એ ધંધાનું ધંધા તરીકે જૂજપણું, અને પછી પડખે જ રહેતી એન્જીનીઅરિંગ કૉલેજમાં દાખલ ન થઈ શકયાનો ખટકો આ બધું એને પાછો કેવળ B. Sc. થવા મુંબાઈ કે પુના ધકેલે છે. આ માટે ખરી વસ્તુસ્થિતિ સમજવી ઘટે છે. ગુજરાતમાં નથી ખાણો કે નથી કોઈ ધાતુનું કારખાનું.



મેડિકલ કૉલેજ

એને માટે ક્ષેત્ર બહાર જ છે અને એ જરા સંકુચિત પણ ખરૂં. છતા એ ધંધાનું ભાવિ જરૂર ઉજ્જ્વલ છે. પણ કોઇ દલીલ કરે કે ઉજ્જ્વલ ભાવિ હોય એટલા ખાતર કાંઇ આપણો વર્તમાન બગાડાય છે? આવા સવાલનો જવાબ જ નથી. છતાં પણ જો આવતા હોય એ બરોબર તોલ કરીને જ આવે તો સારૂં. વળી અહીં આવ્યા પછી થોડા દિવસની વેઠવી પડતી મુશ્કેલીથી કોઇ ગુજરાતી ચાલ્યો જાય ત્યારે ગુજરાતી પોચ્યા એ કહેવત તરત સાંભરી આવે છે. ત્યાંની કૉલેજની સાહેબી કક્ષોમાં રહેલાને અહીં રહેવું જરા થોડો વખત આકરૂં પણ લાગે. જોકે હવે તો ગુજરાતીઓ વધી જતા એ ઓછું થયું છે. બાકી એટલું તો લાગે જ છે કે સામાન્ય કૉલેજોના સાધારણ B. Sc. થવા કરતાં અહીંના Miningના B. Sc. થવું સારૂં છે.

એન્જીનીઅરિંગ કૉલેજમાં વિદ્યુત અને યંત્રશાસ્ત્રના B. Sc. થવાય છે. મ્હેસુર વિદ્યાપીઠની એક ઇજનેરી કૉલેજ બાદ કરતાં વિદ્યુતમાં ઉપાધિ આપતી આ એક જ કૉલેજ છે, અને એના વિદ્યાર્થીઓની સર્વદેશીયના જોઇએ ત્યારે જ ખબર પડે કે આ કેટલી વિખ્યાત છે, એનું શિક્ષણ કેટલું ઉમદા છે. અહીં એ કૉલેજના પ્રિન્સિપાલ સાહેબ વિષે બે શબ્દો અસ્થાને નહિ ગણાય. એ કિંગ સાહેબનો ગોઠીલો સ્વભાવ, વિદ્યાર્થીઓ તરફની લાગણી, શિક્ષણ પરનું તેમનું પ્રભુત્વ એ બધું જોતાં શિષ્યોની તેમના તરફની ભક્તિ જરા યે અસ્થાને ન લાગે. એ વિદ્યાર્થીઓ સાથે ગીતો ગાય. 'વંદેમાતરમ્' પોતે ગાવા લાગે. 'કોરસ'માં ન ગાઇ શકનારા છોકરાઓને શરમાવે. પોતે જ 'કોરસ' ગવડાવે. પશ્ચિમનાં

ગીતો પણ છોકરાઓને ગાઇ સંભળાવે. રંગભૂમિ ઉપર મૅકબેથ તરીકે આવે અથવા 'I love to be a Sailor'નું ગીત ગાય સારે છોકરાઓ તો તાળીઓની વર્ષા વર્ષાવે. એવાને કોણ ન ચાહે! અને શી એની પોતાની કૉલેજ પ્રત્યેની મમતા અને મહત્ત્વાકાંક્ષા!

Arts કૉલેજ વિષે બહુ નથી લખ્યું, કારણ એ વિષે હું બહુ ઓછું જાણું છું. તત્ત્વજ્ઞાનમાં ધ્રુવ સાહેબ પોતે છે એટલે ગુજરાતી વિદ્યાર્થીને ખાસ આકર્ષણ થાય. વિજ્ઞાનમાં રસાયનશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર, ભુસ્તરશાસ્ત્ર, પ્રાણીવિદ્યાશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર વગેરે પણ છે. M. Sc. કે D. Sc. સુધીનો અહીં અભ્યાસક્રમ છે. ખાસ કરીને અહીંની પ્રયોગશાળાઓ સૌથી સુંદર ને સુસજ્જ છે. સાધનો નવાં અને પુષ્કળ છે. પદાર્થવિજ્ઞાનના M. Sc. થવાની સગવડ બીજા કરતાં અહીં વધારે છે, એમ મારું માનવું છે. બીજાં ખાતાંઓમાં આયુર્વેદ, સંસ્કૃત વગેરે પણ છે

સ્ત્રીઓ માટે અહીં ખાસ કૉલેજ છે તે વિશ્વવિદ્યાલયને એક છેડે લાંબી વડીવાળા એકાકેદા મકાનમાં છે અને ત્યાં ઇન્ટર સુધીના શિક્ષણની તથા રહેવાની વ્યવસ્થા છે. તે પછી તેઓ બહાર આવી કૉલેજમાં જોડાય છે. પડદાના રિવાજવાળો સંયુક્ત પ્રાંત હજુ આ બાબતમાં ખૂબ પાછળ છે, એટલે આપણને જે અજીજૂનું લાગે એ એમને મન નવીનતાની ટોચ છે.

હવે કૉલેજના બાહ્ય સ્વરૂપ વિષે. આ લેખ સાથે આપેલો નકશો એની સુંદર સ્થાપત્યરચનાનો ખ્યાલ આપી શકશે. પણ એમાં ન જોઇ શકાય તે એની વૃક્ષસમૃદ્ધિ. ૨૦,૦૦૦ ઝાડ એના રસ્તા ઉપર આજસુધી ઉછેરવામાં આવ્યાં છે, અને આખી યોજના પૂરી થતાં એ અજોડ ભૂમિ બની રહેશે. એનાં મકાનોને હિંદી સ્થાપત્યનો ઘાટ આપવાનો પ્રયત્ન થયો છે. એની કારીગરી, બારીઓ, શોભનો, એના ઉપરના કળશો વગેરે આકર્ષક અને ગૌરવભર્યાં લાગે છે.

એક જ માણસનો પ્રબળ સંકલ્પ, કાર્યસાધકતા અને આદર્શભક્તિ શું કરી શકે છે તેનું આ વિશ્વવિદ્યાલય અજોડ ઉદાહરણ છે.

વિનોદરાય વસાવડા

## ભાઈશ્રી આબીદમિયાં સૈયદ

એ ગુજરાતના એક દક્ષ કૅમેરાબાજ (સ્નૅપશૉટર) છે બંદૂકની જેમ એમે સદા સજ્જ રહેતો તેમનો કૅમેરા કોઇ પણ ચિત્ર-પ્રસંગને ઝડપવા તૈયાર જ હોય છે અને લક્ષ્યવેધીની માફક બાજ્યે જ કોઇ તક તે ખાલી જવા દે છે. તેમણે જુદાંજુદાં અંગ્રેજી માસિકોની ફોટોગ્રાફિક હરીફાઇઓમાં પોતાના નમૂના મોકલી ઈનામો લીધાં છે, એ પરથી જ તેમની એ શક્તિ કેટલી સ્વાધીન છે તેની ખાતરી થશે.



એમની ચકોર આંખ ચિત્રો શોધવામાં એવી પાવરધી થઇ ગઇ છે કે નવીનવી લાગણીઓ અને આકર્ષણ દર્શાવતાં અનેક ફોટોચિત્રો તેમણે હાથ કર્યાં છે આ ચિત્રોમાં ભાગ્યે જ અગાઉથી કંઇ સંકલ્પ કે યોજના ઘડેલાં હોય છે ચાલતાં, ક્રિયા કરતાં માનવી કે પ્રાણીઓ જેસે તે પહેલાં તો તેમની સ્વાભાવિક સ્થિતિમાં ભાઇ આબીદમિયાંએ તેને કૅમેરામાં ઉઠાવી લીધાં હોય જ. એમનાં ચિત્રોમાં એ જ પ્રધાન ગુણ છે. આ ભાઇ પરનું ચિત્ર 'બગાસું' એનું સારું ઉદાહરણ છે. આ ચિત્રો ફોટોગ્રાફી તરીકે પણ સંપૂર્ણ સફળ હોય છે, કારણ કે આબીદભાઇ લેન્સ, કૅમેરા ને પ્રકાશનાં પ્રમાણનો હિસાબ રાખીને જ ચાંપ દબાવે છે વળી ફિલ્મ ડેવેલપ કરવામાં પે તેસરાળાં મિશ્રણ વાપરે છે. ગુજરાતના ખૂણાખૂણામાં ગ્રામજીવનનાં દૃશ્યો, પર્વો ને લોકસમુદાયનાં ચિત્રો લઇ તે ફોટોગ્રાફીની કળામાં અમૂલ્ય ફાળો આપી રહ્યા છે. હજુ તો તે ઉંમરની જુવાની-ના છે, અવનવા અનુભવો લેવા ઉત્સુક છે અને આપણે આશા રાખીએ કે તે હમેશા પ્રગતિમાન રહે — ર.મ.શા.



# દેવોનું કાવ્ય



આજે વર્ષાવતારનો પ્રથમ આનંદ હતો. બપોરે અસાધારણ બફારો હતો એમ ન કહેવાય; છતાં સહેજમાં વાદળાં ઘેરાયાં. વરસાદનાં થોડાં પણ મોટાં ટીપાં પડ્યાં એટલાથી જ ગંધવતી પૃથ્વી એ સૂત્ર કૃતાર્થ થયું અને ઋતુનો ઉન્માદ બધાનાં હૃદય સુધી પહોંચી ગયો. 'એ ઇન્દ્રધનુષ્ય દેખાય છે!' કરીને એક ઊઠ્યા એટલે બીજા ઊઠ્યા, ત્રીજા ઊઠ્યા અને જોતજોતાંમાં બધા જ દર્શનાકાંક્ષીઓ આંગણામાં ભેગા થયા. રાત્રે વૃશ્ચિક જ્યાં ઊગે છે એ જ ઠેકાણે ઇન્દ્રધનુષ્ય ફેલાયું. એની સાથે બીજું ઝાંખું ધનુષ્ય દેખાય છે કે નહિ એવો સવાલ પૂછી હું એ ટોળામાં ભળ્યો અને ઝાંખા ધનુષ્યના રંગનો ક્રમ ધનુષ્યથી ઊલટો હોય છે એવા મારા ભૌતિકજ્ઞાનનું પ્રદર્શન કર્યું. તરત જ ટોળામાં જેટલા ન્યાતે શિક્ષક હતા તેમણે ધનુષ્ય કેમ પેદા થાય છે એની ઉત્પત્તિ પૂછી. કલ્યાણજીભાઈએ ધનુષ્ય વિશેની કેટલીક માન્યતાઓ રજૂ કરી, પણ એ વાદળીશાસ્ત્રમાં કોઈને રસ પડ્યો ન જણાયો. ધનુષ્ય દક્ષિણ તરફ વધારે ઊજળું હતું. ધીમેધીમે આખું ઊજળું થયું. ગાડાના પૈડામાં આરા હોય છે તેમ ધનુષ્યના કેન્દ્રને સૂચવતાં વાદળાંનાં કેટલાંક મોજાંઓ ધનુષ્યની શોભાને અપૂર્વ બનાવતાં હતાં.

ઇન્દ્રધનુષ્યમાં સાત રંગ હોય છે; પણ મને તો લીલોપીળો સાથે મળીને થતો પીરોજી રંગ સૌથી વિશેષ આકર્ષક લાગે છે. મરાઠીમાં એ રંગને પારવા કહે છે. મદ્રાસ કૉંગ્રેસ વખતે ભાષ્યમ્ આયંગર જોડે ફરવા ગયો હતો ત્યાં પશ્ચિમ તરફ એવો રંગ જોયો હતો તેનું તરત સ્મરણ થયું. નાનપણમાં મને જાંબુડો રંગ વિશેષ પ્રિય હતો. આજે એટલો એ ખીલતો નથી. જાંબુડો ને પીરોજી બંને રાજસત્તાના સૂચક રંગ છે એ તરફ મારું આજે જ ધ્યાન ગયું. Royal tint of golden greenની શોભા એકલી સુંદર નહિ, પણ મોહક હોય છે.

ઇન્દ્રધનુષ્યને લીધે મેઘોનો શ્યામવર્ણ કેટલો ખીલ્યો હતો? અને ઇન્દ્રધનુષ્ય જોનાર મિત્રોની મુખમુદ્રા કંઈ ઓછી ખીલી ન હતી. જાણે આ દૈવી સૌંદર્યની પૂર્તિ કરવા માટે એ ઇન્દ્રધનુષ્યના આંગણામાં જાતજાતનાં પક્ષીઓનાં ટોળાં આવ્યાં. પ્રથમ બહુ નાનાં આવ્યાં, પછી ધોળાં આવ્યાં;—જાણે ઊડતા શંખ. પછી આવ્યા પોપટ. એમની સંખ્યા સૌથી વધારે હતી. એ થાક્યા હોય એમ લાગતું જ ન હતું. પોતાનાં લાંબાંલાંબાં પીછાં સાથે બાણોની જેમ સોંસરા જાય અને ઘડીકમાં વિચાર ફેરવી ઘુમાનચક્ર કરી નાખે. એમનાં પેટ ઉપર સૂર્યનાં કુમળાં કિરણો પડ્યાં હતાં. અષ્ટમીના ચન્દ્રની પેઠે પોપટનું પેટ અર્ધું પ્રકાશિત અને અર્ધું છાયામાં એવું સુંદર ચળકતું હતું કે એ પોપટ આ દુનિયાના નથી જ પણ કોઈ જાદુઈ દુનિયામાંથી આવ્યા છે એમ ભાસતું હતું. એમના રંગ કરતાં એમની હોશિયારી જરાયે ઊતરતી નહોતી.

અને આસપાસનાં ઝાડ? હમણાંહમણાં જ યુવાન થએલો પીપળો અને જેલ બહારના લીમડાઓ પૂરેપૂરાં સોનાનાં વૃક્ષ થયાં હતા. ઉપર પોપટ ઊડતા હતા, અને નીચે પીપળાના પાંદડા થથરતાં હતાં. પોપટ ગયા, પવન પડ્યો અને પાંદડાં નિશ્ચેષ્ટ થઈ ગયાં. જાણે સાયંપ્રાર્થના માટે ધ્યાનસ્થ થવાની તૈયારીમાં જ.

આ વાતાવરણના આનંદમાં ભળી નહોતા શકતા ફક્ત કાગડા. એવા ગભરાએલા દેખાતા હતા કે ક્યાં જવું એ જ તેમને સૂઝતું નહોતું. એટલે ગમેતેમ અવ્યવસ્થિત રીતે ઊડતા હતા. આજે વરસાદ આવવાની એમણે અટકળ નહિ કરી હોય, અને છેલ્લી ઘડીએ પોતાના માળા ભીંજાઈ જશે એવી બીક હૈયામાં પેસી ગઈ હશે!

ઇન્દ્રધનુષ્ય હજી યે દેખાતું હતું. મને કાલિદાસનો શ્લોક યાદ આવ્યો. પણ બધી લીટી ઝટ હાજર ન થાય. કોને પૂછું? અને યાદ આવે તો યે એ આનંદના ભાગીદાર કોને બનાવું? આજના જમાનાના લોકો એ સુંદર રત્નને અશ્મ સમજીને એને અડકતા યે નથી, એટલે પ્રયત્નપૂર્વક એ આખો શ્લોક મેળવ્યો અને મનમાં જ મૂકી દીધો. અહીં તો આખો લખીને સમાધાની મેળવી લઉં:

नवजलधरः संनद्धोऽयं नदृप्तनिशाचरः ।
सुर धनुरिदं दूराकृष्टं ननाम शरासनम् ॥
अयमपि पटुधारा सारो न बाण परंपरा ।
कनकनिकषः स्निग्धा विद्युत्प्रिया न ममोर्वशी ॥

જઈ, અશોક સ્થાનમાં આવ્યો અને કાલિદાસની નજરે સુરધનુને હું જોવા લાગ્યો.

ઇન્દ્રધનુષ્ય એ વિધાતાનું વિલક્ષણ કાવ્ય છે. જ્યાં કંઈ નથી ત્યાં એકાએક સાતેસાત રંગ ભેગા કરી કમાનમાં ફેલાઈ જાય છે. સામાન્ય ધનુષ્ય દૂર સુધી બાણ ફેંકે છે. આ ધનુષ્ય આશ્ચર્યચકિત થયેલા લોકોની દૃષ્ટિ પોતાના તરફ ખેંચે છે. આખું ધનુષ્ય ખૂબ લાંબા વખત સુધી ટક્યું એટલે અમને ખૂબ ધન્યતા જણાઈ અને છતાં થોડી અધીરાઈ પણ આવી. અનુભવી એ કબૂલ કર્યા વગર છૂટકો નથી. સ્ટેશન પર કોઈ વહાલા મિત્રને વિદાય આપવા ગયા હોઈએ, હમણાં ગાડી છૂટશે એ બીકે કહેવાનું બધું ઉતાવળે ઉતાવળે કહી દીધું હોય, અને છતાં ગાડી ત્યાં ને ત્યાં ઊભી રહે! ઊપડવાની ઘણી વાર છે એવું જોયા પછી એક બાજુએ આનંદ થાય છે કે મિત્રજનને થોડોક વખત વધારે મળાશે અને બીજી તરફથી વિદાયની વસમી ઘડી લંબાતી જોઈ એ તાણ સહન નથી થતી. હવે એ ગાડી જાય અને છૂટા પડવાના છીએ તો ઝટ પડીએ તો સારું એવું થાય છે. બીજાં કામો પણ નથી હોતાં એમ નહિ, એટલે ઊભા રહેતાં આનંદ અને દુ:ખ એકીસાથે અનુભવાય છે. બરાબર એ જ જાતની લાગણી ધનુષ્ય લાંબો વખત સુધી ટક્યાથી મનમાં ઉદ્ભૂત થઈ અને બીજી તરફ પ્રાર્થનાનો સમય થઈ રહ્યો હતો તે ન ચૂકવાની ઉતાવળ પણ ભળી.

ઇન્દ્રધનુષ્ય માણસને કેમ ગાંડા બનાવી દેતું હશે? સાત રંગ તો ગમે ત્યાં જોવા મળે છે, અને વર્તુળ તો આખા ક્ષિતિજ ઉપર હમેશાં પડેલું જ છે; પછી આ ઇન્દ્રધનુષ્યમાં એટલું આકર્ષણ, એટલું કાવ્ય, એટલી માદકતા ક્યાંથી આવી હશે? એને જોઈને અથવા જોવા-ને ખાતર જ બાળક કેમ બનતા હશે?

પ્રાર્થનામાં આ બધા આનંદ સાથે ઈશ્વરનું સ્મરણ નાખી દીધું અને આનંદ સાથે પ્રસન્ન શાંતિ અનુભવી.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**



## આઇન્સ્ટાઇન (અનુસંધાન પાછળના પૃ. ૩૨૮થી)

નહોતો એ ખરું; પણ તફાવત રહેતો તે વિષે કાંઈ સંશય રહ્યો નહોતો, ને એ તફાવત વિજ્ઞાનને ખૂંચતો.

'વિજ્ઞાનશાસ્ત્રીઓ પણ માનવી છે. તેઓ પણ કદી 'કદી એટલા આવેશથી ભરી જાય કે બીજાના ગુનાનો વાંક કાઢવાને બદલે પોતાના જ હિસાબમાં કાંઈ દોષ છે કે નહિ એ જોવું ભૂલી જાય તો નવાઈ નથી. એમના બચાવમાં એટલું કહીએ કે બીજી બધી ગણતરીઓ 'આજ સુધી એટલી સાચી પડી હતી કે ન્યૂટનના 'કાયદાઓ ઉપર રચાયેલી પોતાની ગણતરી ઉપર વહેમ લાવવાનું એમને કારણ નહોતું. અને કદી વહેમ આવ્યો હોત તો તે કાયદાને વધારે ચોકસાઈભરી તપાસ કરવાની શક્તિ હજી કોઈનામાં આવી ન હતી.

આઇન્સ્ટાઇને ૧૯૧૫ના નવેમ્બરમાં પોતાના સૂત્ર અનુસાર બુધની ગતિ વગેરેની ગણતરી કરી સાબિત કરી દીધું કે એમાં બુધનો કાંઈ સ્વચ્છંદ છે જ નહિ. બુધે તો સેકન્ડે સેકન્ડનો હિસાબ પાળ્યો છે; પણ આપણી ગણતરી જરા ખોટી હતી, જ્યારે અહીં વધારે સૂક્ષ્મતાની જરૂર હતી. ડચ ખગોળશાસ્ત્રી ડી સિટરે આ વાતની સૌથી પહેલી પ્રતીતિ કરાવી, ને બુધની ગતિનો સંતોષકારક ખુલાસો થયો.*

* જેઓ વધારે ઊંડી વિગતમાં ઊતરવા ઇચ્છતા હોય તેઓ યાદ કરશે કે સૂર્યની આસપાસ જે જે ગ્રહો ફર્યા કરે છે તેઓનો માર્ગ તદ્દન ગોળ ચક્રના જેવો નથી હોતો, પણ લંબગોળ, ઈંડાની આકૃતિને મળતો હોય છે. પૃથ્વીનું ને બુધનું ય તેમ જ છે. આ લંબગોળ માર્ગ આકાશમાં એક જ ઠેકાણે રહેતો નથી; કારણકે આકાશમાં સૂર્ય પોતે ય ખસે છે, એટલે આખું સૂર્યમંડળ પણ ખસે છે: એટલે પ્રત્યેક ભ્રમણ પ્રથમના ભ્રમણ કરતાં જુદી જ લીટી દોરી રહે છે, નવો જ ચીલો પાડી રહે છે. એનું ય માપ ગણતરીથી ને અવલોકનથી, થઈ શકે છે. હવે આ લંબગોળ જેવા માર્ગમાં એક બિન્દુ એવું હોય છે કે જ્યાં બુધ ને સૂર્યની વચ્ચે ઓછામાં ઓછું અંતર હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો, ત્યારે બુધ ને સૂર્ય પાસેમાં પાસે હોય છે. આ બિન્દુને 'પેરિહીલિયન' (Perihelion) તરીકે ઓળખવામાં આવે છે. સૂર્ય સ્થિર હોત ને બુધનું ભ્રમણ એક જ ચીલામાં હોત તો પ્રત્યેક ભ્રમણે બુધનું પેરિહીલિયન એક જ નિશ્ચિત સ્થાને હોત પણ વાસ્તવિક રીતે સૂર્યમંડળની ગતિને લીધે પેરિહીલિયનનું સ્થાન, એટલે બુધ-સૂર્યના પૂરેપૂરા સાંનિધ્યનું સ્થાન પણ બદલાયા કરે છે. મુશ્કેલી એ હતી કે ફેરફાર થવાનાં સર્વ કારણોનો હિસાબ કર્યા પછી પણ બાકી

આ પ્રમાણે ન્યૂટનના કાયદાઓનું સમર્થન કરવાની સાથે જ આઇન્સ્ટાઇને મૂકેલ ગુરુત્વાકર્ષણનો નિયમ વધારે સફાઇવાળો તથા વધારે ચોકસાઇવાળો છે એ સિદ્ધ થયું. ન્યૂટનનો નિયમ કામચલાઉ અંદાજ કાઢવાને માટે સારો જણાયો, પણ વીસમી સદીનું વિજ્ઞાન જે સૂક્ષ્મતા માગે તેને લાયકનું હથિયાર તો આઇન્સ્ટાઇને જ આપ્યું.

કેટલાકોએ કહેવા માંડ્યું કે આઇન્સ્ટાઇન તો ન્યૂટનની વિરુદ્ધ છે, ન્યૂટનને ખોટો પાડે છે, બિચારો ન્યૂટન પણ હવે પદભ્રષ્ટ થયો, વગેરે. આવી સર્વ ઉક્તિઓમાં અણસમજ, ભ્રમ ને અત્યુક્તિ છે. ન્યૂટનની દ્વિશતાબ્દિ થોડા સમય ઉપર ઇંગ્લંડ–અમેરિકાએ ઊજવી ત્યારે જગતની મોટામાં મોટી વિભૂતિઓએ મુક્ત કંઠે તથા આભારપૂર્વક ન્યૂટનની કદર કરી હતી, ને આઇન્સ્ટાઇનનાં તે પ્રસંગનાં વચનો તો બહુ જ ઉચિત ને સુંદર હતાં. ખરી વાત શી છે તે ઉપર સ્પષ્ટ થઇ હોવી જોઇએ, અને તે એ જ છે કે આઇન્સ્ટાઇને ન્યૂટનને સાચો પાડ્યો એટલું જ નહિ, પણ એથી આગળ જઈ એની ન્યૂનતા પૂરી કરી.

આ ૧૯૧૫ના નવેમ્બરમાં બન્યું. જે વખતે, યાદ રાખવાનું છે કે, યુરોપમાં મહાયુદ્ધ ચાલતું હતું ને જે વખતે ધીરેધીરે ઉભય પક્ષના વૈજ્ઞાનિકોને પણ વૈજ્ઞાનિક તટસ્થતાને વળગી રહેવું વધારે ને વધારે મુશ્કેલ થઇ પડ્યું હતું. દુર્ભાગ્યે લગભગ આ જ સમયે જર્મનીના અગ્રગણ્ય વિજ્ઞાનશાસ્ત્રીઓએ એક નિવેદન જગત સમસ્ત મૂક્યું, તેમાં જર્મનીનો ખૂબ બચાવ ને જર્મનીના શત્રુઓની ઉપર ખૂબ આરોપો મૂકેલા હતા.* આ કમનસીબ નિવેદનથી દેશદેશના વિજ્ઞાનીઓની વચ્ચે ગ રાગદ્વેષ ઉત્પન્ન થયાં, અને આ અનિષ્ટનો વેગ એટલો વધતો ગયો કે રાજકીય વિગ્રહ પૂરો થયા પછી ઘણાં વર્ષો વીત્યાં ને ઘણાઘણાઓએ અતિશય શ્રમ કર્યો ત્યાર પછી જ ઉભય પક્ષના વિજ્ઞાનશાસ્ત્રીઓની વચ્ચે ફરીથી સદ્ભાવની સ્થાપના થઇ. આ વાત અહીં ટાંકવાની ખાસ જરૂર છે કારણકે એ સ્થિતિ બરોબર સમજીએ તો જ આઇન્સ્ટાઇનનું જીવન ને કૃતિ, તેમજ વિજ્ઞાનની તત્કાલીન પદ્ધતિ બરોબર સમજી શકાય.

કાઢેલા ને વાસ્તવિક સ્થાનમાં સો વર્ષે ૪૦ સેકન્ડ જેટલો તફાવત રહેતો હતો, જેનો સંતોષકારક ખુલાસો નહોતો થતો. એ માટે જુદાજુદા તર્કો ચગેલા હતા, પણ કોઇ સર્વસામાન્ય નહોતો. આઇન્સ્ટાઇનના નિયમે સિદ્ધ કર્યું કે આ તફાવત ખરો નહોતો, પણ ગણતરીની જ ભૂલ હતી; કારણકે બુધનું પેરિહીલિયન એક સદીમાં ૪૩ સેકન્ડ આગળ વધવું જોઇએ ને તેમ જ થયું છે. એટલે બુધની ગતિમાં કાંઈ અનિયમિતતા નથી. માત્ર આપણી ગણતરી જોઇએ તેવી સફાઇદાર નહોતી.

* આઇન્સ્ટાઇન જાતે જર્મન તથા જર્મનીમાં રહેતો હતો છતાં એણે આમાં પોતાની સહી આપી ન હતી.

આઇન્સ્ટાઇનનો સાપેક્ષવાદ આમ એક ખગોળશાસ્ત્રની કસોટીમાંથી પાર થયો. આઇન્સ્ટાઇને પોતે જ આવી ત્રણ કસોટીઓ સત્યાસત્યના નિર્ણય માટે મૂકેલી છે. તેમાંની આ પહેલી આ પ્રમાણે એના વાદના સમર્થનમાં પરિણામ પામી. સત્યની ઝીણામાં ઝીણી પરીક્ષા કરવાની ઇચ્છાવાળો આઇન્સ્ટાઇન હવે વધારે આગળ વધ્યો, અને વધારે હિંમતથી એણે એક બીજી, વધારે કપરી ને વધારે નિર્ણાયક કસોટી શોધી કાઢી.

બુધના ભ્રમણની બાબતમાં કોઇ ટીકાકારને એવું કહેવાનું મળ્યું હતું કે 'એમાં શું? બુધના સંબંધના આંકડા જાણીતા હતા, તેના ને જ એણે મેળવ્યા.' આઇન્સ્ટાઇને જે બીજી કસોટી રજુ કરી તે એવી સરસ હતી કે તેમાં કોઇને કાંઇ કહેવાપણું રહ્યું નહિ, અને સૌને આનંદ થયો.

**પો**તાના નવા નિયમાનુસાર આઇન્સ્ટાઇને જાહેર કર્યું કે પ્રકાશનાં કિરણો આપણે અત્યાર લગી માનતા આવ્યા છીએ તેમ સીધી લીટીમા જ જાય છે એવું નથી. ગુરુત્વાકર્ષણની શક્તિની બહાર તેઓ જઇ શકતા નથી. એટલે સૂર્યના જેવું ગુરુત્વાકર્ષણનું પ્રચંડ ક્ષેત્ર હોય તેની પાસેથી જે કિરણો જતાં હોય તેઓની ઉપર અસર થાય જ, અને તેથી આ દૂરના પ્રકાશ-કિરણો સૂર્યની પાસેથી જતાં, ગુરુત્વાકર્ષણથી આકર્ષાઇ વાંકાં વળે છે. આઇન્સ્ટાઇને તો જાણે સંપૂર્ણ ખાતરી હોય એવી શાંતિથી આ વાત પ્રકટ કરી, પણ વિજ્ઞાનીઓને ચમકાવનારું આ નિવેદન સાચું છે કે ખોટું તે ઠરાવવાનું સાધન કોઇને સૂઝતું ન હતું. પણ આઇન્સ્ટાઇન આપણા સાધારણ જોશીઓનો વંશજ નથી. એણે પોતે જ પોતાની વાતનું પ્રમાણ એક એવા બનાવ તરીકે રજુ કર્યું કે તે સ્વતંત્ર રીતે તપાસી શકાય.

આઇન્સ્ટાઇને કહ્યું કે પ્રકાશનાં કિરણો સૂર્યની પાસે થઇને અહીં આવતાં વળી જાય છે, એટલે જે




તારાઓ સૂર્યની પાસે છે તે આપણને પોતાના વાસ્તવિક સ્થાનમાંથી સારી પેઠે ચલિત થએલા દેખાશે. પણ સૂર્યના તેજમાં સૂર્યની સમીપના નાના તારાઓ શી રીતે દેખાય? માટે જ્યારે સૂર્યગ્રહણ હોય ને સૂર્યનો પ્રકાશ તદ્દન ઝાંખો થઇ ગયો હોય તે વેળાએ એની પાસેના તારાઓનો ફોટોગ્રાફ લેવો, એટલે તે ફોટોગ્રાફમાં એમનું સ્થાન ખરા સ્થાનના કરતાં જુદુ માલુમ પડશે. આઇન્સ્ટાઇને એથી ય વધારે આગળ વધીને પોતાના વાદ પ્રમાણે તે તારાઓનું સ્થાન કેટલું ચલિત થએલું દેખાશે તેની પણ ચોક્કસ ગણતરી કરી કાઢી!

સૂર્યગ્રહણ આ વર્તારાની પછી લગભગ ચાર વર્ષે આવવાનું હતું. સૂર્યગ્રહણની તસ્વીર પાડવામાં મુશ્કેલી નહોતી તેમ તેમાં કોઇની ધાલમેલ ચાલશે એમ નહોતું. કસોટી કરવા ઇચ્છનારા સર્વને તૈયારી કરવાનો પૂરો વખત હતો, અને આ કસોટી બહુ જ ન્યાયયુક્ત છે ને નિશ્ચયાત્મક થશે એમ સૌએ સ્વીકાર્યું. વળી આ કસોટી એવી પણ હતી કે જેને ન્યૂટનનો નિયમ લાગુ ન પડે, એટલે આઇન્સ્ટાઇનના વાદની એક વિશેષતા તરીકે જ એને મૂકાઇ હતી. સાપેક્ષવાદના પ્રણેતાએ પોતે જ ચાર વર્ષનો સમય આપીને, જગતની સમક્ષ આ કસોટી રજુ કરી હતી એ સૌથી પહેલી વાત હતી, અને વિજ્ઞાનનાં સર્વ ધોરણોને તથા આખી પ્રણાલિને આ વાત અનુરૂપ હતી.

સૂર્યગ્રહણની તારીખ ૧૯૧૯ના મેની ૨૯મી હતી. સૌકોઇ જાણે છે કે ૧૯૧૪ના અંતથી તે ૧૯૧૯ના મે લગીના કાળમાં યુરોપીય વિગ્રહને પરિણામે, કેવળ યુરોપ જ નહિ પણ પૃથ્વી ઉપરના લગભગ સર્વ દેશો કેવી ભયંકર સ્થિતિમાં હતા. તે છતાં વિજ્ઞાન તથા વિજ્ઞાનીઓને એ અભિનંદનીય છે કે આઇન્સ્ટાઇનનું આ હિંમતભર્યું નિવેદન દેશદેશમાં પ્રસર્યું, ચર્ચાયું તથા બહુ ઉત્તેજક થઇ પડ્યું. બહુ હોંશથી, ઘણા કુતૂહલથી, અતિ આતુરતાથી આ ગ્રહણની રાહ જોવાવા લાગી.

સદ્ભાગ્યે તે પહેલાં મહાયુદ્ધ પૂરું થયું. અને પછી આ કસોટીનો દિવસ આવી પહોંચ્યો. જ્યાંથીજ્યાંથી આ સૂર્યગ્રહણ જોઈ શકાય એમ હતું ત્યાંત્યાં દૂરબીનો, કૅમેરાઓ વગેરે તૈયાર થયાં. નિપુણ વૈજ્ઞાનિકોના કાફલાઓ ગ્રહણ જોવાને માટે સૌથી વધારે અનુકૂળ હોય એવાં સ્થળો શોધીને ત્યાં પહોંચી ગયા. તેમાં બે બ્રિટિશ કાફલાઓ મુખ્ય હતા. એમાંનો એક કાફલો દક્ષિણ અમેરિકામાં બ્રાઝીલ પહોંચ્યો, અને બીજો પશ્ચિમ આફ્રિકાની પાસેના પ્રિન્સિપી કરીને એક નાના બેટ ઉપર ગયો. ગ્રહણ સમયે કેટલાય ફોટોગ્રાફો લેવાયા. આ સર્વ ફોટોગ્રાફોને બરોબર તપાસવામાં કેટલાંક અઠવાડીઆં વીતી ગયાં. વાદળાંથી કેટલાક ફોટોગ્રાફો નકામા ગયા. પણ જે સારા હતા તે ઉપરથી એક જ વાત માલુમ પડી કે તારાઓ સહેજ ચલિત થયા હતા, અને તે પણ આઇન્સ્ટાઇને કહ્યું હતું તેટલે જ અંશે! સાત તસ્વીરોનો અહેવાલ નીચે મુજબ હતો:

| આઇન્સ્ટાઇને વર્તેલું ચલન | તસ્વીરમાં દેખાએલું |
|---|---|
| ૦·૩૨′ | ૦·૨૦′ |
| ૦·૩૩′ | ૦·૩૨′ |
| ૦·૪૦′ | ૦·૫૬′ |
| ૦·૫૩′ | ૦·૫૪′ |
| ૦·૭૫′ | ૦·૮૪′ |
| ૦·૮૫′ | ૦·૯૭′ |
| ૦·૮૮′ | ૧·૦૨′ |

બ્રિટન-જર્મની વચ્ચે મહાયુદ્ધ ચાલતું હતું તે છતાં બ્રિટિશ વૈજ્ઞાનિકોની 'બ્રિટિશ ગ્રહણ સમિતિ' નીમાઇ હતી, અને તેમાં એડિંગ્ટન ને ડેવિડસન જેવા અગ્રગણ્ય ખગોળવિદ્ સભ્ય હતા. વાદળાંઓ વગેરેની અડચણો છતાં સાત તારાઓની જે તસ્વીર આવી હતી, તેની ગણતરી ઉપરથી આઇન્સ્ટાઇનનો સિદ્ધાંત સાચો

કર્યો કે પ્રકાશનાં કિરણની ઉપર પણ ગુરુત્વાકર્ષણની અસર થાય છે.

તે પછી ત્રણ વર્ષે, ૧૯૨૨માં સૂર્યગ્રહણનો ફરી પ્રસંગ આવ્યો ત્યારે, ઑસ્ટ્રેલિયન, કૅનેડિયન તથા અમેરિકન ખગોળશાસ્ત્રીઓએ ફરીથી અવલોકનો કર્યાં. વિખ્યાત અમેરિકન ખગોળશાસ્ત્રી કૅમ્પબેલ–કેલિફૉર્નિયાની વેધશાળાનો ડાયરેક્ટર, ખાસ ઑસ્ટ્રેલિયાના વાયવ્ય કિનારા ઉપર ગયો. ચાર ઉત્તમ પ્રકારનાં 'ફોટો–ટેલિસ્કોપ્સ' એ કાફલાએ લીધાં હતાં. હવાની તથા આકાશની હાલત સ્વચ્છ ને વિશદ હતી. સેંકડો તારાઓની બહુ સરસ છબીઓ ઉતારાઈ. માપણીને માટે લગભગ સો તારાઓ પસંદ કરવામાં આવ્યા હતા, જેઓનાં કિરણો વધતેઓછે અંતરે સૂર્યની પાસે થઈને પૃથ્વીની ઉપર આવ્યાં હોય. પરિણામો બધાં સંતોષકારક તથા આઇન્સ્ટાઇનના વર્તારા મુજબ જ હતાં.

હવે દુનિયાને આઇન્સ્ટાઇનની ખબર પડી. છાપાંઓમાં ને સામયિક પત્રોમાં એને વિષે કૉલમનાં કૉલમો આવવા લાગ્યાં. એમ પણ કહેવાયું કે આ સાપેક્ષાવાદ જગતનાં સાત જ માણસો—કોઈએ બાર કહ્યાં, કોઈએ ચાર કહ્યાં—સમજી શક્યાં છે!

૧૯૧૯ના નવેમ્બરમાં લંડનની રૉયલ સોસાયટીએ આઇન્સ્ટાઇનના સાપેક્ષાવાદને સંમતિ આપી, અને આમ એક રીતે એક જર્મન યાહુદીની કૃતિને પ્રતિષ્ઠા અપાવવામાં સારો ભાગ બ્રિટિશ ખ્રિસ્તીઓએ લીધો! તે કાળ પછી સાપેક્ષા, 'રેલેટિવિટી', દિક્, ચતુર્થ પરિમાણ ઇત્યાદિ તો સામાન્ય વાતચીતના શબ્દો થઈ પડ્યા છે. આઇન્સ્ટાઇન આમ જગદ્વિખ્યાત થયો.

૧૯૨૧માં વિજ્ઞાનકૃતિનું એક મોટું ઇનામ, નોબેલ પારિતોષિક, આઇન્સ્ટાઇનને મળ્યું. જાણવા જેવું એ છે કે આ પારિતોષિક એને સાપેક્ષાવાદને માટે નથી મળ્યું! કારણકે સાપેક્ષાવાદને ગણવાની જરૂર જ ન પડે એટલું, ને એટલા મહત્ત્વનું, બીજું ભૌતિક શોધખોળનું કામ આઇન્સ્ટાઇનના નામ ઉપર ક્યારનું જમે થએલું હતું! આપણે એ બીજા કામનો ઉલ્લેખ ઉપર કર્યો નથી, કારણકે દુનિયા તો અત્યારે સાપેક્ષાવાદને લીધે જ આઇન્સ્ટાઇનને ઓળખતી થઈ છે.

ડૉ. મિલિકન જેમણે પણ નોબેલ પારિતોષિક મેળવ્યું છે ને જે તેની નિર્ણાયક સમિતિના એક સભ્ય છે એમણે કહ્યું છે કે આઇન્સ્ટાઇનનો આ પારિતોષિક માટેનો અધિકાર તપાસતી વખતે પારિતોષિક–સમિતિને માલૂમ પડ્યું હતું કે ચારમાંથી કોઈ પણ એક કામને માટે આઇન્સ્ટાઇનને આ ઇનામ આપીએ તો પણ વિજ્ઞાનની આલમ તે ચુકાદાને વધાવી લે! વિચાર કરો! બીજી રીતે કહીએ તો ચાર ઇનામોને લાયકનું એનું કામ તે વખતે હતું!

આ પારિતોષિકનું અર્પણ થયું તે વેળાએ, એ સમિતિના પ્રમુખ (હવે સદ્ગત) પ્રોફેસર ગુલ્સ્ટ્રૅન્ડે આ પારિતોષિક માટેની આઇન્સ્ટાઇનની યોગ્યતા જણાવવાનાં કારણ રૂપે નીચે પ્રમાણે કહ્યું હતું:

'(the prize is awarded) independently of such value as may ultimately be attached to his theories of relativity and gravity, if these are confirmed, for his services to the theory of physics, and especially for his discovery of the law of the photo-electric effect." ભાવાર્થ: એના સાપેક્ષતા તથા ગુરુત્વાકર્ષણના વાદો, જો પૂરેપૂરા સિદ્ધ થાય, તો પછી આખરે એ વાદોની મૂલ્યઆંકણી જે કંઈ કરવામાં આવે, તેનાથી તદ્દન સ્વતંત્ર ને અલગ એવી જે સેવાઓ ભૌતિકશાસ્ત્રની તથા ભૌતિકશાસ્ત્રના સિદ્ધાંતોની એણે કરી છે, અને ખાસ કરીને પ્રકાશ–વિદ્યુતના રૂપાંતર સંબંધી એણે જે સિદ્ધાંત શોધી કાઢ્યો છે તે માટે આ પારિતોષિક આઇન્સ્ટાઇનને આપવામાં આવે છે.)

પ્રોફેસર મિલિકન કહે છે કે આ પ્રકાશ ને વિદ્યુત સંબંધી જે નિયમ આઇન્સ્ટાઇને શોધી કાઢ્યો છે તે છેક ૧૯૦૫માં એણે રજુ કર્યો હતો. એ પ્રયોગ સિદ્ધ થયાથી આજે ભૌતિકશાસ્ત્રના એક મોટા પાયારૂપ થઈ પડ્યો છે, અને પ્રકાશના સ્વરૂપ વિષેની આપણી સંશયાત્મક સ્થિતિમાં એણે આપણને ઘણો આધાર આપ્યો છે. છેક ૧૯૦૫માં એક તદ્દન યુવાન ને અજાણ્યો વિજ્ઞાની, પ્રચલિત વિચારોની સંમતિની પરવાહ રાખ્યા વિના, પ્રયોગોના એક નૂતન સમૂહને સ્વીકારી તેના અનિવાર્ય શાસ્ત્રીય પરિણામ ઉપર પહોંચી જાય એમાં જે અસાધારણ તીક્ષ્ણ બુદ્ધિ અને હિંમતનું પ્રદર્શન થયું છે તે બહુ વિરલ છે. એવું જ વિરલ એ પણ છે કે બેંતાળીસ વર્ષની ઉંમરે એક વિજ્ઞાનશાસ્ત્રી પોતાના ક્ષેત્રમાં એવાં ચાર મૌલિક સંશોધનો કરી શક્યો હોય, જેમાંનું પ્રત્યેક સ્વતંત્રપણે નોબેલ પારિતોષિકને પાત્ર, ઉત્તમ વિદ્વાનોની દૃષ્ટિએ, લેખાય! (અપૂર્ણ)

# બાળકોની લાચારી મોટા સારવાળી એક નાની વાત

જ્યારે હું પાંચ વરસનો થયો ત્યારે, 'આને હવે નિશાળે ક્યારે બેસાડવો છે?' 'તમારા પુત્રને હવે નિશાળે બેસાડો અને છોકરાઓને સાકર વહેંચો' એવાંએવાં વાક્યો મારે કાને અથડાવા લાગ્યાં. એ જ અરસામાં મારા લગ્નની વાતો પણ સંભળાતી એમ મને યાદ છે. પણ લગ્નની વાતો કરતાં નિશાળની વાતો સાંભળીને હું બહુ ઉમંગમાં આવી જતો. લગ્ન તો બેચાર દહાડા, અને નિશાળે બેસાડ્યા પછી તો રોજ નિશાળે જવાનું. ગામનાં બધાં છોકરા જાય છે તેમ. પાટી ને વતરણું ને ચોપડી ને ચોપડી રાખવાની પેટી ને ખડીનો લોટકો. હજી નિશાળ કદી જોઈ નહોતી તેથી તે કેવી હશે તે જોવા પણ હું બહુ જ ઉત્સુક થતો.

પણ મારા બાપા જવાબ આપતાઃ 'હજી નાનો છે.' 'હજી એક વરસની વાર છે.' આથી હું બહુ નાઉમેદ થતો. આમ ને આમ બેત્રણ મહીના વહી ગયા હશે. અંતે મારાથી રહેવાયું નહિ અને મેં એક દહાડો 'મને નિશાળે બેસાડો, નહિતર મારે ખાવું નથી' એવું વેન કર્યું. પરિણામે મને વિધિસર નિશાળે બેસાડવામાં આવ્યો.

પરંતુ બેત્રણ દિવસમાં જ 'ડુંગરા દૂરથી રળીઆમણા' એ કહેવતનો અને આ સંસારને મહાત્માઓએ જેવો વર્ણવ્યો છે તે વર્ણનનો અનુભવ મને થયો અને મને 'મારે હવે નિશાળે જવું નથી' એવી રીતનું વેન કરવાની જરૂર પડી. મહાત્માઓ કહે છે કે આ દુનિયામાં આપણને જે વસ્તુ મળી નથી તેની આપણે અત્યંત વાસના કરીએ છીએ, પરંતુ જ્યારે તે આપણને મળે છે ત્યારે તે આપણને મજા આપતી નથી, એટલું જ નહિ પણ આપણે ત્યારે એમ ઇચ્છીએ છીએ કે આ વસ્તુ આપણને ન મળી હોત તો સારૂં હતું. મને થયું કે મને નિશાળે ન બેસાડ્યા હોત તો સારૂં હતું. મારા બીજા વેનને મારા બાપાએ ગણકાર્યું નહિ અને મને નિશાળે જવાની દરરોજ ફરજ પાડવા લાગ્યા.

નિશાળમાં ખુશી પડે તેમ રમવાનું નહોતું, ખુશી પડે ત્યારે ખાવાનું નહોતું, ખુશી પડે ત્યારે વેન કરવાનું નહોતું. અને આ ત્રણ વસ્તુની મને એવી આદત પડેલી કે તે એકાએક મૂકવી પડી તેવી મને અફીણના બંધાણીને એકાએક બંધાણ છોડી દેવાથી થાય તેવું દુઃખ થયું.

નિશાળમાં ઘણુંખરૂં ઇચ્છા વિરૂદ્ધ કરવું પડતું. અને મને લાગે છે કે અમારા માસ્તર અમને ઇચ્છા-રોધ કરાવીને તપોબળવાળા બનાવવા ધારતા હતા. તરસ લાગ્યા પછી એકબે કલાકે જ પાણી પીવાની છૂટ મળતી. અને આવી રીતે અમારી દરેક ઇચ્છા રોક-વાના પ્રયત્નો માસ્તર સાહેબ કરતા.

એકડા ઘૂંટવામાં મને જોકે મજા પડતી, અને બરાબર આવડી જાય ત્યારે તો ઘણો જ આનંદ થતો; પણ આ કાર્ય લાંબો વખત ટકતું નહિ. અમારી નિ-શાળ દિવસ ઊગવાથી દિવસ આથમ્યા સુધી ચાલતી અને તેમાં ઘણોખરો વખત તો આસન પલાંઠી વાળીને, માથે ટોપી સરખી મૂકીને બેસી રહેવાનું હતું, અને મોંઢા પર માખી બેસે તો તે પણ નહિ ઉડાડવાનું આકરૂં તપ અમારે કરવું પડતું. ક્યારેક ક્યારેક તો કોઈ વિદ્યાર્થીને ચોરાના ઠાકોરજીની જેમ ટટ્ટાર ઊભા રહેવાનું માહાત્મ્ય મળતું.

પ્રેમજી માસ્તર નિશાળમાં સુવેહનો અને શાન્તિનો ભંગ ન થવા દેવામાં તેમજ પોતાના ઘરનું લગભગ બધું જ કામ વિદ્યાર્થીઓ પાસે કરાવવામાં જેવા શૂરા હતા તેવા જ ભણાવવામાં કાયર હતા. અને પાછળથી જાણવામાં આવ્યું તેમ અમારા વિદ્યાધિકારી સાહેબ ભાષણો કરવામાં જેવા શૂરા હતા તેવા જ માસ્તરો ભણાવે છે કે નહિ તેની તપાસ રાખવામાં કાયર હતા.

ઉનાળામાં જ્યારે તાપ બહુ પડતો ત્યારે માસ્તર વિદ્યાર્થીઓ પાસે પોતાના દેહ ઉપર પવન ઢોળાવતા અને ગુરૂસેવાનો અપાર લાભ આપતા; પરંતુ અમને અમારા શરીર પર અમારી પાટી વતી પવન ઢોળીને અમારા તપનો ભંગ કરવા દેતા નહિ. મારી સાથે ભણેલા ઘણાખરા વિદ્યાર્થીઓ આવાં આવાં તપ વડે સંપાદન કરેલી વિદ્યા લગભગ બધી જ ભૂલી ગયા છે!

બપોરે અગિયાર વાગે ખાવાની રજા મળતી. અમારી નિશાળમાં ઘડિયાળ નહોતી; પણ નિશાળના વાડામાં પડેલી છીપરના એક ખૂણામાં સાંઠીકડું ખોસે અને તેનો પડછાયો બરાબર લીમડી ભણી પડે ત્યારે અગિયાર વાગે એમ અમારા માસ્તર કહેતા.

એ સાંઠીકડા વિષેનો એક કિસ્સો છે. એ વખતે

હું બીજું કે ત્રીજું ધોરણ ભણતો હોઇશ.

નિશાળમાં એક વનો ભણતો હતો અને એક ધનો ભણતો હતો. પ્રેમજી માસ્તરે વના પર નજર રાખી કહ્યું: 'ધના જા, આંટીકું ખોડીને જોઇ આવ, અગિયાર વાગ્યા?' મને લાગે છે કે વનો માસ્તરની નજરથી વશીકૃત hypnotized થઇ ગયો હશે. તે એકદમ ઊભો થઇ વાડા તરફ દોડ્યો.

'અલ્યા ઊભો રહે, વના! મેં તને ક્યારે ચીંધ્યું? મેં તો ધનાને કહ્યું હતું. અને ધના, તું કેમ ઊભો થયો નહિ?'

ધનો તો ગભરાઇ ગયો. વનો બોલ્યો, 'સા'બ તમે મારી સામું જોઇ 'વના' કહ્યું નહિ?'

'સામો ડબગ-કરછ? તારી સામું જોયું એટલે તને જ કહ્યું? રામા, મેં ધનાને કહ્યું કે નહિ?'

રામો કહે, 'હા સા'બ.'

જુરીનો મત લેવાઇ ગયો અને બંને ગુનેહગાર ઠર્યા. બંનેને માસ્તરનો ખાજવતો હાથ ખાજતો બંધ થાય તેટલી શિક્ષા થઈ હશે.

રવિવારે આખા દિવસની અને બુધવારે બપોર પછીની છુટી મળતી. એક દિવસ મેં મંગળવારને બુધવાર માની લીધો, અને બપોરે ખાવાની રજામાં ઘેર આવ્યો તે પછી, દર રજાએ કરતો તેમ, વાડીએ શેરડી ખાવા ગયો. વાડીએ ત્રણચાર દાડીઆ કામ કરતા હતા. તેઓએ મને જોયો ત્યારે તેમાંનો એક જણ બોલ્યો, 'અલ્યા, આજે નિશાળે કેમ ગયો નથી?'

બીજો કહે, 'આજે દીતવારની છુટી હશે.'

ત્રીજો કહે, 'દીતવાર તો બેત્રણ દિવસ પહેલાં ગયો. આજ તો બુધવારની છુટી હોય તો કોણ જાણે!'

પહેલો કહે, 'આજે તો બુધવારે ય નથી; આજ તો મંગળવાર છે.'

મેં કહ્યું, 'હોય નહિ!'

'હોય નહિ શું, આજ તો નક્કી મંગળવાર જ છે.'

મેં શેરડી ખાવાનો વિચાર માંડી વાળ્યો ને તરત દોડતો દોડતો સીધો નિશાળે પહોંચ્યો.

'અલ્યા, મોડો કેમ? મુખીનો દીકરો તેથી?'

'ના સા'બ,' મેં કહ્યું, 'આજ મેં મંગળવારને બુધવાર માની લીધો અને તેથી વાડીએ શેરડી ખાવા ગયો હતો; પણ ત્યાં ખબર પડી એટલે શેરડી ખાધા વગર જ સીધો નિશાળે આવ્યો છું.'

'બા'નાં શોધી કાઢવામાં ઉસ્તાદ લાગે છે.' એમ કહીને માસ્તરે મને વધતીઓછી શિક્ષા કરી.

મને આંકણીથી શરીર પર જે વાગી આવ્યું તેના કરતાં મન પર વધારે લાગી આવ્યું. મને થયું કે મેં કશો ગુનોહ કર્યો નથી. થોડીક ભૂલ થઇ ગઇ તેમાં મને આટલી શિક્ષા? ગામમાં બેત્રણ દિવસ પહેલાં એક નિર્દોષને પોલિસખાતાએ નાહક મારેલો તે વાત સાંભળેલી. આવા સંજોગોમાં હું પોકેપોકે રડવા લાગ્યો.

'મુખીનો દીકરો તો રાડીઓ ભારે! તારે રડવું હોય તેટલું રડ, પણ બરાડા પાડ મા; મનમાં ગનમાં રો.'

મેં આ આજ્ઞાનું પાલન કર્યું. પરંતુ મને થયું કે ગામમાં તો ઘેરઘેર છોકરાં રડતાં હોય છે, પણ આ નિશાળમાં મારા જેવું એક ટાબરિયું રડે તે નિશાળ પાસેથી નીકળતા માણસો સાંભળી જાય તેથી માસ્તર ડરે છે અને હું નિશાળમાં રડું છું તે વાત બહારની દુનિયા ન જાણે તેમ એ ઇચ્છે છે. તેથી ખરેખર હું નિર્દોષ જ હોઇશ અને વાંક માસ્તરનો જ છે. આ વિચારથી મને વધારે રડવું આવ્યું.

એવામાં એક પસાયતો નિશાળની બારીમાંથી એક ચિઠ્ઠી નાખીને ચાલતો થયો. માસ્તરે વડા નિશાળીઆને એ ચિઠ્ઠી વાંચવાનું કહ્યું. તેણે તે વાંચી. ચિઠ્ઠી મારા બાપાએ મોકલી હતી. તેમાં લખ્યું હતું કે હું થોડી વારમાં નિશાળે આવું છું. લાયબ્રેરીમાંથી સરસ્વતીચન્દ્ર ભાગ ૪થો, બ્રિટિશ રાજ્યની બલિહારી, ચન્દ્રકાન્ત ભાગ જેટલા હોય તેટલામાંથી એક, એવી ત્રણચાર ચોપડીઓ શોધી મૂકવાનું તેમાં લખ્યું હતું.

માસ્તરનું મોં ઉતરી ગયું. મારા બાપાથી કદાચ તે ડરતા હશે કે મારા બાપાની તેમને ગરજ હતી તેથી. માસ્તરને પગાર થોડો હતો ને છોકરાં ઝાઝાં હતાં તેથી ખાડો પડતો. ને ખાડો ગામગામમાં મારા બાપા આગળ ચાલીને ગામમાં ખરડો કરાવી પૂરો કરાવી દેતા. હમણાં જ માસ્તરે ત્રીજી વારનું લગ્ન કર્યું તે વખતે ખર્ચમાં સારી મદદ પણ આપી બાપાની હતી.

માસ્તરે હવે સાચું કહી દીધું: 'અલ્યા, તું રડે છે તે મુખી જુએ તે ઠીક નહિ. હમણાં આવનારા છે માટે હવે છાનો રહી જા.' પણ મારો લાગણીનો ઉભરો એમ શમે તેમ નહોતું.

'જો, હવે છાનો નહિ રહે તો રસોડામાં પૂરી દઇશ.'

આ ધમકીનું પોકળ હું સમજી ગયો હતો એમ મને યાદ છે. મને થયું કે જો મને મારા બાપા રડતો ન દેખે તેટલા માટે રસોડામાં પૂરે તો તો મારા બાપા મને મુદ્દલ દેખે નહિ. તે તો વધુ ખરાબ. હું રડતો બંધ થઇ શક્યો નહિ.

'ત્યારે તો મને કફોડી સ્થિતિમાં મૂકવા માટે જ તું રડવાનું ચાલુ રાખે છે, એમ ના?' હવે માસ્તર તાડુક્યા.

મારી લાગણીઓ આળી થઈ ગઇ હતી. તેમાં રડવા પાછળના હેતુનો આ આરોપ ભાલા જેવો લાગ્યો.

માસ્તરે ઘણા પ્રયત્નો કર્યા, પણ પથ્થર પર પાણી. છેવટે તે અત્યંત દીનતાથી કરગરવા લાગ્યા. આથી મને દયા આવી અને મેં રડવું બંધ કરવા એક મહાન પ્રયત્ન કરી જોયો. પણ તેમાં હું નિષ્ફળ ગયો; અને તેના પ્રત્યાઘાતથી વધુ રડવા લાગ્યો!

પણ માસ્તરનાં હૃદયનું દુઃખ હું સમજ્યો હોવાથી મેં મારા રડવાનું કારણ સમજાવવા પ્રયત્ન કર્યો. પરંતુ ડુસ્કાં આડે કશું બોલી શકાયું નહિ.

મારો બોલવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો તેથી છેવટે મેં પાટી લઇ મહામહેનતે તેમાં લખ્યું: 'છાના રહેવું છે, પણ રહેવાતું નથી.'

હું જે અક્ષરો લખું તે મારાં આંસુથી રેલાઇ ન જાય તેટલા માટે મેં પાટી દૂર રાખી ત્રાંસી નજરે લખ્યું હતું.

છ.છ.પા.

# સંસ્કાર-સ્મરણ

'કુમાર'ના ૧૦૦મા અંકમાં આપવાની જે ઘણી વસ્તુઓ રહી જવા માટે અમને વસવસો છે તેમાંની મુખ્ય તે આ લેખમાળા, 'કુમારે' પોતાના સો અંકના જીવન દરમ્યાન વાચકોમાં જે સંસ્કાર પાડ્યા હોય તેનાં સ્મરણોની માળા દ્વારા, વાચકોના જ શબ્દોમાં 'કુમાર'ની કારકિર્દીનો આંક એ અંકમાં મૂકાવવાનો અમારો ઇરાદો હતો. સમય અને સ્થળ બંનેની ભીંસમાં ક્ષીધે એ વખતે એ ન બની શક્યું, તે હવે સગવડ મુજબ આપીને સંતોષ લેવો રહ્યો.

* સર્વ પ્રથમ સન ૧૯૨૫મા મેં 'કુમાર' જોયું મારા ભાઇસાહેબ શ્રી ગયાસીલાલજી વર્મા માલવીય તેને મગાવતા હતા. તે સમયે અમે બરેલીમાં રહેતા હતા હું ગુજરાતી ભાષાથી એકદમ અજાણ્યો હતો. પણ મેં ભાઈસાહેબના મુખથી એ સાંભળ્યું હતું કે ગુજરાતીઓએ સાહિત્યિક ક્ષેત્રોમાં આશ્ચર્યજનક ઉન્નતિ કરી લીધી છે. તેની માફક જાગૃતિ અમારી હિંદીમાં જોવામાં આવતી નથી તેમણે એ પણ કહ્યું કે આ માસિક યુવકો અને બાળકો માટે નીકળે છે અને ગુજરાતી ભાષાના સર્વોત્તમ માસિકોમા ખાસ સ્થાન ધરાવે છે.

જ્યારે મેં આ સાંભળ્યું કે તરત જ મારા હૃદયમા ગુજરાતી ભાષા શીખવાના ભાવે કલ્લોલ કરવા માંડ્યુ. ખરેખર હું 'કુમાર'ની સામગ્રીથી અજાણ્યો રહેતો, પણ તેની કલામય છબીઓનો આનંદ હું જરૂર અનુભવતો રહેતો. હવે તો મેં નક્કી કરી લીધુ કે દર માસ હું તેને જરૂર વાંચીશ. મેં એમ જ કર્યું. બાળકો માટે જે સરસ અને સુંદર વાર્તા તેમાં પ્રસિદ્ધ થતી હું તેને વાંચી જતો અને જ્યારે સમજવામાં કોઈ કઠિનાઇ ઉપસ્થિત થતી ત્યારે ભાઈસાહેબની અથવા ગુજરાતી-શબ્દકોષની સહાય મેળવતો. આ રીતે હું ઘણા અંશમાં ગુજરાતી ભાષા સમજવા લાગ્યો અને મારી આશા વધવા માંડી. 'કુમાર' પ્રત્યે મારે પ્રેમ તો હતો જ; હવે તેનું ફળ પણ આગળ આવવા માંડ્યુ. 'નવચેતન', 'બે ઘડી મોજ' અને 'વીસમી સદી' પણ હું વાંચવા અને સમજવા લાગ્યો. ઘરમાં જ પુષ્કળ ગુજરાતી ચોપડીઓ છે. મેં તેઓનો પણ અધ્યયન આરમ્ભ કરી દીધો અને એ રીતે મારી સફલતા અથવા પ્રગતિનાં મેં પ્રત્યક્ષ દર્શન કીધાં.

તે સમયે ભાઇસાહેબ મુંબઇની ન્યૂ એલ્ફ્રેડ થીયેટ્રિકલ કં. ના સહનાટ્યકાર હતા. સન ૧૯૨૭માં તેમણે કમ્પનીને છોડી દીધી અને અમે બનારસ આવી પહોંચ્યા. બનારસમાં

* એક ઉત્તર હિંદવાસી બંધુએ લખેલાં, તેમની પોતાની જ ભાષામાં, સુધાર્યા વિના જેમનાં તેમ, આપીએ છીએ

* શિક્ષકો અને માબાપો નાનાં બાળકોને વગર વિચાર્યે શિક્ષા કરે છે. બાળકનાં કોમળ શરીર પર ઘણી વાર વધુ વાગી જાય છે, અને તેઓની લાગણીઓ તો અત્યંત કોમળ હોવાથી જલ્દુ જ ઘવાય છે, એટલે તેઓ રડવા માંડે છે. તેઓને રડતાં દેખી શિક્ષા કરનારને ક્રોધ અગર શરમ ઉત્પન્ન થાય છે, તેથી તેમને રડતાં બંધ કરવા વધુ ધાક ધમકી કરે છે અગર કરગરે છે. પણ બાળકને લાગણીઓનો અવરોધ કરવાની શક્તિ હોતી નથી, તેથી તેઓ સાધારણ રીતે ઘણા પ્રયત્નો છતાં છાનાં રહેતાં નથી, અને એ જબરદસ્ત ધમકીથી કદાચ છાનાં રહે છે તો તેથી તેમનાં શરીર ઉપર ઘણી જ માઠી અસર થાય છે.

જ સ્કુલી અધ્યયન સાથે મારો ગુજરાતી લેખકોથી પરિચય થયો. શ્રી ધૂમકેતુ, શ્રી ગિજુભાઈ, શ્રી તારાબેન, શ્રી દેશળજી પરમાર, શ્રી કવિ ખબરદાર, શ્રી મહાદેવ હરિભાઈ દેસાઈ અને શ્રી કાકા કાલેલકરની કોઈ પણ એવી ચીજ મારી આંખો આગળથી ગુજરતી ન હતી જેને મેં વાંચ્યું ન હોય. એ લેખકો પ્રત્યે મારા હૃદયમાં બહુ સન્માન હતો અને હવે પણ છે. અનેક કલાકારોથી પણ હું પરિચિત થયો. તેમાં મુખ્ય છે ગુજરાતના ગૌરવ-મુકુટ શ્રી રવિશંકર રાવળ, શ્રી સોમાલાલ શાહ, શ્રી કનુ દેસાઈ અને શ્રી રસિકલાલ પરીખ. એ કલાકારોની કૃતિઓએ મને મુગ્ધ કરી લીધો. શ્રી રાવળના 'સોળ સુંદર ચિત્રો' અને શ્રી દેસાઇના 'ભારત પુણ્ય પ્રવાસ' નામક છબિ-સંગ્રહો પણ મેં જોયા છે બંને સંગ્રહોના ચિત્રો ઉચ્ચ શ્રેણીના છે, પણ જેટલું આકર્ષણ મેં 'સોળ સુંદર ચિત્રો'ના પરિચયોમાં અનુભવ્યું તેટલું 'ભારત પુણ્ય પ્રવાસ'માં જોવામાં નહિ આવ્યું.

મારા ભાષા-વિકાસમાં મેં 'કુમાર'થી ઘણી મદદ મેળવી છે થોડા જ દિવસોમાં મેં 'પ્રસ્થાન', 'ગુજરાત' અને 'શારદા' આદિ માસિકો જોયાં. તેમના વિખ્યાત તંત્રીઓએ જે સાહિત્યનો નિર્માણ કીધો છે તે મને બહુ પ્રિય છે. 'પ્રસ્થાન'ના તંત્રી શ્રી રામનારાયણ વિ. પાઠકની વાર્તાઓ ઉચ્ચ શ્રેણીની છે. તેમની જોડના એક જ વાર્તા-લેખકને મેં જોયા અને તે છે શ્રી 'ધૂમકેતુ'. મારી રાયમાં એ લેખકો ગુજરાતીના સુદર્શન અને પ્રેમચંદ છે. 'ગુજરાત'ના તન્ત્રી કનૈયાલાલ મા મુંશીની વાર્તાઓ પણ મેં સુન્દર રૂપમાં જોઇ, પણ તેથી અધિક રસભર્યાં અને આકર્ષક તેમના ઉપન્યાસો છે. 'શારદા'ના તન્ત્રી શ્રી ગોકુલદાસ દ્વા. રાયચુરાની વાર્તાઓમાં પણ ઘણો 'રોમાન્સ' છે. એ ઉપરાન્ત અનેક વાર્તા અને ઉપન્યાસ-લેખકોની કૃતિઓનું મેં અધ્યયન કર્યું છે, જે વિષે હું ફરી લખીશ.

એ જ સમયે ભાઇસાહેબે ગુજરાતીમાં લખવું આરભ્યું. તેમણે શ્રી સુદર્શન અને શ્રી જયશંકર 'પ્રસાદ'ની કેટલીક નવલિકાઓનો ગુજરાતીમાં ભાષાંતર કર્યો, જે તેમના મિત્ર શ્રી ચાંપશી વિઠલદાસ ઉદ્દેશીએ પોતાના માસિક 'નવચેતન'માં પ્રસિદ્ધ કરી આ જોઇ મારા મનમાં આવ્યું કે હું પણ 'કુમાર'માં લખવું આરમ્ભ કરૂં, પણ તે સમયે મારી ગુજરાતી ભાષા થોડી અપૂર્ણ હતી માટે મેં લખવાનું નિશ્ચય જરા સ્થગિત રાખ્યું. હું બરોબર એ જ તકમાં હતો કે જ્યારે પણ કોઇ સુંદર વિચાર મારા મસ્તિષ્કમાં ઉદ્દભવશે, તેને જરૂર 'કુમાર' માટે લખીશ.

આ સમય સુધી હિન્દીમાં લખતાં મારાં ચાર વર્ષો ગૂજરી ચૂક્યાં હતાં અને દિલ્લીના અંગ્રેજી માસિક 'ધી ચીલ્ડ્રેન્સ ન્યૂઝ' માટે એક કવિતા પણ મેં તૈયાર કરી લીધી હતી. હિન્દીમાં બાળકો માટે નીકળનારા પ્રાયઃ સર્વ માસિકોમાં મારી રચનાઓ પ્રસિદ્ધ થઇ ચૂકી હતી. હવે માત્ર એક જ ધુન હતી—'કુમાર'નો લેખક થવાની—ગુજરાતીમાં લેખ લખવાની. ઠીક એ જ સમયે શ્રી બચુભાઇ રાવતે ભાઈસાહેબને સ્વર્ગીય ગણેશશંકર વિદ્યાર્થીનો આત્મ-પરિચય લખવા માટે નિમન્ત્રણ દીધુ. પણ ભાઇસાહેબને પોતાના પ્રેસના અને માસિક 'હંસ'ના કાર્યોથી જરાયે ફુરસદ નહિં મળતાં તેમણે આ કામ મને સોપ્યું. હું તો તૈયાર જ હતો. મેં તરત તેને લખી દીધું. પણ આ લેખથી મારે સન્તોષ થાય એમ ન હતું કારણ કે રાવત ભાઇએ હિન્દીમાં લખવાની આજ્ઞા કરી હતી તે શું જાણતા હતા કે ગુજરાતી ભાષા પ્રત્યે એક હિન્દીના વિદ્યાર્થીનો પણ પ્રેમ હશે.

તે સમયથી હું કોઇ બીજી તકની શોધમાં રહેવા લાગ્યો. મેં નક્કી કરી લીધું હતું કે હું જરૂર ગુજરાતી ભાષામાં લખીશ અને ખાસ 'કુમાર' માટે. કારણ કે કુમારે જ મને ગુજરાતી ભાષા તરફ આકર્ષિત કર્યું એટલામાં જ મેં વાંચ્યું કે 'કુમાર'નો શતાંક એક ખાસ અંક થશે 'કુમાર'ના તંત્રીશ્રીએ ભાઇસાહેબથી કોઇ લેખ માટે માગણી કરી, પણ તે 'હંસ'ના 'આત્મ-કથાંક'ની તૈયારીમાં એટલા વ્યસ્ત હતા કે જરાયે ફુરસદ ન હતી, માટે મેં જ 'કુમાર'-વિષયક પોતાના ટુંક સંસ્મરણો લખવાનો નિશ્ચય કર્યો, જેનો તમારી આગળ રજુ કરવાનો ગૌરવ છે.

(કાશી) **નરેન્દ્ર માલવીય**

## આ અંકનું મુખચિત્ર · ધ્યાનમૂર્તિ બુદ્ધ

ચિત્રકાર • શ્રી પુલિનબિહારી દત્ત

શ્રી પુલિનબિહારી દત્તને શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર તરફથી ચિત્રદીક્ષા મળેલી. એ નવીન કળાની ભાવના ગુજરાતમાં ઉતારવાને શેઠ અંબાલાલ સારાભાઇએ પોતાનાં બાળકોની શાળા માટે તેમને પ્રથમ નોતર્યા, અને લગભગ છ વર્ષના એ એકાંતિક જીવનમાંથી એકદમ મુંબાઇની હલચલમાં તેઓ ફેલોશિપ સ્કુલના ચિત્રના અધ્યાપક તરીકે જોડાયા ત્યારથી આજ સુધી તેમણે મુંબાઇમાં કલાભાવના જગાડવા ખૂબ મહેનત લીધી છે. 'મુંબાઇ સમાચાર'ના દીપોત્સવી અંકમાં તેમણે કરેલું ગુજરાતના 'આમ્રદંપતી'નું સુંદર ચિત્ર રજુ થયું હતું જે હાલ સર ચીનુભાઇના સંગ્રહમાં છે. ગુજરાતમાં આવ્યા પછીની તેમની એ સર્વોત્તમ કૃતિ ગણાય છે. તેઓ મુંબાઇના 'રસમંડળ'ના મંત્રી છે અને એ મંડળ દ્વારા પ્રજા માટે કળાના સંસ્કારી સમારંભો—જેવા કે નૃત્ય, ચિત્રપ્રદર્શન વગેરે—કરીને જાહેર સેવા કરે છે. એમની કળા ઘણી ગંભીર અને પ્રશાન્ત પ્રકૃતિની લાગે છે. આ ચિત્રમાં બુદ્ધ ભગવાનની મૂર્તિમાં તેમણે ધ્યાનની એકાગ્રતા અને શાંતિ સરસ ઉતાર્યાં છે.



# તાજમહાલ





એક કબર છે. પણ શી એની કારીગરી ! શી એના પરની કળા ! બસ, અદ્ભુત ! જાણે મોતીની જડેલી. દુનિયાની સાત અજાયબીઓમાંની એક.

આકાશેથી ઉતારી તારાની ઘડી હોય એવી એ દૂરથી દેખાય છે. બગીચામાંથી ડોકિયાં કરતું ડોલર જાણે.

એની એક વાર્તા છે. એટલી જ અદ્ભુત.

જહાંગીર નામે એક બાદશાહ. દિલ્હીમાં રાજ કરે. એની રાણીનું નામ નૂરજહાં; રૂપરૂપનો અંબાર. એ રાણીની એક ભત્રીજી; એનું નામ અર્જુમંદ બાનુ. એ રાજાના પ્રધાન મીરઝાંના દીકરાની એ દીકરી. ૧૯ વર્ષની એની ઉમર. રૂપે ને ગુણે બીજી નૂરજહાં જ તો.

એ છોકરીએ એકવાર પાટવીકુંવરને બચાવેલા. એ પાટવીકુંવરનું નામ શાહજાદા ખુર્રમ. તે દિવસથી એ બે એકમેકને ચાહતાં. પછી એમનાં લગ્ન થયાં: ઇ.૧૬૧૨માં.

એ પાટવી શાહજાદો જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તેણે પોતે શાહજહાં નામ ધારણ કર્યું અને બેગમનું નામ રાખ્યું મુમતાઝ મહાલ. મુમતાઝ મહાલ એટલે મહેલોનું તેજ. એ જેટલી દેખાવડી તેટલી જ ગુણીઅલ. એથી એ રાજાને વહાલી પણ એટલી જ. બાદશાહ એના વિના ઘડી યે ના રહે. જ્યાં જાય ત્યાં સાથે જ.

એક વખત બેગમ માંદી પડી. બાદશાહે તો દેશ-દેશના હકીમ તેડાવ્યા, ગામેગામથી વૈદ્ય બોલાવ્યા ને કંઈ કંઈ કર્યું. એ તો આખો દિવસ બેગમ પાસે જ બેસી રહે. ન કરે રાજ કે ન કરે કાજ. ખાવાપીવાનું પણ ઠેકાણું નહિ. બસ, રાણીની સારવાર જ. એમ કરતાં રાણી સાજી થઈ, પછી જ રાજા કામે લાગ્યો. એવાં તો એ રાજારાણી.

એમ તો રાણી પણ રાજાને રાજકાજમાં મદદ કરે. બાદશાહ સાથે લડાઈમાં પણ જાય ને જીતે. પણ એ દયાળુ યે એટલી જ. લોકોનાં સુખદુઃખ જાતે સાંભળતી. લોકોને મોતની સજામાંથી પણ છોડાવતી.

આમ એ બે જણાં રાજ કરે, કાજ કરે ને સુખે પ્રજા પાળે. રાજા તો કળાનો *જબરો શોખીન. જ્યાં જુઓ ત્યાં એણે* સુંદર મહેલો બાંધેલા.

પણ એ જેવો શોખીન તેવો શૂરવીર. લડાઈમાં યે જાય ને જીતે. ખાનજહાન લોદી અને અંબર નામે એના દુશ્મન. એની સાથે એને લડાઈ થઈ. એની પાછળ બાદશાહ પડ્યો: ૧૬૩૦માં. એ વખતે મુમતાઝ ગુજરી ગઈ. ૩૯ વર્ષની જ એ વખતે એની ઉમર. આ સાંભળી બધાં શોકમાં ડૂબી ગયાં.

બાદશાહના શોકનો તો પાર નહોતો. તેને કંઈ ચેન જ ન પડે. કંઈ કામકાજ કરે નહિ. પંદરપંદર દિવસ તો બધું એમ ને એમ રહ્યું. છેવટે પ્રધાનની કુનેહથી રાજનું કાજ હાથ ધર્યું. બે વર્ષ સુધી આખા રાજ્યમાં શોક પળાયો.

એના એવા પ્રેમમાંથી તાજમહાલનો જન્મ થયો. જગતભરમાં અજોડ રહે એવી કબર એણે બાંધવાનું નક્કી કર્યું. દેશદેશથી કારીગર તેડાવ્યા. ગ્રીસમાંથી ને રોમમાંથી ને ઇરાનમાંથી ને ક્યાંક્યાંથી કારીગરો આવ્યા. છેવટે બાદશાહને એક કારીગર પસંદ પડ્યો.

એનું નામ ઉસ્તાદ ઇશા. ઇરાનના શિરાઝ શહેરથી એ આવેલો. એને મદદ કરવાને ઠેકઠેકાણેથી બીજા બોલાવ્યા. ને આખા હિંદુસ્તાનના લોકો તો કામે લાગી જ ગયા હતા. એમ વીસ હજાર માણસોએ એ રોજ પર કામ કર્યું. સત્તર વર્ષે એ પૂરો થયો. એનાં બારણાં ફ્રાન્સના સોનીએ કર્યાં. ચીનથી ને તિબેટથી અને અરબસ્તાનથી જવાહિર લાવી એના પર મઢ્યું.

તાજમહેલ પાસે એક બીજી કબર છે, મુમતાઝની સાહેલીની. એ કબરનું નામ 'સાહેલી બુર્જ.' દક્ષિણે

ફતેહપુરી મસ્જિદ છે. એ પણ એવાં જ સુંદર. જોવા જેવાં. પણ તાજ આગળ તો ઝાંખાં જ પડે ને? ચંદ્ર આગળ તારાનું તેજ કેટલું?

તાજમાં દાખલ થવાને એક મોટો દરવાજો છે. લાલ પથ્થરનો એ બાંધેલો છે. એમાં સફેદ આરસનાં ફૂલો કોતરેલાં છે; કુરાનની આયાતો લખી છે. ત્યાં એક અજાયબખાનાનું (મ્યૂઝીઅમ) છે. એમાં તાજના નકશાઓ છે; તાજમાં વપરાએલા પથ્થરોના નમૂના છે.

આ કમાનમાંથી જુઓ. બરાબર સામે મુમતાઝની કબર દેખાશે. પછી નજર જરા લંબાવો. શાહજહાં બેસતો ત્યાં જ નજર પડવાની.

અહીંથી તાજ ત્રણસોચારસો વાર છેટે છે. આ રસ્તો સફેદ મરમરે મઢેલો છે. સરૂનાં ઝાડ તેની બંને બાજુ ઊભેલાં છે. ફૂલના છોડ મધમધે છે. વચ્ચે મોટો હોજ છે. હોજમાં સવારસાંજ કમળ ખીલે છે; જાણે તાજની પૂજા માટે હોય એમ!

તાજ આરસના ચબુતરા પર બાંધ્યો છે. એની આજુબાજુ ચાર મિનારા ઊભા છે. દરેક ૧૩૭ ફીટ ઊંચો છે. અને તાજ તો છે સવા બસો ફીટ ઊંચો. એના ઘુંમટ પર સોનાનો કળશ છે. એ દેખાય છે નાનો, પણ ખરૂં જોતાં છે ૩૦ ફૂટ લાંબો!

તાજની કમાન સો ફીટ ઊંચી છેઃ વેલો અને કુરાનની આયાતે મઢેલી. એનો વચલો અક્ષર સો ફૂટ ઊંચે છે, છતાં જોનારને છેડાના અક્ષર જેવડો જ એ દેખાય છે! એવી તો એ કોતરણીમાં કુશળતા છે. દીવાલો પણ એવી જ કોતરેલી. એ બધા કલાના અનુપમ નમૂનાઓ જ તો. અંદરના ફૂલઝાડના રંગો, તે તે પથ્થરના રંગથી આણેલા!

રૂપિયા જેટલું ફૂલઃ અંદર ૫૦-૫૫ પાંદડીઃ અને એ દરેક કુદરતી રંગના પથ્થરે જડેલી! ફૂલમાંના કેસર કેસરીઆ પથ્થરનાં. સોય જેટલાં ઝીણાં છતાં જુદાં જ જડેલાં. એમાં તો વળી જુદાંજુદાં રત્નો મઢેલા. એ બધાં તો ઉખડી ગયાં!

આ બધા પથ્થરનાં નામ ખબર છે? એકએકથી અટપટાં છે જુઓને થોડાં નામઃ પીરોજો ને પન્ના ને પરવાળાં ને સંગે યશમની ને સંગે સુલેમાની. આવા તો કંઇકંઇ જાતના ને નામના પથ્થરો. બધું મળીને કંઇ કેટલાય મણ વપરાયા. આ ઉપરાંત આરસ તો જુદો.

અરે, શાહજહાંને તો એક બીજો તાજ પણ બાંધવો હતો. આનાથી મોટો, કાળા આરસપહાણનો. જો એ બંધાયો હોત તો? આ તાજ કેવો દેખાત? વાદળમાં ચંદ્ર જેવો; ચળકતી ચોકટમાં જડેલો જાણે. પણ એ કંઈ બંધાયો નહિ. બાદશાહને પણ અહીં જ દાટયો.

એટલે તાજની અંદર બે કબરો છે; પાસે પાસે. બંને રત્ને મઢેલી હતી. જમણી બાજુની શાહજહાંની; જરા વેંત નીચી મુમતાઝની. આગળપાછળની જાળી સ્ફટિકની કોતરેલી. કોતરણી પણ એટલી જ અદ્ભુત. ત્યાર વિના એ કોતરતાં કંઇ દસ વર્ષ થાય? વળી એવો રત્નજડિત કઠેરો પણ હતો.

બાદશાહે મોતીની ચાદર ગૂંથાવેલી. બેગમની કબર પર એ ઓઢાડાતી. એની કિંમત લાખો રૂપિયાની.

એમાં સોનાની દીવીઓ મૂકેલી. બીજી તો રત્ને મઢાવેલી. અંદર રેશમી ગાલીચા બિછાવેલા! હીરામોતીના પડદા ટાંગેલા.

આ બધુ અત્યારે તો નથી. કબરની આગળપાછળનો કઠેરો ૧૬૪૨મા લઇ લીધો. ૧૭૨૦માં અમીર હુસેન અલીખાન મોતીની ચાદર લઇ ગયો. રૂપાનાં કમાડ જાટ લોકોએ ઉતારી લીધાંઃ ૧૭૬૪માં.

પણ આ ઉપરની કબરો તો ખાલી ખોખાં. એ 'તાવીજ' કહેવાય. ખરી કબરો તો નીચે ભોંયરામાં છે. અંદર જવાને આરસનો દાદર છે. આઠ ખૂણાનો એ ભોંયરાનો ઓરડો. એના ઉપર આખી યે ઇમારત ઊભેલી. કેવી કારીગરી!

બાદશાહને હતું કે કબર પાસે ગીતો ગવાયા કરેઃ બારે પહોર ને બત્રીસે ઘડી. આથી એ ઓરડાની એવી બનાવટ છે કે ધારો પાડો તો સાચો અવાજ ન આવે. સદન જ ન થાય! પણ કોઇ ગાય તો? ઘુમટમાંથી પડઘો પડે. સંગીતનો રણકારો ચડે ને ઊતરે, ચડે ને ઊતરે; ગીત જાણે સ્વર્ગમાંથી ઊતરતું લાગે.

એ બાંધતાં ચાર કરોડ ને બાર લાખ રૂપિયા થયા. લોકો ત્યારે એટલા સુખી હતા.

મોટાં થાઓ ત્યારે જરૂર જોજો. દુનિયામાં એની જોડી નથી. પરીઓએ જાણે ગઇ રાતે જ બાંધેલો હોય એવો એ લાગશે એકવાર જોશો તો ફરી જોવાનું મન થશે. જ્યારે જોશો ત્યારે નવો જ દેખાશે.

**શારદાપ્રસાદ વર્મા**



# મધુકરી

### ચિંતા

સ્મશાનમાં નિત્ય જતી નિશામાં,
આકાશ શી તારકચુંદડી ધરી;
નદીતીરે પ્રજ્જ્વલતી ચિતાનાં,
પેખી રહું સૌ પ્રતિબિંબને ફરી.

'હું યે મહાકાલ તણી પળે કો,
ત્રિખંડના કોઈ અગમ્ય આરે;
બળી-જળી ખાખ થઈ ચિતામાં
હસીશ ગીતુ પ્રતિબિંબ પાથરી.'

વિચાર એવો બહુ વાર આવતાં,
જરી ય મારો રસ ના કમી થયો;
કરુણ એ સુંદરતા નિહાળતાં,
મૃત્યુ તણો ભાવ મને ગમી ગયો.

પરંતુ આજે થથરાવતો અહા!
વિચાર મારા મનમાં રમી ગયો:
'બળી તું યે ખાખ થશે જ એકદા!'
બધી—બધી હિંમતને હણી ગયો.

આકાશ શી નીલ-ગભીર આંખો,
ઉષા સમા ઓષ્ઠ સુવર્ણ વાન,
સોનેરી એ કેશકલાપ ઝાંખો,
બળી જશે દેહની તેજધારા!

જીવંત હું આ જગમાં ચિતા શી!
બનીશ સૂનાં પ્રતિબિંબ પાડતી!

(ઊર્મિ) —કૃષ્ણલાલ શ્રીધરાણી

### સ્પાર્ટાનો પ્રખ્યાત સ્મૃતિકાર લાયકરગસ

યુરોપમાં ગ્રીસ દેશની દક્ષિણે સ્પાર્ટા નામનું એક સ્વતંત્ર રાજ્ય હતું. ઘણાં વર્ષો સુધી એ મહાન રાજ્ય પ્રબળ સત્તા ભોગવી ઇતિહાસમાં જાણીતું થયું હતું. વધારામાં તો એ રાજ્યના ધારાઓ અને શાસનપદ્ધતિ એટલાં સુંદર હતાં કે તેનાથી રાજ્યની પ્રજા બહાદુરી અને વીરતામાં આખા યુરોપમાં વખણાતી. આ ધારાઓ અને શાસનપદ્ધતિ લાયકરગસ નામના એક મહાન સ્મૃતિકારે રચ્યાં હતાં એમ મનાય છે.

પોતના દેશને આબાદ કરવા માટે આ સ્મૃતિકારમાં એટલી બધી ધગશ હતી કે તેણે દેશદેશમાં ભટકીને, ત્યાંના રીતરિવાજો રૂઢિઓ અને કાયદાઓનો ઊંડો અભ્યાસ કરી. સ્વદેશ પાછા ફરીને પોતાના અભ્યાસનો લાભ પોતાના દેશભાઇઓને આપી, તેમના જીવન સુધારવામાં જ પોતાની આખી જીંદગી ખર્ચી નાખી હતી

પણ આ નિઃસ્વાર્થી અને સાધુચરિત પુરુષના સુધારા કેટલાક લોકોને અપ્રિય થઇ પડ્યા અને પરોપકારી લાયકરગસના તેઓ શત્રુ બન્યા. એણે ધનિક લોકોને એમનું ધન ગરીબ લોકોમાં વહેંચી દેવાની આજ્ઞા કરી હોવાથી એમની આંખમાં તો એ બહુ જ ખૂંચ્યો. તેઓ જાહેરમાં પણ તેના તરફ અસંતોષ દેખાડવા લાગ્યા. નિષ્કામ સેવાભાવનો કેવો ક્રૂર બદલો! વળી એક પાષાણ હૃદયના શહેરીએ તો એટલો બધો રોષ દેખાડ્યો કે તેણે તો બાપડા લાયકરગસની એક આંખ લાકડીનો ઘોદો મારી ફોડી નાખી પણ દયાળુ સ્વભાવના લાયકરગસને મન તો શત્રુ અને મિત્ર સરખા હતા. જ્યારે એ રાક્ષસે જાણ્યું કે લાયકરગસને મન તો કાંઈ નથી, તે કોઇ પણ જાતનું વેર રાખતો નથી અને એની શિક્ષાનું દારૂણ દુઃખ એ અજોડ સહનશક્તિથી ભોગવ્યે જાય છે ત્યારે એનું પિશાચ હૃદય પણ પશ્ચાત્તાપથી કકળી ઊઠ્યું. નિષ્કલંક સ્વદેશપ્રેમે ક્રૂરમય દયાહીનતા પર અપૂર્વ વિજય મેળવ્યો.

આ મહાન દેશાભિમાનીના સાદા પરોપકારી જીવનની, તેના પ્રખર ચારિત્ર્યની અને ઊંચાં ધ્યેયોની બહુ જ સુંદર અસર સ્પાર્ટન લોકોના જીવન ઉપર કાળે કરીને થઇ. તેઓ નીડર અને લડાયક બન્યા, એટલું જ નહિ પણ તેમણે પોતાનાં વિલાસ-સુખો અને મોજમજાહને તિરસ્કારી, તુચ્છ ગણી ફેંકી દીધાં. ગરીબ તવંગરોનો ભેદ ભૂલાયો. જાહેર ઉત્સવોમાં જોડાજોડ બેસી ગરીબ ને તવંગર સાદાં નિરામિષ ભોજન લેવા લાગ્યા. કોઇને પૈસાદાર થવાની—ધનસંગ્રહ કરવાની—ઇચ્છા ન રહે તેથી લોઢાના સિક્કાનો પ્રચાર થયો. દારૂ પીવો એ તો દૂષણ જ મનાવા લાગ્યું આમ સમસ્ત પ્રજામાં નવજીવનનો સંચાર થયો. લાયકરગસની પ્રેરણાનાં જળે પ્રજાના હૃદયમાં સદ્‌ગુણોના અંકુરો ઊગાડ્યા.

લાયકરગસનું ધ્યાન માત્ર સામાજિક સુધારા કરવા તરફ જ નહોતું એનું લક્ષ્ય કેળવણી તરફ પણ હતું. બાળકોને નાનપણથી જ એમનાં માતપિતાના ઘેરથી તેડી લાવી સાર્વજનિક નિશાળોમાં એમને ધીરજ, સહનશક્તિ અને વીરતાના અપૂર્વ પાઠ શીખવવામાં આવતા. વાણીસંયમનો—બોલવાની ખાસ જરૂર સિવાય ન બોલવાનો—અણમૂલો પાઠ પણ શીખવાતો હતો આમ, આવું શિક્ષણ પામેલા છોકરા મોટપણે બોલે ત્યારે ટૂંકું અને મુદ્દાસર જ બોલે એમાં શી નવાઇ? ઘણી યે વાર

અનેક છોકરાઓ એમની માનીતી દેવી 'ડાયાના'ને ખુશ કરવા પીઠ પર નિર્દય ફટકા ખાતા. અરે! આ ફટકા ખાવા માટે તો પડાપડી થતી. એક સ્પાર્ટન વીર બાળક વિષે તો એવી વાત છે કે યજ્ઞની ક્રિયા વખતે એની બાંયમાં એક ધગધગતો અંગારો ઊડીને જઈ પડ્યો. પણ પાસે ઊભેલા પુરોહિતોની ક્રિયામાં જરા યે ડખલ ન પહોંચે તે સારૂ એ સહનશીલ બાળકે ન તો ચીસ પાડી, ન તો તે રડ્યો! ક્ષાત્રભાવનાંકિત આવા તેજસ્વી બાળકો અપૂર્વ યોદ્ધા બને એમાં શી નવાઇ? અને એ બાળકોની માતાઓ—વીર રમણીઓ—પણ કુતરે એવી નહોતી. એ માતાઓ પણ રણમેદાને ચડતા પોતાના પનોતા પુત્રોના કાનમાં 'વિજયી થઇ પાછો ફરજે અગર તો મરજે'નો અનેરો મંત્ર ફૂંકતી વીરસૂ કહેવડાવનાના કોડ સેવતી આપણા આર્ય ક્ષત્રિયોની વીર માતાઓથી પ્રાચીન સ્પાર્ટનોની આ માતા કાંઈ કુતરે એ તી નહોતી

પણ આ સર્વમાં—તે વખતની દુનિયામાં સ્પાર્ટાની જે વીરહાક વાગતી હતી તેમાં—લાયકરગસનું પ્રેરણાબળ ન હોત તો સ્પાર્ટાનું એમાં આટલું કર્જું ન હોત. રેણુમિત્ર મો. પટેલ

## પ્રજનનના પરિમલપરાગ

सजातो येन जातेन याति वंश: समुन्नतिम् ।

પ્રજનનશાસ્ત્રીની દષ્ટિએ જોતાં, કુલાધીપ (Damos) ગોત્રપ્રવર્તકોને આપણે જે માન અને મહત્તા આપીએ છીએ, તેમને સેતાપૂજના કે ઉપર ચોખાના જે પિંડ ધરાવી તેમનું અક્ષરશ્રાદ્ધ—આધ્યાત્મિક કે ઐહિક શ્રાદ્ધ—સારીએ છીએ તે કુલપિતા (Patriarch)ની પદવી અને અંત પર્યંત સ્થિર રહેતી અસરકારકતા, લોહીની અસર, વીર્યપ્રભાવનો પ્રતાપ વગેરે દષ્ટિએ ઘણાં સકારણ અને સ-રહસ્ય સમન્વય છે.

કુળમાં એક પ્રબળ વીર પાકે છે અને તેની સત્તાધારકતા (Preponderance and Prepotency)ને પ્રતાપે આખા યે કુટુંબની જીવનસરિતાનાં વહેણ તથા વેગ બદલાઇ જાય છે. સગરનાં આદર્યાં ભગીરથ પૂરાં કરે અને ભાગીરથીને ભૂતળ પર ખેંચી આણે તેમ, એક સફળ વીર ધારે તો યોગ્ય સંયોગ, સંશોધન અને સત્ત્વબળે કરીને જીવનનાં જળ ઝીલીને મોટા જળધોધ વહેવડાવી શકે છે.

દેવેન્દ્રનાથ ઠાકુર જેવા કુલપિતાનું સારૂં યે કુટુંબ દેવેન્દ્રનાથના સત્ત્વ અને તત્ત્વના સંસ્કૃતિ-પરિપાક રૂપ નથી? એવાં કુટુંબોનાં પાંગરેલાં અને પલ્લવિત બનેલાં-કુટુંબવૃક્ષોનાં ડાળાંપાંખડાં અને પાંદડાંથી જ્યારે આપણે ખુશ થઇએ ત્યારે તે તે વૃક્ષોના મૂળમાં બિરાજેલા કુટુંબપતિનો ખ્યાલ કરીએ તો ઘણું શીખવાનું મળે આખરે તો બીજ—મૂળ ઉપર જ વૃક્ષની જાત અને ગુણનો આધાર છે.

આ દષ્ટિએ આખાં કુટુંબોનો અભ્યાસ કરીએ તો આપણે સારા પિતામહ કે માતામહની તેમજ ખરાબ અને મધ્યમ જનોના સંયોગથી સારા યે કુટુંબ ઉપર કેટલી ને કેવી ચિરસ્થાયી અસર થાય છે તે સમજી શકીએ. સમાજશાસ્ત્ર (Sociology) અને પ્રજનનશાસ્ત્ર (Eugenics)ની દષ્ટિએ આનો અભ્યાસ ઘણો પ્રકાશ પાડે છે.

પણ આપણે ત્યાં આનો અભ્યાસ થયો નથી તેને અભાવે હાલ આપણે પશ્ચિમનાં અભ્યાસ-પરિણામ અવલોકીએ. તેમાંથી પણ આપણને ઘણું જોવા, જાણવા અને પાળવાનું મળી શકશે. આ નીચે બે વિશાળ કુટુંબોના અભ્યાસના આંકડા રજુ કરેલા છે. એ ઉદાહરણો ઉપરથી આપણે નિયમ બાંધવાની જરૂર નથી. ઉદાહરણ જ ઉદાહરણ પૂરતાં સારાં છે. વધુ અભ્યાસ સુધી આપણે તેને સંઘરીએ

(૧) જોનાથન એડવર્ડનું કુટુંબ: એ કુળપિતાના કુળમાં ઇ. સ. ૧૯૦૦ની સાલ સુધીમાં ૧૩૯૪ વારસોની માહિતી મેળવવામાં આવી હતી તે કોણકોણ હતા તે જોઇએ: ૨૯૫ ગ્રૅજ્યુએટ, ૧૩ મોટામાં મોટી કૉલેજોના પ્રમુખો ઉપરાંત ઘણી કેળવણી સંસ્થાઓના આચાર્યો વગેરે; ૬૦ તબીબ (તેમાંના ઘણા તો મશહૂર); ૧૦૦ પાદરીઓ (મિશનરીઓ); ૭૫ ખુશ્કી અને દરિયાઇ લશ્કરના અમલદારો; ૬૦ પ્રખ્યાત લેખકો અને ગ્રંથકર્તાઓ (જેણે ૧૩૫ પુસ્તકો લખ્યાં ઉપરાંત ૧૮ ઉપયોગી સામયિકો ચલાવ્યાં છે અને એ સઘળાઓની આગળપડતી પ્રગતિનો લાભ અમેરિકાનાં ૩૨ સંસ્થાનો તથા કેટલાક દેશોને પણ મળ્યો છે); ૧૦૦થી વધારે વકીલો (જેમાં એક તો કાયદાનો અત્યુત્કૃષ્ટ અધ્યાપક હતો); ૩૦ ન્યાયાધીશો; ૮૦ જાહેર અમલદારો (જેમાંનો એક તો અમેરિકાનો ઉપપ્રમુખ હતો); ૩ અમેરિકાના સેનેટર. એ ઉપરાંત બીજા કેટલાક ગવર્નર હતા, કેટલાક અમેરિકાની મહાસભા-કૉંગ્રેસ-ના સભ્યો હતા તથા રાજ્યબંધારણના ઘડનારા અને શહેરની સુધરાઇ—મ્યૂનિસિપાલિટી-ના મેયર-પ્રમુખ હતા, તો બીજા કેટલાક પરદેશખાતાના એલચી હતા તેમાં એક તો પૅસિફિક મેઇલ સ્ટીમશિપ કંપનીનો પ્રમુખ હતો અને પંદર જણ રેલવેના પ્રમુખ હતા. ઘણી બૅંકો, વીમા કંપનીઓ અને મોટાં ઔદ્યોગિક સાહસોનાં વ્યવસ્થા અને સંચાલન એ કુટુંબની જ કેટલીક વ્યક્તિઓએ ચલાવ્યાં હતાં. સામાજિક પ્રગતિના એકેએક નહિ તો ઘણાંખરાં ક્ષેત્રોને અને સામુદાયિક કલ્યાણને આ દીર્ઘજીવી, નીરોગી અને સુંદર કુટુંબનો લાભ મળ્યો છે. તે કુટુંબના એક પણ જણ ઉપર ખટલો મંડાયાનું કે કે કશો આરોપ આવ્યાનું જાણવામાં આવ્યું નથી.

(૨) કૅલિકક કુટુંબ: એ કુટુંબનો કૅલિકક નામનો એક ગૃહસ્થ ઇંગ્લંડના એક ચિરપ્રખ્યાત કુટુંબની કોઇ નબળા મનની બાળા સાથે લગ્નગ્રંથીથી ગૂંથાયો હતો, અને તેમના સંયોગના પરિણામે એક નબળા મનનો નમાલો છોકરો અવતર્યો એ છોકરાને વંશવેલે નીચે પ્રમાણે ફળ પાક્યાં હોવાનું તપાસ કરતાં જણાયું હતું: ૧૮૩ જણ નબળા મનનાં એટલે નમાલાં પાક્યાં; જ્યારે બાકીનાં ઘણાંખરાં મધ્યમ કરતાં યે ઉતરતાં,

સંજોગોમાં એના પણ કમનસીબ દાખલાઓ નોંધાયા છે કે જેમાં તંદુરસ્ત જુવાનો પણ થાક અથવા હૃદય બંધ પડવાથી મરણ પામ્યા છે. હિમાલયના પ્રદેશોના ટપાલ ખાતામાં અવિશ્રાંત કાર્ય કરતા આ બહાદુર માણસોની મુશ્કેલીઓનો આટલેથી જ અંત આવતો નથી. ત્યાંની હવા એટલી અચોક્કસ છે, કે ગમે તે સમયે એકાએક બરફનો વરસાદ તૂટી પડે છે અને તેમાં ટપાલીઓ સપડાઈ જાય છે. આલ્પ્સ પર્વત ઓળંગવા માટે નેપોલિયન બોનાપાર્ટ અને હૅનીબાલનાં નામો ઇતિહાસને પાને ચઢયાં છે; હિમાલયનાં શિખરો સર કરવા માટે સર રૈન ડ મૅકડોનલ્ડ, જનરલ યંગહસબન્ડ અને સ્માઇથ વગેરે અનેક અંગ્રેજ પ્રવાસીઓનાં નામો જગમશહૂર થયાં છે. આ બધા પ્રવાસીઓએ તો પોતાની સાથે છેલ્લામાં છેલ્લી ઢબનાં સાધનો રાખીને અને એકાદ વખત જ હિમાલયની યાત્રા કરી હતી, પરંતુ એવાં વૈજ્ઞાનિક સાધનોથી રહિત અને દરરોજ આટઆટલાં સંકટો સહન કરી એકધારું કામ કર્યા કરતા વીર ટપાલીઓ વિષે જાણવાની, તેમની કદર કરવાની જગત દરકાર પણ નથી કરતું. (દેશી મિત્ર)

### બૅબીલોનનો મિનારો

જગવિખ્યાત પુરાતન શહેર બૅબીલોનનો 'બૅબલ'નો મિનારો હમણાં પુરાતત્ત્વ શોધકોને હાથ ચડયો છે એમ મેસોપોટેમિયાના સંશોધકખાતા તરફથી જાહેર થયું છે. લગભગ ૫૦ ફીટ ઊંચો અને અઢીસો–ત્રણસો ફૂટના ઘેરાવનો એ એક ટેકરો છે અને ત્રીસ ફુટની પાકી બાંધેલી દીવાલોના ચડઉતર થર ગોળગોળ ચડતા બાંધેલા છે.

ઇસુના જન્મ પહેલાં ૪૦૦૦ વર્ષે (એટલે આજથી છ હજાર વર્ષ પહેલાં) સુમેરિયન લોકો મેસોપોટેમિયાની પૂર્વે આવી વસ્યા પછી બૅબીલોન વસ્યું. એમ મનાય છે કે તે કાળના લોકોએ આ મિનારો આકાશમાં પહોંચવા બાંધવા માંડયો; પણ બહુ ઊંચો બંધાયો ત્યારે કોઇ ઇશ્વરી ચમત્કાર પેઠે અંદર કામ કરનારાઓમાંનો દરેક જણ બીજાની ભાષા જ સમજે નહિ એવું થઇ ગયું! સૌ સામાની ભાષાને બબડાટ જ સમજવા લાગ્યા અને તકરારો થઇ! મિનારો અધૂરો રહ્યો અને લોકો લડતાલડતા જુદાજુદા પ્રાંતોમાં ગયા. એ રીતે સંસ્થાનો અને ભાષાઓ વધી પડયાં. એ પ્રસંગ પરથી એ અધૂરા મિનારાનું નામ ટાવર ઑફ બૅબલ—એટલે બબડાટિયો મિનારો —પડયું. મળી આવેલા હાલના ખંડેર પરના લેખો ઉપરથી એ સ્થળનો પુરાવો પાકો થાય છે.

### કોઈ સમજતું નથી એવી ભાષા

ફ્લૉરિડામાં વસતી સેમીનોલ જાતિના જંગલીઓનાં ગીતો, ભાષાઓ સંઘરતી અમેરિકાની સ્મિથસોનિયન સંસ્થાવાળાઓએ ગ્રામોફોનની રેકર્ડ ઉપર ઉતારી લીધાં છે. એ જાતિ અનાદિ કાળથી પોતાનાં એ ગીતો બહુ કાળજીથી સાચવતી આવી છે અને બીજી કોઇપણ ભાષાનો પાશ તેને ન લાગે તે માટે ખાસ તકેદારી રાખે છે. તેઓ ગ્રીષ્મ અને પાનખરના ઉત્સવો વખતે એ ગીતો ગાય છે. છતાં નવાઇની વાત તો એ છે કે તેઓ પોતે કે બીજું કોઇ તેનો અર્થ કરી જાણતું નથી! આ સેમીનોલ જાતિ તેના શુદ્ધ વર્ણ માટે મગરૂર રહે છે અને શ્વેત લોકો જોડે ભળતી નથી. તેમનો મહંત અથવા જાતિનો વડો પુરુષ ઝાડીઓના એકાંતમાં વસે છે અને ભાગ્યે જ નજરે પડે છે; છતાં તે સર્વ સત્તા ધરાવે છે. જાતિની વિશુદ્ધિ ટકાવી રાખવા તેણે ફરમાન કાઢયું છે કે કોઇએ અંગ્રેજી ભણવું નહિ અને ભણવું પડે તો ઉચ્ચારવું નહિ! સેમીનોલ પ્રજા વિશિષ્ટ જાતિ તરીકે ટકી રહે એ જ તેનો ઉદ્દેશ છે.

### એક આનાનો સિક્કો બહુ મોડો કેમ બન્યો?

ઇ સ. ૧૮૩૫થી હિંદુસ્તાનમાં રૂપિયો, અરધો, પાવલી, બેઆની, ઢબ્બુ, પૈસો, અરધો પૈસો તથા પાઇ એટલા સિક્કા ચલણમાં છે, પણ એક આનાનો સિક્કો તો હજી હમણાં ૧૯૦૭થી જ ચાલુ થયો. તેનું કારણ એ છે કે રૂપિયાના ભાગ કરતાંકરતાં રૂપાનાણા તરીકે બેઆની એટલી બધી નાની થઇ કે રૂપાનો એક આનો તેના કરતાં ય ઝીણો કરવો પડે. અને ત્રાંબાનો કરે તો ઢબુ કરતાં પણ મોટો કરવો પડે. આથી તે વિચાર પડતો મૂકેલો. પછી નીકલ ધાતુ મળી ત્યારે એ મુશ્કેલીનો નિકાલ થયો અને હાલનો એક આનો જન્મ્યો.

### એક બનાવ

ઉપલેટા સ્ટેશને આફ્રિકાથી આવેલી એક વાણિયણ પોતાનાં બે છોકરાં સાથે મણોદ જવા નીકળી. સંધીનું ગાડું કર્યું. માલમિલ્કત સારી હતી સંધીની દાનત ફરી. કુહેચ આગળ આડ રસ્તે લઈ ગયો. સ્ત્રી બધું આપી દેવા રાજી હતી, જો જીવતાં છોડે તો. સંધી ગાડાખેડુ, ભાડાં કરતો. તેને બીક લાગી કે તમે જીવતાં જાઓ તો કોઇને કહી દ્યો. ગાડામાંની નીરણ નીચેથી તલવાર કાઢી. મ્યાન બહાર કાઢી છોકરાંને મારવા તૈયાર થયો. બાઇ કાલાવાલા કરવા લાગી. સંધી ન માન્યો. ઘા કરવા ગયો. મૂઠમાંથી તલવાર નીકળી ને પાસેના કેરડાના જાળામાં પડી. મૂઠ હાથમાં રહી ગઇ. સંધી તલવાર લેવા કેરડાંમાં ગયો. હાથ જાળામાં લંબાવ્યો ને તલવાર લેવા જાય છે કે ત્યાં આગળ બેઠેલો એક મોટો સાપ કરડયો. સંધીનો જીવ ત્યાં ને ત્યાં જ ગયો. બાઈ એને બોલાવવા લાગી કે 'ભાઇ, હવે હાલ્ય. તારે જે કરવું હોય તે કરી લે.' પણ સંધી ક્યાંથી સાંભળે?

એવામાં ગોંડળ સ્ટેટના માજી પો. સુપરિન્ટેન્ડેન્ટ મનસુલાલભાઇ નીકળ્યા. બાઇને પૂછયું. બધી વાત બહાર આવી. સંધીના શબને લઇ ગયા. બાઇને મણોદ પહોંચાડી. —પ.

---

પોતાના મરણના ખબર છાપાંમાં વાંચી અજબ થએલા દામોદર શેઠે પોતાના મિત્રને ટેલિફોન કરી પૂછયું. 'અરે, જમનાદાસભાઇ, તમે આજના છાપામાં મારા મરણના ખબર વાંચ્યા?'

જમનાદાસ: હા, હા; પણ ત્યારે તમે ક્યાંથી બોલો છો?

ટૉલેડો (અમેરિકા)નો ચારિત્ર્યશીલ મેયર વિખ્યાત સેમ્યુઅલ જોન્સ કોઈ-કોઈ વાર પોલિસ કોર્ટમાં ન્યાયાસને બેસતો. એક વાર ભારી તંગીના વખતમાં એક માણસને એક દેશીની ચોરી માટે લાવવામાં આવેલો. તેણે બચાવ કર્યો કે નોકરી કે ખોરાક કશું ન મળવાથી લાચારીએ તેને એ ગુનો કરવો પડેલો. 'પણ કાયદા પ્રમાણે, ખાનગી વ્યક્તિનો માલ ચોરવા માટે તને સજા તો થવી જ જોઈએ તારો દસ ડૉલર દંડ કરું છું. અને—' જોન્સે પોતાના ગજવામાંથી દસની નોટ કાઢતાં કહ્યું, 'એ દંડ હું ભરી દઉં છું ઉપરાંત, જ્યાં માણસને ખોરાક સારૂ પણ ચોરી કરવી પડે છે એવા શહેરમાં રહેવા માટે આ કોર્ટમાંના દરેક માણસનો હું અર્ધો ડૉલર દંડ કરૂં છું બેલીફ, બધે ફરી વળો; ને એ દંડ ઉઘરાવી આ માણસને આપી દો.'

અનેકાર્થી શબ્દ ખેર=(૧) એક જાતનું ઝાડ (૨) ઝીણી ધૂળ-કસ્તર (૩) પીડા, બલા (૪) ભલે, ઠીક, ફિકર નહિ

નાટકશાળાનો ચોકીદાર: બેઈ, એમ ખેલ ચાલતી વખતે ઍક્ટરો સામે સીસકારીઓ કરીને મશ્કરી કરે છે તો બાવડું પકડીને બહાર કાઢી મૂકીશ.

પ્રેક્ષક: (જે તોતડો હતો) પ.... પ.... પણ મ-મહેરબાન! હું તો એને 'સ..સ..સાબાશી આપું છું

લીમડાની કુણી કૂંપળો સાથે હળદર પીસીને ચોપડવાથી શરૂઆતની થતી દાદર કે ખરજવું મટી જશે

રોમનો બાદશાહ હેલિયો ગૅબેલસ દુનિયામાં સૌથી ઉડાઉ ગણાયો છે તેના રોજના ખાણા પાછળ સાડાસાત લાખ રૂપિયા ખર્ચાતા. કેવળ દારૂથી ભરેલા અતિ વિશાળ હોજમાં તો તે નૌકાવિહાર કરતો અને તેનાં માછલાં રાખવાનું તળાવ ગુલાબજળથી જ ભરેલું રહેતું

અમેરિકામાં આજે રોજના દસ લાખ કાગળો એર મેઈલથી પહોંચાડાય છે.



આ આકૃતિ માત્ર એક જ સળંગ લીટી વડે દોરેલી છે.

જેના પહેલા ને છેલ્લા આંકડા વચ્ચે ૧ કરતાં વધુ ફેર હોય એવી ત્રણ આંકડાની એક સંખ્યા લો તેને અવળી કરીને નવી રકમ બનાવી બન્નેની બાદબાકી કરો તે બાદબાકીમાં, તેને અવળી કરતાં જે રકમ આવે તે ઉમેરો; તો જવાબ ૧૦૮૯ જ આવશે આ ચમત્કાર વડે જવાબ કહી દેવાનું જાદુ કરી શકાય

ઘણીવાર વરસાદનાં ખૂબ મોટાં ફોરાં પડતાં હોય છે; ત્યારે જાણવું કે વાદળાં પૃથ્વીથી ઘણે દૂર છે અને વરસાદ કદાચ થોડો જ વખત પડશે. વાદળાં જ્યારે નીચે આવેલાં હોય છે ત્યારે વરસાદ ઘણો વખત પડે છે, કારણકે વાદળાં જલદીથી ખસી શકતાં નથી

ચીનની ભાષામાં કુલ ૯૪૫૦૦ મૂળાક્ષરો છે, જે બધા તો માત્ર સુવાન વાન-ટિંગ નામનો ૮૫ વર્ષનો એક બુઢ્ઢો ચીની શિક્ષક જ જાણે છે સામાન્ય ચીનો માત્ર ૨૦૦ અક્ષરો જાણે છે.

અમેરિકાના કૅલિફૉર્નિયા પરગણાના સાન લુઈ એ બિસ્પો ગામની મિસિસ ડબ્લ્યુ.એચ. મિક્સ નામની બાઈ પાસે ચાર પાંખોવાળી બતક છે.

PRÉCIPITEVOLISSIMEVOIMISTE એ ઇટાલિયન શબ્દનો અર્થ 'જલદી—ઝડપથી' એવો થાય છે! અને તમે એ ઝડપથી બોલી પણ નહિ શકો!

માઉથબ્રીડર (મોં-સેવી) નામની માછલી પોતાનાં ઇંડાં મોંમાં રાખીને જ સેવે છે; અને બચ્ચાં સેવાઈને બહાર ન આવે ત્યાં સુધી કંઈ ખાતી નથી

બ્રિટિશ ગાયેનામાં એક ઘરડીખખ્ખ વિશાળકાય મગરની કાદવભરી પીઠ ઉપર આવું ઝાડ ઊગ્યું છે!



જાદુઈ ચોરસ:

નીચેના ચોરસમાં ૧થી ૧૦૦ સુધી આંકડા ગોઠવ્યા છે અને દરેક આડી તથા ઊભી લીટીનો સરવાળો ૫૦૫ થાય છે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૯૧ | ૨ | ૩ | ૯૭ | ૬ | ૯૫ | ૯૪ | ૮ | ૯ | ૧૦૦ |
| ૨૦ | ૮૨ | ૮૩ | ૧૭ | ૧૬ | ૧૫ | ૧૪ | ૮૮ | ૮૯ | ૮૧ |
| ૨૧ | ૭૨ | ૭૩ | ૭૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૭૮ | ૭૯ | ૩૦ |
| ૬૦ | ૩૯ | ૩૮ | ૬૪ | ૬૬ | ૬૫ | ૬૭ | ૩૩ | ૩૨ | ૪૧ |
| ૫૦ | ૪૯ | ૪૮ | ૫૭ | ૫૫ | ૫૬ | ૫૪ | ૪૩ | ૪૨ | ૫૧ |
| ૬૧ | ૫૯ | ૫૮ | ૪૭ | ૪૫ | ૪૬ | ૪૪ | ૫૩ | ૫૨ | ૪૦ |
| ૩૧ | ૬૯ | ૬૮ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૬૩ | ૬૨ | ૭૦ |
| ૮૦ | ૨૨ | ૨૩ | ૨૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૨૮ | ૨૯ | ૭૧ |
| ૯૦ | ૧૨ | ૧૩ | ૮૭ | ૮૬ | ૮૫ | ૮૪ | ૧૮ | ૧૯ | ૧૧ |
| ૧ | ૯૯ | ૯૮ | ૪ | ૯૬ | ૫ | ૭ | ૯૩ | ૯૨ | ૧૦ |

ગુજરાતી સાહિત્યમાં વિરલ ગણાય એવી એક વાર્તા સત્તાંકના ૧૨મે પાને પ્રકટ થઈ છે; કોઈ પણ એ વાંચવી ન ચૂકે.

દારૂડીનાં પાન પાણી નાખ્યા વિના લસોટીને વીંછીના ડંખ ઉપર બાંધવાથી વીંછી ઊતરશે

પ્રસિદ્ધ ફ્રેન્ચ નવલલેખક ઍલેક્ઝાન્ડર ડૂમાએ ૪૦ વર્ષમાં ૧૨૦૦ પુસ્તકો લખ્યાં છે. ૧૨ દિવસનો એક ગ્રંથ થયો!

ઘોડા કરતાં પણ વધારે ઝડપથી દોડી શકે એવું પક્ષી કયું?—શાહમૃગ.

કહેવાય છે કે મહાન સિકંદરનો ઍનિસ્ટિસ નામનો ખેપિયો એક દિવસમાં ૧૫૦ માઈલ દોડ્યો હતો.

અષાડ
સંવત
૧૯૮૮

# કુમાર

આવતી કાલ-
નાં નાગરિકોનું
માસિક · તંત્રી:
રવિશંકર રાવળ








વર્ષ ૯ · અંક ૭
૧૦૩

નૈનીતાલ સરોવર



## પ્રકૃતિનો ઉન્માદ

ચિત્રકાર • કાન્તિલાલ દવે

[illegible]ન્તિલાલ દવેને આવાં રહસ્યમય ચિત્રો દોરવા તરફ ખાસ વલણ છે. મનોરાજ્યના ઊંડાણમાં મુસાફરી કરી રહેલી કંઈક નવીનવી ઊર્મિઓ તેની કલમમાંથી નીકળવા મંથન કરી રહી લાગે છે. આ ચિત્રમાં પ્રકૃતિનો વિક્ષોભ સ્પષ્ટ છે, છતાં માથા પરની હેલ સાચવી રહેલી આ નારીમૂર્તિ ચિત્તની સમતુલા ડગવા દેતી નથી એ પરથી પ્રકૃતિનાં તોફાનો અને ઉલ્કાપાતની પાર સચવાઈ રહેલી વિશ્વનિયંતાની વ્યવસ્થાનું સૂચન છે.

# કુમાર

વર્ષ ૯ · અષાડ · ઓગણીસસો અઠ્યાશી · અંક ૭


## શ્રદ્ધા

· શિખરિણી ·

પશુ, પંખી, જીવો, જનજન લડે, રાષ્ટ્ર ઝગડે,
ભલે આ સંસારે જડ અજડના વિગ્રહ જડે;
પ્રભો, શ્રદ્ધા મારી તદપિ વિલસે દિવ્ય કરુણા
બધાં બ્રહ્માંડોમાં પસરી રહી જે એકમયતા.

વિરોધી સ્વાર્થોના વિષમતર વ્યૂહો દગ ભરે
ભલે, કો કો હૈયે પણ રમી રહી ઐક્યસ્ફુરણા;
દ્રવંતાં એકાકી ઉર દ્રવી જશે અન્ય સઘળાં,
અને અંતે વિશ્વો ધબકી ઊઠશે એક જ સૂરે.

પ્રભો, દૃષ્ટિક્ષેત્રે સમદરસપાટી ખળભળે,
પરંતુ ઊંડાણે અતળ જળ એ શાંતિ ધરતાં;
લડે, ઝૂઝે સ્વાર્થે તિમિરવશ આ સૃષ્ટિ, તદપિ
જરા ઊંડે જોતાં સહુ ઉર દ્રવે એક જ રસે.

દયાની, પ્રીતિની જગત ભરી ગંગા વહી જતી,
રમે આછાંઘેરાં શુચિઝરણુ એ સર્વ ઉરમાં.

રતિલાલ શુક્લ


આવતી કાલનાં નાગરિકોનું માનીતું માસિક



# આઇન્સ્ટાઇન

'જે આજથી ત્રીસ વર્ષ પર કેવળ એક વૈજ્ઞાનિક કારકુન હતો, પચીસ વર્ષ પહેલાં મૌલિક વિચારભર્યા ચાર જમનામી વિજ્ઞાનલેખો લખનાર અજાણ્યો જુવાન વિજ્ઞાનશાસ્ત્રી હતો, વીસ વર્ષ ઉપર નવા ક્રાન્તિકારક વાદ વિચારનાર એક પ્રોફેસર માત્ર હતો, હજી એક દસકા પહેલાં પણ માત્ર ઘણાખરા આમ પુરુષોના અભિપ્રાયમાંજ જે ન્યૂટન પછી ખરી સમર્થ પ્રતિભા ધરાવનાર તરીકે લેખાતો હતો,—તે આજે સર્વ કાળમાં થઇ ગયેલ સમર્થોમાં સમર્થ માણસોમાં પણ શિરોમણિ લેખાય છે. કાળ એની કૃતિ કે કીર્તિને કદિ ઓછી નહિ કરે; માનવ સંસ્કૃતિનો ઇતિહાસ ઘડાતો જશે તેમતેમ તેમાં એ વધુ દીપી નીકળશે'

# અને એનો સાપેક્ષાવાદનો સિદ્ધાન્ત

લેખક
ડૉ. કાન્તિલાલ છ. પંડ્યા
એમ. એ., પીએચ. ડી., ડી આઈ સી.
[ગયા અંકને અનુસંધાને ચાલુ]

ત્રીજી કસોટી વધારે અઘરી હતી. છતાં ૧૯૨૩માં અમેરિકન તથા અન્ય ખગોળશાસ્ત્રીઓએ બહુ અંશે તે અજમાવી.

આ ત્રીજી કસોટી સમજવા માટે પ્રકાશ, ભૌતિક, રસાયન આદિ શાસ્ત્રોનું કાંઇક જ્ઞાન જોઇએ. તોપણ એને સંક્ષેપમાં ને સરળતાથી રજુ કરવા યત્ન કરીશું.

આપણે ત્યાં પહેલાં ઝુમ્મરો વગેરે પ્રકાશને માટે વપરાતાં હતાં ત્યારે એવા દીવાઓની શોભા વધારવાને માટે ત્રણ પાસાવાળા કાચ (ખોટા 'હીરા'ના) ખૂબ વાપરવામાં આવતા. બાળકો એનાથી મુગ્ધ થઇ એ ખોટા હીરાથી બહુ રમતાં. એની એક ખૂબી એ હતી કે એમાંથી સૂર્યને નિહાળીએ તો તેમાંથી ધોળા પ્રકાશવાળા સૂર્યને બદલે મેઘધનુષ્યના સર્વ મનોહર રંગો દેખાય. આ એ હીરાનું જેવુંતેવું આકર્ષણ નહોતું; અને આજે પણ ઘણાં બાળકોને તથા મોટેરાંઓને પણ એના પ્રથમ દર્શનનો ચમત્કારિક અનુભવ યાદ હશે.

પણ આ નજીવી ને નાની અમથી લાગતી શોધ વિજ્ઞાનના ઇતિહાસમાં તો બહુ મૂલ્યવતી છે. પ્રકાશશાસ્ત્રની રચનામાં તે એક મોટું શસ્ત્ર થયું છે. ન્યૂટનની પ્રતિભાએ આ નાની શોધમાંથી જે બહુ મોટી વાત શોધી કાઢી તે હવે તો સુવિદિત છે. એ વિવિધ મનોહારી રંગોના પ્રકાશો શ્વેત પ્રકાશના જ અંશો છે. શ્વેત પ્રકાશનાં કિરણો ત્રણ પાસાવાળા કાચમાંથી પ્રવાસ કરતાં પોતાના સર્વ વિભાગોમાં ભાગી પડે છે. શ્વેત પ્રકાશ એ આ સર્વ રંગીન પ્રકાશોનો બનેલો છે ને આ ત્રણ પાસાવાળો કાચ એ સર્વ રંગીન પ્રકાશોની જાણે ગાંઠ છોડીને તેમને છુટા પાડી હારેહાર ગોઠવી દે છે. મેઘધનુષ્યના રંગો આકાશમાં એ આવી રીતે જ દેખાય છે, જોકે ત્યાં ત્રણ પાસાવાળા કાચનું કામ અતિલઘુ જળબિંદુઓ કરે છે. આ બધી વાત નિશાળની ચોપડીઓમાં એ હવે આવી ગઇ છે.

આજે તો હવે ભૌતિકશાસ્ત્રી પાસે એવાં સરસ સાધનો છે કે કોઇપણ જાતના પ્રકાશને —પછી તે કોઇ દીવાનો હોય કે કોઇ તારાનો હોય તો ...



સૂર્યનો વર્ણપટ—'સ્પેક્ટ્રમ'. સૂર્યની ઉપર જે જે પદાર્થો છે તે તે સર્વનાં મૂળ તત્ત્વો આ વર્ણપટમાંની રેખાઓ વડે પોતપોતાની હાજરી પૂરાવે છે. આ હજારો રેખાઓનું અતિ બારીક સાધનો વડે ચોક્કસ માપ લેવામાં આવે તો તેઓ વર્ણપટના રાતા રંગના છેડા તરફ સહેજ ખસી ગએલી—ચલિત થએલી દેખાશે. આઇન્સ્ટાઇન કહે છે કે ગુરુત્વાકર્ષણની શક્તિ સૂર્યના પ્રકાશને વાળતી હોવાને લીધે આ ચલન—ફેરફાર—થાય છે અને તે એના સાપેક્ષવાદના ટેકામાં ત્રીજી કસોટી છે.

ને સૂક્ષ્મ થતાં ગયાં તેમ તેમ કેટલીક નવી શોધો થતી ગઇ. તેમાંની એક સૌથી મહત્ત્વની એ હતી કે સૂર્યપ્રકાશમાંથી આવો જે વર્ણપટ મળે છે તે કેવળ મેઘધનુષ્યના રંગોનો જ બનેલો છે એમ નથી, પણ તે ઉપરાંત એ રંગોની અંદર જ ઘણી રેખાઓ—સીધી ઊભી કાળી રેખાઓ—પણ હોય છે. આ રેખાઓ પણ લાક્ષણિક જણાઇ, કારણકે સૂર્યપ્રકાશમાં જે જે હતી તેના કરતાં અન્ય પ્રકાશમાં જુદી હતી; જોકે એકના એક પ્રકાશના વર્ણપટમાં તે સાધારણ રીતે નિશ્ચલ હતી. આમ નરી આંખે સૂરજ તથા જુદાજુદા ગ્રહો, તારાઓ વગેરેનું તેજ એક જાતનું સફેદ દેખાય છે, તોપણ તે પ્રકાશના ભાંગી પડવાથી જે વર્ણપટો ઉત્પન્ન થાય છે તે વર્ણપટોમાં જુદીજુદી રેખાઓ હોય છે.

આ વર્ણપટની રેખાઓના રહસ્યની શોધ એ માનવીની મોટામાં મોટી શોધોની અંદર ગણી શકાય. આ વર્ણપટને વિજ્ઞાનીઓ 'સ્પેક્ટ્રમ' (Spectrum) એ નામથી ઓળખે છે. તે તપાસવાનું યંત્ર, જેમાં દૂરબીનો, કૅમેરા, વગેરે ઉપરાંત આપણો ત્રણ પાસાવાળો કાચ એ મુખ્ય છે, તેને 'સ્પેક્ટ્રોસ્કોપ) (Spectroscope) કહે છે, અને વિજ્ઞાનની આ નવી શાખા 'સ્પેક્ટ્રોસ્કોપી' (Spectroscopy) એ નવીન ને સ્વકીય નામથી ઓળખાવા જેટલી અગત્યની થઈ છે.

આ રેખાઓનો ભેદ શો છે? હવે એ તદ્દન સ્પષ્ટ છે. સૂર્યપ્રકાશનો દાખલો લઇએ. સૂર્યની ઉપર જે જે પદાર્થો છે તે તે સર્વના મૂળતત્ત્વો પોતાની હાજરી એ રેખાઓથી પૂરાવે છે. પ્રકાશનાં કિરણોના માર્ગમાં અમુક મૂળતત્ત્વ આવતાં તે અમુક રંગની કે રંગોની રેખાઓને અમુક સંખ્યામાં અચૂક ઉત્પન્ન કરે છે. બહુ પરિશ્રમથી ને ઘણાં અવલોકનોને આધારે હવે એ પ્રત્યેક મૂળતત્ત્વની લાક્ષણિક રેખા પરખાઇ છે. દાખલા તરીકે પ્રાણવાયુ ઑક્સિજનની અમુક, હાઇડ્રોજનની જુદી, કૅલશીઅમ, પોટૅશીઅમ ઇત્યાદિ વિવિધ ધાતુઓની જુદી, વગેરે. આમ જાણીતાં બધાં મૂળતત્ત્વોની રેખાઓનો એક નકશો પણ વર્ણપટની ઉપર તૈયાર થયો છે, અને કોઇપણ નવા પ્રકાશનું પૃથક્કરણ કરતાં એમાં જે રેખાઓ જણાય તેને આ નકશાની સાથે સરખાવીને, તે પ્રકાશ મોકલનાર તારા કે ગ્રહની ઉપર ફલાણાં ફલાણાં મૂળતત્ત્વો છે એમ ખાતરીથી જાણી શકાય છે. હવે સૂર્ય કે તારાઓની પાસે જઇને તેઓની ઉપર કયા પદાર્થો છે તે જોવાની જરૂર નથી; અહીં રહ્યેરહ્યે જ એમના પ્રકાશને સ્પેક્ટ્રોસ્કોપથી ઝીલી તપાસી આપણે તરત એ હકીકત જાણી શકીએ.

આઇન્સ્ટાઇને આ રેખાઓના સ્થાનને ઉદ્દેશીને ત્રીજી કસોટી મૂકી. એણે કહ્યું કે ગુરુત્વાકર્ષણની શક્તિ પ્રકાશને જેમ વાળે તેમ આ રેખાઓની ઉપર પણ અસર કરે છે: તેથી સૂર્ય કે એવા કોઇ મોટા તેજસ્વી તારાઓના પ્રકાશને આ યંત્રથી તપાસીએ છીએ ત્યારે તેમાં જે રેખાઓ દેખાય છે તે સ્વસ્થાને, ખરે સ્થાને નથી, પણ ચલિત થઇ હોવી જોઇએ. આ ચલનને પરિણામે તે રેખાઓ વર્ણપટના રાતા રંગના છેડા તરફ ખસી ગએલી હોવી જોઇએ.

આ વાત નક્કી કરવાને ઘણાં સૂક્ષ્મ અવલોકનોની ને બારીક ગણિતબાજીની જરૂર પડી. વળી રેખાઓને ચલિત કરનારાં બીજાં કેટલાંક કારણો પણ સંભવિત ને જાણીતાં હતાં. પણ કેટલાક અવલોકનકારોએ જાહેર કર્યું કે એ કારણોનો હિસાબ ગણ્યા પછી પણ કેટલુંક વિશેષ ચલન તો રહેલું માલૂમ પડે જ છે. તેઓ સ્વતંત્ર રીતે આના ખુલાસાની શોધમાં હતા, ત્યાં આઇન્સ્ટાઇને નવા કારણની આગાહી કરી. હવે જોવાનું એ રહ્યું કે આઇન્સ્ટાઇનના સિદ્ધાંત અનુસાર જેટલું ચલન થવું જોઇએ તેટલું જ આ બાકી વધેલું ચલન છે કે નહિ. ઘણા ખગોળશાસ્ત્રીઓ આ અટપટો કોયડો ઉકેલવામાં ગૂંથાયા છે. ૧૯૨૩માં એનો સંતોષકારક જવાબ મળ્યો.

દક્ષિણ હિંદમાં કોડાઈકેનાલ નામે ઠંડકવાળું શહેર છે. હવા વગેરેના અવલોકન માટે ત્યાં અવલોકનશાળા છે. સારા વિજ્ઞાનીઓને લીધે એને વૈજ્ઞાનિક ધામ કહી શકાય. એવરશેડ કરીને એક ઉચ્ચ પ્રતિના વિજ્ઞાનશાસ્ત્રીએ ત્યાં અવલોકનો કરીને બતાવ્યું કે આ રેખાચલન, અન્ય સમજી શકાય તેવાં સર્વ કારણોને લીધે જેટલું થયું હોય તેનો વિચાર કર્યા પછી જે બાકી રહે છે તે, બરાબર આઇન્સ્ટાઇનના વાદથી જેટલું ગણી શકાય તેટલું જ છે.

આથી વધારે સરસ કામ અમેરિકામાં થયું વિલ્સન પર્વતની ઉપર નવી વેધશાળા સ્થપાઇ હતી, અને જગતમાં અન્ય કોઈ સ્થળે ન હોય એવાં મોટાં ને બળવાળાં દૂરદર્શક તથા અન્ય યંત્રોથી તેનો મિનારો સુસજ્જ હતો. આ સાધનોનો ઉપયોગ કરીને ત્યાંના તારકભૌતિકશાસ્ત્રી ડૉક્ટર સેન્ટ જ્હોને કેટલીક બહુ સૂક્ષ્મ તસ્વીરો લીધી. અહીં પણ બધી ગણતરીઓ કર્યા પછી બાકી રહેલું ચલન બરોબર આઇન્સ્ટાઇનના વાદ તથા વર્તારા મુજબ છે એમ સિદ્ધ થયું.

તે પછી એક નવા પ્રકારનું વિશેષ પ્રમાણ પણ પ્રાપ્ત થયું. આકાશમાં એક તેજસ્વી બેવડો તારો છે જેને સીરીઅસ (Sirius)નું નામ આપવામાં આવ્યું છે. * એડિંગ્ટન તથા અન્ય ખગોળવેત્તાઓના કામથી માલૂમ પડ્યું છે કે આ તારો અતિશય નાનો છે પણ અત્યંત ઘન પદાર્થનો બનેલો છે. એની માંહેનો પદાર્થ એટલો ઘન મનાય છે કે તે પદાર્થનો માત્ર એક ઘન તસુ જ આપણી પૃથ્વી ઉપરના લગભગ એક ટન, અથવા છપ્પન મણ જેટલો ભારે થાય! હવે જેમ પદાર્થ વધારે ઘન તેમ એનું અન્ય ચીજોની ઉપરનું ગુરુત્વાકર્ષણ પણ વધારે. ગણતરીથી માલૂમ પડ્યું કે સૂર્યપ્રકાશમાં ગુરુત્વાકર્ષણને પરિણામે જે રેખાચલન હવે સ્પષ્ટ થયું છે તેના કરતાં આ તારાના પ્રકાશમાં રેખાચલન લગભગ સત્તાવીસગણું વધારે થવું જોઇએ. જેમ ચલન વધારે તેમ તેનું અવલોકન સહેલું થાય જ. એટલે માઉન્ટ વિલ્સન ઉપરની વેધશાળાનાં યંત્રો પાછાં એ કામ ઉપર લાગુ થયાં ને વેધશાળાના ડાઇરેક્ટર ડૉક્ટર ઍડમ્સે એક સો ઇંચના વ્યાસવાળું બીમસેની દૂરદર્શકયંત્ર આ હુમલામાં વાપર્યું, અને એનાં અવલોકનોએ તથા ગણતરીઓએ પણ આઇન્સ્ટાઇનના વર્તારાને ફરીથી ખરો પાડ્યો.

આમ ફરીફરીથી સાપેક્ષાવાદ જુદીજુદી કસોટીઓ પાર કરી વધુ ને વધુ મજબૂત પાયા પર સ્થપાવા લાગ્યો.

આઇન્સ્ટાઇનનું સન્માન હવે દેશેદેશમાં વધવા માંડ્યું. ૧૯૨૫માં લંડનની 'રૉયલ સોસાયટી'એ એને કોપ્લી ચન્દ્રક અર્પણ કર્યો;–રૉયલ સોસાયટી જેવી પ્રથમ પંક્તિની વૈજ્ઞાનિક મંડળીને હસ્તક આથી વધારે મોટું સંમાન-ચિહ્ન નથી. બીજે વર્ષે, ૧૯૨૬માં, લંડનની, રૉયલ ઍસ્ટ્રૉનોમિકલ સોસાયટી' (ખગોળશાસ્ત્રની સભા)એ આઇન્સ્ટાઇને ખગોળની જે મહાસેવા કરી તેની કદર તરીકે, પોતાનો સુવર્ણચન્દ્રક એને આપ્યો.

આ સુવર્ણચન્દ્રકના પ્રદાન પછી આઇન્સ્ટાઇન લંડન ગએલો. તે વેળાએ આપણા જગદીશચન્દ્ર બોઝ પણ લંડનમાં હતા. તે સમયે તેઓ બંને ઑક્સફર્ડમાં બ્રિટિશ એસોસીએશનની સભામાં સાથે હતા. બોઝનું ભાષણ ત્યાં આઇન્સ્ટાઇને પહેલી વાર સાંભળ્યું, અને એમ કહેવાય છે કે, આઇન્સ્ટાઇનની ઉપર એની એટલી સરસ અસર થઇ કે આઇન્સ્ટાઇને ગંભીરતાથી કહ્યું: 'લીગ ઑવ નેશન્સના પાટનગરમાં તમારા માનમાં તમારું એક પૂતળું ઊભું કરાવવું જોઇએ.'

પણ રખે કોઇ એમ માની લે કે આ સર્વ માનપાન પછી આઇન્સ્ટાઇન હવે જંપીને બેસી રહ્યા હશે.

હજી એક મોટામાં મોટો કોયડો ઉકેલવો બાકી હતો. વિશિષ્ટ સાપેક્ષાવાદ પ્રકાશ તથા વીજળીને લાગતો હતો. સામાન્ય વાદ ગુરુત્વાકર્ષણને નવીન પ્રકારે લાગુ પડતો હતો. પણ તત્ત્વચિંતકને એ પ્રશ્ન હમેશાં રહેતો કે આ બંને જુદાંજુદાં છે કે એમનો પણ સમન્વય થઇ શકે એમ છે? કોઇ અન્ય નામ તળે, કોઇ પ્રયોગ તથા ગણિતનાં પ્રમાણો વડે, સૃષ્ટિની આ બે પરમ શક્તિઓને એક છત્ર નીચે લાવી ન શકાય? એ સમન્વય માનવ શક્તિની બહાર છે?

વિશ્વનું આ એક મોટું રહસ્ય એ વિજ્ઞાનનો પણ એક મોટામાં મોટો પ્રશ્ન છે. તેના ઉકેલને માટે હજી

* આપણે ત્યાં તે હરણિયાના તારા (મૃગનક્ષત્ર)ના પારધી તરીકે અથવા 'રુદ્ર' નામથી ઓળખાય છે. વિશેષ માહિતી માટે જુઓ ૧૦૧મા અંકમાં આવેલો શ્રી હીરાલાલ અમૃતલાલ શાહનો લેખ: 'દેવસ્વરૂપ તારાઓ.'

કોઇ સફળ પ્રયાસ થયો ન હતો. હવે, દસ વર્ષના પરિશ્રમ પછી, આઇન્સ્ટાઇને પોતાની પ્રતિભાનું તથા ચિન્તનનું ફળ માત્ર ૭ છાપેલાં પાનાંઓમાં જગતની પાસે રજુ કર્યું છે. એમાં પ્રકટ થએલા વાદને 'એકત્રિત ક્ષેત્રવાદ'—(Unified field theory) એવું નામ અપાયું છે. કહે છે કે વિજ્ઞાનીઓમાં પણ આજે દસબાર જ માણસો એવા છે કે જે એને બરોબર સમજી શકે છે. છતાં વિજ્ઞાનીઓની આખી સેના આ નવા વિચારને પચાવવામાં તથા એ ઉકેલને સમજવામાં આજે રોકાએલી છે. હજી એ ઉપર કોઇ અભિપ્રાય આપી શકે એમ નથી. કોઇને અત્યાર લગીમાં એ ખાત્રીકારક લાગે છે, કોઇને નથી લાગતો.

આ ૭ પાનામાં ગણિતના વીસેક 'ફૉર્મ્યૂલાઓ' છે, ને મુખ્ય મુદ્દો એ છે કે ગુરુત્વાકર્ષણ ને વીજળી બેની પાછળ એક જ સર્વવ્યાપી શક્તિ છે. એને આઇન્સ્ટાઇન 'ક્ષેત્ર' (Field) કહે છે.

ગણિતની દૃષ્ટિએ આટલો કઠિન, વિચારની દૃષ્ટિએ આટલો ગહન, હોવા છતાં આ નવો સાપેક્ષવાદ જે આવકાર પામ્યો છે તે કોઈ અતિ રસીલી નવલકથા અથવા અતિ મોદક નાટકને પશ્ચિમની પ્રજા જે હર્ષઘેલો આવકાર આપી શકે છે તેનું જ સ્મરણ કરાવે છે.

આઇન્સ્ટાઇનની આ ૭ પાનાની ચોપડી,—અથવા 'ચોપડી',—જ્યારે મુદ્રણાલયમાં હતી ને વખતે તેને મેળવવાને કેટલી પડાપડી થઈ છે! ઘેલા બર્લિનવાસીઓ તેમ જ છાપાંઓના ખબરપત્રીઓ કલાકો લગી મુદ્રણાલયની બહાર ખોટી થયા. લગભગ એક રૂપિયાથી જરા ઓછી કિંમતે આ નાનકડી પોથી વેચવામાં આવી. પણ શું ગજબ એનું વેચાણ! 'પ્રશિયન ઍકૅડેમિ ઑવ સાયન્સિઝ'નું છાપખાનું એ છાપીછાપીને થાક્યું: ફરીફરીથી નકલો કાઢવા લાગ્યું, તોપણ એને માટેની માગણીઓને તે પહોંચી વળ્યું નહિ.

અને અમેરિકનોને તો આવી વીરપૂજામાં કોઈ પહોંચ્યું છે? એ પોથી પ્રકટ થઈ એટલે તરત એનો અક્ષરેઅક્ષર રેડીઓથી અમેરિકામાં પહોંચાડવામાં આવ્યો. યૂનાઇટેડ સ્ટેટ્સના એક મોટામાં મોટા મ્યૂઝીઅમે આઇન્સ્ટાઇનના હસ્તલિખિત લેખની માગણી કરી. મોં માગ્યું દ્રવ્ય સામે ધર્યું. ઋષિ જેવા આઇન્સ્ટાઇનને આ ધમાલ બીલકુલ ગમે નહિ. પણ



આઇન્સ્ટાઇન · તેનાં પત્ની અને પુત્રી સાથે

અમેરિકન મ્યૂઝીઅમવાળાઓએ બહુ કુનેહથી કામ લીધું, ને આખરે એક સરસ રકમ આપીને એ વિસ્મય પામતા, કચવાતા લેખક પાસેથી એના હાથનો લખેલો આખો મૂળ લેખ સંગ્રહસ્થાનને માટે મેળવી લીધો!

હજી આ વાદનો અર્થ જ ભાગ્યે કોઈ સમજ્યું છે. જ્યારે તે સમજાશે ત્યારે એની પરીક્ષા, કસોટી, ઉપયોગ વગેરે ધીરેધીરે થશે, પ્રયોગો થશે, પ્રમાણો તપાસાશે, અનુમાનો ખેંચાશે ને કસાશે. હજી કંઈકંઈ હશે. આપણે ય તે જોઈ શકીશું.

આવા ઉત્ક્રાન્તિકારક વિચારબીજના ગર્ભમાં શું છે ને તેમાથી શું પરિણમશે તે તો તેનો કર્તા પણ આજે સમજી શકતો નથી, કલ્પી પે શકતો નથી. આજની સઘળી વીજળીક વિસ્મયતાઓ જે શોધો તથા જે વિચારોના ગર્ભમાં હતી એ શોધો તથા વિચારોને આજથી બરોબર સો વર્ષ પહેલાં પ્રકટ કરનાર નમ્ર ગરીબ માઈકલ ફૅરેડે જો આજે પૃથ્વીને જુએ તો એ શું ધારે? રેડીઓની રોજની ગમ્મત તથા વિપુલ ઉપયોગ જોવાને માટે, તેના ખ્યાલને પચાસ વર્ષ ઉપર જન્મ આપનાર પ્રોફેસર ક્લાર્ક મૅક્સવેલ અને ચાળીસ વર્ષ પહેલાં તેના પ્રથમ પ્રયોગો કરી બતાવનાર જર્મન ભૌતિકશાસ્ત્રી હર્ટ્‌ઝ આજ પૃથ્વી ઉપર પાછા આવે

તો પોતાની શોધોના વિસ્તાર તથા પરિણામોને જોઇને આભા જ બની જાય ને ?

છતાં વિજ્ઞાન એ સત્યપૂજા છે ને એમાં અત્યુક્તિને સ્થાન નથી, એટલું જ નહિ પણ એની પ્રત્યેક ઉક્તિ સપ્રમાણ ને સાધાર હોવી જોઇએ. પશ્ચિમનાં વર્તમાનપત્રોમાં કદી કદી આઇન્સ્ટાઇનના આ નવા વાદના ફળોની કલ્પનાઓ નવા વર્તારાઓ તરીકે ઠોકી બેસાડી જાહેર કરવામાં આવી છે. ઉદાહરણ તરીકે, વીજળી ને ગુરુત્વાકર્ષણ એક જ છે એમ આઇન્સ્ટાઇને કહ્યું છે, એમ કરી વીજળીથી આપણે આપણી જાતને બચાવી શકીએ છીએ—વીજળીનો ઉપયોગ કરતેકરતે ય વીજળીથી દૂર રહી શકીએ છીએ, તો હવે ગુરુત્વાકર્ષણથી યે આપણે પર થઇ શકીશું એવી આઇન્સ્ટાઇનની મતલબ છે એમ કહેવાયું છે; એટલે આપણે ત્રીજા માળની અગાશીમાંથી બહાર પગ ધરી શકીએ છતાં પડીએ નહિ, એવું આપણા હાથમાં આવશે ! કોઇક કહે છે કે હવે એ ભેદ જાણીશું એટલે પાંખો વિના જ ઊડી શકીશું ને પૃથ્વી ઉપરથી ચન્દ્રની તથા બીજા ગ્રહોની મુલાકાત લેવા નીકળી શકીશું !

પણ વસ્તુત: વીજળી ને ગુરુત્વાકર્ષણ એક છે એવું આઇન્સ્ટાઇને કહ્યું નથી. તે બંનેમા જે સમાનત્વ છે, બંનેમાં કોઇ એક સામાન્ય ભૂમિકા હોય છે તેને પકડવાનો આઇન્સ્ટાઇનનો પ્રયાસ છે. અંગ્રેજ તથા હિંદી એક જ છે એમ કોણ કહી શકે ? છતાં શેક્સપીઅરે 'વેનિસના વેપારી'ના નાટકમા જેમ યાહૂદીની પાસે કહેવડાવ્યું છે કે 'શું યાહૂદીને આંખ નથી ! શું યાહૂદીને લાગણી નથી ? . . . .' તેમ, આજે ય આપણે જાણીએ છીએ કે આટલા તફાવતો છતાં અંગ્રેજ ને હિંદી બંનેને બે કાન, બે આંખ, એક જ પ્રકારની ઇન્દ્રિયો વગેરે છે, બંને જન્મે છે, બંને જીવે છે, બંને પરણે છે, ને બંને મરે છે. માનવશાસ્ત્રી જેમ સામાન્ય માનવત્વ જુદાજુદા પ્રકારનાં માનવીઓમાંથી ખોળવા યત્ન કરે છે, રસાયનશાસ્ત્રી અસંખ્યવિધ પદાર્થોમાં થોડાંક જ મૂળરૂપ તત્ત્વો જુએ છે, તેમ આઇન્સ્ટાઇન પણ વિશ્વની બે મોટામાં મોટી, છતાં અત્યાર લગીની મર્યાદાઓના અભ્યાસને પરિણામે તદ્દન જુદી મનાએલી એવી બે મહાશક્તિઓનું આંતરદર્શન કરી, તેઓનું એક સમાન તત્ત્વ, ખરી સર્વવ્યાપક શક્તિનું બીજ ને સ્વરૂપ શું છે તે, જોઇ આપણને સમજાવે છે.

આઇન્સ્ટાઇન આમાં ફતેહ પામ્યો હોય તો એનાં ફળો ને પરિણામો કદાચિત સદીઓ લગી માનવી નિહાળ્યા કરશે. એ દૃષ્ટિએ તો આઇન્સ્ટાઇનના ખરા કાર્યનો હમણાં જન્મ જ થયો છે !

૧૯૨૯માં આઇન્સ્ટાઇને પચાસ વર્ષ પૂરાં કર્યાં.ગુજરાતે કવિ નાનાલાલની તથા ખબરદારની એકાવનમી વર્ષગાંઠ ઊજવી છે. તેમ આઇન્સ્ટાઇનનો 'વન-પ્રવેશ' કેવી રીતે ઊજવાયો તે વિષે કાંઇક હકીકત પ્રકટ થઇ ગઇ છે.* આઇન્સ્ટાઇનને શોભે એવી સાદી ને માનુષિક રીતે તે ઉત્સવ ઘણે સ્થળે થયો હતો. બર્લિનની કૉર્પોરેશને ઉત્સાહમાં આવી એક સુંદર વાસગૃહ આઇન્સ્ટાઇનને અર્પણ કરવાની માગણી કરી, અને જીવનનાં ઘણાંખરાં પ્રલોભનોથી પર એવા આ મહાપુરુષે તેને ઉદાર કદર તથા સદ્‌ભાવના એક અનુકૂળ ચિહ્ન તરીકે સ્વીકારી પરંતુ પાછળથી કૉર્પોરેશનમાં તે વિષે વિખવાદ ઊભો થયો, ને આખરે કશું થયું નહિ !

આવા માણસનું ગૃહ-જીવન પણ બોધક છે. એનું જીવન કાર્ય (સંશોધન) એનો મુખ્ય સમય ને લગભગ સમગ્ર શક્તિ રોકી લે છે છતાં તે શુષ્ક,'વેદાભ્યાસજડ' (અથવા ગણિતાભ્યાસજડ), કે યંત્ર તુલ્ય પણ નથી. જેમ એની કૃતિ સચોટ રીતે વિજ્ઞાનપરાયણ પ્રતિભાનું જીવન પ્રકટ કરે છે, તેમ આ લેખને છેક આરંભે આપેલાં વચન એના હૃદયની આધ્યાત્મિકતા તથા જીવનની સરળ આર્જવતા પ્રકટ કરે છે. એના જીવનમાં નથી ટાગોર જેવા કલાકાર કવિવરનો કલાયુક્ત પણ વૈભવશાળી વિલાસ, કે નથી ગાંધીજી જેવા ત્યાગીની, સામાન્ય નેત્રોને સ્પષ્ટ કોરી જ દેખાય એવી, ઉગ્ર તપસ્વિતા. તોપણ એનું જીવન ઋષિજીવન જ છે: એવું જ શુદ્ધ, એવું જ નિર્મોહી અને એવું જ સ્વાધ્યાયનિમગ્ન. હૃદયથી એ સાચો સંત છે; સંસારી છતાં ખરો સંન્યાસી છે.

દેખાવમાં મધ્યમ કદનો, જરા ભારે બાંધાનો ને ખરબચડી મૂછોવાળોઃ એના માથાના જરા લાંબા વાળનાં ઝુલ્ફાંઓની ઉપર કોઇ પણ કાંસકીએ કદી જય મેળવ્યો હશે કે નહિ એ હમેશ સંશયાસ્પદ છે. વિખ્યાત

* જુઓ 'વસન્ત' ચૈત્ર સં. ૧૯૮૫

માનવશાસ્ત્રી હેવલૉક ઍલિસની પેઠે કોઇને ય લાગે કે વિજ્ઞાનશાસ્ત્રીનું જે રૂઢ ચિત્ર છે તેના કરતાં તો એનો દેખાવ કલાકારને વધારે મળતો આવે છે.

અને સંગીતનો તો એ મહાન પ્રેમી છે. બાળપણનો આ શોખ હવે ખૂબ વધ્યો છે. વાયોલિન એ સારું વગાડી શકે છે. જર્મન પ્રજાનો સંગીતપ્રેમ મશહૂર છે. જર્મન પ્રજાજીવનને સુલભ એવા સંગીતોત્સવોમાં રસ તથા ભાગ લેવા આઇન્સ્ટાઇન તૈયાર હોય છે. મહાન વાયોલિનીસ્ટ ક્રાઇસ્લરના કહેવા પ્રમાણે—ને એ બંને મિત્રો પણ છે—આઇન્સ્ટાઇનનો હાથ કાંઇ જેવોતેવો નથી. જર્મન કૉન્સર્ટોમાં, નાટ્યશાળાઓમાં તથા સીનેમાગૃહોમાં યે આઇન્સ્ટાઇન વારંવાર દેખા દે છે.

સંગીતથી બીજે નંબરે એને શિલ્પ તથા સ્થાપત્યનો શોખ છે. સાહિત્યમાં યે એના પ્રિય લેખકો છેઃ જરા આવેશથી લખનારાઓને તે પસંદ કરે છે. દોસ્તોઇવ્સ્કી (Dostoyevsky) એનો ખાસ માનીતો છે, ને 'કોઇ પણ વિજ્ઞાનીની પાસેથી મને મળ્યું હોય તે કરતાં વધારે દોસ્તોઇવસ્કીએ મને આપ્યું છે' એમ આઇન્સ્ટાઇન કહે છે. વિજ્ઞાનની પણ મોટી કૃતિઓ બધી આંતરદર્શન (*intuition*)થી જન્મે છે એમ આઇન્સ્ટાઇન માને છે. એને મન વિજ્ઞાનની મોટી શોધ એ કળાની પણ મહત્કૃતિ છે.

એના બીજા શોખોમાં, ઘરબહારના શોખોમાં, હોડી ચલાવવાનો એક ખરેખરો છે. મઢવાળી નાનકડી હોડીમાં પાણીની ઉપર ફરવા જેવી મઝા બીજા કશામાં નથી એમ તે વારેઘડીએ કહે છે. એકવાર તો એણે એટલે લગી કહ્યું હતું કે 'મારા કામ સિવાય બીજા કશાથી મને આનંદ મળતો હોય તો તે ત્રણ ચીજોમાંથી જ છેઃ મારું વાયોલિન, મારી સઢવાળી હોડી અને મારા સહચારીઓની કદર.

હા; એક વાત રહી ગઇ. તમાકુ પીવાનો એને ગજબ શોખ છેઃ લગભગ વ્યસન જેવો બળવાન. એની મુલાકાતે જનારાઓને તો એની આસપાસની તમાકુની વાસ સહી જ લેવી પડે. કહે છે કે એની પ્રેમાળ પત્નીની દક્ષતા આ ટેવને યે કાંઇક અંકુશમાં રાખે છે.

અને એ પણ કહેવું જોઇએ કે એની પત્ની એ એનું જેવુંતેવું સદ્‌ભાગ્ય નથી. એની પ્રતિભાને સમજનારી તથા પોષનારી, કદીકદી એના તેજમાંથી તણખા ઝરતા હોય ત્યારે તેને શાંત રિતમાં ઝીલી ઠુબાવી દેનારી. બહારની ગરબડ-ધાંધલ-જાહેરાતની મૂંઝવણો તથા પજવણીઓ એ સર્વની સ્વાભાવિકતા તથા અનિવાર્યતા સમજ્યા પછી યે તેની પતિના કાર્યમાં વિક્ષેપના જાણનારી ને ચતુરાઇથી પતિના જીવનકાર્ય તથા મિજાજને આવી લપેમાંથી બને તેટલાં ઉગારી લેનારી, છતાં આત્મનિમગ્નતા અથવા એકાન્તિકતાના અતિયોગને બને તેટલો અટકાવનારી, આ ગૃહરાજ્ઞીને આઇન્સ્ટાઇનનું જીવન તથા યશ કેટલાં આભારી છે એનો કોણ આંકણી કરી શકશે? આવી પત્ની ને એક પુત્રી–એ બંનેની સાથે એનું જીવનઝરણું મધુર શાંતિમાં વહ્યા કરે છે.

બાકી એને પૈસાની તમા નથી; પદવીનો લોભ નથી; માનપાન ચાંદખિતાબની સ્પૃહા નથી. કીર્તિની કે વખાણની યે ઇચ્છા કે પરવાહ નથી. આવા માણસને જાહેરાત અનિવાર્ય જ હોય, પણ એને તેનો કંટાળો છે. એને સરળતાની કદર છે, સ્નેહની ખૂબ કિંમત છે અને નિર્દોષ રમૂજ પણ ગમે છે.

એક રીતે તો એનું સમગ્ર જીવન વિજ્ઞાનભક્તિમાં જ પરોવાએલું છેઃ તદ્દન એકલક્ષી ને એકમાર્ગી છે. છતાં એના રસક્ષેત્ર છેક સંકુચિત નથી, બલ્કે વિશાળ ને ઉદાત્ત છે. સંગીત, શિલ્પ, સાહિત્ય સિવાય બીજાં પણ છે. કાંઇક સ્વાનુભવથી, કાંઇક સંસારના અવલોકનથી, માનવજીવનમાં અન્યાયો તથા વિષમતાઓ એણે દીઠા છે, ને છેક યુવાવસ્થામાંથી જ તેઓએ એના ચિત્તની ઉપર ઊંડી અસર કરેલી છે. આ સઘળા અન્યાયો તથા વિષમતાઓ જે સમાજવ્યવસ્થાનું પરિણામ છે તે વ્યવસ્થા—અથવા અવ્યવસ્થાને હટાવી, નવીન ને ન્યાયી સમભાવશીલ સમાજરચના કરવાની અભિલાષા વારંવાર પ્રબળ આવેશનાં રૂપમાં એના જીવનમાં વ્યક્ત થઇ છે. ખાસ કરીને યુરોપના મહાવિગ્રહ પછી, ૧૯૧૯ની સાલથી, એ દારુણ યુદ્ધનાં દુષ્ટ પરિણામો જર્મનીમા તથા અન્યત્ર એણે એવાં દીઠાં છે કે એ સંત પુરુષનું દયાળુ ને પરોપકારી હૃદય એથી કંપી ઊઠ્યું છે. લોકોની પીડાને દેખી, રાજકીય ને સામાજિક જુલ્મનાં અસહાય ભોગ થનારાં માનવીઓનાં દુઃખ જોઇ, તીવ્ર આંતરક્લેશથી એનું દિલ કકળી રહ્યું છે. સંસારની સામાજિક વિષમતાઓને તથા જીવનની મૌલિક અવસ્થાઓને સુધારવાને માટે

ઘણુંઘણું કરવા એ ઇચ્છે છે.

યાહૂદીઓને તેઓના અસલી વતન જેરૂસલેમમાં ફરીથી વસાવવાની હીલચાલનો આઇન્સ્ટાઇન એક મોટો સહાયક છે. આ હીલચાલ 'ઝાયોનિઝમ'ના નામથી આજ મશહૂર છે. યુરોપીય વિગ્રહમાં એશિયાટિક તુર્કસ્તાનનો આ પ્રદેશ તુર્કની સરકાર સાચવી શકી નહિ, અને પ્રેસિડેન્ટ વિલ્સનને લીધે કોઇ જીતનાર રાજ્ય એને પચાવી શક્યું નહિ. તે વેળાએ દુનિયાભરના યાહૂદીઓએ પોતાનું સઘળું બળ એકઠું કરીને, પોતાને સદીઓ થયાં જે અન્યાય થયો છે ને દેશવટો ભોગવવો પડ્યો છે, તે મટાડવાની તક લીધી. વિલ્સનના સૂત્ર અનુસાર જેનો દેશ હોય તે એમાં રાજનિર્ણય કરે, એટલે યાહૂદીઓ પોતાના દેશમાં રહી શકે એમ તો થવું જ જોઇએ. યાહૂદી લાગવગ તથા ચળવળના જોરથી, બૅલ્ફરે—એટલે અંગ્રેજોએ પણ—આ વાત સ્વીકારી ને હવે ઘણાં યાહૂદી કુટુંબો પૃથ્વીના કંઇકંઇ ખૂણાઓથી પ્રવાસ કરી ત્યાં રહેવા આવ્યાં છે. આઇન્સ્ટાઇનની દિલસોજી ને મદદ એમાં ઘણી કિંમતી થઇ હોવી જોઇએ. પણ પોતે જાતે યાહૂદી છે તે કારણથી એની લાગણી ઉશ્કેરાઇ નથી. જાતની–કોમની–લોહીની જે ગ્રંથીઓ છે તે એનામાં ક્યારની યે ઢીલી થઇ ગઇ છે. હવે તો એનું સ્થાન, હીણાએલી તથા અન્યાયી જુલ્મથી પીડાએલી કોઇ પણ જાતિ પ્રતિની તીવ્ર અનુકંપાએ લીધેલું છે, અને એ જ લાગણીથી તે યાહૂદીઓની તરફ પણ જુએ છે.

પણ એના હૃદયનું ખરું સ્વરૂપ દેખાડનાર તો એનો શાંતિવાદ છે. આ શાંતિવાદ કોઇપણ પ્રકારના બળાત્કાર, યુદ્ધ કે હિંસાનો વિરોધી છે. મહાત્માજીએ જે અહિંસાવાદ આપણી પ્રજાને શીખવવા માંડ્યો છે તેમાં ને આ શાંતિવાદમાં કાંઇક ફેર જરૂર છે. આ શાન્તિવાદ મુખ્યત્વે યુદ્ધની વિરુદ્ધ છે ને યુદ્ધના સંહારમાંથી, તથા સંહારની પાછળથી, જે ઘોર પરિણામો થાય છે તેનાથી ત્રાસી ગએલાઓના તથા તે નિવારવા ઇચ્છનારાઓના પ્રયાસનું પરિણામ છે. તે અહિંસાવાદ જેટલો વિશાળ નથી પણ કેવળ સામુદાયિક છે. પરંતુ એ દિનપ્રતિદિન ઘણો બળવાન થતો જાય છે ને પશ્ચિમનાં સારાંમાં સારાં સ્ત્રીપુરુષો તેના અનુયાયી થવા લાગ્યાં છે.

પણ આજે યુદ્ધ નથી તે વખતે તો શાંતિવાદ સહેલો ને સોંઘો થઇ પડે. પરંતુ જ્યારે, ગમે તે કારણથી પોતાનો જ દેશ યુદ્ધમાં ઝંપલાવે તે વખતે તો સ્વદેશાભિમાન પણ શાંતિવાદની વિરુદ્ધ ઊભું થાય છે, ને શાંતિવાદી એ નિર્માલ્ય ભીરુ તરીકે હાંસી પામે છે અથવા તે દૃઢચિત્ત હોય તો, દેશદ્રોહી તરીકે સજા પામે છે.

દેશદેશમાં આવું બન્યું છે. આજનો ઇંગ્લંડનો વડો પ્રધાન રામ્સે મૅકડોનલ્ડ જે જગતભરના એક રાજકીય અગ્રણી સમાન પ્રતિષ્ઠા આજ ભોગવે છે તે, યુરોપીય વિગ્રહ દરમ્યાન, શાંતિવાદ પ્રકટ કરતેકરતે, એક સામાન્ય રાજપુરુષનું પદ પણ ખોઇ બેઠો હતો, શરીરની સલામતી સિવાય તે વેળા એની પાસે કશું રહ્યું ન હતું, ને એને બચાવવાને માટે યે એને કેટલી વાર નાસભાગ કરવી પડેલી! બર્ટ્રાંડ રસલ, અમીર, કૅમ્બ્રિજનો અગ્રગણ્ય પ્રોફેસર, વિરલ ગણિતશાસ્ત્રી અને આજે સિદ્ધ પ્રતિભાવાળો પ્રથમ પંક્તિનો વિજ્ઞાનશાસ્ત્રી—એની પણ એ સમયે શી દશા થઇ? કૅમ્બ્રિજે એને પદભ્રષ્ટ કર્યો અને સરકારે એને કારાગૃહમાં પૂર્યો.

જર્મનીમાં શું થયું હશે તેની આપણને થોડી જ માહિતી છે. પણ એ ચોક્કસ છે કે યુદ્ધોત્સાહી બર્લિનમાં, ને બર્લિનના તંત્રમાં, આ શાંતિવાદી જર્મન પ્રોફેસરની હાલત બહુ નાજુક થઇ ગઈ હતી. તેમાં યે જ્યારે, ઉપર જણાવ્યા પ્રમાણે જર્મન વૈજ્ઞાનિકો તથા વિદ્વન્મંડળોમાં યુદ્ધનો આવેશ ફેલાયો, ત્યારે તેઓમાંના જ એક મુખ્ય વૈજ્ઞાનિક એવા આઇન્સ્ટાઇનની બહુ કફોડી સ્થિતિ થઇ હશે. આઇન્સ્ટાઇન જેવા શાંતિપ્રેમી બીજા જર્મન વિજ્ઞાનશાસ્ત્રીઓ પણ એ સમયે હતા. તેમાં એક ગળીની બનાવટની શોધ કરનાર રસાયની બાયર પ્રખ્યાત છે: પણ બાયર વૃદ્ધ હતો, અને તે દૂર મ્યૂનિકમાં વસતો હતો તેથી બચી ગયો. આઇન્સ્ટાઇન પ્રકૃતિથી શાંતિપ્રિય હતો તે ઉપરાંત સમજણથી ને સિદ્ધાંતથી શાંતિવાદી ને યુદ્ધવિરોધી થયો હતો. અધૂરામાં પૂરું, યુદ્ધની પ્રેરણાનું તથા આવેશનું જે ખરું કેન્દ્ર બર્લિન તેમાં જ એને રહેવાનું હતું.

તોપણ વિજ્ઞાનના વિકાસનું એ એક સદ્ભાગ્ય જ ગણાવું જોઇએ કે આઇન્સ્ટાઇનની બૂરી હાલત થઇ નહિ ને યુદ્ધ સમયમાં યે, આપણે ઉપર જોયું તેમ, એનું મહત્ત્વનું કાર્ય પ્રકટ થયું ને રિપુપ્રજાના એટલે ઈંગ્લંડના અગ્રગણ્ય વિજ્ઞાનશાસ્ત્રીઓએ પણ એના

કાર્યની ઉત્તમ કસોટી તથા કદર કરી.

આવું સારું પરિણામ આવ્યું તેનું એક નિમિત્ત, એક આકસ્મિક કારણ, એ હતું કે જન્મે જર્મન હોવા છતાં આઇન્સ્ટાઇન અત્યારે ખરું જોતાં સ્વિસ હતો–સ્વતંત્ર ને તટસ્થ સ્વિટ્ઝરલૅંડનો શહેરી હતો. બહુ મોંઘે મૂલે ખરીદેલું આ નાગરિકત્વ એ વેળા આઇન્સ્ટાઇનને ખૂબ ફળ્યું, અને એની સરસ ઢાલ બનીને એણે આ-

કોઈ એક વ્યક્તિને તેની વિરુદ્ધની સરકાર કે સમાજ, ધારે તો હેરાનહેરાન ન કરી શકે? આઇન્સ્ટાઇન આવી પજવણીઓમાંથી તદ્દન મુક્ત રહેલો જણાય છે. જર્મનોની વિજ્ઞાનભક્તિને તથા વિજ્ઞાનીઓ તરફની ઉદાર પૂજ્યવૃત્તિને આ બહુ શોભા આપે છે: ખાસ કરીને ઇંગ્લૅંડમાં જે બન્યું તેને મુકાબલે. જોકે ઈંગ્લંડે પણ આઇન્સ્ટાઇન તરફ તો ઘણું યોગ્ય ને સુંદર વલણ પ્રકટ કરેલું છે.

## નિત્યયૌવન જાળવવાનો ઉપાય : શીર્ષાસન

ઝાડની મજબૂતી જેમ તેના થડ ઉપર છે તેમ માણસના આખા શરીરનો ખરો ટકાવ તેની કરોડ ઉપર છે. આથી યુવાનવયની મર્યાદા કરોડના સબળપણા ઉપર ટકેલી છે આટલી વાત તમે બરોબર સમજી શક્યા હો તો તમને લાગશે કે અકોડાબંધ સાધારણ સીધી કરોડ ન હોય તો તમે યુવાન દેખાશો નહિ અથવા તદુરસ્ત રહી શકશો નહિ



માટે જ શરીરતંત્ર એ અવયવમાં તાકાત મેળવવાને ખાસ પ્રયત્ન સેવવો જોઇએ એમાં ખાસ કરીને કોઇ વજન ઊંચકીને શરીરને આગળ યા પાછળ જુદીજુદી રીતે વાળવું જોઈએ ઘણા એમ માને છે કે વજન ઊંચકીને કસરત કરવામાં જોખમ રહેલું છે; પરંતુ દરેક જણ પોતે ખમી શકે એટલું વજન ઊંચકે તો ઊલટું સારી કસરત થાય છે.

તમારે સદા તંદુરસ્ત રહેવું હોય, શરીરનું ચેતન અને સ્ફૂર્તિ જાળવી રાખવાં હોય, તમારું યૌવન આવું ને આવું તેજસ્વી હમેશને માટે રાખવું હોય તો એક સારો સહેલો માર્ગ છે. તમારી આખી કરોડને દરરોજ અને નિયમિત ધ્યાનપૂર્વક કસરત આપવી. એને માટે અનેક કસરતો છે તેમાંની એક તે શીર્ષાસન.

જમીન પર ગોઠણભર બેસીને, વાંકા વળી માથા તથા ગરદન ઉપર માત્ર શરીરનો બોજો લાવવાથી પણ ઘણો ફાયદો થાય છે. એ પછી તમે માથા ઉપર જ આખું શરીર અદ્ધર ઊંચું કરી શકો તો તો એ ખરેખર મહત્ત્વની કસરત થાય અને તમારી કરોડની તાકાત વધારવામાં અસાધારણ સહાયકર્તા થઈ પડે.

શરીરયંત્રને ગતિમાન કરનાર દરેક તંતુ કરોડના સાંધાઓમાંથી જ નીકળે છે હૃદય અને કાળજાની ગરમી તથા ચેતન પણ ત્યાંથી જ મળે છે.

આ વાત હસી કાઢવા જેવી ન ગણી કાઢતા. એમાં ખરેખર અતુલ અગત્ય રહેલી છે ઘડપણમાં પણ યુવાનીનું ચેતન ટકાવી રાખવા માગતા હો તો ધર્મક્રિયા જેવી લાગણીથી તમારી કરોડને રોજ નિયમિત કસરત આપજો. શરીરસ્વાસ્થ્ય માટે ખોરાક તથા બીજી જાળવણી તો જરૂરનાં છે જ, પરંતુ કરોડની દેખરેખ તો તેથી યે વધુ ને ખાસ ધ્યાન માગે છે.

ઇન્સ્ટાઇનની સ્વતંત્રતાનું, શાંતિપ્રેમનું તેમ જ વૈજ્ઞાનિક સંશોધનોનું પૂરેપૂરું રક્ષણ કર્યું.

છતાં સત્યને ખાતર આપણે જર્મન યુદ્ધપક્ષના રાજકીય તથા વૈજ્ઞાનિક નેતાઓને પૈ આ સુંદર પરિણામને માટે ધન્યવાદ આપવો જોઇએ. કારણકે આજે એ વાત કોણ નથી સમજતું કે ભલે કાયદાની દૃષ્ટિએ કોઈ વ્યક્તિ તદ્દન સલામત હોય તે છતાં, કાયદાનું શરણ લીધા વગર પણ, બહુમતી અભિપ્રાયવાળી

શાંતિનો આ સાચો પ્રેમી ને ઉપાસક ગાંધીજીને બરોબર સમજી શકે એ સ્વાભાવિક છે. તેથી ગયે વર્ષે ગાંધીજી જ્યારે યુરોપમાં હતા, અને પશ્ચિમના શાંતિવાદીઓ તથા શાંતિસ્થાપક મંડળો એમને શાંતિવાદના મોટામાં મોટા પ્રણેતા તથા આચાર્ય તરીકે આવકાર આપતાં હતાં ત્યારે આઇન્સ્ટાઇન તરફથી પણ એમને જે ભાવભર્યો સંદેશ મળ્યો હતો તે આપણને વિદિત છે.

(અનુસંધાન આગળ પાન ૩૮૬મે)



## સિન્ધુદર્શન

• ઉપજાતિ-વંશસ્થ •

અમે અગાધ મનુમંદિરોમાં,
કે કૂજતા ગીત સુધાઝરંત;
સૂતા શિલા પે ગિરિકંદરોમાં,
અનંતધ્વનિથી અવણ્યો અરંત.

નાચંત કે નિર્ઝરિણી નિહાળી,
સંગીત રેલંત નદી રૂપાળી;
ગીતો સુણ્યાં કોકિલ-બુલબુલોનાં
ભાખ્યું, ન એવાં કદી ગીત કોનાં.

આજે રહ્યો ગૌરવમાન ગાતો,
પ્રચંડ કલ્લોલગળા સોલ ડોલતો
વિશાળ અંભોધિ; તરંગમાળા
હસે સુણીને મુજ બોલ કાલા.

હાવાં ભરી મૌન સુસ્યા કરીશ,
ને શૈલશૃંગે જઈ એ લપીશ;
ગીતો વાણી સાગરશેરીઓનાં,
વેરાશ હું એ મનુમંડપોમાં,

ઉમાશંકર જોષી

ધોળી દૂધ જેવી ચાંદની, નિશિગંધની ફોરમ, મધુર ને અસ્ફુટ એવા વાદ્યોના સૂર, ગંભીર ને છાપ પાડનારા પ્રાર્થનાના અવાજ, હાથમાં હાથ નાખીને મારું અને મારા જૅકનું ચર્ચનાં પગથિયાં ઉપરથી ઊતરી જૅકના સૈનિક મિત્રોની ચળકતી તલવારોથી બનેલી કમાન વચ્ચેથી પસાર થવું—આ જ મારું મધુરમાં મધુર સ્મરણ છે. સુંદર પોશાકમાં આવેલી એ સૌંદર્યવાન કુમારિકાઓ ને કુમારો તથા એમનું મધુરું હાસ્ય,—હજી યે એ આખો પ્રસંગ મારી આંખ સામે તરવરે છે.

અને બીજું ચિત્ર ખડું થાય છે તે પેલી વિદાયનું. બે જ અઠવાડિયાં—માત્ર બે જ અઠવાડિયાંના અવર્ણનીય અને સુખકારક સહવાસ પછી મારા સૈનિકપતિને અને તેની જોડે ફ્રાન્સની રણભૂમિ ઉપર જતા હજારો સૈનિકોને બંદર ઉપર આપેલી વસમી વિદાય એ મારું બીજું મોટું સંસ્મરણ. એ ચિત્ર મારા હૃદયમાં એકાદ ખજાનાની જેમ મેં સાચવી રાખ્યું છે.

એક રીતે કહું તો એ વિદાય વખતે મેં જૅકને જોયો તે છેલ્લી વારનો જ. કારણકે મેં વિદાય આપેલા

## મદગાળીને માનવતા પ્રગટાવતી

સુદૃઢ અને સુંદર શરીર તથા કોઈને પણ દયા ઉપજાવે એવા, મહાયુદ્ધે મને પાછા આપેલા માનવ શરીર વચ્ચે જમીન આસમાનનો ફેર હતો.

એના કાગળો તો મને અવારનવાર મળ્યા જ કરતા અને તે ઉપરાંત બીજી રીતે પણ મને એનાં પરાક્રમોની હકીકતો વાંચવા અથવા સાંભળવા મળતાં. એનાં પરાક્રમો વાંચીને મને એક જાતની સંવેદના થઈ આવતી. પણ પછી વળી ઘણા જ લાંબા સમય સુધી એના તરફથી કોઈપણ ખબર આવ્યા નહિ. મને ખૂબ ચિંતા થવા માંડી. છેવટે મને સરકારી રીતે ખબર આપવામાં આવી કે જૅકને ઘણી જ ગંભીર ઈજાઓ થઈ છે અને યુદ્ધ માટે અશક્ત ગણીને તેને ઘેર મોકલવામાં આવવાનો છે.

અમારા પુનર્મિલન વિષે હું કાંઇપણ કહેવા માગતી નથી. એ દૃશ્ય ન વર્ણવી શકાય એટલું ભયંકર હતું. જાણે કોઇ નિર્દય રીતે ગારી ક્રૂર મશ્કરી કરતું હોય એમ જ મને તે વખતે લાગેલું.

વાંકુ વળી ગએલું તથા ખખડી ગએલું એનું જર્જરિત શરીર, મનની નબળાઇને લઇને કોઇ પણ જાતના અવાજથી એકદમ ચમકી ઊઠતું. મારા જૅકનો એકાદ પગ કે હાથ તૂટી ગયો હોત તો તે હું સૈનિકની પત્નીને છાજતી જેમ બહાદુરીથી સહન કરત. પણ આ ?— આ તો ક્યાંયે દયાજનક હતું. એની આંખોના ભાવ પણ કરુણાજનક હતા. મને તો એમ જ લાગતું કે આ માણસ જાણે એક નહિ પણ અનેક વાર મૃત્યુ પામેલો છે !

આ પછીના કેટલાક મહિના તો જાણે અનેક ઠેકાણે આવેલાં સરકારી હોસ્પીટલની એક પછી એક જાત્રા કરી આવવામાં જ વીતેલા. છેવટે એક વિચારી અને સહાનુભૂતિવાળા સર્જને એક દિવસ મને ઑફિસમાં બોલાવી કહ્યું 'જુઓ, મિસિસ ડૅમ્પર, વાત એમ



ગુસ્સા ને ક્રોધથી ગાંડી બની, મારા પતિને સતાવતા પેલા પશુ અને આસપાસના હસતા ટોળા પાસે હું ધસી ગઇ. મને કઇ ભાન જ ન હતું. ગિફ્રસના ગાલ પર મારા ખુલ્લા હાથનો સખત આઘાત મેં સાંભળ્યો અને તે નીચે ગબડી પડ્યો ત્યારે તેની આંખમાં નવાઇ ચોખ્ખી જણાઈ આવતી હતી, એ બે જ વાતો મને યાદ છે.

# છેલ્લી ભેટ

## મર્દાનગીની કથા

છે કે, તમારા પતિના કેસથી હું તો હવે હાર્યો છું.' આટલું કહીને એક નિશ્વાસ મૂકી એણે ખુલ્લી બારીમાંથી બહાર જોવા માંડ્યું. એક બે મિનિટ પછી તેણે આગળ ચલાવ્યું: તમે જાણો છો ને, કે વિજ્ઞાન હજી ઘણું જ મર્યાદિત છે. બહુમાં બહુ તો અમે અનુમાનો બાંધી શકીએ છીએ. તમારા પતિ જે વખતે ગોળાથી વીંધાઇને પડી ગયા તે વખતની પછાટથી એમના હાડકાંનો જ કેવળ ચૂરો નથી થયો. તમને ખોટું ન લાગે તો કહું કે એમના મનને વધારે સુશ્રૂષાની જરૂર છે. એટલે તમે એને એકાદ એવે સ્થળે લઈ જાઓ કે જ્યાં ખૂબ ખુલ્લી હવા એને મળે અને સાધારણ નહિ જેવું કામ પણ એ કરી શકે. પછી તો કુદરત કરે એ ખરું. અને પરિણામ વિષે તો હું શું કહું ?— એ તો કેવળ કાળ જ કહી શકશે.' પોતાના હાથની આંગળીઓને હૈવ પ્રગળ છે એમ કહેવા માગતો હોય એવો આકાર આપતા એણે આ શબ્દો પૂરા કર્યા:

હવે મને ક્લિંટનો વિચાર આવ્યો. ક્લિંટ મારો એક જૂનો મિત્ર હતો. કાંઇક શારીરિક વ્યાધિને લીધે એ મહાયુદ્ધમાં જવાની ફરજમાંથી બચી ગએલો અને એક નાનકડી જોડાની ફૅક્ટરીમાં એને યુદ્ધ વખતના મોટામોટા ઑર્ડરોને લીધે અગણિત સંપત્તિ પ્રાપ્ત થએલી. એની આગળ જવું મને જરા યે ગમતું ન હતું, પણ આ વખતે મારે બીજો ઉપાય ન હતો. હું એને મળવા ગઇ. બહુ જ વ્યાવહારિક રીતે ભાઇસાહેબ મને મળ્યા અને બધું નક્કી કર્યું તે પણ જાણે કાંઈ ખાસ બનાવ બન્યો જ ન હોય એમ. મને જોતાં જ એણે કહ્યું:

'સરસ, સરસ, મને મળ્યા એ ખૂબ જ સારું કર્યું, કેઇટ. જૅકને ફાવે એવું જ એક કામ મારી પાસે છે. હું જે સિંડિકેટમાં છું તેણે હમણાં જ મૉન્ટાનામાં એક સોનાની ખાણ વેચાતી લીધી છે. આપણે જૅકને ત્યાં મોકલી આપીશું. ટાઇમકીપરનું અને ઑફિસમાં મદદ કરવાનું કામ એ કરી શકશે. બરાબર એને લાયકનું જ કામ છે. તદ્દન સાદું અને સીધું કામ ! અને એ પ્રદેશ પણ એની તબિયત ઉપર અદ્‌ભુત અસર કરી શકશે, અને તું જ્યારે એને ફરી મળીશ—'

'ફરી મળીશ ?' મેં એકદમ કહ્યું: 'એ તો વાત જ જવા દો હું તો એની જોડે જ જવાની છું; એને એકલો મોકલવાની નથી.'

ક્લિટે પોતાની ભમરો સંકુચિત કરી કહ્યું: 'પણ કેઇટ, એ સ્થળ સ્ત્રીઓ માટે નથી. એ તો એક ખાણનો કૅમ્પ છે, અને ત્યાં સુપરિન્ટેન્ડન્ટની પત્ની મિસિસ પ્રોક્ટર સિવાય બીજી કોઇ સ્ત્રી પણ નથી.'

'જો મિસિસ પ્રોક્ટર એ બધું સહન કરી શકતાં હોય તો મને લાગે છે કે હું પણ જરૂર કરી શકું'

ક્લિટે વાદવિવાદ વડે મારા નિશ્ચિત સંકલ્પથી મને ચળાવવા બહુ પ્રયત્ન કર્યો, પણ જેમજેમ એ વધારે સમજાવતો ગયો તેમતેમ હું વધારે ને વધારે દૃઢ બનતી ગઈ. છેવટે એણે જ નમતું આપ્યું અને બધી યોગ્ય સગવડો કરવાની તૈયારી કરી.

ખરી મારે એટલું તો કબૂલ કરવું જોઇએ કે જ્યારે મેં પેલા રાના 'ખોખા'ને મૉન્ટાના સ્ટેશનને નામે ઓળખાવવામાં આવતું જોયું અને ત્યાંના ઊંચા પર્વતો તથા તદ્દન ખરાબ રસ્તાઓનું દર્શન કર્યું ત્યારે તો મને પણ ભય જેવું જ કાંઇક લાગેલું. એકાદ શહેરી જ્યારે સૃષ્ટિના વિશાળ પટમાં અવકાશ અને અંતરના દર્શનથી મૂંઝાઈ પોતાની લઘુતા અને ક્ષુદ્રતા અનુભવે છે ત્યારે તેના મનમાં જેવા ભાવ ઉત્પન્ન થાય છે તેવા જ ભાવ આ વખતે મારા મનમાં ઉત્પન્ન થાત. પણ આ વખતે જૅકના મોઢા ઉપર મેં પ્રથમ વાર જ એને કાંઇ પણ રસ પડતો હોય એવા ભાવ જોયા. એની ઉદાસીનતા આ પહેલી જ વાર ચાલી ગએલી મેં જોઇ. આ ફરકથી આનંદિત થઈ કંઇક આશાએ હું ધૂળના ગોટેગોટા ઉડાડતા આવતા ખટારા આગે જોઇ રહી. એ 'કાર' પાસે આવીને ઊભી રહી અને એમાંથી એક મજબૂત બાંધાનો માણસ નીચે ઊતર્યો. અમને જોઇને એણે પોતાની ચાવવાની તંબાકુનો ઘૂંટડો નીચે ઊતાર્યો અને આમતેમ જંગલીની જેમ જોવા માંડયું. પણ ત્યાં બીજા કોઇ પૅસેંજરો તો હતા જ નહિ.

'કોઇની વાટ જુઓ છો ?' મેં પૂછયું.

'હા, મૉન્ટાના ખાણના ટાઇમકીપરની.' એણે કહ્યું.

'એ જ અમે.' એમ કહી જૅકને મેં કારમાં બેસાડયો અને હું પણ બેઠી.

એ ખટારાનો પ્રવાસ તો જાણે એક ઇતિહાસ જ છે. અમે કૅમ્પમાં પહોંચ્યા ત્યાં સુધીમાં અમારા એકેએક સાંધાને કસરત મળી ગએલી. કૅમ્પમાં એક મોટું લાકડાનું ઘર હતું. અમારા ડ્રાઈવરે કહ્યું કે એ 'બંક હાઉસ' છે અને રસોડું પણ ત્યાં જ છે. એની પાસેનું એથી સહેજ નાનું ઘર તે મુખ્ય ઑફિસ અને કંપનીના સ્ટોર રૂમ તરીકે વપરાતું. બીજી પણ બે નાની કૅબિનો હતી. એમાં પણ કોઇ રહેતું હોય એમ જણાતું હતું. ખાણ તો ત્યાંથી પાંચેક માઇલ ઉપર ડુંગરની પેલી બાજુએ હતી. અમારી કૅબિન હજી હમણાં જ પૂરી કરવામાં આવી હોય એમ દેખાતું હતું અને તે મારી કલ્પનાની બહાર સારી અને સ્વચ્છ નીકળી.

રાત્રે કદી ન અનુભવેલી એવી આરામભરી ગાઢ નિદ્રા મળી. હું સવારે તાજગીભરી ઊઠી ત્યારે આ નવા પ્રદેશ ઉપર હું અનેક આશાઓથી જોવા લાગી. રાત્રે મજાની ગુલાબી ઠંડી પડી હતી અને અમારી પાણીની ડોલ ઉપર બરફનો પાતળો થર બાઝી ગયો હતો. પણ સૂરજનાં કોમળ કિરણોએ થોડા જ વખતમાં હવામાંથી ટાઢ ઉડાડી દીધી અને બેકન તથા તળાતાં ઈંડાની સુવાસે જૅકને પણ જગાડયો. આટલા મહિનાઓમાં પહેલી જ વાર એ બરાબર ભૂખ્યો ડાંસ જેવો જાગ્યો. એના મોઢા ઉપર કાંઇક તેજ પણ જણાતું હતું. મારું હૃદય આકાંક્ષાઓથી ઉછાળા મારવા લાગ્યું.

નાસ્તો કરીને અમે ઑફિસ ઉપર ગયાં અને મિસ્ટર પ્રોક્ટરને મળ્યાં. એમણે જૅકને ખાણ ઉપર લઈ જઇ એની ડ્યૂટી સમજાવી. મિસિસ પ્રોક્ટર મને આનંદી અને હેતાળ લાગ્યાં. ઘણે દિવસે બીજાનો સહવાસ મળવાથી તેમને આનંદ થએલો જણાયો.

થોડા દિવસ ગાડું સરસ ચાલ્યું. જૅકને પોતાનું

કામ પણ ઘણું જ ગમ્યું. અને એની શારીરિક તેમજ માનસિક સ્થિતિમાં પણ ખૂબ સુધારો દેખાયો. પણ થોડા દિવસ પછી વળી અચાનક બધું બગડ્યું. જૅકની માનસિક નબળાઇ વધારે જોરથી પાછી આવી હોય એમ લાગ્યું. જરાક સરખા અવાજથી પણ તે ચમકી ઊઠતો, અને એવી બીકથી અને ધ્રૂજતો ધ્રૂજતો આમ-તેમ જોતો કે મારા હૃદયને સહસ્ર વીંછી કરડ્યા હોય એવી વ્યથા થતી. એને કાંઈક થયું હોવું જોઇએ, એમાં તો શક ન હતો. પણ હું પૂછું તો મને એની ખબર પડી છે એવી જાણથી વળી એને કાંઇક થાય એ બીકે હું પૂછી પણ શકતી નહિ.

રવિવારે ખાણ બંધ રહેતી અને એ દિવસ આરામ તથા શાંતિનો રહેતો. અમારા આવ્યા પછી લગભગ ત્રીજા અઠવાડિયાને એક રવિવારે હું સ્ટોરમાંથી કાંઇક સામાન લાવવા જતી હતી. સામાન ઉપડાવવામાં મદદ કરવા જૅક પણ સાથે નીકળ્યો. અમે સામાન ખરીદ્યો અને એ બંધાતો હતો ત્યાં સુધીમાં હું સહેજ મિસિસ પ્રોક્ટરને ત્યાં ગઇ. મિસ્ટર પ્રોક્ટર એન્જીનની બાબત માટે બહાર ગએલા એટલે મિસિસ પ્રોક્ટરને હું અમારે ત્યાં જમવા નોતરવા ગએલી.

અમે વાત કરી રહ્યાં હતાં ત્યાં મેં સહજ બારી-માંથી બહાર ડોકિયું કર્યું. ખાણના કેટલાક મજૂરો સ્ટોરની સામે રસ્તા ઉપર એકઠા મળ્યા હતા. એ બધાની વચમાં તરી આવે એવો સૌથી ઊંચો, અને મેં કદી નહિ જોએલા એવા મજબૂત બાંધાવાળો એક માણસ મેં જોયો. એનો પોશાક બાકી બધાના જેવો જ હતો—ફ્લાનલનું ગળા આગળ ઉઘાડું શર્ટ, અને ઢીંચણ સુધીનાં બૂટમાં ખોસેલું પાટલૂન. પણ પોશાક એક હોવા છતાં એનામાં એવું કાંઇક હતું કે જે એને બધાથી જુદો પાડતું હતું. એનું મોટું અને વાંકડિયા વાળ-વાળું માથું સહેજ એક તરફ નમેલું રહેતું અને એની નાની મૂછો અણીદાર હતી. એનો આખો દેખાવ જ બેદરકારી અને ઉન્મત્તપણાનો લાગતો.

'પેલા મહાશય કોણ છે?' મેં પૂછ્યું.

મિસિસ પ્રોક્ટરે બહાર જોયું. 'એ ભાઇસાહેબ તે જીન ગીરૂકસ—કૅમ્પનો ગુંડો અને ભડામાં બડો બદમાશ. હું પૉલને હજાર વાર કહીને થાકી કે એને કાઢી મૂકો; પણ કેટલીક બાબતોમાં આ પુરુષો તો ભારે વિચિત્ર હોય છે. પૉલ કહે છે કે બધા મજૂરોમાં સારામાં સારો એ જ છે અને જ્યાં સુધી એ કામ-કાજ કરે છે ત્યાં સુધી તો એ રહેશે જ. અત્યારે ભાઇ-સાહેબ શું કામ પધાર્યા છે, કોણ જાણે.'

આ પ્રશ્નનો જવાબ આપવા જ જાણે નીકળ્યો હોય તેમ જૅક એ જ ક્ષણે સ્ટોરનો દરવાજો ઉઘાડી રસ્તા ઉપર આવ્યો. એની બગલમાં સામાનનાં બંડલો હતાં. એણે ગીરૂકસને જોયો તેવોજ એ એકદમ ઊભો રહ્યો. એની ભયપૂર્ણ આંખો નાસવા માટેનો માર્ગ શોધવા આમતેમ ફરવા લાગી. મને એકાએક ઊગી આવ્યું કે જૅકને પાછો નબળો બનાવવામાં આ રાક્ષસી કદનો માણસ જ કારણભૂત થયો હોવો જોઇએ. કેડે હાથ મૂકીને ડોલતો ડોલતો ગીરૂકસ જૅક તરફ વધ્યો.

'ઓ. હો . . . . . . . . આ તો આપણો બચુડિયો કીકો! પણ બાએ એને સ્ટોર પર એકલો કેમ મોકલ્યો હશે? ખરાબ માણસોની તને બીક લાગે છે. દોસ્ત? ઊભો રહે હું પોતે તને આ રાક્ષસોનાં પંજામાંથી સુરક્ષિત ઘેર પહોંચાડવા આવું.'

જૅકની આંખમાં પોતાની આંખ મિલાવીને એ આગળ વધ્યો. બિચારો જૅક પાછળ હટ્યો. એના હાથમાંથી એક બંડલ પડી ગયું. ગીરૂકસે માથું ધુણાવ્યુઃ

'બહુ જ ખરાબ, બહુ જ ખરાબ! બંડલ પાડી નાખ્યું? હવે બાપા વઢશે તો?' એણે જૅકને પકડ્યો અને જૅકે ભયની એક ચીચિયારી પાડી. શરમ અને ક્રોધથી ગાંડી બની હું બારણામાંથી પેલા હસતા ટોળા વચ્ચે ધસી આવી. મારા પતિને સતાવતા પેલા પશુ પાસે પહોંચી જવા સિવાય બીજો વિચાર જ મારા મનમાં ન હતો. મને તો ભાન જ ન હતું એમ કહું તો ચાલે. મારા ખુલ્લા હાથનો એના ગાલ ઉપર થએલો એક સખત આઘાત મેં સાંભળ્યો, અને ગીરૂકસ જ્યારે નીચે ગબડી પડ્યો ત્યારે તેની આંખમાં નવાઇ ચોકખી જણાઈ આવતી હતી, એ બે વાતો જ મને અત્યારે યાદ છે.

એક ક્ષણ સુધી ત્યાં શાંતિ પથરાઈ રહી. મને લાગે છે કે એ આખો દેખાવ ખૂબ વિચિત્ર થયો હશે. એક ભયચકિત થએલું નાનકડું ટોળું, તદ્દન ભય પામી ગએલો ધૂળમાં રગદોળાનો પડેલો જૅક, અને ફિક્કા પણ તમાચાના આંગળાં ઊઠેલાં લાલ ગાલ વાળી, આશ્ચર્યચકિત આંખો વડે મારી સામે જોઇ રહેલો

પેલી ફ્રેન્ચ વ્યક્તિ!

'બાયલાઓ!' મેં બરાડો પાડી કહ્યું: 'તમને સામો એ. ચોડે એવાની સાથે તમે કેમ અડપલું કરવા જતા નથી? ના, ના; પણ તમારામાં એ છે જ નહિ. તમે તો નબળાઓને જ શોધવાના અને એમાં જ ફુલાવાના. ખરા મરદ છો હોં તમે બધા!' મેં જૅકને ઉઠાડ્યો. કોઈક ગીરૂકસ સામે હસ્યું. ગીરૂકસના મોઢા ઉપરના ભાવ એકાએક બદલાયા. એણે આસપાસ દૃષ્ટિ ફેરવી!

'ખૂબ હસવા જેવું છે નહિ? છતાં ગીરૂકસ સામે કોણ હસે છે એ?' એનો અવાજ ધીમો પણ અધિકારયુક્ત હતો. ટટ્ટાર થઈને એણે કહ્યું: 'મિત્રો આ તમારાં સ્મિત બંધ થાય એ ઘણું જ ઇચ્છવા જેવું છે.' અને પછી એક ઝટકા સાથે હાથ લાંબો કરીને એણે કહ્યું: 'બસ, ચાલ્યા જાઓ!' ગર્વિષ્ઠપણું કે નાટકિયાપણું એમાં ભલે હોય, પણ પરાજયમાં પણ આ માણસ જય મેળવી શક્યો એ તો મેં જોઈ જ લીધું. આખી બપોર મેં આ બનાવના વિચારમાં જ ગાળી.

મેં મિસિસ પ્રૉક્ટરને જૅક માટે કદી વાત કરેલી નહિ. કદાચ કિલ્લરે મિસ્તર પ્રૉક્ટરને આખી વાત લખી હશે. પણ એ બધી વાત એ જાણે છે એમ એમણે કોઈ દિવસ બતાવ્યું ન હતું. એટલે આ વિચિત્ર અને કઠણ પ્રસંગ હતો. હું સહાનુભૂતિ માટે યાચના કરું એ મારા સ્વાભિમાનને આડે આવતું હતું; અને છતાં યે જૅકની માનસિક સ્થિતિ એવી હતી કે ક્રૂર મશ્કરીઓમાંથી એને બચાવવો એ અત્યંત જરૂરનું હતું. છેવટે મેં નિશ્ચય કરી લીધો. મેં અમારી મોટી સ્ટીમર-ટ્રંક ઊઘલાવી અને અંદરથી મહામહેનતે કાર્ડબોર્ડની એક ડબ્બી શોધી કાઢી. મારા હાથમાં એ સજ્જડ રીતે પકડીને હું પેલા રસોડામાં જઈ પહોંચી. બધા લોકો જમી પરવાર્યા હતા, પણ બાગમાંથી મેં જોએલું કે હજી બધા વાતો કરતા ને બીડીઓ ફૂંકતા બેઠા છે.

હું ગઈ એટલે બધે શાંત થઈ ગયું: વાતો બંધ થઈ ગઈ અને એમની નજરમાં મારા આગમન પ્રત્યેનો અણગમો ચોખ્ખો જણાઈ આવ્યો.

'જુઓ ભાઈઓ!' મેં શરૂ કર્યું: 'આ રીતે તમારી વચ્ચે આવી તમારી વાતચીતોમાં દખલ કરવા માટે હું ઘણી જ દિલગીર છું. પણ આ એક એવી વસ્તુ છે કે જે મારે કર્યે જ છૂટકો છે. તમારી પરવાનગીથી હું એ જેમ બને તેમ જલદી પતાવીશ.' મેં સહેજ અટકીને આસપાસ શી અસર થઈ છે તે જોયું અને પછી ફરી શરૂ કર્યું: 'તમે જરૂર માનતા હશો કે મારો પતિ એક નામર્દ માણસ છે. કદાચ તમે મારી દયા પણ ખાતા હશો. પણ એમ હોય તો એ દયાની મારે જરૂર નથી. આ જુઓ—'

મેં પેલી કાર્ડબોર્ડની ડબ્બી ઉઘાડી ને પાંચ ચળકતા ચાંદ ટેબલ ઉપર ફેંક્યા. પછી એમાંથી એક પસંદ કરી મેં બધા જોઈ શકે એ રીતે ઊંચો હવામાં પકડ્યો:

'The croix de Guerre!! બાયલાઓને એ પહેરવાનો લાભ નથી મળતો. મારા પતિએ આ બધા ચાંદ સ્વ-પરાક્રમથી પ્રાપ્ત કર્યા છે અને તે પહેરવાનો તેને સંપૂર્ણ હક્ક છે.' મેં ટેબલની આસપાસ બધે નજર ફેરવી: 'તમે મહાયુદ્ધ વિષે તો સાંભળ્યું છે? કદાચ તમારામાંના કેટલાક તો તેમાં નોકરી પણ કરી આવ્યા હશે!'

ખાણના ફોરમૅન કાસિડીએ પોતાની ચુંગી મોઢામાંથી કાઢી હાથમાં પકડી અને 'કેમ હું ત્યાં ગએલો જ. વળી!' એમ ટૂંકામાં જણાવ્યું.

ગીરૂકસ એકદમ કૂદ્યો 'અને હું પણ.' બીજા કેટલાકોએ પણ માથાં હલાવ્યાં.

'ઠીક ત્યારે.' મેં કહ્યું, 'તમારામાંના કેટલાકોએ તો કૅપ્ટન જોન ડૅમરનું નામ સાંભળ્યું જ હશે. એને યુદ્ધમાં "રાક્ષસ-સંહારી જૅક" પણ કહેતા.' વળી હું સહેજ થોભી. એક ક્ષણ બધે શાંતિ પ્રસરી ગઈ. કાસિડીએ એક બે ઘૂંટડા નીચે ઉતાર્યા

'ત્યારે—ત્યારે—એ, એ તો નહિ?' એણે પોતાની ચુંગી મોઢામાં જ રાખી અમારી કૅબિનની દિશા તરફ ચુંગી વાળતાં પૂછ્યું. મેં હકારમાં ડોકું હલાવ્યું.

'મેં તો એને ગોળી ખાઈને પડતાં જોએલો.' એણે કહ્યું. થોડી વાર સુધી બધે ધીરીધીરી વાતો ચાલવા લાગી. બધા જ કહેતા હતા: 'ખરો બહાદુર લડવૈયો! એક્કો હતો એક્કો!' હું ગીરૂકસ સામે જોઈ રહી હતી. થોડીવાર પછી શરમભરેલે મોઢે એ ઊભો થયો. ખૂબ ગંભીરતાપૂર્વક બધાને એણે શાંત થવા નિશાની કરી. એની આંખોમાં આંસુ હતાં. પણ એની સવારની વર્તણૂકને લીધે અને મારા માફ ન કરવાના સ્વભાવને લીધે હું એની સામે કઠણ સોટા જેવી જ રહી.

'માદામ!' એણે ધીરે સાદે કહ્યું, 'હું શરમથી મરી જાઉં છું. હું માફીની આશા તો નથી કરી શકતો, પણ એટલું કહું છું કે કૅપ્ટન સાહેબ હવેથી એમને છાજતાં બધાં માનપાન પામશે.'

એ નીચે બેસી ગયો. મેં સહેજ નીચા વળી બધાને અભિવાદન કર્યું અને તરત જ ત્યાંથી નીકળી મારી કૅબિનમાં ચાલી ગઈ, અને મારી કિંમતી ડબ્બી પાછી સુરક્ષિત ટ્રંકમાં મૂકી દીધી. મારી ખાત્રી હતી કે આ બધા બુદ્ધના ચાંદના પ્રદર્શનની વાત જૅક પેલા ગરાણ-સો પાસેથી કદી જાણવાનો નથી.

મને લાગ્યું કે મેં આબાદ કામ કર્યું છે. બાકી પરિણામ કેવું આવશે એ તો કાળ જતાંની આપશે.

સોમવારની સવાર થઈ. જૅકની ખાણ ઉપર જવાની તૈયારી મેં હજી હમણાં જ પૂરી કરી હતી. ત્યાં કોઈએ બારણું ઠોક્યું અને મિસિસ પ્રોક્ટર અંદર આવ્યાં.

'ઓહ ! કાલે તેં ખરેખર જ ખૂબ બહાદુરી બતાવી, હોં. એ બહાદુરીનાં ફળ જરૂર મળશે. ખરેખર આ પુરુષો વિચિત્ર જ છે. ઉપરઉપરની એમની કઠોરતા નીચે એ ખૂબ મૃદુ હોય છે. આજે સવારે મિસ્ટર પ્રોક્ટર વહેલી ટ્રેનમાં આવ્યા અને એમણે જ્યારે બધું સાંભળ્યું ત્યારે એ તો ખૂબ ચિડાયા. એમણે તો કહ્યું કે આજે જ રાત્રે ગીરૂક્સને કાઢી મૂકું છું. ઠીક થયું નહિ ? એ એક પીડા જશે.'

'ના, ના. એટલું જ એક ન કરો તો ઉપકાર.' મેં કહ્યું, 'એથી તો ઊલટો દ્વેષ વધશે. ગીરૂક્સે કાલે જે કર્યું એ અવિચારી અને ક્રૂરતાભરેલું હતું, ખરૂં. પણ એની પુનરાવૃત્તિ નહિ થાય એની મને ખાત્રી છે, એટલે એને કાઢી તો નહિ જ મૂકાવતાં.'

ખૂબ વાતચીતને અંતે એમણે કબૂલ કર્યું કે બપોરે મિસ્ટર પ્રોક્ટર જમવા આવશે ત્યારે સમજાવવા.

બીજે દિવસે મેં જોયું કે ગીરૂક્સ કામ ઉપર તો હતો જ, એટલે હું સમજી ગઈ કે મિસિસ પ્રોક્ટરનો પ્રયત્ન સફળ થયો છે. ત્યાર પછીનાં અઠવાડિયાં તો કંઈ અદ્ભુત નીકળ્યાં. જૅક તો જાણે નવો માણસ જ બની ગયો હોય એમ લાગ્યું. એના ઊંડા ગએલા ગાલ ભરાઈ આવ્યા અને ખાસ ઉત્તેજક પ્રસંગો સિવાય અથવા ખૂબ થાકેલો હોય તે સિવાય એની માનસિક નબળાઈ મારી સૂક્ષ્મ નજરને પણ જણાઈ આવતી ન હતી. એ હવે ધીરે ધીરે જૂનો—પહેલાંનો જૅક થવા લાગ્યો. બધાં જ માણસો ખૂબ માયાળુ છે અને એને ખૂબ માન આપે છે એમ એ કહેવા લાગ્યો. જૅકે કોઈ દિવસ એમની બદલાએલી મનોવૃત્તિ વિષે મને પૂછ્યું નહિ; અને મેં પણ ઈશ્વરનો પાડ માન્યો અને ભવિષ્યની તરફ આશાભરી નજર નાખવા માંડી.

આ બધા દિવસો દરામયાન મને વિચિત્રવિચિત્ર ભેટો મળતી જતી હતી. કોઈ વાર જંગલી ફૂલોનો ગુચ્છો બહારના



## પ્રતિમા

· દ્રુતવિલંબિત ·

સુગત જીવનની પ્રતિમા વિષે
પરમ જીવન જો ધબકી રહ્યું;
જહીં અચેત પદાર્થ પડ્યો હતો
વિમલ શિલ્પ હવે પ્રકટી રહ્યું.

સુભગ કો ક્ષણ એક કલાધરે
પરણી માનવતા નિજ કલ્પને;
પ્રથમ દર્શન ચેતનનું કર્યું
અજડ ધાતુ મનોહર મૂર્તિમાં.

સુખદ ભોગ, સમૃદ્ધિ, સુકીર્તિ ને
જન દરિદ્ર તણી ઉરવેદના,
જગતનાં ચિર દ્વન્દ્વ વિલોકતી
કરુણના તવ મૂર્તિમતી અહીં.

નયન શાંત, નિમીલિત દૃષ્ટિ ને
વદન સૌમ્ય-ગભીર સમાધિમાં;
હૃદય ચિંતન સમ્યક જ્ઞાનના
પુનિત દર્શન ગૌતમ બુદ્ધનાં.

પલપલે પ્રતિમા તવ ચિંતવું
પ્રણમું અંતર કારુણિક પ્રભો!

તનસુખ ભટ્ટ

પોર્ચમાં કોઇ મૂકી ગએલું હોય.; કોઇ વાર અમારા સ્ટવ માટે ઘરની પાછલી બાજુ સારી રીતે ગોઠવેલાં લાકડાં પડ્યાં હોય. આ બધી ભેટોથી મને બહુ નવાઇ લાગતી. એક દિવસ સવારે હું હમેશ કરતાં જરા વહેલી ઊઠી. મેં આગલે બારણે કાંઇક અવાજ સાંભળ્યો એટલે હું તરત જ તપાસ કરવા ત્યાં ગઇ. તાજું મારેલું એક સસલું બારણાના હાથા ઉપર લટકતું હતું અને તે જ વખતે અમારી કૅબિનની આસપાસની ઝાડીમાં જીન ગીરૂક્સની ઊંચી આકૃતિ અદૃશ્ય થતી હતી. ઓ . . . હો ! ત્યારે તો એ ભાઇથી આ બધી ભેટ મૂકી જતા હતા ? પણ હજી મારા મનમાં પેલો અપમાનનો પ્રસંગ ખટકતો હતો. એટલે તે જ દિવસે એ મને રસ્તામાં મળ્યો ત્યારે એને મેં ઊભો રાખ્યો.

'જીન ગીરૂક્સ,' મેં કહ્યું, 'તારા આ કાર્યની પાછળ રહેલો ભાવ હું સમજી શકું છું. પણ તારી પાસેથી કાંઇ પણ ભેટ લેવા હું ઇચ્છતી નથી. આજે સવારે પેલું સસલું મૂકી જતાં હું તને જોઈ ગઇ છું.'

એકાદ નાનો નિશાળિયો તોફાન કરતાં પકડાયો હોય તેમ એ ભવ્ય પુરુષ પોતાની ટોપી પોતાના હાથમાં ફેરવતો ફેરવતો જમીન તરફ નજર કરતો ઊભો રહ્યો.

'પણ માદામ—' એણે કહેવા માંડ્યું.

'બસ, જીન; હું દિલગીર છું, પણ હવે પછીની ભેટ એમ ને એમ પડી રહેશે, સમજ્યો ? એકેય ભેટ હવે નહિ જોઇએ.' પીઠ ફેરવીને મેં એકદમ ચાલવા માડ્યું. પણ એના મો ઉપરની એ દુ:ખની લાગણી, અને મૂંઝાઇ ગએલી એની નિષ્કપટી આંખોવાળી મુદ્રા હજી મને યાદ આવે છે. પણ મારી માફ ન કરવાની અને ભૂલી ન જવાની મૂર્ખાઇભરેલી વૃત્તિ માટે પશ્ચાત્તાપ કરવાનો વખત તો હજી હવે આવવાનો હતો.

છ મહિના પસાર થઇ ગયા અને શિયાળો લગભગ આવી ગયો. એક રાત્રે હું અને જૅક વાળુ કરી લઇને રકાબીઓ સાફ કરી રહ્યાં હતાં ત્યાં મિ. પ્રોક્ટર આવ્યા. સગડી ઉપર પોતાના હાથ શેકતા એ ઊભા રહ્યા.

'હમણાં જ ટપાલ આવી છે.' એમણે શરૂ કર્યું: 'જનરલ મૅનેજરનો એમાં એક કાગળ છે. એને કેટલાક આંકડા જોઇએ છે. તમને કહેતાં સંકોચ તો થાય છે, અને તેમાં યે આવી રાત્રે—પણ મને લાગે છે કે તમારે ખાણ ઉપર જઇને ચોપડા લઇ આવવા પડશે.'

જૅક ઊભો થયો અને એણે એક સ્મિત કર્યું. 'જરૂર મિ. પ્રોક્ટર, એ હું જરૂર કરીશ. આ કેઇટને જરા મદદ કરી લઉં, અને પછી ઊપડ્યો જ છું.'

મિ. પ્રોક્ટરે એનો વાંસો થાબડ્યો: 'શાબાશ છે જૅક ! ચોપડા ઑફિસમાં જ લાવજો. આપણે એકદમ પતાવી નાખીશું. અને હું એમને બહુ વાર નહિ રોકું. મિસિસ ડૅગ્નર ! ઠીક ત્યારે, ગુડ નાઇટ.'

રકાબીઓ ધોઇ રહીને જૅકને મેં ઓવરકોટ પહેરાવ્યો અને એની ઇલેક્ટ્રિક બૅટરી શોધી આપી.

'આ રાતને વખતે ટૂંકે રસ્તે ન જતા હોં' મેં કહ્યું.

'તને એમ લાગે છે કે હજી પણ હું મારી પોતાની સંભાળ ન લઈ શકું એવો કીકો છું ?' એણે કહ્યું.

'ના ના, એમ નહિ; પણ સંભાળીને જજો.' મેં વિનતિ કરી. 'તું તો મૂરખ છે મૂરખ ! ઠીક ત્યારે, હમણાં આવું છું.' મેં એને પોતાની બૅટરીની મદદથી બહાર જતો જોયો. ખડક અને ખાડાટેકરામાંથી એને દૂરદૂર જતો જોઇ એને માટે આટલી બધી કાળજી કરવી એ મને પોતાને જ મૂર્ખાઇભરેલું લાગ્યું.

હવે વાત એમ હતી કે ખાણ તરફ જવા માટે બે રસ્તા હતા. એક વળાંક લેતો લેતો લાંબો અને ડુંગરાને પ્રદક્ષિણા કરતો જનારો હતો; અને બીજો ટૂંકો રસ્તો હતો તે સીધો ડુંગરાની તળેટીમાં જનારો હતો. લાકડાનાં પગથિયાં ગોઠવી વચ્ચેવચ્ચે થોભીને જવા માટે કરવામાં આવેલો એ રસ્તો હતો તો કામચલાઉ પણ ઘણુંખરું ખાણ તરફ જવા માટે એ રસ્તો જ વપરાતો, કારણકે એ બહુ ટૂંકો હતો. પણ આ લાકડાનાં પગથિયાં સુધી પહોંચવા માટે વચ્ચે પાતળા કાદવથી ભરેલી એક ખાઇ ઓળંગવી પડતી અને એ ખાઇ અતિશય ભયંકર હતી. ભોગજોગે જો એ મોટી કળણમાં કોઇ પડે તો સીધો અંદર જ ચાલ્યો જાય. ભલભલાની પણ મગદૂર નહિ કે એ કળણમાંથી નીકળી આવે. એ ખાઇ ઉપર એક મોટું પાટીયું નાખીને તે ઓળંગવાની વ્યવસ્થા કરેલી હતી. દિવસે તો જાણે આ કામચલાઉ પૂલ સુરક્ષિત હતો. પણ રાત્રે એક ડગલું ચૂકે તો મૃત્યુ જ માની લેવાનું.

મારા હૃદયમાં કોઇ અકથ્ય લાગણીએ મને ચેતવવા માંડી. મને નક્કી લાગ્યું કે જૅક આ ટૂંકે રસ્તે



**સંસારના વાવંટોળમાં**

ચિત્રકાર • કનુ દેસાઈ

શ્રી કનુ દેસાઈએ લગ્નજીવનની ભાવનાઓ પ્રકટાવતાં આઠ ચિત્રોનો એક સુંદર ગુચ્છ તૈયાર કર્યો છે (જે 'મંગળાષ્ટક' એવા સુયોગ્ય નામથી તેઓ થોડા જ સમયમાં ગુજરાતને ધરશે) તેમાંનું એક અતિ ભાવમય અને કાવ્યમય ચિત્ર 'કુમાર'ના વાચકો સમક્ષ રજુ કરીએ છીએ આ ચિત્રોમા નવું જ રેખાંકન અને વિષયનિરૂપણ જણાશે. સંસારસાગરમાં પ્રવાસ કરી રહેલાં એક જ નાવનાં પ્રવાસીઓ પર એકાએક તોફાન અને ઝંઝાવાતનું આક્રમણ થયું છે. ધીર નાવિક નૌકાને કોઈ અજાણ્યા કિનારા પાસે સલામતી માટે ખેંચી રહ્યો છે; તેની જીવનસખી-સુખદુઃખની સાથી અને સહચરી-તેમના પ્રણયપુષ્પ બાળકને સાચવી રહી છે. વખાનાં માર્યાં તેઓ નવી ભૂમિ પર સહીસલામત ઊતરશે ? આ વેરાન ટાપુ પર તેમને આશ્રય મળશે કે હડસેલો તે કોણ જાણે ? આવા અનુત્તર પ્રશ્નોથી ચિત્રમાં ગૂઢતા અને ગંભીરતા પ્રવેશે છે અને નૌકા પરથી નજર ખસતી નથી.



પડછાયા

(ફોટો • હર્ષદ પડયા)

આ માસની ફોટોગ્રાફી હરીફાઇમાં પહેલું ઇનામ મેળવનાર ચિત્ર

જ જશે. કોણ જાણે કેમ, પણ મને એકદમ ફાળ પડી. ઝટપટ કોટ પહેરી અને ઍટરી લઇ હું એ રસ્તે દોડતી ઊપડી. કદાચ મેં આ મારી દોડધામથી જ એને ચમકાવ્યો હશે, કારણ વળાંક આવતાં જ મેં એને બૂમ પાડી બોલાવ્યો. એક અસ્પષ્ટ આકૃતિ પેલા લાકડા ઉપર થઇને જતી હતી. તે એક ક્ષણભર ઊભી રહી—મૂંઝાઈ—અને સમતોલપણું ગુમાવી પેલા મૃત્યુના મુખમાં પડી!

શું કર્યું મેં આ! ભયથી ભાન ભૂલી જઇ મેં ચીસો પાડવા માંડી. એ જ ક્ષણે મેં મારી પાછળ ભારે પગલાંનો અવાજ સાંભળ્યો. એક ભવ્ય આકૃતિ આગળ ધસી આવી. એ જીન ગીરૂક્સ હતો!

એક ક્ષણ પણ એ મૂંઝાયો નહિ. પરિસ્થિતિ માપી લેતો હોય તેમ એણે ચોમેર તીક્ષ્ણ નજર ફેંકી અને પછી એક જ કૂદકે પેલી તડફડિયાં મારતી વ્યક્તિ પાસે—જૅક પાસે—તે પહોંચી ગયો. એણે જૅકને પકડ્યો. ફ્લૅશ લાઇટના પ્રકાશમાં મેં જોયું કે એના માંસલ બાહુઓ જૅકને ખેંચવાનો ભીષણ પ્રયત્ન કરી રહ્યા છે. અંતે એણે એક લાંબો જોસભેર શ્વાસ લઇ પેલા ક્રૂર અને ભક્ષણ કરી જતા કાદવના મુખમાંથી જૅકને એક ઝટકા સાથે બહાર ખેંચી કાઢ્યો. પણ આમ કરવા જતાં તે પોતે વધારે ખૂંચી ગયો. જૅકને તેણે આખો ઉપાડીને પોતાના ઊંચા કરી રાખેલાં બાવડાંના આધારે તોળી રાખ્યો.

'જુઓ માદામ,' એણે બૂમ પાડી, અને એની એ બૂમ તે વખતે મને રણશીંગા જેવી ભાસી: 'તમેં મારી બધી ભેટોનો અસ્વીકાર કર્યો છે; હવે આ એક એવી ભેટ છે કે જે તમારે સ્વીકારવી જ પડશે. જીન ગીરૂક્સની આ છેલ્લી ભેટ છે!'

વળી એણે પોતાના સ્નાયુઓનું આકુંચન કર્યું અને મારા પતિની બેશુદ્ધ અને કાદવથી ભરેલી શરીરયષ્ટી મારી પાસે જ હવામાંથી ફેંકાઇ આવીને પડી. જૅક તો સુરક્ષિત હતો. પણ મારો પ્રથમ વિચાર હવે જીનને બચાવવાનો હતો.

'જીન,' મેં બૂમ પાડી: 'જરા વાર ટકાવ કરી રાખજે. હું મદદ લઇને અબઘડી આવું છું.' પણ એણે પોતાનું માથું ધુણાવ્યું અને એક આકરું સ્મિત કર્યું. 'હવે વખત નથી માદામ!' એણે ઘણી જ શાંતિથી કહ્યું.

મેં જોયું કે એની વાત સાચી હતી. જૅકને બચાવવાના એના અથાગ પ્રયત્ને એને ખૂબ જલદી ડુબાડવા માંડ્યો હતો. અને હવે મદદ લાવવી પણ અશક્ય હતી. ખભા સુધી તો તે અંદર પણ ગયો હતો અને કાદવ ઝપાટાબંધ તેને ગળવા લાગ્યો હતો. વળી પાછો જીનનો ગંભીર અવાજ સંભળાયો:

'તમારૂં મોંઢું પેલી બાજુ ફેરવી નાખો, માદામ! હવે તમારી રજા લેવાનો સમય આવી લાગ્યો છે. તમારાથી આ જોયું નહિ જાય!' જીને કહ્યું.

એ જ એના છેલ્લા શબ્દો હતા.

'જીન!' મેં એક જબરી ચીસ પાડી અને હું બેશુદ્ધ બની ગઇ. જ્યારે મને શુદ્ધિ આવી ત્યારે ખાઇની કાદવની સપાટી સરખી થઇ ગઇ હતી અને કાદવ પાછો મળી ગયો હતો. અને જીનની છેલ્લી ભેટ મારી પાસે જમીન ઉપર પડી હતી.

**આજે** તો એ વાતને અનેક વર્ષો વહી ગયાં છે. બંને બાજુ કઠેરાવાળો એવો એક મજબૂત પૂલ એ ખાઇ ઉપર નંખાએલો છે, ને એને એક છેડે ધોળા પથ્થરનો એક સ્તંભ છે જેના ઉપર લખ્યું છે:

**જીન ગીરૂક્સ**
એક સજ્જન ફ્રેન્ચ સૈનિક
'એના જેવો પ્રેમાળ કોઇ ભાગ્યે જ હશે'

(એક અમેરિકન વાર્તા ઉપરથી) 'ભાઉ'

### રવિ અને કવિ
• શાર્દૂલવિક્રીડિત •

ખારાં સાગરવારિ મિષ્ટ કરીને રેલાવતો મેહુલા,
બીજોમાં રસ પૂરી તેજકિરણે સંવર્ધતો સૃષ્ટિને;
કૂડા જીવનસ્વાર્થ શુદ્ધ કરીને આદર્શ ફેલાવતો,
પૂરી પ્રાણ મનુષ્યમાં રાગથી ગ્હેકાવતો સૃષ્ટિને.

**રતિલાલ શુકલ**

# ઝૂલુઓની જીવનદીક્ષા

માત્ર નામ વાંચીને તોલ બાંધનારાઓ' આ લેખ વાંચવો ચૂકશે તો સારું રસમય વાચન ખોશે. કેમકે એમાં—

- સાચી ને કડક કુમાર-કેળવણીનાં તત્ત્વો છે.
- જંગલજીવનની અદ્ભુતતાનો પાશ છે.
- સ્કાઉટિંગનું સજીવ શિક્ષણ છે.

'હબસીઓમાં ઝૂલુ વધારેમાં વધારે કદાવર અને રૂપાળા ગણી શકાય. . . આ હબસીઓ ઘાસમાટીના ગોળ કૂબાઓમાં રહે છે. . . શરીરની મજબૂતીમાં જગતમાં કોઈ પણ કોમથી ન ઊતરે. . . તેને ભાલાં ને નીરકામડાંનો ઉપયોગ સારીરીતે આવડતો હતો, તે તો છીનવી લેવામાં આવ્યો છે'* —ગાંધીજી.

ઝૂલુઓમાં તમારા અહીંના જેવી સુધરેલી નિશાળો નથી, પણ કેવળ દેશી ઢબની અને કડક કેળવણી છે. પરંતુ એ કેળવણી અમારા જીવનને એટલી અનુરૂપ છે, કે એના વિના અમારું જીવન અશક્ય જેવું થઈ પડે. પહેલી વાત એમાં ખાળની છે. સુદૃઢ શરીરની એટલી બધી અગત્ય છે કે છોકરું જન્મે કે તરત જ અમારા વૈદ્યરાજ તેની પરીક્ષા કરે છે અને જો જરા પણ નબળું માલૂમ પડે તો તેને ફગાવી દે છે. અમારા લોકોમાં વન-વિદ્યા (જંગલજીવનને જરૂરી કેળવણી) વફાદારી, દેશદાઝ વગેરે ગુણ હોય છે ખરા; પણ એ બધું તાકાતની પછવાડે. અમારાં બાળકોને કેળવવાની રીત કંઇક અંશે તમારાં સ્કાઉટિંગને મળતી આવે છે. એ સાંભળવામાં તમને જરૂર રસ પડશે.

હું પોતે ઝૂલુ છું. મારા નાનપણના ગોઠિયા ઉમીના, સિંપગો અને રાખ્મના સાથમાં જે કુમારજીવન મેં ગાળ્યું છે તેનો જ અહેવાલ હું આપીશ, એટલે તમને જીવનચરિત્રના જેવો રસ એમાંથી મળશે. તમારા સ્કાઉટોમાં જેમ કડેટની જુદીજુદી પંક્તિઓ હોય છે તેવી અમારા કુમારજીવનમાં માનભરી ગણાતી 'બે લકડી વાળો', 'ભાલાવાળો' વગેરે પંક્તિઓ મેળવવાની અમારી મહત્ત્વાકાંક્ષા હતી. પણ તે પહેલા અમારે કેટલીક કસોટીઓમાંથી પાર ઊતરવાનું હતું. એ કસોટી (અને કેળવણી પણ ખરી જ) માટે અમારે, તમારે ત્યાં જેવો ઍસિસ્ટન્ટ સ્કાઉટ માસ્તર હોય છે એવા એક મૉનિટરના હાથ તળે પસાર કરવાની હતી. અમારી ભાષામાં એને 'દૂમાં' કહે છે. અમારા દૂમાઓ અતિશય કડક હોય છે. આ બાપુસાહેબ પણ એવા જ હતા.

એક નાના ગામમાં ખાસ છોકરાઓ માટે જુદા રાખવામાં આવેલા ઝૂંપડામાં અમે રહેતા હતા. વસંતોત્સવની રમતોમાં બધા ગામના વ્યાયામવીરો ભેગા થતા અને દોટ, કૂદકો, તીરંદાજી, ભાલાં, ગળદ-દોડની શરત, પગેરું કાઢવું, ઝાડ પર ચડવું એવી દેશી રમતોની અખિલ ઝૂલુ વ્યાયામવીરની હરીફાઈમાં ઊતરતા. એ હરીફાઈ માટે યોગ્ય ગણાવા પ્રાથમિક પરીક્ષામાં પાસ થવું એ અમારો મોટામાં મોટો મનોરથ હતો.

હજી અમે આ હરીફાઈ માટે જોઈએ તેટલી કુશળતા મેળવી નહોતી અને શરતના મેદાનની ઝહેમતનો માર ખમી શકાએ તેટલા બળવાન પણ નહોતા. અમે ચારથી સાત વરસના હતા. ઉમીના સૌથી મોટો; તેનાથી નાનો રાખ્મ; એથી નાનો હું અને છેલ્લો સિંગો.

દૂમા કદાવર, શ્યામ અને શાંત જુવાન હતો અને હાથમાં હમેશાં સોટી રાખતો. એક સવારે હજી અમારું ઝૂંપડું હાથીની સૂંઢ જેવું કાળું ને ભેંધરવાથી બધું ઢંકાએલું હતું અને અમે હજી કામનિદ્રામાં પડ્યા હતા, ત્યાં એક લાંબો પાતળો આકાર થોડી વાર બારણામાં ઊભો રહી અંદર પેઠો અને પાતળી સોટી સરર સરર હવામાં વીંઝવા લાગ્યો. અમે મારમાર કરતા જાગી ઊઠ્યા અને એ ગોઝારી સોટીના ડંખથી દૂર નાસવા લાગ્યા.

'આવા ઊંઘણશી રહીને તમારે જુવાન સૈનિક બનવું છે, કેમ?' સડ સડ સોટી મારતો મૉનિટર ત્રાડ્યો: 'નદીનો રસ્તો ભાળ્યો છે?'

'હ . . . હ . . . હા.' અમારી જીભ ઝલાવા લાગી.

'જાઓ, ત્યાં જલદી જાઓ અને કિનારેથી મગરનું ઈંડું ખોળી કાઢી સાજુંનાજું લાવીને મને આપો. ચલો!'

મગરનો માળો એ કેવી ભયંકર ચીજ છે તેની તમને ખબર નહિ હોય. મગરનું ઈંડું ફક્ત હંસના ઈંડા જેવડું જ હોય છે. શિયાળો ઊતરવાનો થાય ત્યારે તે

* ઝૂલુ જીવનના વધુ પરિચય માટે વાંચો મહાત્મા ગાંધીજી કૃત 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' બીજું પ્રકરણ.



પોતાની પૂંછડી રાફડા તરફ રાખીને મગર ઊંધી પડી હતી.

નદીની રેતમાં ઈંડું દાટી દે છે અને વસંત બેસતાં સેવે છે. સાપને ભીની રેતમાં સૂવું અને મગરનું ઈંડું ખાવું એ બંને બહુ ગમે છે. તેથી મગર પૂંછડી ઈંડા તરફ રાખી ઈંડાની રખેવાળી કરતી પાણીમાં પડી રહે છે. એની પૂંછડીની સ્પર્શેન્દ્રિય એટલી તીવ્ર હોય છે કે કોઈ ઈંડું કાઢવાનો પ્રયત્ન કરે કે તેના સંચાર માત્રથી પૂંછડી વાટે તેને તરત જ ખબર પડી જાય છે. મગરની જાતનાં બધાં પ્રાણીઓની જેમ તેનું લોહી ઠંડું હોવાથી ઈંડું તાપમાં સેવાતા દેવું પડે છે. ઈંડામાંનું બચ્ચું મોટું થાય ત્યારે અંદર બોલતા માંડે છે. અને એ અવાજ પારખીને મગર બહાર આવી ઈંડાને ઉકેરી કાઢે છે.

મૉનિટરનો હુકમ સાંભળતાંવેંત જ અમારાં ગાત્ર ઢીલાં થઈ ગયાં. પણ એણે તરત હાથ ઊંચો કર્યો. ગયા વગર હવે છૂટકો જ નહોતો. અમે બારણામાં પડતા આખડતા ફળિયામાં આવ્યા તો જમીન બરફ જેવી ઠંડી હતી.

ઉપીના આગળ ચાલ્યો અને ઊંચાં ઘાસની વચ્ચેની કેડીએ ચડ્યો. અમે પાછળ ચાલ્યા અને પળવારમાં સાથળ સુધી ઝાકળથી ભીંજાઈ ગયા. અર્ધા કલાકમાં અમે નદીએ પહોંચી ગયા અને મગરનો માળો શોધવા લાગ્યા. ઉધઈના રાફડા જેવો ઢગલો દેખાતાં રામ્બેએ બૂમ મારી. મગર હાથીના પગ જેવી એની પૂંછડી રાફડા તરફ રાખીને ઊંધી પડી હતી. ઉપીનાએ બહુ જ સાવધાનીથી હળવેહળવે જમીન ખોતરી ને એક સફેદ લંબગોળ પથરો કાઢ્યો. 'ઇંડું!' રામ્બેએ એક હાથે તે ઉપાડી લીધું અને બીજે હાથે અમને દૂર રહેવા ઇશારત કરી. પણ જેવો તે ઊભો થવા જાય છે તેવામાં તેના કપાળમાં જબરી થપાટ વાગી. જાણે કોઈ નિર્જીવ લાકડામાં એકાએક જીવ આવ્યો હોય તેમ રેતીમાં ખળભળાટ થયો. અમે ત્રણ જણા, ઉપીના, સિંગો અને હું, માર્યા માર્યા કરતા નાઠા. રામ્બ બીકથી અધમૂઓ થઈ ગલોટિયું ખાઈ ગયો. પણ તે તરત જ ઊભો થયો અને ઈંડું હાથમાં પકડી રાખીને જ દોટ મૂકી.

સાદ ફાટી જાય તેટલી બૂમો પાડતા અમે ઘર ભણી દોડ્યા અને હડી કાઢીને ઝાંપામાં પેઠા. મૉનિટર માણસોનું ટોળું લઈ ઝોકમાં જ ઊભો હતો. તેને જોઈ અમે થંભ્યા અને દમ હેઠો બેસાડવા લાગ્યા.

'ક્યાં છે ઈંડું?' મૉનિટર બગડ્યો.

'રામ્બ પાસે.' અમે શ્વાસભેર બોલ્યા.

મૉનિટરે હથેળી ધરી ને રામ્બે ઈંડું તેમાં મૂક્યું.

'અમે ખોતરી આવ્યા.' ઉપીનાની જીભ ઝલાતી હતી. મૉનિટર ઈંડું હાથમાં આમતેમ ફેરવી જોવા લાગ્યો કે ક્યાંય તડ તો પડી નથી ને.

'અને રામ્બે ઉપાડી લીધું.' સિંગોએ ઉમેર્યું.

'એમ! ત્યારે માળામાં કેટલાં ઈંડાં હતાં?' તેણે પૂછ્યું.

'એ તો અમે ન જોયું' અમે કહ્યું.



ઝૂલુ જુવાન

'એ તમે ઠીક જ કર્યું. મગરની પૂંછડી પાસે કંઇ ઉંડાં ગણત્રા ન બેસાય.' વૈદ્યરાજ ક્રૉસ બોલ્યા. ગામડાંની બધી શાળાઓના એ માસ્ટર-સ્કાઉટ જેવા હતા.

અમે છાતી કાઢીને ચાલવા લાગ્યા. ગામનો અને આખી ઝૂલૂ જાતનો મોટો માણસ શાબાશી આપે એ કંઈ જેવીતેવી વાત નથી. અમે દોડવાની પહેલી પરીક્ષામાં પાસ થયા. અને એની નિશાની તરીકે તાળવાં પર એક તસુ પહોળી અને ચાર તસુ લાંબી ચોટલી રાખી આખે માથે મુંડન કરાવ્યું. તે પછીનો મહિનો અમે ઍડવાન્સ સ્કાઉટ તરીકે રહ્યા. તેમાં અમારે ઝાકળ ઉડાડવાનું કામ કરવું પડતું. રસ્તાની બંને બાજુએ બબ્બે હાથ ઊંચું ઘાસ હોય તેનું ઝાકળ રોજ સવારમાં ઊઠીને લાકડીઓ વતી અમારે ખેરી નાખવાનું, જેથી મુખી અને એવા મોટા માણસોનાં કપડાં ભીંજાય નહિ. આ કામથી અમે બહુ બળવાન બન્યા અને ગમે તેવી આકરી ટાઢ સહન કરવાની તાકાત અમારામાં આવી.

એક દિવસ અમે તાપણીની આસપાસ બેઠા હતા તેવામાં ડૂમા અને 'ભાલાવાળો' સ્કાઉટ માસ્ટર આવી ચડ્યા. અમે ઊભા થઇને સલામ ભરી.

'બાઘા જેવા, કંઈક વિવેક તો રાખો!' ડૂમા બોલ્યો.

'પધારો, ભાલા.' અમે બોલ્યા.

'આ ચન્દ્ર (માસ)ની આખરે મોટો શિકાર ખેલવાનો છે અને તમારે પગી થઇને શિકારની પાછળ પડવાનું છે.' તેણે જાહેર કર્યું.

અમારી ચતુર્મૂર્તિ આનંદથી કૂદવા લાગી. જુક્કા ચકમકે—સ્કાઉટ માસ્ટરનું એ નામ હતું—રુવાંટીનો કાંબો ખભેથી છોડી નાખ્યો અને પછી તાપણી પાસે બેસી થોડી રાખ બહાર કાઢીને પાથરી તે પર પોતાની આંગળી વડે એક નિશાની પાડી પૂછ્યું: 'આ કોનું પગલું છે?'

અમે તેણે રાખમાં કરેલી નિશાની નિરખવા લાગ્યા 'બકરાંની ખરી.' ઉપીનો બોલી ઊઠ્યો.

જુક્કા ચકમકે અમારા તરફ પ્રશ્નાર્થ દૃષ્ટિ ફેંકી.

અમે ડોકું ધુણાવીને ઉપીનાને ટેકો આપ્યો.

તેણે ખરીના પોલાણમાં થોડી ધૂળ નાખી.

'હવે શું થયું?' તેણે પૂછ્યું.

'પવન વાગ્યો.' રામે કહ્યું. જુક્કાએ માથું ધુણાવ્યું.

'બીજા બકરાની ખરી ઉપર પડી.' ઉપીનાએ કહ્યું.

'એ પણ ખોટું.'

'નિશાની એક દિવસ જૂની છે.' મેં કહ્યું.

'ખરું!'

'હવે પેલી બાજુ જોઇ આવો.' તેણે કહ્યું.

અમે તેમ કર્યું. પળવાર રહીને તેણે અમને ફરી જવાનું કહ્યું. અમે ફરીને જોવા માંડ્યું. ખરીની નિશાનીઓ ચોકખી પણ પહોળી હતી, અને કોરા ચાબા જેવી તીણી હતી. આગલો ભાગ ઊંડો અને સ્પષ્ટ હતો; પાછલો ભાગ છીછરો અને ઝાંખો હતો. અમે ઘણી વાર સુધી મૂંગામંતર થઈ એ નિશાનીઓ તરફ જોઈ રહ્યા. પછી રિંપગો ધીમેથી બોલ્યો: 'શિકારના પગ બીના છે: ચોક્ખી સીધી અણીદાર કોરો પરથી તે જણાઇ આવે છે; અને વચ્ચેનું પોલાણ પહોળું થઇ આગલો ભાગ ઊંડો ગયો છે તથા પાછલો ભાગ છીછરો છે તે બતાવે છે કે તે દોડતું ગયું છે.'

'શાબાશ!' જુક્કાએ કહ્યું: અને પછી અમારા જ્ઞાનમાં વધારો કરવા લાગ્યો:

'પક્ષીઓને ચાલવાની શક્તિ બરાબર હોતી નથી. તેઓ ઊડવા માટે જ સર્જાયાં છે. તેથી તેઓ ચાલતી



ઝૂલૂઓના ઝૂંપડાં અને તેમના ઢોરના વાડા

વખતે આગળ પડી જવાની વૃત્તિ બતાવે છે. એટલે પક્ષીઓનાં પગલાં હમેશાં આગળના ભાગમાં ઊંડાં અને પાછળના ભાગમાં છીછરાં હોય છે. શાહમૃગનાં પગલાં જોશો તો ખબર પડશે. પંજાવાળાં પ્રાણીઓ હમેશાં પંજો ભોંય પર મૂકીને પાએક તસુ પાછો ખેંચે છે. તેઓના દરેક પગલામાં પાનીનો ભાગ ઘણો જ ચોકખો હોય છે, કારણ કે તેઓ પ્રેરણાથી કૂદકો મારવા હમેશાં તૈયાર હોય છે. હાથી અંગૂઠાભર ચાલે છે તેથી તેના પગનો આગલો અરધો ભાગ જ જમીન પર પડે છે. ફક્ત મનુષ્યો જ આખા પગની સ્પષ્ટ નિશાની મૂકે છે. હવે ચાલો બહાર જઈએ.' કહી એ અમને બહાર લઈ ગયો અને ક્ષિતિજ તરફ દૃષ્ટિ ફેરવવા લાગ્યો. થોડી જ વારમાં ટૂંકાં શીંગડાંવાળા હરણાંનું એક નાનું ટોળું દેખાયું. ટોળા તરફ આંગળી ચીંધી તેણે અમને એક હરણું પકડી લાવવા હુકમ કર્યો.

'પવન કઈ દિશામાંથી વાય છે તેની કેમ ખબર પડે?'

'આંગળી ભીની કરવાથી.' અમે કહ્યું.

'ના;' બુઢ્ઢો હસ્યો: 'એમ નહિ. એ તો તમારા હાથ નવરા હોય ત્યારે. પણ હાથ કામમાં રોકાયા હોય અથવા ઊંચા થઈ શકે તેમ ન હોય ત્યારે શું કરો? જુઓ હું શીખવું. તમે આંગળી ભીની કરો છો એટલે ઠંડી લ્હેરખીથી તમને ખબર પડે છે કે પવન અમુક દિશામાંથી વાય છે. પણ હવે ભવિષ્યમાં જ્યારે તમને પવનની દિશા નક્કી કરવાની જરૂર પડે ત્યારે તમારું મોં ધીમેધીમે ચોમેર ગોળ ફેરવો, એટલે તમારી આંખના ડોળા એ કહી દેશે. શ્વાસ લેશો નહિ. આમાં તમે શું કરો છો તેની પણ કોઈને ખબર પડે નહિ. ત્યારે હવે પેલા ટોળામાંથી એકાદને પકડી લાવો. પણ પહેલાં થોડાં લીલાં ડાળખાં લઈ તેની ઝૂડીઓ તમારે શરીરે બાંધો, જેથી તમે નજીક જાઓ ત્યારે હરણાં ધારે કે તમે ઝાડવાં છો.'

અમે નાના નાના છોડવાની ડાળીઓ ભાંગી લીધી અને વેલાની નસો વતી તેનાં ઝૂમખાં બાંધ્યાં. શ્વાસ રોકી મોઢું હળવે હળવે ગોળ ફેરવ્યું તો ખબર પડી કે અગ્નિકોણમાંથી વસંતનો ધીમો વાયુ વાતો હતો. અમે હરણાંની પછવાડે ગયા. ચાળીસેક મિનિટ પછી પેલા બે પ્રેક્ષકોએ ટોળાં તરફ ચાલ્યા આવતાં હોય એવાં ચાર ઝાડ જોયાં. કુદરતી ઝાડ કાંઈ ચાલે નહિ, એટલે છેતરવા ખાતર અમારે અત્યંત ધીમે ચાલવું પડતું. બે કલાકે અમે હરણાંથી બે વાર છેટા રહ્યા. પછી તો ફલાંગો ભરીને એક કાળિયાર પકડી લીધો અને એને મૂંઝાવીને ભોંય પર પાડ્યો. બાકીનાં ભડકીને ભાગી ગયાં.

ડુમા ને ચકમક દોડી આવ્યા. અમને દરેકને એકેક ખરી ઇનામ આપી, અને રામ્મ નેતા હોવાથી તેને પૂંછડી પણ આપી. તેઓએ અમારી સાથે મમતાથી વાતો કરી ને બીજું ઘણું નવું શીખવવાનાં વચન આપ્યાં. આમાં અમે ધીરજને અંતનો પાઠ પણ શીખ્યા.

**આ** પછી ઘણની રખેવાળી કરવાનું ને ચારવાનું જરા જુમ્મેદારીવાળું ને અઘરું કામ અમને સોંપવામાં આવ્યું. અમારા ગામ દુલાનીમાં ઘાસચારો પુષ્કળ હતો અને તળાવડીઓનો પણ પાર નહોતો તેથી બીજાં આજુબાજુનાં ગામના લોકો પણ પોતાનાં ઢોર ત્યાં ચરવા મૂકી જતાં. તેથી ટોળામાં સહેજે વશેક હજાર જીવ હશે.

એ કામમાં દસ દિવસ અને દસ રાત બહાર રખડવાનું હતું અને પછી ગામમાં આવીએ ત્યારે અમારી કાબેલીઓ તપાસવાની હતી, કારણ કે જંગલમાં બાંગલાઈના ઉપજતી જંતુઓનો બહુ ભય હતો, અને બાંગલાઈ છોકરાઓને વધારે થતી. અમને ઢોર ચારતાં બરાબર આવડે છે કે નહિ તે જોવા ટોળાંની ગણત્રી પણ થવાની હતી.

દસ દિવસ જંગલમાં રખડપાટ કરીને અમે ધણને ગામ ભણી વાળ્યું. અમે બહુ આનંદમાં હતા કારણકે ધણમાં સોળ વાછરડાનો વધારો થયો હતો, તેથી અમને દરેકને એકેક ગાય મળવાની હતી અને બાકીનાં બાર ઝૂલુ રાજાને ભેટ જવાનાં હતાં. અમારામાં એવો રિવાજ છે કે નવાં વાછરડાં જન્મે તેમાંથી એકેક ચારનારને મળે અને બાકીનાં રાજાને ત્યાં જાય. આથી બહુક ગોવાળિયા મોટા થતાં પહેલાં સારી સંખ્યાના માલધારી બની જાય છે! ધણ ચારવાનું કામ આશરે ચાર વરસ સુધી કરવું પડે છે. તેટલા વખતમાં દરેક છોકરાને પંદર વીસ ઢોર ઇનામમા મળી જાય છે. એ બધા પર તે પોતાના કુળની નિશાનીઓ ડામે છે.

ખાડાટેકરા ઊતરતું ને ચડતું, રણકતું અને ગાંગરતું અને દોડતાંદોડતાં ધૂળના ગોટેગોટા ઉડાડતું ધણ ગામ ભણી ઊપડ્યું. ખરીઓના અવાજ સાંભળીને ગામના લોકો, અમે બધા સાજાનરવા પાછા આવ્યા છીએ કે કોઇ ખૂટ્યું છે તે જોવા બહાર દોડી આવ્યા.

'કેમ, શા સમાચાર?' બુઢ્ઢો ચકમક બોલ્યો.

'સોળ વાછરડા વધાર્યા.' રામ્મે મગરૂરીથી કહ્યું.

'એ તો ઠીક, પણ બહુ તગડતા કેમ લાવ્યા?' ચકમકની આંખમાંથી અંગારા ઝર્યા.

'ભાલાજી, ઢોર ઝોકમા પેસવા બહુ આતુર હતાં.'

ચકમકે અમે આવ્યા તે માર્ગ પર નજર ફેરવી. ઘરડી ગાયો ડાહી થઇને ધીમેધીમે આવતી હતી. વાછરડા થોડાં પાછળ રહી ગયા હતાં. તેણે માથું ધુણાવ્યું:

'એવું ફરી કદી ન કરતા.' તેણે રુઆબથી કહ્યું.

આ જવાબદારી પતાવીને અમે અમારા સહિયારા ઝૂંપડામાં પેઠા અને થોડું ખાઇને ઊંઘી ગયા. મળસ્કું નહોતુ થયું ત્યાં તો અવાજ આવ્યો: 'કુનરાઓ, ક્યાં સુધી ઘોરશો; જાગો!' અમે ધાબળા ફેંકી ઊભા થયા અને બહાર નીકળ્યા તો મૉનિટર એની રોજની સોટી લઇને ઊભો હતો. થોડી વારમાં ભાલાવાળો પણ આવી પહોંચ્યો. 'ચલો અમારી સાથે' કહીને તેઓ અમને પાદરે દોરી ગયા અને ત્યાં ચાર ઝાડ બતાવી બોલ્યા, 'આ ઝાડ પર ચડી જાઓ.'

ઝાડોની ઊંચાઇ દસેક ફૂટ હતી. અંગૂઠા ભરાવતા અને ચડને ગોઠણ વચ્ચે પકડતા અમે ચડવા માંડ્યા. 'એમ નહિ, એમ નહિ નીચે ઊતરો.' બુઢ્ઢાએ હાકલ કરી. 'ઝાડ પર ચડતાંમાં પહેલાં ચડને બાથ ભરવી, પછી પગનાં તળીઆં થડ પર સામસામાં ભરાવવાં, પછી અંગૂઠા ભરાવવા અને પછી થડને ગોઠણ વચ્ચે પકડવું. ચાલો હવે.' ફરી અમે ઝાડ પર ચડ્યા, અને તેની સૂચનાઓને અનુસરવાનો સખત પ્રયત્ન કર્યો.

બુઢ્ઢા ચકમકે ગુસ્સામાં પગ પછાડ્યા.

'જાણે તમારી પાછળ કોઇ પડ્યું હોય તેમ પૂર વેગે ચડી જાઓ!' તેણે બૂમ મારી અને ડૂમાને સોટી લઇને અમારો પીછો પકડવા હુકમ કર્યો. મૉનિટરે અમને દરેકને એકેક બબ્બે અડાવી દીધી અને એને પ્રતાપે અમે જાણે કોઇ અદૃશ્ય દોરડાથી ખેંચાયા હોઇએ તેમ સડસડાટ ઝાડ પર ચડી ગયા!

'વાહ વાહ!' બુઢ્ઢાએ શાબાશી દીધી અને પછી અમને નીચે ઉતારીને વન્સમોર આપી. આમ અમે એ ઝાડ પર દસ વાર ચડ્યા ને દસ વાર ઊતર્યા, અને એ કડક બુઢ્ઢાને કંઇક સંતોષ આપ્યો. જોકે આ દરમ્યાન અમારા સાથળ છોલાઇ ગયા, પેટ પર બળતરા ચાલી અને હાથમાં ખીલા ખૂતા હોય એવાં છાલાં પડ્યાં. પણ અમે તે ગણકાર્યું નહિ. વડીલના હુકમ આગળ શું ચાલે? આ રીતે અમે ઝૂલુ જાતિની અત્યંત નામચીન ત્વરાથી ઝાડ પર ચડવાની હિંમત કેળવી.

હવે બીજી પરીક્ષા માટે અમે હારબંધ ઊભા હતા ત્યાં હવામાં કોઇ જનાવરનાં નસકોરાં બોલતાં સંભળાયાં અને સામેની ઝાડીમાંથી એક ચિત્તાએ ડોકું કાઢ્યું. અમારી ટોળી દેખીને તે લપાઇને ઘુરક્યો, એક ચીંકોટો નાખ્યો અને પછી ત્રાડ દઇ તરાપ મારવા તત્પર થયો.

અમે તો હાંફળાફાંફળા બની એકબીજા ઉપર પડતાઆખડતા ને ઊભા થતા નાસવા લાગ્યા ને જબરી હોહા મચી રહી. પલવારમાં તો દરેકે એકેક ઝાડ રૂપી ઢાલ પસંદ કરી લીધી અને અમે થોડી વાર પહેલાં કવાયત કરતા હતા તે કરતાં પણ બમણી ત્વરાથી સૌ ઝાડ પર ચડી ગયા! ભયથી આંખમા આંસુ તો આવી ગયાં હતાં, પણ ટોચે જઇને અમે નીચે નજર કરી તો એક અજાયબ દૃશ્યથી અમે ચકિત થઇ ગયા. દાઢીવાળો બુઢ્ઢો ચકમક એક બાવળિયા પર ચડવા ખૂબ મથામણ કરી રહ્યો હતો. તે બે વાર તો અધવચ્ચેથી પટકાયો. અંતે ઝાડ પર ચડતાં ચડતાં તેનો ઝભ્ભો ઝાલમાં ભરાઇ ભરાઇને ઉતરડાઇ ગયો અને પોતાની

જે દાઢી માટે તે બહુ અભિમાન રાખતો તેમાં પણ અસંખ્ય કાંટા ઘોંચાઇ ગયા: પછી તો થાંભલા પર વાંદરો ચડે તેમ ટોચ પર માંડ્યાંને જ તે જંપ્યો.

અમે એકબીજા સામે જોયું અને માંડ હસવું ખાળી શક્યા. પણ દૂમા એક ઊંચા ઝાડની ટોચ ઉપરથી ખડખડાટ હસ્યો અને ભુસકો મારીને ઊતરી ગયો, કારણકે તે જાણતો હતો કે સિંહ કે ચિત્તો ભૂખ્યો ન હોય તો તે આપણને હેરાન કર્યા વગર ચાલ્યો જાય. અમે બધા વારાફરતી નીચે આવ્યા અને બુઢ્ઢા ચકમકની ઝાડ પરથી ઊતરવાની કળા નિહાળવા લાગ્યા.

અરરર અરરર કરતો તે નીચે ઊતર્યો. હવે તે સ્કાઉટ માસ્ટરને બદલે શેતાન જેવો વધારે દીસતો હતો. તેના ઝભ્ભાનાં ચીંથરાં થઇ ગયાં હતાં અને આખે શરીરે કાંટા ભોંકાયા હતા.

બુઢ્ઢો ખોડંગતો ખોડંગતો આગળ ચાલ્યો. અમે તેને ઊંચકી લેવા તૈયાર હતા; પણ તેણે માન્યું નહિ; કારણકે ઝૂલૂઓ દુઃખની ગમેતેવી લાગણીઓ પણ રોકી શકે છે અને ઝટ દઇને ગળી પડતા નથી. સ્વાભિમાનની એ નિશાની છે. અમ, ઝીણા ટાબરિયાં આગળ ખરે મોળા જણાવાથી ભોંઠા પડેલા બુઢ્ઢાને ઘેર પહોંચતાં સુધીમાં કેટલી વેદના ખમવી પડી તે તો તેના જેવા સ્વાભિમાનીને જ ખબર!

**થો**ડા દિવસ પછી મૉનિટર અમને ઝોકમાં લઇ ગયો અને મરજીમાં આવે તે બળદ પસંદ કરી લેવા જણાવ્યું. રામ્બે મુંઝડો લીધો, રિંપગોએ ધોળિયો અને મેં અને ઉપીનાએ ભુરિયા પર હાથ મેલ્યા. ચારે ય બળદને ટોળાંમાંથી જુદાં તારવવામાં આવ્યા ને પછી અમને સવાર થવાનો હુકમ મળ્યો. અમે તે પ્રમાણે કર્યું તો ખરૂં, પણ ઉપર બેઠા ન બેઠા ત્યાં તો બળદોએ અમને આકાશની સહેલ કરાવી અને બીજી જ ક્ષણે અમે ભોંય પર પટકાયા છતાં અમે હિંમત ન હાર્યા, અને ધૂળ ખંખેરતા ઊભા થયા. બીજી વખતે અમે એકદમ બળદની ડોક પર સરી ગયા. ડોક પરથી બળદ આપણને ઉથલાવી શકે નહિ. પણ બળદોએ ગાંડાતૂર થઇને વાડ તરફ દોટ મૂકી એટલે અમારે નછૂટકે હેઠા ઊતરી જવું પડ્યું.

દૂમા બરાડા પાડીપાડીને અમને નિરર્થક સૂચનાઓ આપ્યા કરતો હતો, પણ અમને એનું સાંભળવાની ફુરસદ નહોતી. ગેધલા અમને મારવા દોડ્યા હતા. મહા મુસીબતે અમે ઝોકની વંડી પર ચડી શક્યા.

દૂમાએ કહ્યું: 'જુઓ, હવે હું કરૂં તે પર બરાબર ધ્યાન આપો.' પછી એ ફરડફરડ શ્વાસ લેતા અને છીંકોટા નાખતાં પેલા જાનવરો પાસે ગયો અને તેમના મોઢા આગળ પોતાના હાથ ધર્યા. બળદોએ પહેલાં તો એ સૂંઘી જોયા અને પછી હાથ ચાટવા લાગ્યા. દૂમાએ અમને નીચે ઊતરવાનું કહ્યું. અમે બીતાબીતા નીચે ઊતર્યા, અને દૂર ઊભા રહીને જોવા લાગ્યા: મૉનિટર જયકારા કરતો ચારે ય બળદને દોરવા લાગ્યો:

'જુઓ, એ કેવા મારા હેવાયા થઈ ગયા. તમારા પણ એમ જ એ હેવાયા થઇ જાય.'

'કેવી રીતે?'

'કેવી રીતે? ફક્ત તમારે જમરૂખીનાં પાંદડાંનો રસ હાથ પર ચોપડવાનો. સામે પાર વગરનાં ઊગ્યાં છે, જાઓ.' અમે જમરૂખીનાં ઝૂંડ ભણી દોડ્યા ને થોડાં પાન ચૂંટી તેના ઝીણા કાંટા વીણી કાઢી હાથ પર એનો સુંદર જેવો ચીકણો રસ ચોપડ્યો. અમે પાછા ઝોકમાં ગયા તો બળદો તાજા રસની વાસથી આકર્ષાઇ અમારી તરફ દોડ્યા. મનમાં બીક તો હતી, પણ જરા વીરતા દાખવીને અમે અમારા હાથ લાંબા કરીને બળદ ભણી ધર્યા. તરત એ તો એમની ખરબચડી જીભ વડે અમારી હથેળીઓ ચાટવા લાગ્યા અને અમને ગલગલિયાં થવા લાગ્યાં.

'હવે ચડી જાઓ કાંધ પર.' દૂમાએ કહ્યું. અમારી બી હવે ભાગી ગઈ હતી એટલે અમે ચટ દઇને ચડી બેઠા. બળદોએ જરા યે આનાકાની કરી નહિ અને પોતાનાં નસકોરાં ચાટતા ઊભા રહ્યા.

'હવે એને દોરવા માટે તમારે જે બાજુ વળવું હેય તે બાજુ એડી મારો.' મૉનિટરે સૂચના આપી.

'હોશિયાર. પેટ પર પાનીઓ; ચલો!' તેણે હુકમ કર્યો. અમારી પાનીઓ નગારાની દાંડી જેમ બળદોની છાતી પર પીટાવા લાગી. બળદો ચાલતા થયા. પછી તો દૂમાના હુકમ પ્રમાણે અમે બળદોને વાળી શકતા અને તિરછા કે ગોળગોળ પણ ફેરવી શકતા. આ બળદસવારીની કવાયત અમે ઘણો વખત કરી, અને દૂમાને જ્યારે લાગ્યું કે અમે એનો એકડો શીખી ગયા છીએ ત્યારે તેણે થોડોક સંતોષ જાહેર કર્યો.

બીજે દહાડે મૉનિટર અમને એક કૂવામાં લઇ ગયો

અને હોલવાઇ ગએલી તાપણી આગળ બેસી લાકડી ફેરવી રાખને પાટી જેવી સપાટ બનાવી. પછી તેણે તેના પર આડાઅવળા લીટા કર્યા અને કોઇકોઇ જગ્યાએ મીંડાં કર્યાં. મીંડું એટલે ગામડું અને લીટો એટલે રસ્તો. એક મીંડા પર આંગળી મૂકી તેણે કહ્યું કે આ એક ગામ છે અને એક લીટી ઉપર આંગળી ફેરવી કહ્યું કે આ તે ગામ ભણી જતો રસ્તો છે. પછી બીજા મીંડા પર આંગળી મૂકી કહ્યું કે આ જ્યાં આપણે છીએ તે ગામ છે. 'બળદો પર સવાર થઇ પહેલાં બતાવ્યું તે ગામ જાઓ અને ત્યાંથી પંદર છોકરાઓનો સંઘ ભરી લઇ આવો.' તેણે હુકમ કર્યો.

અમે તો લાગલા જ ઊભા થઇને દોડ્યા અને ક્ષણમાં જઇ એક ફલાંગે બળદની કાંધ પર જઇ બેઠા. પાછે બપોરે સામે ગામ પહોંચ્યા. ત્યાં અમને એક ચબરાક દેખાતો છોકરો સામો મળ્યો. તેણે તરત જ અમને સલામ ભરી ને કહ્યું કે સંઘ તૈયાર છે. એ પંદર છોકરાઓની પલટન હતી તો ચીંથરિયા જેવી, પણ ચપ દઇને ગોધલા પર સવાર થઇ ને આગળ ને આગળ દોડવા લાગી; એવી કે અમને અમારા બળદોને તેઓની સાથે રાખવામાં બહુ મુસીબત નડી. એ બધા બળદ-સવારીમાં હોશિયાર હતા અને ટેકરીઓના ઢોળાવ તથા ચડાવ પર એવી ઝડપથી ગોધલા દોડાવતા હતા કે હાડકાં ખોખરાં થઇ જાય. તેથી રામ અને અમે બહુ શરમાયા.

અમે એક પીણામાં પહોંચ્યા ત્યાં બળદો થંભી ગયા! આગળ ડગલું દેવાની જ ના ભણે. અમે બહુ એડીઓ મારી એટલે રસ્તો મૂકીને આડબીડ નાસવા અને ઝાડ વચ્ચે લાગ્યા. કેટલાક છોકરાઓ તો આથી ઉછળીને બળદનાં શીંગડાં પર થઇ ઊંધે કાંધ ગાટક્યા. પણ બળદોને ફરી હાથ કરતાં ને રસ્તે ચડાવતાં અમને ગમ્મત પડી. અંતે માંડમાંડ બળદો માર્ગે ચડીને અમારે ગામ પહોંચ્યા. ત્યાં દૂમા અમારી રાહ જોતો ઊભો જ હતો.

સંધ્યાના ગુલાબી પ્રકાશમાં તેણે અમને બારીકાઇથી નિહાળ્યા અને પછી બોલ્યો: 'તમે શું જોયું ?'

અમે મૂઢની જેમ ઊભા રહ્યા. અમને બળદો હાંકવામાં આડુંઅવળું જોવાની ફુરસદ જ નહોતી મળી. હજી અમે આગાઉ સવાર નહોતા થયા. અમારાં વકાસેલાં મોં જોઇને ઓનિરે આંખો મીંચી ને તરત ને તરત ફરી તે ને તે ગામ જવાનો અને જતાંઆવતાં રસ્તામાં જે જે કાંઇ દેખાય તેનો ખ્યાલ કરી લેવાનો હુકમ કર્યો.

અમે ગભરાયા. રાત પડતી હતી એટલે જંગલી જનાવરોનો વાઘુનો થપ્પત થતો હતો. થોડી વારમાં સીમ બધી ભૂખ્યાં પશુઓના છીંકોટા ને ચીચિયારીથી ગાજી ઊઠવાની. મેં થોડી વાર એ . . કરીને અચકાતાં અચકાતાં પૂછ્યું. 'અમે બેગી મશાલો લઇ જઇએ ?'

દૂમાએ ખુશી થઇને હા પાડી અને અમને ચાર ડાંગો આપી. અમે તે સળગાવી ને પેલા નવા આવેલા સ્કાઉટોના. મશ્કરીના ખીખિયારા ગણી જઇ અંધારી રાતમાં એ મશાલોના ઝાંખા ને અસ્થિર પ્રકાશમાં બળદો મારી મૂક્યા. અંધારે વધતાં ઝાડ તથા તેના પડછાયા રાક્ષસો જેવા દીસવા લાગ્યા. પગ નીચે સાંઠીકું ભાંગે તો બળદો ભડકી ઊઠતા ને ફરડફરડ નસકોરાં ફફડાવતા. કોઇકોઇ વાર સિંહની ગર્જનાઓ સંભળાતી. નદી ભણી પાણી પીવા જતા હાથીઓ ચીચિયારી કરતા અને માર્ગમાં આવતાં ઝાડોની ડાળીઓ તોડીને કડાકા કરતા રાત્રિને ધણધણાવી મૂકતા હતા.

બળદો પર ઊંચાનીચા પછડાતા અમે ચારે જણ જ્વાંમર્દની પેઠે દૂમાના ફરમાનની બજાવણી કરવા પ્રયત્ન કરતા હતા, અને આંખમાં બીક હતી છતાં બધું મનમાં નોંધી લેતા હતા. હું સૌથી પાછળ હતો.

એકાએક મેં પાછું વળી જોયું ને મારી રાડ ફાટી ગઇ! એ સાંભળી મારા ત્રણે સાથીઓએ પણ પાછળ જોયું. પાર વગરના રંગબેરંગી ચિત્તા, દીપડા, શિયાળવાં અને વાઘો અમારી મશાલોને અજવાળે અજવાળે ચાલ્યા આવતા હતા. પણ એટલામાં તો પવનની દિશા ફરી, અને એ રાની પશુઓની વાસ બળદોનાં નસ્કોરાંમાં પેસતાંવેંત જ એ ચારે પગે એવા તો દોડ્યા કે ખડબડ ખડબડ કરતા સામેના ગામના ઝાંપામાં ભટકાયા ત્યારે જ ઊભા રહ્યા. બળદોની ગતિ એકાએક અટકવાથી અમે બધા ગલોટિયાં ખાઇને ઝાંપાની અંદર ઊંધે માથે જઇ પડ્યા. એ ધડાપડી સાંભળીને ગામના યોદ્ધાઓ હથિયારો લઇને દોડી આવ્યા, પણ શિકારને બદલે ધૂળધૂળ ભરેલા ચાર છોકરાઓ જ જોઇને તેઓ અચંબાથી ભોંઠા પડ્યા. અમે તેઓને અમારી દોડાદોડીનું કારણ સમજાવ્યું, એટલે તો તેમણે રાનની રાત ગામમાં જ રોકાઇ રહેવાનું કહ્યું. અમે પણ ડાહ્યા થયા તે

પ્રમાણે કર્યું. પ્હો ફાટતાં અમે ફરી બળદો પર સવાર થઈ અમારે ગામ ગયા. ડૂમા તો રાહ જોતો જ હોય.

'તમે શું જોયું?' તેણે ફરી વાર પૂછ્યું.

'અમે પૂજાનું મહાન ઝાડ જોયું અને ખીણમાં ગંધનું કારણ જોયું. ત્યાં ઘણા સિંહ, ગાયો અને જંગલી જનાવરોનાં મુડદાં રઝળતાં હતાં. પણ નવાઇ જેવું એ હતું કે ક્યાંય હાથીનું હાડકું સરખું યે નહોતું.' રામ્મે કહ્યું.

'એ જમરાજની ખીણમાં આ બધાને કોણ મારી નાખતું હશે?' મૉનિટરે રામ્મ તરફ જોઇને પૂછ્યું.

'કેમ. વળી! એ જગ્યાએ રસ્તાની બંને બાજુએ મધ જેવું ચીકણું કલણ છે.'

'શાબાશ; હવે ઉપીન્દા, આ મધ જેવું કલણ કેટલે લગી છે અને હાથીનાં હાડકાં ત્યાં કેમ દેખાતાં નથી?'

'કલણ. પગે ચાલતાં એક ટંક થાય તેટલું લાંબું છે. અને હાથીનાં હાડકાંની બાબતમાં તો અમે જાણીએ છીએ કે હાથી કોઇ અહીં મરતા જ નથી. એ કોઈ મરવાનો થાય ત્યારે પ્રેરણાથી એને ખબર પડી જાય છે અને તરત જ ઍબિસીનિયા ભણી ચાલી નીકળે છે અને એક ઊંડી ખાઇમાં જઇને પડતું મેલે છે.'

'શાબાશ, તમે બરોબર અવલોકન કર્યું છે.' મૉનિટર ખુશ થયો, અને પછી રામ્મને અઢાર છોકરાઓની ટુકડીનો સરદાર બનાવ્યો અને અમે બધા બીજા વર્ગના સ્કાઉટો બન્યા.

(અંગ્રેજી ઉપરથી) શામજી લવજી આલગિયા

# વર્ષાવતાર

વીસ દિવસ થયાં આ વરસાદ ગયો છે ક્યાં? એણે જરાક આવીને આશા બતાવી, એમાંથી ઉત્કંઠા પેદા થઈ છતાં ય ન આવ્યો એટલે અકળામણ થઈ. અકળામણે નિરાશાનું રૂપ લીધું, અને અંતે હૃદયે એ નિરાશાને પણ વિસ્મૃતિમાં ધકેલી દઇ પોતાની સ્વાભાવિકતા મેળવી. ગયે વર્ષે પડેલો વરસાદ જેટલો જૂનો હતો તેટલો જ વીસ દિવસ પહેલાંનો વરસાદ જૂનો થયો. વંટોળિયો, પવન, ધૂળનાં ઝાપટાં, ગરમીનો બફારો—એ બધું જાણે ઓછું હોય તેમ અળાઇઓએ આવીને બધાને અસ્વસ્થ કરી મૂક્યા. પેટમાં ન માય એવી કોઇની છાની વાત સાંભળ્યા પછી જે અસ્વસ્થતા અનુભવાય છે તેવી જ અસ્વસ્થતા આ અળાઇને કારણે થાય છે. રાત્રે પવનનું વાવાઝોડું આવ્યું એમાં ધૂળની હેલી. આ કોરો વરસાદ તાપ કરતાં પણ વધારે અકળાવનારો હોય છે. પણ એની સામે ફરિયાદ કોની આગળ કરાય? રાત ગઈ, સવાર આવી અને એની સાથે અસહ્ય છતાં સહન કરવો પડતો તાપ આવ્યો. આટલા તાપમાં મિજાજ ઠેકાણે રાખવાનું કામ કેટલું અઘરું છે? એ કાં તો હિંદુસ્તાનનો દુર્દૈવી ખેડુત જાણે અથવા દર ઉનાળે કાંઇક ને કાંઇક ગાંડપણ કરી બેસનાર હિંદુસ્તાનની સરકાર જાણે. પણ જો દરેક વસ્તુને અંત હોય છે તો આ તાપને અંત કેમ ન હોય! તાપના ત્રાસથી વિશ્વવ્યાપી વિષ્ણુનું હૈયું પીગળ્યું. એ ઘનશ્યામે વાદળાં મોકલ્યાં. જગત્‌મિત્ર પવને પૂરતી મદદ કરી અને આભમાંથી વરસાદ તૂટી પડ્યો. શો એ ક્ષણનો આનંદ? ઝાડ ડોલવા લાગ્યાં, પક્ષીઓ મહાલવા લાગ્યાં, ધૂલિધૂસર આકાશ નાહીને સાફ થયું અને અભિતપ્ત ધરા, જેટલો વરસાદ આવે તેટલો ધરાયા વિના પીવા લાગી. જ્યાંત્યાં સંતોષ, સંતોષ અને સંતોષ.

ઉનાળાના તાપથી અકળાએલી સૃષ્ટિને જાણે હસતી હોય તેમ કૉયલો આખો ઉનાળો મધુર કંઠે ગાતો હતો. તેમને વરસાદ કેવો રુચ્યો તે જાણવું મુશ્કેલ છે, પણ હજી યે વરસાદનું પાણી એમને રુચિકર નીવડ્યું ન હતું. એટલે એમ માનવાને વાંધો નથી કે કૉયલને પણ શુદ્ધ પંચમ સ્વર જેટલો શુદ્ધ આનંદ થયો હતો.

સાચો વર્ષાવતાર તો આને જ ગણાય. તે દિવસે વરસાદ પડ્યો હતો, પણ તે વર્ષાઋતુની આગાહી કરવા નહિ. પરંતુ હજી વરસાદની શરૂઆત થઇ નથી, હજી ઘણી વાર છે એમ કહેવા માટે જ એ આવ્યો હતો એમ હવે જણાય છે. કોઇ દેણદાર લાંબા વખત સુધી પૈસા પાછા ચૂકવે નહિ અને આપણી ધીરજ ખૂટે એટલે એક દિવસ અચાનક દર્શન દઇ હાવકું મોઢું રાખીને 'તમારા પૈસા મારે આપવા છે, હું ભૂલી નથી ગયો, હો. જરાક હાથ છૂટો થશે તો ચાર છ મહિનામાં જરૂર સગવડ કરીશ અને તમારા અરધા પૈસા તો આવતે સાલ આપવાની આશા રાખું છું પછી તો ઇશ્વર જાણે.' એમ કહી દે એટલે આપણી જે દશા થાય તેવી જ દશા એ વરસાદે કરી હતી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# આઇન્સ્ટાઇન

[ અનુસંધાન પૃ. ૩૬૯થી ]

જેને માનવીનું અજ્ઞાન કે દારિદ્ય કે દુઃખ ટાળવું છે, તેને સત્યની શોધનું તથા કલ્યાણસેવાનું કાર્ય એટલું બધું ગણી આવે છે કે તેના જીવનમાં પાશવ યુદ્ધોને માટે તો સ્થાન હોય જ નહિ. ગાંધીજી ને આઇન્સ્ટાઇન જગતના જુદાજુદા દેશોમાં વસનારા: માનવજીવનમાં જુદા જુદા ક્ષેત્રોમાં ઘૂમનારા: બંનેની મુખ્ય સેવા પણ તદ્દન નિરાળી જાતની: તે છતાં એ બંનેમાં એક જ શાંતિપ્રેમ, સત્યની ઉપાસના તથા ત્યાગી જીવન જોઈ શકાય છે. આ ગુણોથી આઇન્સ્ટાઇનનું જીવન વધારે ઉન્નત બને છે તેમ એનું ચરિત્ર પણ ઘણું જ વધારે આકર્ષક થાય છે. એ વિજ્ઞાન ઘડે છે ને વિજ્ઞાન જીવે પણ છે.

તોપણ જગત તો એને વિજ્ઞાની તરીકે જ મુખ્યત્વે ઓળખશે. આજથી ત્રીસ વર્ષ પહેલાં તે એક વૈજ્ઞાનિક કારકુન માત્ર હતો; આજથી પચીસ વર્ષ પહેલા તે મૌલિક વિચાર કરનાર તથા (પાછળથી પ્રત્યેક નૉબેલ પારિતોષિકને લાયક ગણાયા એવા) મહત્ત્વના ચાર લેખો એકસામટા પ્રકટ કરનાર આશાભર્યો યુવાન વિજ્ઞાનશાસ્ત્રી હતો,—જે લેખો ને સંશોધનો તપાસવામાં જગતના અગ્રગણ્ય વિજ્ઞાનીઓ રોકાએલા હતા:—આજથી વીસ વર્ષ પહેલાં તે નવા ઉત્ક્રાન્તિકારક વાદ વિચારનાર એક પ્રૉફેસર માત્ર હતો, ને સાપેક્ષતાનું નામ પણ વિજ્ઞાનની આલમને અપરિચિત હતું; એક દશકા પહેલાં ઘણા આગ પુરુષોનો અભિપ્રાય થયો હતો કે ન્યૂટનની પછી ખરેખરી મોટામાંમોટી પ્રતિભાવાળું માનસ એ આઇન્સ્ટાઇન છે; અને આજે એમાંના જ ઘણાઓ એમ કહે છે સર્વ કાળમાં જે મોટામાં મોટાં માનસ ઉત્પન્ન થયાં હોય તેમાં યે આઇન્સ્ટાઇન શિરોમણિ છે! કેવળ આ સૈકા કે બેચાર સૈકામાં નહિ, પણ આજ લગી થઇ ગયેલ ને હવે થનારાઓમાં પણ આઇન્સ્ટાઇનનું અગ્રસ્થાન ચોક્કસ છે. કાળ એની કૃતિ કે ખ્યાતિને ઝાંખી નહિ કરે, બલ્કે વધુ ને વધુ ઉજ્જ્વલ કરશે. માનવ સંસ્કૃતિનો ઇતિહાસ જેમ વધુ ઘડાશે તેમ આઇન્સ્ટાઇન તેમાં વધુ ને વધુ દીપી નીકળશે.

બર્નાર્ડ શૉ કહે છે 'Einstein has made a Universe' તેમ ખરે, આઇન્સ્ટાઇને એક નવું વિશ્વ રચ્યું છે.

આવી અમરતાથી વિશેષ કોઇ શું ઇચ્છે?

## દીવાદાંડી

· મંદાક્રાન્તા ·

જાતાં જાતાં સફર મહીં આ સિંધુનાં માર્ગ માંહી,
છૂપા ઊભા ખડક તહીં જે કાળ શા નાવ કેરા!
તૂટ્યાં જ્હાજો ઝઝૂમી મરિયા જે ખલાસી બધા ત્યાં,
દીવાદાંડી સ્વરૂપ ઝગકે પ્રાણ શું સર્વનો આ?

દૂરેથી કો જલધિજલના માર્ગમાં નાવ આવે,
સંદેશાઓ ચમકી ચમકી વ્હાણને એ કહાવે:
ના ના, ના ના, અહીં નહિ, અહીં કાળ ઊભો લપાઈ,
તારૂં આંહી જીવન સઘળું—પ્રાણ જાશે હરાઈ.

સંદેશાઓ ઝગકી ઝગકી આવતા પ્રાણ કેરા,
સૂણીને સૌ દિશ બદલતા નાવ કેરી ખલાસી:
જાતાં મારૂં જીવન-જલધિ-માર્ગ જો નાવ તૂટે,
દીવાદાંડી બની રહી તહીં ચેતવું સૌ પ્રવાસી.

પ્રહ્લાદ પારેખ



# ફોટો હરીફાઈનું પરિણામ







ગયા માસમાં હરીફાઇ માટે આવેલાં ચિત્રો એકંદર બધાં જ નબળાં હતાં, એટલે અમારે નિરૂપાયે ગયા અંકમાં તે વિશે મૌન રાખવું પડયું હતું. આ માસમાં ફરીવાર સારા નમૂનાઓ નજરે પડવાથી આનંદ થાય છે.

આ વખતનું પ્રથમ આવેલું ચિત્ર 'પડછાયા' (જુઓ આ અંકની ચિત્રપ્લેટ) નવી રીતે સૂચન અને વસ્તુનિર્દેશ કરે છે. ભાઇ હર્ષદ પંડયાએ પોતે આજ સુધીની હરીફાઇઓમાં મૂકેલા દરેક ચિત્રમાં નવો પ્રકાર ઉતારવા પ્રયત્ન કર્યો છે અને આ ચિત્રમાં તેમને વિશેષ સફળતા મળી છે, એમ જોનારને તરત સમજાશે. માત્ર પડછાયાથી જ ચિત્ર ભરેલું હોવા છતાં તેમાં નવી વાત અને નવી દૃષ્ટિ આગળ પડી આવે છે. જોનારને કુતૂહલ અને રસ બંને મળે છે. તે સાથે ચિત્રસંયોજન માટેના જરૂરી પ્રયોગો પણ બરોબર સચવાયા લાગે છે.

બીજું ચિત્ર 'કુસ્તી' ભાઇ મગનલાલ મહેતાનું છે, તેમાં વાર્તાનો રસ સમાયો છે. બે જણે દ્વંદ્વ કર્યું; એક જણ મહાત થયો તે શરમથી મોં પર હાથ ઢાંકી રહ્યો છે; તે વખતે યુદ્ધની સાક્ષી જેવી નાની પરી કુમારી આગળ આવીને વિજેતાને કહે છે: 'હવે બસ.' વિજેતા આવેશ શમાવવા પ્રયત્ન કરતો જણાય છે ક્રોધ અથવા આવેશને ઠારવાની મૃદુ ભાવોની શક્તિની એમાં પ્રતિષ્ઠા છે. વીર અને સુંદરીની એ નાની રસકથા છે. ચિત્રરચના એકંદરે ઠીક છે.

'આકડાનાં ફૂલ'નું તે પછીનું ચિત્ર વધારે ઝીણવટ માગે છે. ફોટોગ્રાફર વધારે ન લેતાં ઉપરનો જ ભાગ સંભાળપૂર્વક ચિત્રમર્યાદામાં રાખ્યો હોત તો વધુ સારી નોંધ આવત. ચિત્ર અને અભ્યાસદૃષ્ટિ બંને આમાં અફળ નીવડયાં છે.

ચોથું ચિત્ર 'All for one' ભાઇ એમ.એન. મેવાડાનું છે ચિત્રો માટે આપણી ભાષામાં નામ શોધવાનું પણ અશક્ય છે ? ચિત્ર લેનાર યોગ્ય નામ મૂકી શકે તેમાં અમે તેની કસોટી માનીએ છીએ. અડસટ્ટે પાડેલાં ચિત્રોથી ફાવી જવાતું નથી. વિચાર, યોજના, સંકલ્પ અને રચના બધાં એમાં મળે ત્યારે ચિત્ર બને છે. આ ચિત્રમાં કોઇ માણસનો પડછાયો ચિત્રનો વિચાર ખંડિત કરે છે. બે ખૂણા પરના પડછાયા પણ એટલા જ દોષપૂર્ણ છે. ચિત્રનો કેટલો ભાગ રજૂ કરવો તે ઉમેદવારે જાણવું જોઇએ જેથી ચિત્રનો મુખ્ય પ્રસંગ કે ભાવ આગળ તરી આવે અને નકામી આકૃતિઓ તેનો વિરોધ ન કરે.

ા. ફોટો મોકલનારાઓ ઘણાખરા હરીફાઇના નિયમો પાળતા જણાતા નથી. સૌને તેથી વાકેફ રહેવાની વિનતિ છે. જેઓ ન જાણતા હોય તેઓ નિયમોની પત્રિકા અરધો આનો પોસ્ટેજ બીડીને મંગાવી લે. મુખ્ય આટલા છે: ફોટોગ્રાફ પોસ્ટકાર્ડથી મોટા ન હોય; બેથી વધારે ન મોકલવા; માઉન્ટ પર ચોડેલા ન હોય; દરેકની પાછળ જ નામ, સરનામું, વિષય લખેલાં હોય; અને પાછો મંગાવવો હોય તો સરનામાવાળું કવર સાથે જોઇએ.

# બાલ ગોપાલ

**આ**જે ગોપલાનો હરખ માતો નથી. રાતે સૂતો; પણ ઊંઘ શેની આવે? ક્યારે સવાર થાય, લાકડી લઉં, વાંસળી લઉં, ગાયો છોડું ને ચારવા જાઉં? બસ આ જ વિચાર. ભીખાએ એને ગાયો ચારવા જવાની આજે સાંજે છૂટ આપી હતી.

સવારે ચાર વાગે તો એ ઊઠી પડ્યો. કોઢ સાફ કરી, વાછરડાંને પાણી પાયું, બધાંને ચારો નીર્યો ને ઘરનું પાણી યે ભરી કાઢ્યું. પછી દાતણ કરી નાહી લીધું. સૂરજ ઊગે તે પહેલાં તો એણે બધું કામ પતાવી દીધું ને તૈયાર થઈ ગયો.

ભીખાએ ગાયો દોહી. તાજું દૂધ ગોપલાને પીવા આપ્યું. પણ ગોપલાનું મન આજે કૂદતું હતું. દૂધ પીધું ન પીધું ને ગાયો છોડી. ખાંધ પર લાકડી મૂકી. હાથમાં વાંસળી લીધી. ચાલ્યો ગાયોની પાછળ. વાછરડાં જોઈ જ રહ્યાં. એક વાછરડીથી ન રહેવાયું. તે ભાંભરી ઊઠી. 'અંભેં!' ગોપલાએ આ સાંભળ્યું ને તે જતો અટક્યો. પાછો ફર્યો ને કોઢમાં આવ્યો. પોતાનાં વહાલાં વાછરડાંને વારાફરતી ભાઝ્યો. 'હમણાં હું તો પાછો આવીશ હોં' કહેતાં બધાંને ચારો નીર્યો ને ગાયો પાછળ દોડ્યો.

ભીખો તો આ બધું જોઈ જ રહ્યો. 'હજી તો એને આઠમું વરસ જાય છે. પણ કેવો કામગરો દીકરો!' ભીખો મનમાં ગણગણ્યો. એવામાં એની નજર વાછરડાં તરફ ગઈ. બધાં વાછરડાં ગોપલો જે તરફ ગયો તે તરફ જોઈ રહ્યાં હતાં. 'ગોપલો જતો રહ્યો એ તમને ન ગમ્યું કેમ?' કહેતો વાછરડાં પાસે ગયો. 'તમારો ગોપલો ગયો? એ તો હમણાં પાછો આવશે. લો પાણી પીઓ.' ભીખાએ સૌની આગળ પાણી મૂક્યું. વળી લીલુંલીલું ઘાસ નીર્યું. પણ વાછરડાં ન ખાય કે ન પીએ. ભીખાની આંખમાં પાણી આવ્યાં.



જલદીજલદી ભાતું તગડાવી નાખ્યું. ભાતું બાંધ્યું ને ભીખો વાછરડાંને છોડવા લાગ્યો. ગોપલો પાંચ વરસનો હતો ત્યારથી એ આખો દહાડો વાછરડાં સાથે જ રમ્યા કરે. તેને નવડાવે ને ચારો ખવડાવે. વળી દાણા ખવડાવે ને પાણી પાય. વાછરડાંની જગ્યા એવી સાફ રાખે કે જરા ગંદકી નહિ. વાછરડાંને અને ગોપલાને એવું બની ગયું હતું કે એકબીજા વગર ચેન જ ન પડે. આજે છૂટા પડવાનો વખત આવ્યો. ગોપલો તો ગાયો ચારવા જવાના હરખમાં હતો. પણ વાછરડાંને કેમ ગમે?

ભીખાએ તો બધાં વાછરડાંને છોડ્યાં. નાનાં મોટાં બધાં વાછરડાં કૂદકા મારતાં ચાલ્યાં. ચાલતાં ચાલતાં પાદર આવ્યું. લીલીલીલી જમીન આવી. કૂણુંકૂણું ઘાસ આવ્યું. પણ વાછરડાંને ચરવું ગમતું નથી. ધીમેધીમે ચાલ્યાં જાય. એવામાં વાંસળીના સૂર સંભળાયા. આગળ ચાલતાં ગાયો દેખાઈ. વાંસળીનો વગાડનારો પણ દેખાયો. ગોપલાને જોતાં જ ભીખાને છોડી વાછરડાં અંભેંઅંભેં કરતાં પૂંછડી ઊંચી કરી દોડ્યાં.

ગોપલો વાંસળી વગાડતો અટકી ગયો. ગાયો ચારો ચરતી અટકી ગઈ. ગોપલાના હાથ ઊંચા થઈ ગયા. ગાયોનાં પૂંછડાં ને કાન ઊંચાં થઈ ગયાં. અંભેંઅંભેં ને અંભાંઅંભાં અવાજ થઈ રહ્યો. ગોપલાની ફરતાં વાછરડાં વીંટળાઈ વળ્યાં. ગાયો પણ વીંટળાઈ વળી.

ભીખો તો આ દેખાવ જોઈ જ રહ્યો. એના હરખનો પાર ન રહ્યો. આંખમાં હરખનાં આંસુ આવી ગયાં.

પછી તો ગોપલો રોજ ગાયો ચારવા જાય. વાછરડાંને પણ સાથે જ લઈ જાય. સૂરજ ઊગતાં નીકળે તે સૂરજ આથમતાં ઘેર આવે. ભાતું પણ સાથે લઈ જાય.

સવારે જાય ત્યારે ને સાંજે આવે ત્યારે એને ખૂબ મજા પડતી. સવારે સૂરજ ઊગતો હોય. સાંજે સૂરજ આથમતો હોય. વાદળામાં રંગબેરંગી ભાત પડી હોય. ઝાડપાન સુંદર ખીલેલાં હોય. પવન પણ ધીમો ને ઠંડો આવ્યા કરતો હોય. પછી કેમ મજા ન પડે? બપોરે કદીક તાપ ખમવો પડતો. બાકી ઘણે ભાગે બપોરનો ઘણો વખત ગોપલો ઝાડ ઉપર જ ગાળતો. ઝાડ પર બેઠોબેઠો વાંસળી વગાડતો ને ગાયો જોતો રહેતો.

ગોપલો વાંસળી બહુ સારી વગાડતો. જતાં ને આવતાં, કે વગડામાં ઝાડ પર બેસી એ વાંસળી વગાડ્યા કરતો. એની વાંસળી સાંભળવી ગાયોને પણ ગમતી.

કેટલીક વખત તો ગાયો ચરતીચરતી-અટકી જતી, સ્થિર ઊભી રહેતી ને ગોપલાની વાંસળી સાંભળી રહેતી.

એક દિવસ ગાયો અને વાછરડાં ચર્યા કરતાં હતાં. ચરતાંચરતાં દૂરદૂર જતાં હતાં. ગોપલો ઝાડ પર જરા આડો પડયો હતો. થોડી વાર આમ પડી રહેતાં એને ઊંઘ આવી ગઇ. ઊંઘ્યો ન ઊંઘ્યો ને તે ઝબકીને જાગ્યો. ઝાડ નીચે ચારેક જણ વાતો કરતા હતા.

'છોકરો ભલે ઊંઘતો. ચાલોને આપણે ગાયો હાંકી જઇએ.' એક જણ બોલ્યો.

'અરે પણ એ જાગી જાય તો ?' બીજાએ કહ્યું.

'જાગી જાય તો શું કરવાનો હતો ?' ત્રીજાએ હાથમાંનો ભાલો બતાવતાં કહ્યું.

'અરે, મૂરખ છે ? દોડી જઇ ગામલોકોને કહે તો ?' ચોથાએ કહ્યું.

'હા ભાઇ. ગામલોકની વહાર થાય તો આપણે ગાયો વગર નાસી જવું પડે.' બીજાએ ચોથાને ટેકો આપ્યો.

'ત્યારે છોડ તીર. વીંધી નાખ એને. બિચારો કાયમની ઊંઘ લેશે.' પહેલાએ કહ્યું.

ગોપલાએ આ બધી વાત સાંભળી. થરથર ધ્રૂજવા લાગ્યો. કાળજું કંપી ઊઠયું. 'શું કરવું ? કયાં જવું ? આ ખાટકીઓ મારી નાખવાના. ગાયોને પણ મારી નાખશે. ઓ ભગવાન !'

નીચે વાત કરનારા ચાર ખાટકીઓ હતા. એ લોકોનો આવો જ ધંધો. વગડામાં જાય; બરછીભાલા લઇને. જ્યાં ગાયો ચરતી હોય ત્યાં જાય. ગોવાળીઆને મારી નાખે ને ગાયો હાંકી જાય. ગાયો વધારે હોય તો બીજા ખાટકીને વેચી દે. થોડી હોય તો પોતે જ કાપી નાખે અને માંસ વેચી દે. એ ચાર જણા પાસેના શહેરમાં એ મોટી માંસની દુકાન ચલાવતા. વગડામાં આમ લૂંટફાટ કરે ને શહેરમાં શાહુકાર થઇને ફરે.

આની રીતે આ ગામમાંથી ઘણી વખત ગાયો લઇ ગએલા. થોડા દિવસ ઉપર એક ગોવાળે બૂમાબૂમ કરી. ગામલોકો દોડી આવ્યા ને આ ખાટકીઓ સહેજ માટે બચી ગયા. નહિ તો એમના રામ રમી જાત. ત્યારથી એ લોકો ગોવાળને મારી નાખવાનું શીખ્યા હતા. આઠેક દિવસ ઉપર જ આમ એક ગોવાળને મારી નાખ્યો હતો.

નીચે થતી વાતો સાંભળી ગોપલો ખૂબ ગભરાયો. શું કરવું એ સૂઝે નહિ. નાસી જવાનો લાગ નહોતો. એવામાં એની વહાલી વાંસળી સાંભરી. પેલો ગોવાળ મરી ગયા પછી એણે એક ગીત જોડયું હતું. એ ગીત ગાયોને રોજ સંભળાવતો. ગીત ગાય ને પછી ગાયોને કહે 'જાઓ ચરવા માંડો. આ ગીત વગાડું ત્યારે દોડી આવજો.' ગાયો જાણે સમજતી હોય તેમ ગોપલો આમ દરરોજ કરતો. ગાયો પણ આટલું કહે ત્યાંસુધી ઊભી રહેતી. જાણે બધું સમજતી ન હોય !

તીર ન વાગે એવી રીતે ગોપલો ઝાડમાં લપાયો અને વાંસળીમાં પેલું ગીત વગાડવા માંડયું:

'મોગર આગલી રે, ગુલાબ પાછલી;
પેલા આવ્યા જુલમગાર,
દોડો દોડો વડની ડાળ,
તમારો સ્વામી મરાયો જાય રે હો જી.'

નીચે ખાટકીઓ તીર તાકે પણ કાંઈ લાગ ન જડે. એવામાં તો ગોપલાએ વાંસળી વગાડી. ખાટકીઓ આશ્ચર્ય પામ્યા. એક ખાટકીએ પત્થર લીધો. ગોપલાએ તે જોયું. પણ જાણે કંઈ જાણતો જ ન હોય તેમ એ તો વાંસળી જ વગાડયે ગયો:

'મોગર આગલી રે, ગુલાબ પાછલી;
પેલા આવ્યા જુલમગાર,
દોડો દોડો વડની ડાળ,
તમારો સ્વામી મરાયો જાય રે હો જી.'

ખાટકીઓ આ જોઇ ખૂબ ગુસ્સે થયા. એક જણે ઉપર ચડવા માંડયું. ગોપલાએ એ જોયું ને ગભરાયો. દૂર ગાયો તરફ જોયું. બધી ગાયો ચરતી અટકી ગઇ



હતી. એક ધ્યાને બધી કંઇ સાંભળી રહી હોય એમ એને જણાયું. હિંમતમાં આવી ફરી એણે એ જ ગીત ચાલુ રાખ્યું.

'મોગર આગલી રે, ગુલાબ પાછલી;
પેલા આવ્યા જુલમગાર,
દોડો દોડો વડની ડાળ,
નમારો સ્વામી મરાયો જાય રે હો જી'.

અને બરાડતી બરાડતી ગાયો દોડી. ઊંચા કાન ને પૂંછડાં. બધી ગાયોના દોડવાના અને ભૂમબરાડાના અવાજે જાણે ધરતી ને આકાશ ધ્રૂજવા લાગ્યાં. પેલો ખાટકી ઉપર ચડતો અટકી ગયો. બીજાનો પથ્થર હાથમાં જ રહી ગયો. તીર મારનારની પણછ ઢીલી પડી ગઇ. બધા, ભૂમબરાડા કરતી, દોડી આવતી ગાયો તરફ જોઇ રહ્યા. ગાયો ભંભારા નાખતી, લાંબીલાંબી ફ્લંગો ભરતી, પવનવેગે દોડી આવતી હતી. ગોપાલ વાંસળી વગાડયે જતો હતો. ખાટકીઓ તો આભા બની પૂતળાં જેવા ઊભા રહ્યા હતા.

ગાયો દોડતી આવી ને ખાટકીઓ ઉપર તૂટી પડી. ખાટકીઓ સમજે ન સમજે ત્યાં તો બધી ગાયોએ એમને છૂંદી નાખ્યા. કોઇએ શીંગડાં ભોંકયાં, કોઇએ માથાં માર્યું ને કોઇએ લાતો મારી. ઘડીકમાં તો ચારે ખાટકીઓ હતા ન હતા થઇ ગયા. મોગર અને ગુલાબ બન્ને ખાટકી ઉપર પગ મૂકીને, ઊંચી ડોકે ઊભી રહી.

ગોપલો નીચે ઊતર્યો. ગાયોએ વહાલથી પૂંછડી હલાવી. ગોપલો બધી ગાયોને થાબડી વળ્યો. મોગર અને ગુલાબને વહાલથી બાઝયો.

ગામમાં વાત ફેલાઈ ગઇ. બધા દોડયા આવ્યા. બીજો ભરવાડ તો આશ્ચર્ય જ પામ્યો. પોતાના દીકરાને બાઝી પડયોઃ 'દીકરા! તારી મા તને દોઢ વરસનો મૂકીને મરી ગએલી. પછી તારા સુખમાં સુખ માની હું દિવસો કાઢતો. ભગવાને ભલું કર્યું કે તું બચ્યો. એ મારા દેવ જેવા દીકરા!' કહી વળી બાઝી પડયો. કેમે કરી છૂટે નહિ. એને તો જાણે પોતાના દીકરાએ બીજો જન્મ લીધો એમ લાગ્યું.

આખું ગામ ગોપલાને શાબાશ શાબાશ કહેવા લાગ્યું. ખાટકીઓ મરતાં આખા ગામનું દુઃખ ટળ્યું હતું. એ દિવસથી ગોપલો ગામલોકોનો માનીતો થઇ પડયો. ગોપલો નામ તો સૌ ભૂલી જ ગયા, અને ગોપાલ, ગોપાલ કહેવા લાગ્યા.

વસન્ત નાયક



## મેઘરાજા

• વસંતતિલકા •

બેસે રૂડો મધુર માસ અષાડ પેલો,
ને મેઘરાજ ફરવા મન થાય ઘેલો;
જોડી હજાર નિજ વાદળશાથી કાળા;
આકાશમાર્ગે નીકળે રથમાં રસાળા.

નાચે તહીં કમળાનર્તન અપ્સરાઓ,
ગાંધર્વ ગાય રસભેર સમુદ્રગાનો;
ને મેઘરાજ કરમાં લઘુ વજ્ર ઝાલી,
ગર્જે છ નાદ ઉરમોદ અપાર મ્હાલી.

એવે જુએ નજર હેઠળ દુઃખિયારી,
તાપે બળી તરસમાં વસુધા બિચારી;
થોભી જરા સજળનેત્ર ભરેલ શોકે,
આજ્ઞા કરે પળ મહીં હિમપર્વતોને.

ત્યાં તો ઘણા જળકણે ઘન વ્યોમ છાયો.
હર્ષેભર્યો અધિક શીતળ વાયુ વાયો;
પાણી વિશે નિમિષમાં પૃથિવી તણાઈ,
જાણે મહા પ્રલયસાગરની પનાઈ!

વર્ષા કરી સુખભરી જગપ્રાણીઓને,
રાજા ચઢે તરત દિવ્ય અદશ્ય ઓલે;
હાથી બધા દિશદિશે ભમવા ન ચૂકે,
ને મેઘના રથતણો તનથાક છૂટે.

દેશળજી પરમાર




**હિન્દસ્વરાજનો દાવો**-ઇગ્લાંડ અને હિંદમાં મહાત્માજીએ આપેલાં ભાષણો અને લેખોનો ક્રમબદ્ધ સંગ્રહ; સંપાદકઃ વામન પાંડુરંગ કણકી, પ્રકાશકઃ રામરાવ પાંડુરંગ દભાડી, વલ્લભ મૅન્શન, ફૅરજેટ સ્ટ્રીટ, મુંબાઇ; કિં. ૧-૮-૦. **ઝાકળ**-સામાજિક નવલિકાઓનો સચિત્ર સંગ્રહ; લેખકઃ રમણલાલ વસંતલાલ દેસાઇ; પ્રકાશકઃ સ્વરિત ગ્રંથમાળા કાર્યાલય, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ-૨; કિં. ૨-૮-૦. **ચિતાના અંગારા**-ખંડ બીજો: 'સૌરાષ્ટ્ર' અને 'ફુલછાબ'માં આવતી શ્રી ઝવેરચંદ મેઘાણીની લોકપ્રિય વાર્તાઓનો સંગ્રહ; પ્રકાશકઃ શ્રી રામુ પરમાનંદ ઠક્કર, રાણપુર; કિં. ૦-૪-૦. **હિમાલયના પુણ્યપ્રદેશમાં**-નગાધિરાજ હિમાલયની પૂણ્યભૂમિનું રસમય પ્રવાસવર્ણન; લેખકઃ ધરમશી ડુંગરશી સંપટ, પ્રકાશકઃ મૂળરાજ લીલાધરની કં. જોડીઆ બજાર, કરાંચી; ૦-૧૨-૦. **કુમાર વીરસેન**-ખંડ બીજો બાલમિત્રમાં કકડે કકડે પ્રકટ થયેલી કુમાર વીરસેનનાં શૌર્ય અને સાહસની બાલપ્રિય વીરકથા; લેખકઃ ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ; પ્રકાશકઃ પુસ્તકાલય સ.સ. મંડળ લિ. રાવપુરા, વડોદરા. કિં. ૦-૬-૦. **નવદીવડા**-સાદી અને રસિક શૈલિએ લખાયલી નવ બાળવાતો; લેખક-પ્રકાશકઃ ભોળાશંકર પ્રેમજી વ્યાસ, વનિતાવિશ્રામ મહિલા વિદ્યાલય ખાડીઆ, અમદાવાદ; કિં. ૦-૮-૦. **ઠંડા પહોરની વાતો**-પંચતંત્ર અને હિતોપદેશ જેવી વ્યવહારઅનેપ્રચલિત વાર્તાઓનો સંગ્રહ; લેખક-પ્રકાશક છગનલાલ વિદ્યારામ રાવળ, લુણાવાડા; કિં. ૧-૦-૦. **છોડવાનું જીવન**-Plant life નામની નાનકડી અંગ્રેજી પુસ્તિકાનો સરળ અનુવાદ; અનુવાદકઃ ચિમનલાલ ભોગીલાલ ગાંધી; પ્રકાશકઃ શ્રી સયાજી બાળજ્ઞાનમાળા વડોદરા; ૦-૪-૦. **મસ્તફકીરનું મુક્ત હાસ્ય**-શ્રી મસ્તફકીરની હાસ્યરસિક વાતોનો ત્રીજો સંગ્રહ; પ્રકાશકઃ પુંજાલાલ ભગવાન પારેખ, વઢવાણ સિટી; કિં. ૩-૦-૦. **આરોગ્યવિજ્ઞાન પ્રવેશપોથી**-આરોગ્યશાસ્ત્રના પ્રાથમિક સૂત્રોનું સ્પષ્ટ નિરૂપણ કરતી શાળોપયોગી પુસ્તિકા; લેખકઃ પ્રીતમરાય વ્રજરાય દેસાઈ; પ્રકાશકઃ એસ બી શાહની કં. પાનકોર-નાકા, અમદાવાદ; ૦-૬-૦. **ચાર જીવનો**-[સ્વામી વિવેકાનંદ, દાનવીર કાર્નેગી, બુકર ટી વૉશિંગ્ટન, સ્વામી રામતીર્થ] એ ચાર આદર્શ નરરત્નોનાં પ્રેરણાદાયી જીવનવૃતોનું ટૂંકું બયાન; લેખકઃ વિદ્યાર્થી; પ્રકાશકઃ મણિલાલ માધવલાલ દવે, પાટણ; ૦-૪-૦. **વીતક વાતો**-'સાહિત્ય'ના તંત્રી શ્રી મટુભાઈ કાંટાવાળાએ 'નારદ' અને 'બાહુક' ઉપનામથી લખેલી સામાજિક ટૂંકી વાર્તાઓ અને શબ્દચિત્રોનો સંગ્રહ; પ્રકાશકઃ પુંજાલાલ ભગવાન પારેખ, વઢવાણ સિટી; કિં. ૨-૮-૦. **ભૂતકાળના પડછાયા**-સૌરાષ્ટ્રના ભૂતકાળની તવારીખના મુદ્દાઓનાં માળખાં ઉપર ખડી કરેલી રોમાંચક કથાઓ; લેખક, શ્રી ગુણવંતરાય આચાર્ય; પ્રકાશક શ્રી રામુ ઠક્કર, રાણપુર; ૦-૪-૦. **વર્તમાન યુગના બહારવટિયા**-ઉપેલી કથાઓની પેઠે જ 'ફુલછાબ'માં પ્રકટ થએલા, શ્રી ઝવેરચંદ મેઘાણીએ અંગ્રેજી પરથી ઉતારેલા, આજના કેટલાક યુરોપના બહારવટિયાઓના જીવનવૃત્તાંતો; પ્રકાશક ઉપર પ્રમાણે; કિં. ૦-૬-૦ **ગદ્યપ્રવેશ**-ભાગ ૧-૨: શ્રી હિંમતલાલ મ અંજારિયાએ ગુજરાતી સાત ચોપડી પૂરી કર્યા પછીના વિદ્યાર્થીઓ માટે તૈયાર કરેલા, ગુજરાતી ગદ્યના ફકરાઓના સંગ્રહો; કિંમત અનુક્રમે રૂ.૧ અને ૧-૪-૦. **હજરત મહમ્મદ** પયગમ્બર સાહેબ (સ. અ.): ઇમામસાહેબ અબ્દુલકાદર બાવઝીર જેવાને હાથે લખાએલું સંક્ષિપ્ત જીવનચરિત્ર; પ્રકાશક નવયુગ પુસ્તક ભંડાર, ઝવેરીવાડ, અમદાવાદ; પો. સાથે કિં. ૦-૬-૦ **હૃદયગંથન**-ટૂંકી વાર્તાઓના જગનામી રશિયન લેખક ચેખૉવની સોળ નવલિકાઓનો સંગ્રહ; અનુવાદક, શિવશંકર પ્રાણશંકર શુક્લ; પ્રકાશક ઉપર પ્રમાણે; કિં. ૦-૧૦-૦ **અરક્ષણીયા અને નવવિધાન** બંગાળી સાહિત્યના પ્રાણાચાર્ય શ્રી શરચ્ચન્દ્ર ચટ્ટોપાધ્યાય વિરચિત, બંગાળના ગોસાઇઓના રંગદર્શી અને નૈસર્ગિક કુટુંબજીવનની કરુણમધુર નવલકથાઓ; ગુજરાતીમાં ઉતારનાર કિસનસિંહ ચાવડા; પ્રકાશક તથા કિંમત ઉપર પ્રમાણે **ખાટીમીઠી વાતો**-મનુભાઈ જોધાણી કૃત બાળવાર્તાઓનો સંગ્રહ; પ્રકાશક ઉપર પ્રમાણે, કિંમત ૦-૭-૦. **મધ્ય એશિયામાં બોલ્શેવિક**-કર્મયોગી રશિયાની અસરે મધ્ય એશિયા જેવા પછાત પડેલા દેશમાં લાવેલા પુનરજીવનની હકીકત; બંગાળી ઉપરથી અનુવાદક, મહાશંકર ઇન્દ્રજી દવે; પ્રકાશક ઉપર પ્રમાણે, કિં. ૦-૬-૦ **કલ્પનાનાં પ્રતિબિંબ**-ટૂંકી વાર્તાઓનો સંગ્રહ, લેખક ચીનુ શુક્લ; પ્રકાશક ઉપર પ્રમાણે; કિં. ૦-૮-૦. **કાઠિયાવાડની કાળરાત્રિ**: સોરઠના અનેકવિધ પ્રશ્નોની સજીવ સમાલોચના કરતી મુંબાઇ સમાચારમાં આવેલી લોકપ્રિય લેખમાળા. સુંદર ઉઠાવદાર પુસ્તકરૂપે લેખક-પ્રકાશક; સામળદાસ ગાંધી, ખ ર; કિં. ૦-૬-૦. **ઇન્સાન મિટા દૂંગા**: 'માણસ મટાડીને હેવાન બનાવનારી આજની જેલોની તાદશ્ય ચિત્ર આલેખતી અને તેના વ્યવહાર પર માનવજીવનની દૃષ્ટિથી આંક મૂકતી નાની નવલ;—જેના ભીતરમાં આપણા સમાજ તંત્રના હાડમાં પેસી ગએલાં કર અને સત્તની સામે મૂંગી પણ સજ્જડ જેહાદ છે.' લેખકઃ શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી; પ્રકાશકઃ શ્રી 'દક્ષિણામૂર્તિ' પ્રકાશન મંદિર; છ આના.



# મધુકરી

• માદ •

તારા તેજને અમૃત ચેતવજે
　　મુજ અંતર દીપકમાળ.

તેજકુંડાળે　રમવા　કાજે
　　રેલજે　ચંદની ધાર;
તારકફૂલડે　ગૂંથજે　મારા
　　નેનની　કિરણમાળ:
　　આપવા શૈશવનાં વરદાન -તારા૦

પાપ ગળે પુણ્ય પાંગરે એવા
　　સીંચજે　સૂરજતાપ,
સ્વાર્પણ નેમ જગાવવા આભમાં
　　દોરજે　મેઘની　ચાપ:
　　આપવા યૌવનનાં વરદાન.-તારા૦

સાહસપંથમાં　ઊડવા　દેજે
　　પ્રાણને　પાંખ　અથાક;
શિખરે શૈલનાં ઝૂર ચઢે ત્યારે
　　રોકજે　ના　ગણી　રાંક:
　　આપવા પૌરુષનાં વરદાન.-તારા૦

અંધારી દિશાથી દોરતો ચંદમા
　　જેમ　પ્રકાશને　પથ;
કર્ણધાર!　કલ્યાણને　મારગે
　　દોરજે　ઝાલી　હાથ:
　　આપવા આયુષ્યનાં વરદાન -તારા૦

('ઊર્મિ')　　—ઇન્દુલાલ ગાંધી

## શ્રી અનાગરિક દેવમિત્ર ધર્મપાલ

'Where there is no vision, people perish'

માનવ સંસ્કૃતિ દ્રષ્ટાઓના સ્વપ્નનું બાહ્ય દર્શન છે. માનવતાનો ઇતિહાસ આદર્શસેવીઓના આંતર્જગતનો ઇતિહાસ કહી શકાય. તપશ્ચર્યા માનવતાનું આદર્શજીવન છે.

શ્રીમાન દેવમિત્ર ધર્મપાલ એવા આદર્શસેવી સ્વપ્નદ્રષ્ટા છે. તેમનો જન્મ ૧૮૬૪ના સપ્ટેમ્બરની ૧૭મીએ સીલોનની રાજધાની કોલમ્બોમાં એક બૌદ્ધ ધનાઢ્ય જમીનદાર અને વ્યાપારીને ત્યાં થયો હતો. દેવમિત્ર ધર્મપાલનું કુલ વિદ્યાપ્રેમ માટે પ્રસિદ્ધ છે. આ કુટુંબે ૧૮૭૩માં 'પાલી-વિદ્યોદય કૉલેજ'ની સ્થાપના કરી હતી. ૧૮૮૦માં દેવમિત્ર મૅટ્રિકની પરીક્ષા આપતા હતા ત્યાં જ એક એવો બનાવ બન્યો કે જેણે તેમના જીવનને નવી જ દિશામાં પ્રગતિમાન કર્યું એ વખતે થીઑસૉફિસ્ટ સોસાયટીનાં જન્મદાત્રી શ્રીમતી બ્લેવેટસ્કી સીલોન ગયેલાં. તેમના હૃદય પર દેવમિત્ર ધર્મપાલના વ્યક્તિત્વનો પ્રભાવ પડ્યો અને તેમને પોતાની સાથે અડ્યારમાં લેતા આવ્યાં. આ વખતે દેવમિત્રને પ્રેતવિદ્યા—(Occultism) જાણવા તરફ શોખ હતો, પણ શ્રીમતી બ્લેવેટસ્કીએ તેમને તે તરફથી વાર્યા અને કહ્યું, 'ધર્મપાલ, તમે પ્રેતવિદ્યા ન શીખો. પાલી ભાષાનો અભ્યાસ કરવાથી તમારી મનોકામના પૂર્ણ થશે' શ્રીમતીએ 'પાલી-અધ્યયન' અને 'પરોપકારવ્રત' ઉપર ખાસ ભાર મૂક્યો.

પાલીના આ અભ્યાસકાળ વખતે ધર્મપાલે બૌદ્ધ ધર્મગ્રંથોનો અભ્યાસ કર્યો, અને તેમના હૃદયમાં બૌદ્ધ ધર્મના પ્રચારની ભાવના જાગૃત થઇ ધીમેધીમે એ ભાવના એટલી દ્રઢીભૂત થઇ કે એક દિવસ તેમણે પોતાની માતાને જઇને કહ્યું કે 'હું ઘરબારનો ત્યાગ કરી બૌદ્ધ ધર્મ પ્રચાર માટે મારું જીવન અર્પણ કરવા ઇચ્છું છું.'

પ્રેમાળ માતાએ પુત્રની ઇચ્છાને અનુમોદન આપ્યું પણ તેમના પિતાને જરા ચિંતા થઇ, કારણકે ધર્મપાલ સૌથી મોટા પુત્ર હતા. પણ તેની ધર્મભાવના અને કર્તવ્યનિષ્ઠા આગળ અંતે તેમના પિતાને પણ નમતું પડ્યુ.

આ પ્રમાણે ૨૦ વર્ષની વયે માતાપિતાની આજ્ઞા પ્રાપ્ત કરી તે ઘેરથી નીકળી પડયા ધર્મપાલને કુટુંબની ચિંતા હતી જ નહિ. તેમના ખર્ચ માટે પણ તેમના પિતાશ્રી જોઇતી મદદ આપતા હતા જ. તેમના પિતાશ્રીએ ધર્મપાલને ત્રણ લાખ જેટલી મોટી રકમ ખર્ચ માટે તેમના જીવનકાળ દરમ્યાન આપી હતી

અડ્યારમાં છ વર્ષ રહી ધર્મપાલે બૌદ્ધ ધર્મ અને અંગ્રેજીનો અભ્યાસ કર્યો. ભાષણ અને લેખનશક્તિ પણ ત્યાં કેળવી અડ્યારનાં છ વર્ષ તેમના ભાવિજીવનમાં ઘણાં જ ઉપયોગી નીવડયાં.

૧૮૯૦માં તેઓ ગયા તરફ રવાના થયા ને પહેલવહેલા ૨૨મી જાન્યુઆરી ૧૮૯૧ને દિવસે તેમણે ગદાબોધિ મંદિર તથા બોધિવૃક્ષનાં દર્શન કર્યા. મંદિરને શૈવ મહંતને આધીન જોઈ તથા મહંતની અયોગ્ય વાતો જાણી અત્યંત દુઃખિત થઇ તેમણે હૃદયમાં નિશ્ચય કર્યો કે આ મહાબોધિ મંદિરને ફરીથી બૌદ્ધોની હકુમતમાં લાવવા યત્ન કરીશ.


શ્રી અનાગારિક ધર્મપાલ

૧૮૯૧ના માર્ચ મહિનામાં ધર્મપાલ કલકત્તા ગયા અને નીલકમળ મુકર્જી જોડે રહી પ્રતિદિન એશિયાટિક સોસાએટીના પુસ્તકાલયમાં જઇ બૌદ્ધ ગ્રંથોનું અધ્યયન કરવા લાગ્યા પોતાના ફાજલ સમયમાં વિદ્યાર્થીઓ સમક્ષ તે ભાષણો આપતા. આ દરમ્યાન તેમને વિચાર આવ્યો કે કલકત્તામાં કૉલેજ સ્કેવર પાસે બૌદ્ધ ધર્મના મહત્વ ઉપર ભાષણો આપવા માટે એક ખાસ હૉલ બનાવવો જોઇએ. તરત તેમણે કલકત્તાના મિત્રોની મદદથી મહાબોધિ સોસાએટીની સ્થાપના કરી. આ વખતે ગયામાં બૌદ્ધ ધર્મશાળા સ્થાપવાનો પણ તેમને વિચાર આવ્યો અને બ્રહ્મદેશ તથા સીલોનમાંથી ફંડ એકઠું કરી ગયા ડિસ્ટ્રિક્ટબોર્ડને આપ્યું; આ બોર્ડે એક સુંદર ધર્મશાળા બનાવી આપી.

ધર્મપાલે ૧૮૯૩ના જાન્યુઆરીથી 'મહાબોધિ' નામના એક માસિક પત્ર દ્વારા સેવાકાર્ય આરંભ્યું તે આજે હજી પણ ચાલુ છે. આ માસિક પત્રનો પહેલો અંક અમેરિકામાં ભરાનાર સર્વધર્મ સંમેલનના કાર્યકર્તાઓએ જોયો અને તેના વિચારોથી પ્રભાવિત થઇ ધર્મપાલને એ સંમેલનમાં ભાગ લેવા નિમંત્રણ આપ્યું. તેમણે અમેરિકાનાં મુખ્યમુખ્ય શહેરોમાં ફરી બૌદ્ધ ધર્મનું વાસ્તવિક સ્વરૂપ સમજાવ્યું. શિકાગો વિશ્વવિદ્યાલયના પ્રધાન ડૉક્ટર હાવર્ડ અને કોલમ્બિયા વિશ્વવિદ્યાલયના પ્રધાન મરે બટલરને મળી ભારતીય વિદ્યાર્થીઓને છાત્રવૃત્તિ આપી ત્યાં બોલાવવાનો પણ તેમણે પ્રયત્ન કર્યો. એ બંનેએ આ વસ્તુ સ્વીકારી લીધી. ૧૮૯૬–૯૭માં હિંદમાં ભારે દુકાળ પડ્યો ત્યારે ધર્મપાલે અમેરિકામાંથી ફંડ ઉઘરાવી એક વહાણમાં અનાજ ભરાવી હિંદ મોકલાવ્યું. અમેરિકાથી પાછા ફરતાં હોનોલુલુમાં તે શ્રીમતી મેરી ફૉસ્ટરને મળ્યા અને ઘણુંખરૂં તેમની જ સારી મદદથી તેઓ આજે સારનાથના 'મૂલ ગંધકુટિ વિહાર'ની સ્થાપના કરી શકયા છે.

ધર્મપાલ ૧૮૮૯થી ૧૯૧૩ સુધીમાં ચાર વાર જાપાન ગયા છે. ત્યાંના મહાન રાજનીતિજ્ઞ કાઉન્ટ ઓકુમા સાથે તેમને સારો પરિચય છે. જાપાનના લોકોની તેઓ ખૂબ પ્રશંસા કરે છે અને ઓકુમા વિષે કહે છે કે ઓકુમાનાં માતપિતા એટલાં બધાં નિર્ધન હતાં કે પૂરતો ખોરાક ન મળવાથી ભાત સાથે એક જંગલી અનાજ ભેળવી તેમને ખાવા આપતાં. ધર્મપાલ પ્રિન્સ, ક્રૉપોટ્કિન સંસ્કૃત ભાષાના જર્મન પંડિત મૅક્સમૂલર વગેરે જગતના મોટામોટા પુરુષોને મળ્યા છે. તે બધા પ્રસંગો જીવનપ્રદ અને આનંદકારી છે.

ધર્મપાલ મૅક્સમૂલરને મળવા ગયા ત્યારે પૂછ્યું કે આપ હિંદમાં કેમ નથી આવતા ? ગત્યુત્તરમાં મૅક્સમૂલરે કહ્યું 'જ્યારે ભારતવાસીઓ ખુદ મને અહીં મળવા આવે છે તો પછી હું ભારતમાં શું આવું ?' આ પ્રસંગ વિષે બોલતાં ધર્મપાલે કલકત્તામાં મૅક્સમૂલરના અવસાન નિમિત્તે બોલાવેલી સભામાં કહ્યું હતું કે મૅક્સમૂલર હિંદમાં ન આવ્યા તે ઠીક જ થયું, કારણકે તેમના અંતરમાં તો ઉપનિષદ્કાળનું ભારત રમી રહ્યું હતું. તે વર્તમાન ભારત જોઇ દુખી થાત. Light of Asiaના રચયિતા સર એડવિન આર્નોલ્ડને પણ ધર્મપાલ મળ્યા હતા.

આ મહાપુરુષ આજે બરાબર ૪૭ વર્ષથી પોતાની વાસરી (ડાયરી) લખે છે. હાલમાં જ 'વિશાલ ભારત'ના સંપાદક પં. બનારસીદાસજી ચતુર્વેદી તેમને મળેલા તે પ્રસંગે તેમની ડાયરીનાં કેટલાંક પૃષ્ઠ જોએલાં અને લગભગ દોઢએ કલાક સુધી મધુર વાર્તાલાપ કરેલો તેઓશ્રી ડાયરીમાં લખે છેઃ At the end I spoke expressing my delight at completion of my labours, begun forty years ago, and told that I present the Vihar to the people of India. It was a happy ending of my forty years' labour in the land of Buddha.

ઉપરોક્ત આલેખન વિહારની પૂર્ણાહુતિ વિષે છે. તેમની ડાયરી ઘણી મહત્ત્વપૂર્ણ છે. અને જો તેમાંનો કેટલોક ભાગ પ્રકાશિત થાય તો જીવન જીવવાની ધગશવાળાને ઘણો મોટો લાભ થઇ શકે.

પં. બનારસીદાસજી ચતુર્વેદી આવી આદર્શસેવી મસ્ત વ્યક્તિઓને મળવામાં બહુ કુશળ છે. ડૉક્ટરની ના હોવા છતાં ૬૯ વર્ષના રોગગ્રસ્ત અને પથારીવશ શ્રીમાન દેવમિત્ર ધર્મપાલની મુલાકાત લેવામાં તે સફળ નીવડયા. ધર્મપાલ મહોદયનું શરીર પ્રવાસનાં દુઃખોથી તથા સરકારે છસાત વર્ષ માટે તેમને એક જ સ્થળે ગોંધી રાખેલા હોવાથી જર્જરિત થઇ મરણાસન્ન અવસ્થાએ પહોંચ્યું છે પણ તેમનો ઉત્સાહ અને જીવન કાર્યની સફલતા માટેની ધૂન અજબ છે. વાતચીતમાં તેમણે કહેલું: "Let me die soon; let me be reborn;

I can no longer prolong my agony. I would like to be born again twenty five times for the spread of Lord Buddha's Dharma." આ શબ્દો બોલતા હતા ત્યારે તેમની આંખોમાં અપૂર્વ જ્યોતિ અને ઉત્સાહ પ્રત્યક્ષ જણાતાં હતાં.

ધર્મપાલજીએ બૌદ્ધ ધર્મના વિશેષજ્ઞોની એક યાદિ તૈયાર કરી છે. તેમાંના ૭૨ વિદ્વાનોમાં પાંચ ભારતીય, બે જાપાની, એક સિંહલદ્વીપનિવાસી અને બાકીના બધા યુરોપીઅન છે. સોવિયેટ સરકારે પણ બૌદ્ધ ધર્મના અધ્યયનાર્થે બહુ યોજના કરી છે. પણ અત્યંત શોકની વાત છે કે બુદ્ધના જન્મસ્થાન ભારતવર્ષમાં આવો કંઇ પણ પ્રબન્ધ નથી. હાલમાં લાલા હરદયાળે બૌદ્ધ ધર્મ ઉપર એક નિબંધ લખી પીએચ. ડી.ની ડિગ્રી પ્રાપ્ત કરી છે. આવા વિદ્વાન માટે દેવમિત્રને સારી આશા છે.

આજકાલ તેમને માત્ર બે જ ચિંતા છે. એક તો બૌદ્ધ ધર્મનો હિંદમાં કેવી રીતે ફેલાવો થાય અને બીજી તે ધર્મ-પ્રચાર કાર્ય હિંદી-ઉર્દૂમાં સાહિત્યનિર્માણ દ્વારા કેમ થઇ શકે. તેઓ કહે છે: '૧૭૦૦ વર્ષ સુધી ભારતમાં બૌદ્ધ ધર્મનું શાસન રહ્યું અને આઠસો વર્ષથી બૌદ્ધધર્મના નાશની સાથે જ હિંદની પરાધીનતાનો આરંભ થયો. હવે ફરી હિંદમાં બૌદ્ધધર્મના સિદ્ધાંતોનો પ્રચાર કરવાને યોગ્ય સમય આવી પહોંચ્યો છે. બૌદ્ધધર્મનો સંદેશ આશાનો અને આત્મનિર્ભરતાનો છે. બુદ્ધ ભગવાન એ જ ઉપદેશ આપતા કે પોતાનો ઉદ્ધાર પોતે જ કરો. કોઇપણ દેવીદેવતાને ભરોસે બેસી રહેવામાં તેઓ સંપૂર્ણ વિરુદ્ધ હતા. તેઓ પૂર્ણ વૈજ્ઞાનિક હતા. અને અંધ ભક્તિ કે અંધ શ્રદ્ધામાં માનતા ન હતા. મનુષ્યની અદ્ભુત ને અનંતશક્તિને તેમણે ઓળખી હતી. તેઓ જનતાને આ જ ઉપદેશ આપતા કે 'તમે બધું કરી શકો છો. પોતે બુદ્ધ પણ થઇ શકો છો.'

ધર્મપાલ મહોદયની લગની અજબ છે. ધર્મપદનો જે શ્લોક ધર્મપાલ હમેશાં બોલે છે તેનું શુદ્ધ સ્વરૂપ લખવા એ પુસ્તકની બંગાળી આવૃત્તિ ચતુર્વેદીજી તેમના ઓરડાની ચોપડીઓમાં શોધતા હતા એવામાં ધર્મપાલે પોતે જ આટલી રોગ-ગ્રસ્ત અવસ્થા છતાં લથડતાલથડતા ઊભા થઇને ચોપડી શોધી આપી. તેમની સ્મૃતિશક્તિ પણ અજબ છે.

છેલ્લાં ૪૦ વર્ષમાં દુનિયા લગભગ બદલાઇ ગઇ છે. પ્રતિદિન પરિસ્થિતિ બદલાતી રહે છે છતાં આ મહામુનિ પુરુષ એક જ સ્વપ્ન જોઇ રહ્યા છે, અને આઠસો વર્ષથી નાબૂદ થએલા ધર્મને ફરીથી જાગ્રત કરવા અથાક પરિશ્રમ ઉઠાવી રહ્યા છે. એમના પ્રયત્નને લીધે જ આજે સારનાથમાં ૧૮૦૦ વર્ષ પછી બૌદ્ધ ધર્માનુયાયીઓનું સંમેલન સફળ થઇ શક્યું. અને જ્યાં સૂવર પાળનાર જાતિ તથા પ્રાચીન સ્મૃતિની યાદ આપતાં પુરાણાં ખંડિયેરો સિવાય કંઇ ન હતું ત્યાં આજે એક વિશાળ વિહાર અને મહાબોધિ વૃક્ષની ભવ્ય સ્થાપના જોઇ શકાય.

જેઠાલાલ જોષી

## આજની દુનિયામાં

### શસ્ત્રપરિત્યાગ

દુનિયામાં આજે જે કેટલીયે મુસીબતો ઊભી થઇ છે તેમાં કેટલીક તો યુરોપના મહાન યુદ્ધને લઇને જ થઇ છે. તેમાં સૌથી વધારે મોટી કઇ છે તે કહેવું મુશ્કેલ છે, છતાં કહી શકાય કે એ બધામાં શસ્ત્રબંધી—યુદ્ધસામગ્રીનો પરિ-ત્યાગ—સૌથી મહત્ત્વનું પ્રકરણ છે. જો એવું ને એવું બીજું યુદ્ધ હવે પૃથ્વી પર ફરીથી જામે તો આજની સંસ્કૃતિનો સમૂળગો ઉચ્છેદ જ થઇ જાય એવો ભય છે.

યુદ્ધસામગ્રીના પરિત્યાગ માટે ગયા માર્ચ માસમાં જીનીવા ખાતે જે પરિષદ મળી હતી તે એકમત થઇ શકી નહી. તેની પાસે આ પ્રમાણે ત્રણ મુદ્દા હતા: (૧) આત્મરક્ષણ ઉપરાંત સામો હુમલો કરવાનાં સાધનોનો નાશ કરવો. આમાં ઇંગ્લંડ તથા યુનાઇટેડ સ્ટેટ્સે ટેકો આપ્યો હતો; (૨) દુનિયા આખીનાં સૈન્યોને પ્રજાસંઘની સત્તા તળે 'પોલીસ ફોર્સ' તરીકે નોંધાવી દેવાં, એવી ફ્રાન્સની દરખાસ્ત હતી; (૩) યુદ્ધ-સામગ્રીમાત્રનો જગતમાંથી સૌ પ્રજાએ મળીને નાશ કરવો એવી દરખાસ્ત રશિયાની હતી આ વાત તો છેક ઇ. ૧૯૨૭થી રશિયા તરફથી રજુ થયા કરે છે, પણ તેને કોઇ ટેકો આપતું નથી પરંતુ દુનિયા આખી હૃદયપૂર્વક હવે એ શસ્ત્રપરિત્યાગના પ્રશ્ન માટે ઇંતેજારી બતાવે છે, એટલું તો ચોક્કસ. શાંતિ અને સ્વતંત્રતા માટે સ્થપાએલા, સ્ત્રીઓના આંતરરાષ્ટ્રીય સંઘ તરફથી એક વાર આ પરિષદ આગળ ૮,૦૦૦,૦૦૦ સહી સાથે દેશદેશની મહિલાઓ તરફથી મોટી અરજી રજુ થઇ હતી



તેમાંનો થોડો ભાગ, ને તે દેશોના ધ્વજ સાથે ઉપરના ચિત્રમાં બતાવ્યો છે. તે પ્રસંગની બેઠક અપૂર્વ હતી એમ પરિષદના બધા સભ્યો સ્વીકારે છે. શસ્ત્રોનો સદંતર નાશ કરવાની બાબતમાં આ બધી અરજીઓનો એક સામટો પોકાર હતો તે દિવસથી ઇટલીએ જાહેર કર્યું કે જો બીજા દેશો સંમત થાય તો પોતે સંપૂર્ણ શસ્ત્રત્યાગ કરશે. એ પરથી લાગ્યું કે બીજા દેશો પણ કંઇક કરી બતાવશે. પણ એ બધા તો ઇંગ્લંડ ને અમેરિકા સામે તાકી રહ્યા છે. જો એ દેશો શસ્ત્રત્યાગમાં સંમત થાય તો મોટો ભય દૂર થાય અને યુદ્ધસામગ્રી પાછળ ખર્ચાતા કરોડો પાઉન્ડના આર્થિક બોજામાંથી દુનિયા રાહત મેળવે

. મહાયુદ્ધ પછી ફક્ત નેવું જ દિવસમાં જર્મનોને શસ્ત્રહીન કરી શકાયું તો દુનિયા એક વર્ષમાં તેમ કરી ન શકે? આજનાં યુદ્ધોમાં જે ભયાનક મૃત્યુકારક સામગ્રી વપરાય છે તેના ભયમાંથી દુનિયાની સંસ્કૃતિ મુક્ત થવી જ જોઇએ.

લડાઇનાં કરજો

યુરોપના મુત્સદ્દીઓનાં ભગજ પર ભાર કરી રહેલો બીજો સવાલ મહાન યુદ્ધનાં કરજો વિષેનો છે. એક વર્ષ પહેલાં યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસિડેન્ટ હુવરે દેવાદાર પ્રજાઓને એક વર્ષ માટે કરજના હપ્તા ભરવામાંથી મુક્ત રાખી રાહત આપી. આ રાહતનો લાભ જર્મનોને પણ મળ્યો, કારણકે તેને લડાઇની નુકસાનીનો ખર્ચ આપવો ન પડ્યો. વર્ષ તો પૂરું થઇ જવા આવ્યું, છતાં ૧૯૩૧માં હતી તે કરતાં વધુ સારી આર્થિક સ્થિતિ કોઇ પ્રજાની નથી થઈ. જર્મનીના કારભારમાં જે નવું અંદાજપત્ર ઘડાયું છે તેમાં કરજની રકમો ભરવાનો આંકડો લેવાયો નથી. બ્રિટિશ અંદાજપત્ર રજૂ કરતાં મિ. નેવીલ ચેમ્બરલેઇને લડાઇનાં કરજની ભરપાઇ થતી રકમો લડાયક આવક ખર્ચના હિસાબ તળે ઢાંકી દીધી છે. ઇટલીએ પણ એવું જ કર્યું છે અને ફ્રાન્સ પણ એવો ગોટો કરવા ધારે છે. પણ એથી અમેરિકાનું ભડું ચડી જાય એવો ભય છે. અમેરિકામાં થોડીક લોકલાગણી એવી છે કે આ બધાં કરજો ઉડાડી મૂકવાં જોઇએ અને નવા પ્રમુખપદ માટેના ઉમેદવાર આલફ્રેડ સ્મિથે એવી નીતિ જાહેર પણ કરી દીધી છે. જૂન માસમાં લૉઝાં ખાતે નુકસાની અને કરજની રકમો પર જે આંતરરાષ્ટ્રીય પરિષદ મેળવવામાં આવી હતી તેમાં યુનાઇટેડ સ્ટેટ્સ તરફથી પ્રતિનિધિ મોકલવાની આનાકાની થઈ હતી, પણ પાછળથી જ્યારે એમ જાહેર કરવામાં આવ્યું કે આખી દુનિયાની આર્થિક સ્થિતિ પર બારીક અભ્યાસ કરવામાં આવશે, ત્યારે અમેરિકાએ સંમતિ આપી હતી.

ગ્રેટબ્રિટન

બધી પ્રજાઓને અંદાજપત્ર સરખાં કરવાની મગામણ છે ત્યારે ગ્રેટબ્રિટન ૧૩,૮૩,૦૦૦ પાઉન્ડનો વધારો બતાવે છે! ગયા સપ્ટેમ્બરમાં ત્યાં રાષ્ટ્રીય (બધા પક્ષોની સંયુક્ત) સરકાર સ્થપાઈ ત્યારે પાઉન્ડની ખરાબ દશા થઇ હતી. તે વખતે ઇંગ્લંડે સોનાનું ચલણ પડતું મૂક્યું. ત્યાર પછીથી કોઈ કિસ્મતના બળે. ઇંગ્લંડની સરકારનાં જાતજાતનાં પગલાંને લીધે બીજા ઘણા દેશો કરતાં ઇંગ્લંડની નાણાં સંબંધી સ્થિતિ ઘણી મજબૂત થઈ ગઇ છે. ઘણા આકરા કરો નંખાયા, ખાસ કરીને સખત આવકવેરો વધાર્યો, અને પરદેશનો વેપાર અણધાર્યો વધ્યો. આનું કારણ દેશમાં માલની કિંમત ઊતરી ગઈ એટલે ઘણું પરદેશી નાણું તેની ખરીદીને બદલે આવ્યું. ચીનાઓએ જપાની માલનો બૉયકૉટ કર્યો તેનો લાભ ઇંગ્લંડની મીલોને મળ્યો. હિંદુસ્તાનમાંથી સોનાનો મોટો જથ્થો ઘસડાઇ આવ્યો. લંડનના ઝવેરીઓએ ઝવેરાત સસ્તું કરી નાખ્યું એટલે ઇંગ્લંડની પ્રજા પેઢીઓની પેઢીઓથી સાચવેલા સોનાના અલંકારો આપીને હીરા માણેક ને મોતી લેવા લાગી. આવી સરળ પરિસ્થિતિ થવાથી ન્યૂ યૉર્ક પાસેથી ઇંગ્લંડે ગયા ઉનાળામાં લીધેલી ૪૦,૦૦૦,૦૦૦ પાઉન્ડની લોનમાંથી પોણા ભાગની તો ભરી દીધી. આજ સુધી બ્રિટિશ વેપાર ખુલ્લા રાહ (ફ્રી ટ્રેડ)ની રીત પર જામ્યો હતો, છતાં હાલની સરકારે ખાસ રક્ષણની નીતિ ખુલ્લેખુલ્લી સ્વીકારી છે. હાલ તેઓ પરદેશી બનાવટના દરેક જાતના માલ પર વીસ ટકા જગાત લે છે અને મોજશોખના પદાર્થો પર તો ૩૩⅓ ટકા જેટલી ઉઘરાવે છે.

આયર્લેંડ

ઈ. ૧૯૨૧માં આયર્લેંડનો સ્વતંત્ર કારભાર મળ્યો તે વખતથી દેશના અમલદારો જ્યૉર્જ રાજા તરફ વફાદારીના સોગંદ લેતા આવે છે. પણ થોડા માસ અગાઉ ત્યાં એમન ડી. વૅલેરા પ્રમુખપદે આવ્યો ત્યારે તેણે એ સોગંદ તો લીધા, પણ સાથે જ જાહેર કર્યું કે એ માત્ર બાહ્ય વિધિ છે, અને બ્રિટિશ સરકારને જણાવી દીધું કે પોતે હવે તે પ્રથા બંધ કરવા ચાહે છે. મિ. ડી. વૅલેરાનો એવો મત છે કે આખું આયર્લેંડ એકમતે તે કાઢી નાખવા ઇચ્છતું હોય તો તેને એ હક છે. ગ્રેટબ્રિટન જુદો મત ધરાવે છે. બ્રિટિશના સંસ્થાન ખાતાનો પ્રધાન જે.એચ ટૉમસ કહે છે કે આઇરિશ સ્વતંત્ર સંસ્થાનો હયાતીમાં આવ્યાં તે દિવસના સંધિપત્રમાં એ સોગંદ આવશ્યક અંગ ગણવામાં આવ્યું છે અને તેમાં સહી કરનાર બંને પક્ષોની સંમતિથી જ તેમાં ફેરફાર કરી શકાય. ડી વૅલેરા આ સોગંદવિધિને પ્રજાનું અપમાન ગણે છે.

બીજું મહત્ત્વનું પ્રકરણ ડી. વૅલરાએ ઊચક્યું છે તે એ છે કે ગ્રેટબ્રિટનને ભરવામાં આવતી જમીનની વાર્ષિક વર્ગણી તાકીદે બંધ કરવી. ઇ. ૧૮૮૫ની સાલથી આ રકમ ભરાતી આવે છે. એ વર્ષે ખેડુતોની કફોડી સ્થિતિ હતી એટલે બ્રિટિશ સરકારે તેમનાં ખેતરો ખરીદી લેવાને નાણાં ધીરેલાં અને એ કરજ વાર્ષિક હપતાથી અમુક મુદતમાં ભરી દેવાનું ઠરાવેલું. ડી. વૅલરા તે પર જણાવે છે કે રૉયલ કમિશનની તપાસને અંતે જણાયું હતું કે આયર્લેંડે આજ સુધીમાં આ રકમ ઉપરાંત વધારે રકમ કર તરીકે ભરી દીધી છે, અને ૧૯૨૦માં પાર્લ-

મેન્ટે કાયદો પણ કર્યો; તે વાર્ષિક હપતાની રકમ આઇરિશ ખજાનચીને ભરી દેવી જોઇએ. પણ કૉસગ્રેવના પ્રમુખ તરીકેના કારભારમાં ૧૯૨૬ની સાલથી એ રકમ બ્રિટિશ સરકારમાં ભરાતી આવે છે. તે વખતે નાણાં સંબંધી વ્યવસ્થાનું એક ખત થએલું. આ વાર્ષિક રકમ ૩૦,૦૦,૦૦૦ પાઉન્ડ થવા જાય છે. બ્રિટિશો આ નાણાં સંબંધી બાબતને વફાદારીના સોગંદના જેટલો મહત્ત્વનો પ્રશ્ન માનતા નથી. નાણાંની બાબતના ઝઘડા પરસ્પરની વાટાઘાટથી લાવી શકાય. પણ સોગંદના પરિત્યાગમાં તો આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા પર પ્રહાર થાય છે. આના ઉપાય તરીકે બ્રિટિશ પાસે વેપાર રૂપી જબરૂં હથિયાર છે. ચાર પંચમાંશ જેટલો આયર્લંડનો વેપાર ઇંગ્લંડને હાથ છે અને એ બંધ કરે તો આયર્લંડને ભારે પડે. આયર્લંડ સ્વતંત્ર સંસ્થાન રહેવાની માગણીનું દબાણ રાખે તો ઇંગ્લંડ ત્યાંથી આવતા દરેક જાતના માલ પર જકાત નાખે. હાલ તો તેને તાબાનું સંસ્થાન ગણી બીનજકાતે આવવા દે છે. આવી પરિસ્થિતિને લઇને આયર્લંડના વેપારીઓને ડી વૅલેરા સાથે સંમત થતાં ખૂબ મૂંઝવણ થશે.

### જર્મની

૧૯૨૫માં જર્મનીનું રાજ્ય પ્રજાસત્તાક બન્યું અને સેનાધિપતિ હિન્ડનબર્ગ પ્રમુખ ચૂંટાયો ત્યારે યુરોપ આખાને બીક હતી કે તે પદભ્રષ્ટ કૈસરને પાછો લાવવાનો યત્ન કરશે. કોઇને પણ તે વખતે આશા નહોતી કે કૈસરને દૂર કરનાર પ્રજાતંત્રને તે આટલું સાચવશે. પણ સાતસાત વર્ષથી તેણે જર્મનીની પ્રજાસત્તા સંભાળી રાખી અને સીધા, ઠાવકા, વ્યવસ્થિત રાહમાં વહેતી રાખી. ગયા માર્ચ માસમાં તેની મુદત પૂરી થઇ ત્યારે ફરી ચૂંટણી માટે ઊભા થવાની



ફૉન હિન્ડનબર્ગ

તેની ઇચ્છા નહોતી, કારણકે તે પંચાશી વર્ષની પાકી ઉંમરે જીવનનાં છેલ્લાં વર્ષો આરામ અને શાંતિમાં ગુજારવા ચાહતો હતો, પણ ઍડોલ્ફ હિટલરના નેતૃત્વ નીચે નવા સ્થપાએલા સ્વતંત્રરાષ્ટ્રીયપક્ષને લીધે તેને તેની સામે ફરી ઉમેદવારથવુંપડ્યું.

હિટલર નાઝી નામથી ઓળખાતા સમાજવાદીઓનો અગ્રણી છે. તેનો એવો મત છે કે વર્સેલ્સની સંધિ રદ ગણવી અને નુકસાનીની રકમો ભરવાની જર્મનીએ ધસીને ના પાડવી. થોડાં વર્ષો પહેલાં ગણ્યાંગાંઠ્યા માણસો તેના મતમાં ભળ્યા, પણ રફતેરફતે તેમાં જબરી ભરતી થઇ છે, અને આજે એ નાઝી દળ એટલું સત્તાવાન ગણાય છે કે અતુલ પ્રતિષ્ઠા અને ગજાપ્રેમવાળા હિન્ડનબર્ગ સિવાય કોઇ તેનો સામનો કરી શકે તેમ નહોતું એ ચૂંટણીઓ થઇ: એક માર્ચમાં અને બીજી ઍપ્રિલમાં. પહેલી હરીફાઇમાં હિંડનબર્ગને ફરી આવવા જેટલા વધુ પ્રમાણમાં મતો મળ્યા નહિ, જોકે હિટલર કરતાં તેને સિત્તેર લાખ મત વધુ હતા. બીજી ચૂંટણીમાં વધારાના મતનું પ્રમાણ આપેલું નહિ હોવાથી એકંદર વધારાના જોર પર હિંડનબર્ગ પાછા પ્રમુખપદે આવ્યા.

જર્મનીના પ્રધાન સંસ્થાન પ્રશિયામાં હિટલરની જબરી આણ વર્તે છે, અને લોકપ્રવાહ વધુ ને વધુ એ તરફ વળતો જાય છે. પરિણામે જર્મનીમાં નાઝી પંથ વધતો જ જાય છે. હિંડનબર્ગના કારભારીઓ ઉપર પણ તેના મતની છાયાઓ પડેલી છે, કારણકે તે તંત્ર તરફથી પણ જાહેર થયું છે કે હવે જર્મની વધુ નુકસાની ભરી શકશે નહિ અને ભરશે પણ નહિ.

વર્સેલ્સની સંધિને લીધે જે ગરીબી ને દુઃખ જર્મનીને વેઠવાં પડયાં છે તેનાથી ત્રાસી જર્મનોની મોટી સંખ્યા દુનિયાનાં કરજો ચુકાવવાની સામે ઊઠી છે. હિટલરે આ પરિસ્થિતિ અતિ ક્રૂરપણે પ્રકટ કરી બતાવી છે એટલે તેની આણ વધવાની જ

### જાપાન

જાપાને લાંબા વખતથી મંચુરિયા ઉપર ડોળો માંડયો હતો. મંચુરિયા એ ચીનનો સૌથી સમૃદ્ધ પ્રાંત છે. ત્યાંની મુખ્ય નિકાસ Humble soya bean છે અને પૂર્વ દેશોમાં તે મુખ્ય ખોરાક છે. ગયા સપ્ટેમ્બરમાં લડાઇ જાહેર કર્યા વિના જ જાપાને મંચુરિયા ઉપર ચડાઈ કરી. ચાર માસમાં તેણે એ પ્રાંતનો બધો દક્ષિણ પ્રદેશ સર કરી લીધો અને ચાઈનીઝ ઇસ્ટર્ન રેલ્વે સુધી ઉત્તરમાં હદ વધારી. આ જ વર્ષના ફેબ્રુઆરી માસમાં મંચુરિયામાં 'મંચૂકુ' નામે એક સ્વતંત્ર સંસ્થાન જાહેર કર્યું અને ચીનના પદભ્રષ્ટ બાળ બાદશાહ હેન્રી-પુ-ચી ને તેનો વડો બનાવ્યો તથા તેમાં ઘણા ચીની અમલદારો નીમ્યા. પણ બધાને ખબર છે કે જાપાની રક્ષણ અને સેના નીચે તેઓ માત્ર પૂતળાં જ હતાં. તે પહેલાં જાન્યુઆરીની ૨૮મીએ બીજું પગલું જાપાને એ લીધેલું કે બે હજાર જાપાની ખલાસીઓ અને દરિયાઇ સિપાઇઓ ચીનના મુખ્ય બંદર શાંઘાઇમાં ઉતાર્યાં અને શહેરના ચપેઇ નામના ભાગ ઉપર હુમલો લઇ ગયા. કારણમાં એમ બતાવ્યું કે શાંઘાઇમાં વસતા જાપાની વેપારીઓને ચીનાઓના હૂલ્લડો સામે રક્ષણ આપવા માટે એમ કરવું પડયું. પણ ખરૂં કારણ તો ચીને જાપાનના માલનો બહિષ્કાર જાહેર કરી તેનો વેપાર પૂરો ભાંગ્યો તેનું વેર લેવાનું હતું. આ હુમલો આખી દુનિયાની શાંતિને ભય રૂપ હતો, કારણકે શાંઘાઇ જેટલું ચીનાઇ વસતીવાળું છે તેટલું જ દેશપરદેશના વેપારીઓથી વસેલું છે. બધાને લાગ્યું કે ચીનના મોટાં વેપારી મથકો એક પછી એક હાથ કરવાની નેમ આ ચડાઇમાં છે, કારણકે ચાળીસ કરોડની

વસ્તીવાળો ચીન દેશ દુનિયાની મોટામાં મોટી બજાર થઇ શકે.

શાંઘાઇમાં ઊતરેલા એ નાનકડા જાપાની લશ્કરમાં પાછળથી નવી પૂરતી થઇ એટલે સોળ માઇલના વિસ્તારમાં ચીન સામે જાપાને મોરચા માંડ્યા. ૨૫૦૦૦ જાપાની સૈનિકોએ કેટલા યે દહાડા સુધી મોટી તોપો, ટૅંકો બલૂનો અને હાલનાં નાશકારક યુદ્ધશસ્ત્રોથી ચીનાઓની મોટી સંખ્યાનો ધાણ કાઢી નાખ્યો. એમાં થએલી નુકસાની એક કરોડ પાઉન્ડની ગણાય છે; ત્રણ યૂનિવર્સિટીઓનો તેમાં ખુરદો થઇ ગયો અને બધાં મળી દશ હજાર માણસો મૃત્યુવશ તથા અપંગ બન્યાં. બધાને લાગ્યું કે એક મહા ભયકર વિગ્રહનો પ્રારંભ થઇ ચૂક્યો. યુરોપમાં આ પ્રસંગથી ખળભળાટ મચી ગયો. કેટલીક યુરોપી પ્રજાઓ અને અમેરિકાએ પોતાની યુદ્ધનૌકાઓ અને સૈનિકોને શાંઘાઈ તરફ રવાના પણ કરી દીધાં. અમેરિકાએ ચીન અને જાપાનને ખરીતો મોકલ્યો કે તેઓ જાપાને મંચુરીઆ પર કરેલી જીતને ગેરકાયદેસર ગણશે. એ જ વખતે જીનીવા ખાતે શસ્ત્રપરિત્યાગ માટે મળેલી પરિષદને અંગે પ્રજાસંઘની બેઠક ચાલતી હતી તેણે પણ જાપાનને ચેતવણી આપી કે તેની રીતભાત હરામી ગણાશે.

થોડો વખત એવું દેખાયું કે જાપાન પ્રજાસંઘની અવગણના કરશે અને સંઘમાંથી રાજીનામું આપશે; પણ મે માસના પ્રારંભમાં ચીન અને જાપાન વચ્ચે સંધિ જાહેર થઇ તેને અંગે શાંઘાઇની આસપાસ ચીનાઇ સૈન્ય ગોઠવાએલું રહેશે, પણ જાપાનીઓ એક માસમાં ખાલી કરી જાય એવું ઠર્યું. એ ખાલી કરી જતું લશ્કર મંચુરિયાં રવાના કરવામાં આવ્યું છે.

જાપાનને ઠેકાણે લાવવામાં ચારે તરફનું દબાણ ઘણું કારણભૂત છે. બીજું કારણ જાપાનમાં ઉદાર મતવાદી મુત્સદીઓ તથા લશ્કરવાદીઓ વચ્ચે ચૂંટણીમાં હરીફાઇ ચાલતી હતી તે પણ હોય. મુત્સદીઓ પશ્ચિમના વિચારો, પશ્ચિમના પ્રજાવાદ અને મૈત્રી તેમજ સુલેહ સાચવવાના મતના છે; લડાયક સ્વભાવના નેતાઓ જાપાનને પહેલાંની પદ્ધતિ પર રાજ્યકારભાર કરવા આગ્રહ કરે છે. સંધિબંધિ ધોળી પી જવી અને મુક્કા બતાવી જોઇએ તે હાથ કરવું એ તેમની નીતિ છે.

(અંબેજી ઉપરથી)

## સ્વદેશી

આજની 'સ્વદેશી' પ્રવૃત્તિ એ 'સ્વદેશી'નો ત્રીજો અવતાર છે. પહેલો અવતાર આજથી પચાસસાઠ વર્ષ પર થયો હતો. મહર્ષિ રાનડે, જેમની આર્ષદૃષ્ટિમાંથી વર્તમાન હિંદુસ્તાનની સઘળી સુધારણા ઉદ્ભવે છે, તે એના લગભગ આદ્યદ્રષ્ટા હતા. પણ તે જમાનામાં સ્વદેશી વસ્તુપ્રચારનો પ્રયત્ન સફળ ન થયો; કેમકે નવા ઉદ્યોગો સ્થાપનાર પાસે જોઇતી મૂડી નહિ; જેમની પાસે મૂડી તેમને કાળજે દેશહિત હજી લાગેલું નહિ, શિક્ષિતોમાં જોઇતું ઔદ્યોગિક કૌશલ નહિ, અને લોક હજી પશ્ચિમની કારીગરીના મોહથી અન્ધ: 'કન્ટ્રી' નામ હૃદય સાથે પ્રેમથી ચાંપવાનું નહિ, પણ હલકી કારીગરી માટે તિરસ્કારવાચક શબ્દ! આ પ્રમાણે પ્રથમ યુગ ઋષિઓનો, પણ સાધકોનો નહિ.

'સ્વદેશી'નો બીજો અવતાર ૧૯૦૫માં બંગભંગને પરિણામે થયો. એ વખતે ઉત્સાહ પુષ્કળ; 'સ્વદેશી'નાં વાદિત્ર સુમધુર અને ઉચ્ચ સ્વરે વાગ્યાં; પ્રથમ યુગ જેવી મંદતા નહિ, એટલું જ નહિ પણ કૌશલ પણ પહેલા યુગ કરતાં વધારે હતું; મૂડી પણ પડદામાંથી નીકળી. પરંતુ નવા ઉત્સાહથી દોડતાં, સ્વાભાવિક રીતે એણે ઠોકરો ખાધી. તોપણ એ પ્રવૃત્તિએ પ્રજાનું દૃષ્ટિબિંદુ હમેશ માટે ફેરવ્યું એમ કહીએ તો ચાલે. પણ વસ્તુતઃ કાર્ય થયું તેના પ્રમાણમાં અવાજ વધારે થયો; કારણકે ખરું જોતાં એનો પ્રયોજક હેતુ ઔદ્યોગિક નહિ પણ રાજકીય હતો; અન્તરંગ નહિ પણ બહિરંગ હતો. એનો પોતાનો નહિ, પણ પારકો હતો. દરેક પ્રવૃત્તિ જ્યારે એના પોતા ખાતર કેળવાય ત્યારે જ તે જોઇએ તેવી સફળ નીવડે છે.

આજની આપણી 'સ્વદેશી' પ્રવૃત્તિ એ સ્વદેશીનો ત્રીજો અવતાર છે, અને આપણે આશા રાખીશું કે એ સર્વથા દેશના આર્થિક ઉદ્ધારના હેતુથી પ્રેરિત હોઇ ચિરંજીવી નીવડશે. કોઇની એવી સમજણ હોય કે 'ભણ્યોગણ્યો તે નામું લખે, અને ન ભણ્યો તે દીવો ધરે' એ ન્યાયે ઉત્તમ રાષ્ટ્રસેવકો તો કેદમાં જ જાય, અને કેદમાં ન જઇ શકે તે જ આજે સ્વદેશી પ્રદર્શનો ભરી દેશને ગૌણ પ્રકારની સેવા કરે, તો એવાઓને નમ્ર નિવેદન છે કે આ માનવું ભૂલભરેલું છે. સહુ ભાઇઓને આટલું શાંતિથી વિચારવા વિનતિ છે કે દેશ જ્યારે સ્વરાજ્યનું યુદ્ધ લડી થાકયોપાકયો અને ભૂખથી મરતો તમારે આંગણે આવશે તે વખતે તમે એને શું આપશો? અન્ન માગશે તે વખતે કાઉન્સિલના પથ્થરથી કામ નહિ સરે. ક્ષેત્રો ખેડી અન્ન પકાવી રાખ્યું હશે તો જ દેશને તે વખતે જીવતો રાખી શકાશે. અમારું લેશમાત્ર પણ એમ કહેવાનું તાત્પર્ય નથી કે દેશના ઉદ્યોગને અને રાજકીય પ્રવૃત્તિને કાંઇ જ સંબંધ નથી. રાજ્ય દેશના ઉદ્યોગોને ખીલવવા માટે કેટલું મહાન કાર્ય કરી શકે એના ઘણાં દૃષ્ટાંત વર્તમાન સમયમાં આપણાં નેત્ર આગળ ઊભાં છે. જર્મની જે સો વર્ષ ઉપર માત્ર જગતની પાર રહેલા (Metaphysical) તત્ત્વની શોધમાં ગૂંથાએલું રહેતું તેને એના રાજ્યતંત્રીઓએ વિવિધ પ્રકારની કેળવણી વડે જગતના પ્રથમ પંક્તિના ઉદ્યોગકુશલ દેશ તરીકે આગળ લાવી મૂક્યું. જાપાન જે પોણોસો વર્ષ ઉપર પુરાણા જમાનાનો ઊંઘતો દેશ હતો એને એના રાજ્યતંત્રીઓએ યુદ્ધકળામાં અને ઔદ્યોગિક કુશળતામાં તથા વેપારની યુક્તિમાં યુરોપને ચ્પદેખાઇ કરાવે અને પ્રસંગ આવતાં ટક્કર મારે એવી સ્થિતિમાં મૂકી દીધો. રશિયા જે વીસ વરસ ઉપર કેવળ ઉદ્યોગહીન દેશ હતો—એવો જડ કે 'જેને એક ઉંદરિયું (Mousetrap) બનાવવા જેટલી પણ બુદ્ધિ ન હતી'—એ રશિયામાં સોવિયેટ રાજ્યે (પ્રજાસમષ્ટિરૂપ રાજ્યતંત્રે) એની પાંચ વર્ષની ઔદ્યોગિક યોજના વડે બીજા ઔદ્યોગિક દેશોને ખળભળાવી મૂક્યા છે. ઇટલી જે દસકા

ઉપર એક જૂનાં ખંડિયેરનો દેશ હતો એને એના મહાન રાજ્યતંત્રી મુસોલિનીએ એવો દીપ્તિમંત કરી મૂક્યો છે કે બીજાં રાજ્યો એના પ્રતિ આશ્ચર્યથી વિકસેલી આંખે જુએ છે. ટૂંકામાં અત્યારે એમ સિદ્ધાંત રૂપે મનાઇ ચૂક્યું છે કે જેમ વર્તમાન યુગમાં કોઇપણ ધંધો નાના પાયા ઉપર ફતેહમંદ ન થઇ શકે તેમ કોઇપણ દેશના ઉદ્યોગ એકાદ વ્યક્તિના પરાક્રમથી સફળ ન થાય; એને રાજ્યનો આશ્રય અને રાજ્યનું ઉત્તેજન અવશ્ય જોઇએ . . . . . હિંદને મહાત્મા ગાંધીજીએ જે એક મહાન સત્ય સમજાવ્યું છે અને ઉપદેશ્યું છે તે પ્રમાણે હવે પ્રજાએ પરાશ્રય છોડી, આત્માવલંબી થઇ, પોતાનું ભવિષ્ય જેટલાં સાધન હોય તેટલાં સાધનથી ઘડવા બેસી જવું એ જ ઉત્તમ માર્ગ છે. આ જ ખરૂં રાજ્યતંત્રનું સમકક્ષ પ્રજાતંત્ર છે. હિંદે હવે પરમુખપેક્ષી ન થતાં, પોતાના હાથ, પગ અને ખભા ઉપર દૃષ્ટિ નાખી, એના બળ ઉપર જ ઝઝૂમવાનો નિશ્ચય કરવો જોઇએ. બંગભંગ વખતે જન્મેલા આ સિદ્ધાંતને અત્યારે ગાંધીજીએ સર્વમાન્ય કરી આપ્યો છે. આપણા દેશના આ નવીન માનસનો આવિષ્કાર આ 'સ્વદેશી' ઉદ્યોગની પ્રવૃત્તિમાં થાય છે, અને પ્રજા જો આ સ્વદેશીનું વ્રત અસ્ખલિત રીતે પાળશે તો જકાતની દિવાલો જેકાર્ય નહિ સાધી શકે તે એ વ્રત સાધી આપશે. . . . આ સ્થળે એક બીજી ચેતવણી આપવાની પણ જરૂર છે. અમે ઘણા સ્વદેશી કાપડના આગ્રહી એવા જોયા છે કે જેઓ એક તરફ ખાદી પહેરે તો બીજી તરફ સેંકડોનો પરદેશી માલ ખરીદે ! આ ખરૂં સ્વદેશી વ્રત નથી. સ્વદેશી વ્રત એ એક શુષ્ક આચાર નથી, પણ માનસિક સ્થિતિ છે કે જેમાંથી આચાર, ડાળમાંથી પુષ્પની માફક સ્વાભાવિકતાથી ઊગે છે. અને એ માનસિક સ્થિતિ એકવાર બંધાઇ ગઇ એટલે એ સમસ્ત જીવનમાં વ્યાપક થઇ સમજવી. આનો અર્થ એ નથી કે સ્વદેશાભિમાનથી અલિપ્ત રીતે સૌંદર્ય વગેરે ગુણો, 'ગુણાः પૂજાસ્થાનં' એ ન્યાયે આપણે પારખી કે સત્કારી ન શકીએ; પણ એ જ સૌંદર્યપૂજાથી અલિપ્ત રૂપે આપણું સ્વદેશી વ્રત પણ પાળી શકીએ. પારકી વાડીનાં પુષ્પ ઉપર કેવળ મુગ્ધ ન થતાં એવું જ વૃક્ષ આપણે આપણી વાડીમાં પણ વાવી-ઉછેરી શકીએ, અને તે પારકાની ઇર્ષ્યાથી નહિ પણ જગતમાં સૌંદર્યને અનેકગણું વિસ્તારવાના શુભ આશયથી. જેમ એક રાષ્ટ્રના જનસમાજમાં ધન, બુદ્ધિ કે સંસ્કૃતિ એક વર્ગમાં જ પૂરાઇ રહે એ અનિષ્ટ છે, તેમ પૃથ્વીનાં અનેક રાષ્ટ્રોના સમુદાયરૂપ મનુષ્યજાતિમાં પણ અમુક જ રાષ્ટ્ર ધન, બુદ્ધિ અને સંસ્કૃતિનો ઇજારો ભોગવે એ અનિષ્ટ છે. જેમ વિવિધ પ્રજાઓ પોતાની વિવિધ શક્તિ અને રુચિ અનુસાર ધન, બુદ્ધિ અને સંસ્કૃતિનાં વિવિધ રૂપ કેળવે, તેમ જ મનુષ્યજાતિના જીવનની સિદ્ધિ; નહિ કે અમુક જ પ્રજાને એ સૌભાગ્ય હોય, અને બીજી નિર્ધન, જડ ને પશુ સમાન જીવન ગાળે. આટલા માટે જ, અમે સ્વદેશી વ્રત ધારણ કરીએ છીએ અને સ્વદેશી વ્રતનો આ હેતુ જ ભારતદેશના ભૂતકાળને શોભતો છે. એ દેશે અન્ય દેશ સાથે વેર બાંધવાનો, એને જીતવાનો, એને નિર્ધન કે ગુલામ બનાવવાનો કદી આશય રાખ્યો નથી, એણે એનાં સામ્રાજ્ય તો હમેશાં મનુષ્યની મનુષ્યતા વિસ્તારવા માટે જ એશિયા માઇનોર, ચીન, જાપાન, મોંગોલિયા, કામ્બોડિયા, બોર્નિયો, સુમાત્રા, જાવા, સિંહલદ્વીપ આદિ સ્થળે વિસ્તાર્યાં છે.—'વસંત'

## કલકત્તા યુનિવર્સિટીનું પ્રશંસાપાત્ર પગલું

કલકત્તા યુનિવર્સિટીની સેનેટની કમિટિએ હમણાં માધ્યમિક કેળવણી વિષે નવી નીતિ અખત્યાર કરવાની ભલામણ કરી છે અને તેમાં બંગાળામાં પ્રચલિત ચાર મુખ્ય દેશી ભાષાઓ દ્વારા શિક્ષણ આપવાની ગોઠવણ કરવાનું જણાવી તે સાથે રાજભાષા અંગ્રેજીનું શિક્ષણ પણ નબળું ન પડે તેવાં પગલાં લેવાનું ઠરાવ્યું છે. આથી બંગાળાની સરકારની સાથે સેનેટને કેટલીક અથડામણ થશે એ વાત ખરી છે; પણ આશા છે કે તે વિજયથી નીવડશે અને તેનો દાખલો બીજી યુનિવર્સિટીઓને ધડો લેવા લાયક બનશે. કમિટિએ સૌથી અગત્યની જે ભલામણ કરી છે તે તો એ છે કે મૅટ્રિકની પરીક્ષામાં એક અંગ્રેજી સિવાય બીજા વિષયોમાં વિદ્યાર્થીઓને માતૃભાષામાં જવાબો આપવાની છૂટ આપવી. એ ઉપરાંત વિદ્યાર્થીઓને મૅટ્રિક પછી વ્યવહારમાં કામ લાગે એવા, ટાઇપરાઇટિંગ, દેશી અને અંગ્રેજી નામું, વ્યાપારવણજ, શૉર્ટહેન્ડ, અને બાગવિદ્યા, ખેતીવાડી, સુતારી વગેરે કામનું શિક્ષણ પણ આપવાની ભલામણ કરી છે. તેવી જ રીતે કુમારીઓને ગાયન, વાદન, ભરત, ગૂંથણકળા, રંગાઇકામ, સૂપશાસ્ત્ર વગેરેનું જ્ઞાન આપવાની ભલામણ કરી છે, અને તેમાં ડિપ્લોમા આપવાનું જણાવ્યું છે. આ સર્વ ભલામણોમાં દેશી ભાષાનું પ્રભુત્વ તેણે સ્વીકાર્યું છે એ ખાસ વખાણવા લાયક છે. આ આખી યોજના વિચારવા જેવી છે, અને તેનો સ્વીકાર થાય તો દેશને અત્યંત લાભકર્તા થઇ પડે તેવી છે. કહેવાય છે કે આ ભલામણ નવી નથી. ઘણાં વર્ષો પૂર્વે યુનિવર્સિટીની સેનેટે તે સ્વીકારી હતી; પણ સરકારે તે ઉડાડી દીધી હતી. અંગ્રેજી કેળવણીનું ધોરણ નબળું નહિ પડવા દેવું એવું કમિટિએ ઠરાવેલું છે, તેથી અગાઉનું તેને ઉડાડી દેવાનું બહાનું વાપરવાની સરકારને હવે તક નહિ મળે છતાં આ ભલામણોનું છેવટ શું આવે તે બીજા પ્રાંતના લોકોને જાણવા જેવું થઈ પડશે. ('ગુજરાતી')

## હિંદુસ્તાનની યુનિવર્સિટીઓનો વિધાતા

ગણિતનો જેને સાવ કંટાળો હતો એવા મૅકોલે નામના એક છોકરાએ હિંદુસ્તાનની હાલની કેળવણીના પાયા નાખ્યા એ નવાઇ જેવી વાત છે ને ? તેનો બાપ બહુ જ તવંગર હતો અને ખૂબ જ સખાવતો કરતો. તેને લઇને કાળાંતરે તે ગરીબામાં આવી ગયો. તેનો દીકરો, આપણો ટૉમસ બૅબિંગ્ટન મૅકોલે, ખૂબ ભણીગણી બૅરિસ્ટર અને પાર્લમેંટનો મેમ્બર બન્યો હતો. તેને માથે કુટુંબનો બોજો સાચવવાની ફરજ આવી પડી

ઇસ્ટ ઇન્ડિયા કંપનીને એ અરસામાં એક કાયદાબાજ સલાહકાર રાખવાની જરૂર પડી અને તે માટે મૅકૉલેને પૂછ્યું. પગાર બહુ ભારે મળવાનો હતો; મહિને સાડા બાર હજાર રૂપિયા! એટલે સાહેબે પાર્લામેંટમાંથી રૂખસદ માગી અને આવ્યા હિંદુસ્તાન. ઈ.સ. ૧૮૩૪ની એ સાલ હતી.

ઇસ્ટ ઇન્ડિયા કંપનીને એ અરસામાં ગુમાસ્તા કારકુનો સંખ્યાબંધ જોઇતા હતા, પણ ભાષાની મૂંઝવણ બહુ પડતી. એથી અંગ્રેજોને દેશી ભાષા શીખવી પડતી અને અંગ્રેજી સમજનારા દેશી કારકુનો પણ ભારે પગાર માગતા. આ સ્થિતિ જોઇ મૅકૉલેએ સૂચના કરી કે કેટલાક દેશીઓને કારકુની કામની તાલીમ આપી તૈયાર કરવા જોઇએ. એ પરથી એક નાની નિશાળ કાઢી. ત્યાં અંગ્રેજી, હિસાબી કામ અને થોડુંઘણું પરચુરણ જ્ઞાન અપાતું. એ શાળાનો ઘણાઓને મોહ લાગ્યો. અંગ્રેજી ભણનાર હોશિયાર ગણાવા લાગ્યો વળી તેનો લાભ પણ ભારે મળતો, કેમકે ઇસ્ટ ઇન્ડિયા કંપની અંગ્રેજી ભણેલાને સારો પગાર આપતી.

ધીમેધીમે કેટલાક હિંદી શ્રીમાનોએ એ નમૂના પર નિશાળો કાઢી. તે માટે ખાસ યુરોપથી શિક્ષકો લાવવામાં આવતા. કામ આગળ વધતાં આખા હિંદમાં યુરોપના નમૂના પર નિશાળો અને કૉલેજો થઇ. મૅકૉલે સાહેબે તો ચાર વર્ષમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીની નોકરી પૂરી કરી, અને તે દરમિયાન લખલૂટ દોલત મેળવી પછી પાછા વતનમાં જઇને તેમણે તો રાજદ્વારી અને સાહિત્યપરાયણ કારકિર્દીમાં ઝુકાવ્યું. એ જ તેનું મનગમતું ક્ષેત્ર હતું. રાજકીય અને સાહિત્યનાં અનેક પુસ્તકો તેણે લખ્યાં અને ખૂબ પ્રસિદ્ધિ મેળવી યુદ્ધમંત્રીનું પદ મેળવ્યું, અમીર બન્યો અને અંતે લોર્ડ મૅકૉલે થયો.

### ફુદીનો

આપણે જેને ફુદીનો કહીએ છીએ તેને સંસ્કૃતમાં પુદીન, મરાઠીમાં પુદીના, હિંદીમાં ફુદીના અને અંગ્રેજીમાં મીન્ટ કહે છે. તેની વિશેષ ઉત્પત્તિ ખાસ કરીને ચીનમાં થાય છે એનાં નાનાંનાનાં ઝાડ થાય છે. એને તુલસીની જ એક જાત કહી શકાય. એનાં પાંદડાં તુલસીના પાનને કંઇક અંશે મળતાં પણ તેનાથી કદમાં સહેજ નાનાં અને ગોળ હોય છે.

ફુદીનો અજીર્ણનાશક, પાચક છે. અજીર્ણ ઉપર ફુદીનાનો અર્ક સાકર સાથે લેવાય છે. વળી એ સ્વાદિષ્ટ અને મોમાં અમી ઉત્પન્ન કરે છે એટલે માંદા માણસોને ફુદીનાની ચાહ આપવામાં આવે છે. આ ઉપરાંત તેનો રસ ચાઠાં ઉપર ચોપડવાથી તે મટે છે. તેમ જ ઉધરસ, અતિસાર અને મૂર્છા ઉપર એનો રસ ઘણો ફાયદાકારક છે. અર્ધો તોલો ફુદીનાના રસમાં તેટલો જ આદુનો રસ મેળવીને તેમાં એક માસો સિંધવ નાખી શૂળના દર્દીને પાવાથી આરામ થાય છે ફુદીનાનાં પાન અથવા તેનો રસ નાગરવેલના પાન સાથે ખાવાથી વીંછીનું ઝેર ઊતરે છે.

ફુદીનાની ચટણીનો સ્વાદ તો ઘણાખરાએ કર્યો હશે. ફુદીનો, ખારેક, કાળી દ્રાક્ષ ને મરીને લસોટી તેમાં સિંધવ, હિંગ ને જીરૂ નાખેલી ચટણીમાં લીંબુ નીચોવી સેવન કરવાથી અરુચિ મટી જઇ મોંમાં અમી છૂટે છે.

### રૉબો

માણસનું કામ કરી આપનારાં યંત્રોને રૉબો કહે છે. તે અંગ્રેજીમાં Robot લખાય છે તેનો ઉચ્ચાર રૉબો થાય છે. આપણાં મોટાં સ્ટેશનો પર એક આનો નાખતાં પાસ મળે છે તેમ યુરોપમાં ઘણે ઠેકાણે યંત્રો ફોટોગ્રાફ પાડે છે, સીગાર કે જરૂરની ચીજો વેચે છે. અમેરિકામાં તો એવા સંચાને ઉપરથી માણસનું સ્વરૂપ આપે છે અને ઘણે ઠેકાણે તો પધારો, આવજો, સાહેબજી, વગેરે વાક્યો પણ એ સંચા બોલે છે.




(બે ગુણ)

એક ધંધાદારીએ તેના પુત્રને શિખામણ આપી કે ધંધામાં વધવું હોય ત્યારે બે ગુણ અવશ્ય રાખવા.

'તે કયા?' છોકરાએ પૂછ્યું.

'પ્રામાણિકપણું અને અગમચેતી.'

'પ્રામાણિકપણું કોને કહેવું?'

'ગમે તેવું દુઃખ પડે તોપણ આપેલું વચન પાળવું તે.'

'અને અગમચેતી એટલે?'

'વચન આપવું જ નહિ તે.'

ૐ

એક ડોશીમાએ દોરડાની ખેંચંખેંચાની હરીફાઇ પહેલી વાર જોઇ એટલે બોલી ઊઠયાં: 'અરેરે! એમ તે એ તૂટે? છરી લઇને વચમાંથી કાપી નાખોને?'

ૐ

રમુઃ બા, કાકાએ કહ્યું કે હું તને જન્મદિવસે ચાંદીનો ચમચો ભેટ આપીશ. પણ આ તો કોઇ બીજી સફેદ ધાતુનો લાગે છે.

બાઃ પણ તું ચાંદી ને બીજી ધાતુ ઓળખી જાણે છે?

રમુ: ઓળખી નથી જાણતો; પણ કાકાનો સ્વભાવ તો જાણું છું ને?

ૐ

એક ખેડુતની ગાય બહુ મસ્તીખોર હતી અને તેથી તેને દોહવાનું તદ્દન અશક્ય હતું આથી ખેડુતે તેને એક માણસ સાથે પાસેના મેળામાં વેચવા માટે મોકલી જે માણસ ગાયને લઇ ગયો હતો તે ધારવા કરતાં ઘણા પૈસા લઇને આવ્યો. આથી ખેડુતે તેને પૂછ્યું 'તેં ગ્રાહકને ગાય વિષે સાચી બીના કહી હતી?' પેલા માણસે જવાબ આપ્યો 'ગ્રાહકે મને પૂછ્યું કે "ગાય ઝાઝું દૂધ આપે છે?" ત્યારે મેં કહ્યું, 'અરે તમે દોહતાં થાકી જશો'

એક જુવાન રીપોર્ટરે પોતાના છાપા માટે બર્નાર્ડ શૉની મુલાકાત માગી તેના જવાબમાં શૉએ હજારેક શબ્દોનો ઉત્તર ઘડી આપ્યો ને પૂછ્યું, 'આનાં મને કેટલાં નાણાં મળશે?' રીપોર્ટર તો આભો જ બની ગયો. એક હજાર શબ્દો મફતમાં માગવાની ધૃષ્ટતા કરવા માટે તેના પર બખાળા કાઢતાં શૉએ પૂછ્યું, 'તને પોતાને શો પગાર મળે છે?' 'અઠવાડિયે પાંચ પાઉન્ડ' 'બસ ? ઠીક, જા; તારા તંત્રીને કહે કે તને સાત પાઉન્ડ કરી આપે તો આ લખાણ હું આપું' રીપોર્ટર હરખભેર ઉપડ્યો; પણ બીજે દહાડે આવીને કહ્યું કે 'તંત્રી તો માત્ર એક જ પાઉન્ડ વધારવાનું કહે છે. 'એટલું તો એટલું.' કહીને શૉએ તેને લખાણ સોંપતાં કહ્યું, 'ન ગામા કરતાં કે'ણો મામો શો ખોટો?'

❧

અનેકાર્થી શબ્દ: પાટ—મોટો પાટલો, બાજઠ; થાન, તાકો; મોટું તામ્રપત્ર; પૂજ્ય વ્યક્તિઓને માટે પગ દઈને ચાલવા સારુ વાટમાં પાથરવામાં આવતાં કપડાં; જમીનનો લાંબો વિસ્તાર; ઘણા બેસી શકે તેવી બેઠક; એથી વધુ નગનો સામટો વણાટ; ઘેણને પહેરવાનો ફાળ; ઢોરને પાણી પાવાની નાની તળાવડી; આક બોલવા તે; રાજગાદી. માનભરી જગ્યા.


સ્વાતંત્ર્ય એ રાજ્યના સ્વરૂપમાં નથી; સ્વાધીનતા રાજ્યતંત્રની ગૂંચોમાં નથી; એ તો રહ્યાં લોકસમૂહના આત્મબળમાં. જેનો આત્મા બળવાન હોય તેની સ્વાધીનતા કોણ છીનવી લઈ શકે?

(મુનશી કંપની)

જેનો પહેલો ને છેલ્લો આંકડો સરખા ન હોય એવી ત્રણ આંકડાની રકમ લો. તેને અવળી કરી નવી રકમ બનાવી તે બંનેની બાદબાકી કરો. તો બાદબાકીમાં હંમેશાં એક નવડો આવશે, બાકીના બે આંકડાઓનો સરવાળો નવ થશે, અને આખી રકમને નવ વડે ભાગી શકાશે

❧

ખોટી કહેવતો: 'કમળો હોય તે પીળું જ દેખે' એ વાત વૈદકીય દૃષ્ટિએ ખોટી છે. કમળાવાળાની આંખ જ માત્ર પીળી હોય છે; તે પીળું જોતો નથી હોતો.

❧

હળદરની ધુમાડીથી ડિફ્‌થીરિયા શમે.

**જાદુઈ ચોરસ**

નીચેના ચોરસમાં ૧થી ૩૬ સુધીના આંકડા ગોઠવ્યા છે અને દરેક આડી તથા ઊભી લીટીનો સરવાળો ૧૧૧ થાય છે

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮ | ૩૦ | ૨૭ | ૧૦ | ૨૫ | ૧૧ |
| ૩૫ | ૬ | ૩૩ | ૩૪ | ૧ | ૨ |
| ૧૭ | ૧૩ | ૨૨ | ૨૧ | ૨૪ | ૧૪ |
| ૨૦ | ૧૯ | ૧૬ | ૧૫ | ૧૮ | ૨૩ |
| ૫ | ૩૧ | ૪ | ૩ | ૩૬ | ૩૨ |
| ૨૬ | ૧૨ | ૯ | ૨૮ | ૭ | ૨૯ |

William sex quickly caught five dozen republicans એ વાક્યમાં બધા અંગ્રેજી મૂળાક્ષરો આવી જાય છે!

પોપટ છાતીથી કદિ બોલતો નથી. હૈડિયાંથી અવાજ કાઢે છે.

❧

વીંછી કરડેલા અંગની સામેના નસકોરામાં (ડાબે અંગે કરડ્યો હોય તો જમણા નસકોરામાં) હળદરની ધુમાડી જોરથી ખેંચાવવાથી વીંછી ઉતરશે.

❧

૧૦૬ 1/16 કેરેટ વજનનો કોહિનૂર નામનો અમૂલ્ય ગણાતો હીરો એક બેદુ-તે પાંચ રૂપિયાથી પણ ઓછે વેચાયો હતો.

❧

મોં પર દસેક મિનિટ ભીનો રૂમાલ બાંધી વાળને પલાળી રાખવાથી ઘણી જ સહેલાઈથી હજામત થઈ શકશે.

❧

નવસાર ને ફટકડી સરખે ભાગે લીંબુના રસમાં ઘસી ચોપડવાથી દાદર મટશે.

❧

આજે ઈંગ્લંડમાં માનીતી થએલી ફુટબૉલની રમત રમવી એ ઈંગ્લંડના ૮મા હેન્રી રાજાના વખતમાં ગુનો ગણાતો.

❧

દક્ષિણ અમેરિકામાં થતા 'સ્ટેવિયા' નામના એક છોડનાં તત્ત્વો સાકર કરતાં ૩૦૦ ગણાં મીઠાં હોય છે. (હ.કા.)

❧

લંડનના એક પ્રદર્શનમાં રજુ થયેલ દુનિયામાં હલકી એલ્યુમિનિયમની સીડી આખી હતી: ચાર ઔંસ વજનની (હ.કા.)




જર્મનીમાં એલ્બ નદીને કાંઠે આવેલા આ ભૂખરા (પત્થર) ખડક વિષે એવું અપશુકન મનાય છે કે એલ્બનાં પાણી જ્યારે તેના પર અમુક નીશાણી આવે ત્યારે જર્મની પર આપત્તિ આવી પડે, અને છેલ્લાં ૫૦૦ વર્ષ થયા આ અચૂક બનતું આવ્યું છે. તેના પર ઓછામાં ઓછી પાણીની સપાટી ઇ.સ. ૧૯૧૮માં આવી હતી (જ્યારે જર્મની મહાયુદ્ધમાં હાર્યું જાહેર થયું અને તેના પર આકરો યુદ્ધદંડ ઠોકાયો) ચિત્રમાં તેના પર લખેલા અક્ષરોનો અર્થ એવો થાય છે કે 'જ્યારે મને જુઓ ત્યારે રડો.'




એબિજાયન કૌંગો ના બુદ્ધીનો આ રાજા 'મુશીદી' ૪૨૦ બાળકોનો પિતા હતો!

**Back**,(બૅક) *n.* The upper part in animals and the hinder part in men:પીઠ;પુંઠ;વાંસો;બરડો.2.A broad high ridge; કરાડ.3. The outward or upper part of a thing: પાછલો ભાગ; પીઠ;પુંઠ;પૃષ્ઠ ભાગ.4. The hinder part: નીચેનો પૃષ્ઠ ભાગ.5.The part out of sight:અદૃશ્ય ભાગ; બીજો ભાગ-છેડો.6.*The thick and strong part* of a cutting tool: કાપવાના હથિયારનો ઉપરનો જાડો ભાગ; જાડોભાગ; પીઠ; પૃષ્ઠ. B. & edge:તદ્દન; સંપૂર્ણ રીતે.*Behind the* **b.**:પુંઠે;પાછળ;પરોક્ષ.*On one's* **b.**:ચતું,છતું.*To break the* **b.** *of*: શક્તિહીન ક૦. *To cast behind the* **b**: ભૂલી જવું; દરકાર ન રાખવી. *To lie on* **b.**: છતુંપાટ-ચતું રહવું. *To see the* **b.** *of*: પાપ કાઢવું;કાઢે પાણીએ ખસ કાઢવી.*To turn the* **b.**: પીઠ દેખાડવી; પાછા ફરવું; પુંઠ કરવી. *To turn the* **b.** *to one*: ઉપરી છે એમ સ્વીકારવું. *To turn the* **b.** *on one*: ધિક્કારવું;તુચ્છકારવું;તરછોડવું; અવગણના કરવી. *adv.*To the place from which one came:પાછા ફરીને. 2. To a former state or condition:અસલની સ્થિતિએ;હતા તેમના તેમ.3.Away from contact:પાછું;પ્રતિ.4. Behind: પુંઠે;પછવાડે;વાંસે.5. Away from the present:પાછળ; વાંસે.6. Again; in return: પાછા ફરીને.7. In arrear: ચઢી ગયેલું. *vt.* To mount: સ્વારી કરવી; ચડવું;-ઉપર બેસવું. 2. To support: મદદ આપવી; ઉત્તેજન આપવું; ટેકો આપવો; મદદ કરવી; પુષ્ટિ આપવી.3. To cause to recede: પાછા હઠાવવું; પાછા ખસેડવું. 4.To make a back for: પુંઠું કરવું-ચડાવવું.5.To write upon the back of; to endorse: શેરો કરવો;-ની તળે લખવું.6.To bet on the success of:-નીફતેહ થશે-જીતશે એમ સરત બકવી;હોડ ક૦.7. To adjoin behind:પાછળ લગોલગ આવી રહેવું. *To* **b.** *out*: પાછા હઠવું; ખસવું; ત્યજવું; ન પળવું; નીકળી-છટકી જવું. *To* **b.** *up*: ઉપરાણું લેવું; સહાય કરવી; મદદ ક૦. *To* **b.** *out of*:મન બદલવું;મન ઉઠાવવું;તજવું.*vi.* To move back:પાછા હઠવું;પાછા પડવું.*a.* Remote:પહેલાનું. 2. Backward in direction: વળતું; પાછું ફરતું

**Cast**,(કૅસ્ટ)*vt.* (*imp*: : *pp.* **cast.**) To fling: ફેંકવું.2.To direct or turn, as the eyes:નજર-આંખ ફેરવવી. 3.To drop:નાંખવું; વેરવું; વાવવું. 4. (*a*) To throw down as in wrestling: હરાવવું; પાડવું.(*b*)To condemn: હલકુ પાડવું; અપરાધી-દોષિત ઠરાવવું.5. To throw up:ઉલ્ટું ક૦;ચણી દેવું. 9. To bring forth prematurely:અધુરે જણવું. 7. To compute:ગણવું; નક્કી ક૦; ગણતરી ક૦.8To contrive; to plan: યોજના ઘડવી; યોજવું; ઠરાવવું. 9.To defeat,in a law-suit:દાવો વિરૂદ્ધ ઉતારવો-ક૦.10.To overbalance: ઉથલાવી નાંખવું;નમાવવું. 11.To found: બીબાથી ઘાટ પાડવો-બનાવવો. 12. To distribute or allot, as the parts of a play among actors:વહેંચી આપવું; કામ આપવું; વેશધારીને વેશ વહેંચી આપવા. *To* **c.** *anchor*: (વહાણ) લંગરવું.*To* **c.** *a shoe*: નાળ પાડી નાખવો. *To* **c.** *aside*: કોરે મૂકવું; રદ કરવું;કાઢી નાંખવું. *To be* **c.** *in damages*:ખર્ચ માથે પડવું.*To* **c.** *above*: વાદળથી અંધારૂં ઘોર થવું-છવાઈ જવું. *To* **c.** *down*, to deject:મનોભંગ ક૦.*To* **c.** *in one's lot with*: કોઈના નસીબમાં ભાગ લેવો.*To* **c.** *lots*:ચીઠીઓ નાંખવી.*To* **c.** *one's self on or upon*, to yield:સામાના ખોળામાં માથુ મૂકવું. *To* **c.** *young*: કસુવાવડ થવી; અધુરે જણવું-જવું. *To* **c.** *a nativity*: જન્માક્ષર ક૦.*To* **c.** *eyes on*:નજર-દેખરેખ-તપાસ રાખવી.*To* **c.** *the water*, to examine urine: મૂત્ર-પેશાબ તપાસવો. *To* **c** *up*: ગણવું; ગણના ક૦. *To* **c** *in one's teeth*: મ્હેણું દેવું; સામો જડબાતોડ જવાબ આપવો.*vi.*To shape in a mould: ઘાટ ઉતારવો;-નો ઘાટ થવો-પડવો-ઘડાવો-બંધાવો. 2. To vomit: ઓકવું; નાંખવું. 3 To turn or revolve in the mind; to plan: મનમાં ગોળાવાં ક૦;ધારવું; યોજવું. 4. To warp:to become twisted out of shape :વાંકું થવું; વળી જવું; અમળાઇ જવું.*To* **c.** *about for*: શોધવા ફાંફાં મારવાં;આમતેમ ખોળામાં અથડવું. *n.*A throw:નાંખવું-ફેંકવું તે-પ્રક્ષેપ;ક્ષેપ.2 The thing thrown:ફેંકેલી ચીજ વસ્તુ-પદાર્થ.3. The act of casting in a mould:બીબામાં પાડવું તે;(ધાતુનું)ભરત.4.Form;mien;appearance:દેખાવ;રોળ;રૂપ; ઘાટ;મુદ્રા;આકાર; શિકલ; ચહેરો;શકલ; ઢબ;છટા.5.A chance;opportunity:લાભ;તક;સંધિ;યોગ પ્રસંગ. *The last* **c.** the last effort;the last chance: છેલ્લો દાવ.6.The distance through which anything is thrown:કોઇ ફેંકેલી વસ્તુ જેટલી દૂર જાય તે-ટપ્પો; છેટું; અંતર.7. A tinge; a shade:રંગનો પાસ.8. Assignment of parts in a play to actors:નાટકમાં વેશનો વહેંચણ;કોને શું શું વેશ ભજવવાના તે નક્કી કરવું તે. 9. *A flight of hawks*: એકી વખતે ઉડતાં બાજ.10. A motion or turn, as of the eye;glance; squint : આંખ; નજર; કટાક્ષ. 11.Contrivance; plan: યુક્તિ.

**Face**,(ફેસ) *n.*([L.*facies*,face.] The front part or surface:ઉપલો-મોખરાનો ભાગ;સપાટી.2. The front.મોઢું; બાજુ; મુખ.3. The principal flat surface of a part:કોઇ પણ ભાગની મુખ્ય પહોળી સપાટી.4.Outside appearance;look:રોળ;ચહેરો; આકૃતિ; શિકલ.5.Visage,as countenance:મોઢું; વદન;આનન.6.Cast of features:look;airs:સ્વરૂપ; રોળ-આકૃતિ. *To make faces at*: ચાળા પાડવા. *To fly in the* **f.** *of*, to defy;to frown:સામા થવું; ટક્કર ઝીલવી.7.Boldness:હિંમત;ધૃષ્ટતા.8.Presence sight:સમક્ષ; વખત; રૂબરૂ. *Face to face*: મ્હોંઢામ્હોંઢ; સામે મોંઢે;રૂબરૂ;સમક્ષ.*To set the* **f.** *against*:સામા થવું.*vt.*To resist:સામા થવું;અટકાવવું;ખાળવું.2.To stand with the front towards. સામા પડવું-આવવું;સન્મુખ હોવું.4.To line the edge:કોરમાત પાડવી.*vi.*To carry a false appearance:ઢોંગ ક૦.2.To *turn the* **f.** *at* મોંફેરવવું;તરફ ફેરવું:

**Tactical,** (ટૅક્ટિકૅલ્ )*a.*Relating to the art of military and naval tactics: સેનારચના-કવાયત-વ્યૂહસંબંધી.

**Tactician,** (ટૅક્ટિશૅન્ )*n.*One versed in tactics: કવાયતી માણસ; વ્યૂહરચનાકુશલ; યુક્તિ કરનાર; સેનાની; ખેલાડી; પેચી; લડાઇના દાવપેચ જાણનાર.

**Tactics,** (ટૅક્ટિક્સ્ )*n.*[Gr. *tasso,*I arrange.] The art of disposing military and naval forces in order,in time of war:કવાયત; વ્યૂહ-સૈન્યરચના-વિદ્યા; દાવપેચ.

**Tactile,** ( ટૅક્ટાઇલ ) *n.* [L. *tango,*I touch.] Relating to organs or the sense of touch: સ્પર્શ કરવા જેવું; સ્પર્શનીય.

**Taction,** (ટૅક્શન્ ) *n.* [L. *tango,* I touch.] Touch;contact: સ્પર્શ; સંબંધ.

**Tactual,**(ટૅક્ટ્યૂઅલ્)*a.*Derived from touch: સ્પર્શરૂપ; સ્પર્શમૂલક;સ્પર્શેંદ્રિયથી થએલું-જણાએલું.

**Tadpole,**(ટૅડ્પોલ્)*n.*The first state of a toad after spawn: દેડકાનું કુમળું બચ્ચું.

**Taff-rail,** } (ટૅફ્-રેલ્ )*n.* The upper part of a
**Tafferel,** } ship's stern: વહાણના ઉપલો ભાગ.

**Tag,** (ટૅગ્ )*n* A direction card or lable:સરનામું લખવાની તકતી-ચીઠ્ઠી. 2.The end or catchword of an actor's speech;clue:એક પાત્રના બોલવાનો છેલ્લો શબ્દ.3.The rabble : તોફાની ટોળી; હામજી ભામજી.*T.rag*: હામજીભામજી.4.A sheep of the first year:પહેલા વર્ષનું ઘેટું.5.A game:સાતેલીઉં; હાદીનો ઘોરો.*vt.*To fit with a tag; to fasten : જોડવું; ચીઠી લગાડવી.

**Tail,** (ટૅલ્ )*n.*Limitation;abridgment:કોઇ અમુકવારસનેજ મિલ્કત મળે એવો પ્રતિબંધ;પ્રતિબંધત્વ. *Estate in* **t.**:સપ્રતિબંધદાય-મિલ્કત.

**Tail,** (ટેલ્ ) *n.* The appendage at the back-bone of an animal:પૂછ;પૂંછડું.2.The hinder part of anything: પૃષ્ટ ભાગ;પીઠ;છેડો.3.A ratinue : પરિજન; રસાલો. 4. The strips at the end of a bandage : પાટાની કરો. 5. The bottom;the lower part:ગાંટ; બેસણી.6.The reverse of a coin:સિક્કાનો પાછલો ભાગ.**T.***of a lock,* the lower end or entrance into the pond: તળાવમાં જવાનો માર્ગ.**T.***spindle*: સંધાડાની ત્રાક. *To turn* **t.**,to run away:નાસી જવું;ઉભી પૂંછડીએ ભાગવું. *vt.* To follow or hang to, like a tail: પૂંછડીની માફક લટકવું.*vi.*(*Arch.*) To hold by the end: છેરેથી મજબૂત કરી લેવું.

**Tailor,** ( ટેલર્ ) *n.* One who makes man's garment: દરજી; સઇ; મેરાઈ.

**Tailor-bird,** (ટેલર્-બર્ડ )*n.* A kind of singing bird: સુગ્રીવ; સુગરી; ચીચડ.

**Taint,** (ટેન્ટ્ )*vt.* [L.*tingo*, I dye.]To imbue or impregnate,with something extraneous: (કશાનો )માઠો પાસ-રંગ બેસાડવો; ચેપ લગાડવો. 2. To corrupt:બગાડવું;-માં વિકાર પેસાડવો;કોહી-ખરાબ થઈ જવું.3.To stain;to sully;to tarnish: -ને કલંક-એબ-દૂષણ-કાળીટીલી-ડાઘ લગાડવો.*vi.* To be corrupted:-માં ફેરવવું; બગાડવા માંડવું.2. To be affected with incipient putrifaction:-માં પાસ બેસવો.*n.*Tincture;hue:પાસ;રંગ;ચેપ;વિકાર. 2.Stain;spot: કાળો ડાઘ; કલંક; એબ.

**Taintless,** (ટેન્ટ્લેસ્ ) *a.* Free from taint: pure: દોષ રહિત; નિષ્કલંક;શુદ્ધ;ચોખ્ખું; સાફ;પાક.

**Take,** (ટેક્ )*vt.*To lay hold of;to grasp:લેવું; ગ્રહણ કરવું; પકડવું,2.To capture: પકડવું;ઝાલવું; તાબે કરવું; સર ક૦.3. To copy;to delineate; to picture: લેવું; ઉતારવું; ચિત્ર-છબી ઉતારવી. 4. To lead: દોરી લઈ જવું.5. To remove; to withdraw (with *from*): કાઢી લેવું; બાદ ક૦.6.To partake of; to swallow: લેવું; પ્રાશન ક૦;પાન ક૦. 7. To admit; to accept : માનવું; કબૂલ રાખવું. 8. To come upon or befall : સપડાવવું; સપાટામાં લેવું; દાવ-ઝપાટા કોટમાં લેવું, 9. To captivate:-નું ચિત્ત ચોરવું;ભુરકી નાંખવી; લોભાવવું;મન હરી લેવું;ખુશખુશ કરી દેવું. 10.To choose; to betake one's self to ( a course,&c.):પસંદ ક૦;-નો આધાર-આશ્રય પકડવો.11.To demand:-ને-માં લાગવું;-માં જવું;-ને જોઇએ;-માં જરૂર પડવી.12 To admit: દાખલ ક૦, સામેલ ગણવું. 13. To allow : કબૂલ રાખવું; માન્ય-મંજુર ક૦.14.To suppose: જાણવું; સમજવું. 15. To bear without resentment : મનમાં ન લાવવું;માઠું ન લગાડવું; ખમવું; સાંખવું. 16. To view or regard: લેવું; વિચારી જોવું.17.To receive or submit to:લેવું;ધારણ કરવું;-નું આવવું;ઉપર પડવું-ઉતરવું.*To* **t.** *advantage of*:-નો લાભ લેવો; જવા-ચૂકવા ન દેવું; પોતાનો સ્વાર્થ સાધવો;લાગ જવા ન દેવો. *To* **t.** *aim,* to aim:તાકવું;નિશાન માંડવું; લક્ષ સાધવું. *To* **t.** *along,*to lead : દોરી લઈ જવું; તેડી-લેઇ-ડચકીને લેઈ જવું. *To* **t.** *air,* to become known : બ્હાર પડી જવું; ઉઘાડું-છચોક-પ્રકટ થવું; જાહેર થઈ જવું. *To* **t.***arms,* to commence war: લડાઈ શરૂ ક૦; લડાઇ કરવા બહાર પડવું. *To* **t.** *away,* to carry off;to remove: છીનવી-ઝુંટી લેવું; લેઈ લેવું; ઉડાવવું; ઉડાવી દેવું; કાઢી નાંખવું. *To* **t.** *breath,*to refresh one's self: આરામ લેવો; ઘોભવું;શ્વાસ-દમ ખાવો.*To* **t.** *care* of or for:સંભાળ લેવી;સાંભળવું; જોવું; સમાલવું; સાચવવું;-ની બરદાસ રાખવી;-ની ફિકર-કાળજી-નિગેબાની રાખવી. *To* **t.** *down*: લખી લેવું; નોંધવું; કશા ઉપરથી ઉતારી લેવું. 2. To reduce:નીચે ઉતારવું.3.To swallow: ગળી જવું.*To* **t.** *effect,*to be efficacious:-નો ગુણ-અસર લાગવી-થવી; અમલમાં આવવું-લાગવો; લાગુ થવું. *To* **t.***heart*:હિમ્મત ધરવી;હિમ્મત પકડવી;પોતાની શક્તિ વિષે ભરોસો પડવો. *To* **t.** *heed,*to be cautious: સાવધ-સાવચેત-હોશીયાર રહેવું. *To* **t.** *heed to,* to attend to with care : સંભાળથી ધ્યાન અપવું;

**Tactical,** (ટૅક્ટિકલ્)*a.*Relating to the art of military and naval tactics: સેનારચના-કવાયત-વ્યૂહસંબંધી.

**Tactician,** (ટૅક્ટિશૅન્)*n.*One versed in tactics: કવાયતી માણસ; વ્યૂહરચનાકુશલ; યુક્તિ કરનાર; સેનાની; ખેલાડી; પેચી; લડાઇના દાવપેચ જાણનાર.

**Tactics,** (ટૅક્ટિક્સ્)*n.*[Gr. *tasso*,I arrange.] The art of disposing military and naval forces in order,in time of war:કવાયત; વ્યૂહ-સૈન્યરચના-વિદ્યા; દાવપેચ.

**Tactile,** (ટૅક્ટાઇલ) *n.* [L. *tango*,I touch.] Relating to organs or the sense of touch: સ્પર્શ કરવા જેવું; સ્પર્શનીય.

**Taction,** (ટૅક્શન્) *n.* [L. *tango*, I touch.] Touch;contact: સ્પર્શ; સંબંધ.

**Tactual,**(ટૅક્ટ્યૂઅલ્)*a.*Derived from touch: સ્પર્શરૂપ; સ્પર્શમૂલક;સ્પર્શેન્દ્રિયથી થએલું-જણાએલું

**Tadpole,**(ટૅડ્પોલ્)*n.*The first state of a to after spawn: દેડકાનું કુમળું બચ્ચું.

**Taff-rail,** } (ટૅફ્-રેલ્)*n.* The upper par
**Tafferel,** } ship's stern: વહાણના ઉપ

, (ટૅગ્)*n* A direction card or la
ાની તકતી-ચીઠ્ઠી. 2.The end o
n actor's speech;clue:એક
શબ્દ.3.The rabble : તોફ
.T.*ray*: હામજીબામજી.4
year:પહેલા વર્ષનું ઘેટું.5.
ચીરો.*vt.*To fit with
ચીડી લગાડવી.
લ્)*n.*Limitation
પ્રતિજ્ઞ મિલ્કત મળે એ
*in t*:સપ્રતિબંધપણે આ
) *n.* The ap
an animal:
nything:
રિંગન; રસાલો
bandage :
lower part:
coin:સિક્કાનો
er end or er
જવાનો માર્ગ.7
*n t.*,to run a
જવું. *vt.* To fol
છાડાની માફક લટક
e end: છેડેથી મજ
, (ટેલર) *n.* On
nt: દરજી; સઇ; મેરા
**r-bird,** (ટેલર-બર્ડ
bird: સુગ્રીવ; સુગરી;
, (ટૅન્ટ્)*vt.* [L.*tinge*
mpregnate,with som
ને)મારો પાસ-રંગ બેસા

To corrupt:બગાડવું;-માં વિકાર પેસાડવો;કોહી-ખરાબ થઈ જવું.3.To stain;to sully;to tarni -ને કલંક-એબ-દૂષણ-કાળીટીલી-ડાઘ લગાડવો be corrupted:-માં ફેરવવું; બગાડવા માં be affected with incipient pu
પાસ બેસવો.*n.*Tincture;hue
2.Stain;spot: કાળો ડાઘ.

**Taintless,** (ટેન્ટ્લેસ
pure: દોષ રહિત;

**Take,** (ટેક્)*vt*
ગ્રહણ કરવું;
તાબે કર
piety
le

# કુમાર

આવતી કાલનાં નાગરિકોનું માસિક

શ્રાવણ ૧૦૪ ૧૯૮૮

તંત્રી - રવિશંકર રાવળ









## વીરપસલી અંક



**તંત્રી** રવિશંકર રાવળ; મુદ્રક-પ્રકાશક બચુભાઈ પી. રાવત, કુમાર પ્રિન્ટરી-કુમાર કાર્યાલય, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.



'કુમાર'નું વાર્ષિક લવાજમ, આ વર્ષ પૂરતું વાર્ષિક રૂ. ૯ (પરદેશના ૧૫ શિ.) ગ્રાહકો વર્ષની શરૂઆતથી (જાન્યુઆરીથી) જ નોંધીએ છીએ: ગ્રાહક થનારને પાછલા બધા અંકો મળશે.

મુંબાઈના એજન્ટ: સી. જમનાદાસની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; તથા આર આર. શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ-૨

**જાહેર ખબર માટેના મુંબાઇ ખાતેના સોલ એજન્ટ** મેસર્સ રાવળ બ્રધર્સ, મૂળજી જેઠા બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ.

**Voigtländer** CAMERAS & LENSES



# ફૉકલૅન્ડર

## લેન્સિઝ

## અને ફોટોગ્રાફિક સાધનો

ઈ. સ. ૧૭૫૬ થી ૧૯૩૧ સુધીનાં ૧૭૫ વર્ષના વિશાળ
જર્મન અનુભવ અને વૈજ્ઞાનિક શોધનાં પરિણામ રૂપ છે.

ઈ.સ. ૧૮૪૦માં અદ્ભુત પેટઝવાલ લેન્સ F/૩.૭ની શોધ
કરી-ફોટોગ્રાફિક સાધનોમાં કિંમતી ઉમેરો કર્યા ઉપરાંત

ફોગ્ટાર F/૬.૩ કોલીનીયર ડબલ F/૬.૩ સ્કોપાર F/૪.૫ હેલીયાર F/૪.૫ અને F/૩.૫ યુનીવર્સલ હેલીયાર F/૪.૫ અને હેલીઓ સ્ટીગ્મેટ F/૨.૫ લેન્સ બનાવ્યા છે.

શિખાઉ તેમજ અનુભવી ધંધાદારીઓને ભવ્ય કલાત્મક કૃતિઓ સર્જવામાં ફૉકલૅન્ડર સાધનોએ અજોડ મદદ આપી છે. અણધાર્યાં ઉત્તમ કામ તૈયાર કરવામાં આ સાધનો બેનમૂન છે. ફોટોગ્રાફીના ક્ષેત્રમાં ફૉકલન્ડર બનાવટો ધ્રુવતારા જેવી છે. નાનાં મોટાં ચિત્રો આપે તેવા સંખ્યાબંધ જાતના રોલફિલ્મ અને પ્લેટ-ફિલ્મપૅક કૅમેરાઓ, વ્યુ મૅગ્નીફાયર્સ, યલો ફિલ્ટર્સ અને વિવિધ જાતના લેન્સીઝ શિખાઉ તેમજ ધંધાદારીઓને જોઈતી ફતેહ અપાવે છે.

આ સાધનોની સંપૂર્ણ વિગતવાર માહિતીવાળા
સચિત્ર કૅટલોગ અને પ્રાઇસલિસ્ટ માટે લખો:

## શેરીંગ-કાલ્બ્મ્સ (ઇંડિયા) લિ.

યુસુફ બિલ્ડિંગ - હોર્નબી રોડ • પો. બૉક્સ નં. ૬૮૩ મુંબાઈ-૧

અથવા બધા જાણીતા ફોટોગ્રાફિક સામાનના વહેપારીઓ

# મૌન

મૌનનો મહિમા જેવોતેવો નથી. મૌનનો સંયમ જબરો છે. મૌન કાર્યશક્તિ સંઘરી રાખે છે અને તેને વધારે પણ છે. મૌનના સેવનાર તે મુનિ. મહાત્મા ગાંધીજીનો અઠવાડિયે એક મૌનવાર જાણીતો છે.

મૌનમાં વ્યવસ્થિત સુંદર વિકાસ રહ્યો છે. વનસ્પતિ ઊગે છે, વૃક્ષો ફૂલે છે, સૂર્ય ચંદ્ર અને તારા ઊગીને આથમે છે, મૌનમાં. કોઈ કશો ઘોંઘાટ કરતું નથી.

કુદરતનો મંત્ર મૌન હોય એમ લાગે છે. આકાશનો તો સ્વભાવ જ જાણે મૌન છે.

મૌન સર્વોત્તમ વાણી છે. જે સિદ્ધિ ઘણીવાર વાણીથી ન મળે તે મૌનથી અવશ્ય સાંપડે છે.

મૌન ચિત્તને સ્થિર તથા શાન્ત કરે છે. મનુષ્યને અંતર્મુખ વાળે છે. કેટલીકવાર મૌન મીઠો ઠપકો પણ છે.

મૌન એટલે અખંડ મૌન નહિ. મૌન પાળનારની વાણી વિચારશીલ, ગંભીર અને સમર્થ બને છે.
ટેવથી મૌન પાળવું સહેલું પડે છે. પછીથી મૌન સ્વાભાવિક બને છે. પરંતુ ફરજિયાત મૌનપાલન વિકાસને અનુકૂળ નથી.

મનુષ્ય વાણીથી શોભે તે કરતાં મૌનથી વિશેષ શોભે છે.

દેશળજી પરમાર





# વીરા ફિગ્નર

વીસ વર્ષના કારાવાસ પછી શ્લોસેલબર્ગ કિલ્લાનાં બણ પ્રખ્યાત વિપ્લવવાદીઓને આજે કોઇ બીજી જગ્યાએ ખસેડવાના છે, એવા સમાચાર સને ૧૯૦૪ના ઑક્ટોબર માસમાં આખા રશિયામાં ચોતરફ વીજળી પેઠે ફેલાઈ ગયા. આ ખબર સાંભળી લોકો ચમકી ઊઠ્યા. તેમની નવાઇનું કારણ એ હતું કે એ કિલ્લામાં જે જતા તે ભાગ્યે જ જીવતા નીકળતા અને અંદર જીવતા તે જીવતાં છતાં મરેલા જેવા જ રહેતા. વાઘની સમીપથી પસાર થવું એ જેટલું અસંભવ અને આશ્ચર્યકારક છે તેટલું જ એ જેલમાંથી જીવતાં પાછા આવવાનું હતું. આ કિલ્લાની જેલમાં વસતા કેદીઓની સ્થિતિ ઘણી જ શોચનીય હતી. ત્યાં ગયા પછી તેમનાં સગાંવહાલાંને મળવા તો શું પણ પત્ર લખવાની પણ છૂટ નહોતી. તેઓ પર અસહ્ય જુલમ અને ત્રાસ ગુજારવામાં આવતાં, જેને પરિણામે અનેક કેદીઓ તો ગાંડા બની જતા અને સેંકડો દુઃખથી ત્રાસી આપઘાત કરી જીવનનો અંત આણતા; અને જે કોઇ જીવતા રહેતા તેઓના શરીરમાંથી યૌવન, શક્તિ અને તેજ એ નર્કાગાર સમા સ્થાનમાં હણાઇ જતાં.

ા, રશિયા તરફ આજે આખા જગતનું લક્ષ ખેંચાયું છે. એક વખત સખતમાં સખત દમનની ચક્કીમાં પીસાતો એ દેશ સ્વતંત્રતાનો સ્વાદ ચાખી નવા જ પ્રકારની સમાજવ્યવસ્થાનો અખતરો દુનિયાને કરી દેખાડવામાં આજે રોકાયો છે. સોવીએટ રાજતંત્રની છત્રછાયા હેઠળ આજે એ ભૂમિ પર સર્વત્ર સ્વાતંત્ર્યસૂર્યનાં કિરણો ફેલાઈ રહ્યાં છે; જ્યાં જુઓ ત્યાં સ્વતંત્રતા, ન્યાય, સમાનતા અને ભ્રાતૃભાવનાં વિજયદુંદુભિ વાગી રહેલાં માલૂમ પડે છે: યુગજૂનાં બંધનો છિન્નભિન્ન થઈ ગયાં છે અને ઊંચનીચના ભેદ એ ભૂતકાળની સ્મૃતિ માત્ર બની રહેલ છે આખા રશિયાની જાણે કાયા જ પલટાઈ ગઇ છે કવિવર ટાગોર અને બર્નાડ શૉ જેવા જગવિખ્યાત શિક્ષણશાસ્ત્રી અને સાહિત્યકારોને પણ એ અખતરાની મોહિનીનાં અંજન અંજાયાં છે. પરંતુ આ સૃષ્ટિ આપોઆપ સહજમાં નથી સરજાઇ. એ રચવા પાછળ રશિયાનાં નરનારીઓએ જે અનુપમ બલિદાન ધર્યાં છે એની જોડ જગમાં શોધી નહિ જડે. સ્વતંત્રતાની પ્રાપ્તિ માટે રશિયાએ હાથ ધરેલા ઉપાયો સાથે આપણે સમંત ન હોઇએ, પરંતુ એની પાછળ જે આદર્શઘેલછા, જે દેશપ્રેમ તરવરે છે તે વડે તો કોઇ મુગ્ધ થયા વિના ન જ રહે. એવાં મહાન નરનારીઓમાંની એક વીરાંગના તે

# વીરા ફિગ્નર

એંશી વર્ષ જેટલું લાંબું આયુષ્ય એણે દેશસેવાના કાર્યમાં સતત પરોવ્યું હતું. એ એંશી વર્ષના આયુની સાહસકથાઓ—એ આદર્શઘેલછા, એ આત્મભોગ, એ જેલ, ફાંસીના માંચડાનો ભેટો કરવાનો સામે ઊભેલો એ પ્રસંગ, ઝારનું ખૂન કરવાનું માથે લીધેલું સાહસ, વર્ષોનો કારાવાસ,—એ બધાં ગોટલાં તો રોમાંચક છે કે એ વાંચતાં રૂવાં ઊભાં થાય. કારાવાસમાંથી મુક્ત થઇ એંશી વર્ષની એ વૃદ્ધાએ પોતે 'ક્રાંતિકારીનાં જીવન સંભારણાં' લખ્યાં છે. આજે રશિયન સાહિત્યમાં એ એક અજબ ભાત પાડતો ગ્રંથ ગણાય છે. એ સંભારણાંમાંથી સારવેલો સાર આ નીચે આપ્યો છે.

એટલે આવા ભયંકર કારાવાસમાં વીસ વર્ષ રહી જીવતાં પાછા આવવું એ પ્રજાને તો મોટા આશ્ચર્યની વાત હતી. સમાચાર સાંભળતાં જ લોકોનાં ટોળેટોળાં કિલ્લા તરફ જવા લાગ્યાં, અને જે રસ્તેથી એ દેશભક્તોને લઇ જવાના હતા તેની બંને બાજુએ જમા થઇ ગયાં. એ કેદીઓમાં, આત્મભોગની સતત ધારા વહાવીવહાવીને દેશસેવામાં જેણે પોતાનું જીવન નીતારી નાખ્યું હતું એવી એક વીરાંગના વીરા ફિગ્નર પણ હતી.

વીરા ફિગ્નરનો પરિવાર કુલીન અને સંપત્તિશાળી હતો. એના પૂર્વજોએ ઉચ્ચ લશ્કરી હોદ્દાઓ પર રહી રશિયાના ઝારની સારી સેવા કરી હતી. એના દાદા ૧૮૧૨ના સમયના પ્રખ્યાત જનરલોમાંના એક હતા. એના પિતા નિકોલાઇ એલેકઝાન્ડ્રોવિચ જંગલખાતાના અમલદાર હતા, પરંતુ પાછળથી તેઓ નોકરી છોડી સ્વતંત્ર વૃત્તિથી રહેતા: કઝાનમાં એમની મોટી જમીનદારી હતી. એની માતા બહુ જ કાર્યદક્ષ અને સુશીલ ગણાતી. એ દંપતીને ત્યાં વીરાનો જન્મ ૧૮૫૨ના જુનની ૨૪મી તારીખે થયો હતો. ક્રાંતિવાદને પોતાના જીવનમાં ઘોળીને પીનાર આ મહાન સન્નારીએ જન્મ લેયું સારે રશિયામાં ઝાર

કોરડો વાગતો હતો. ચારે બાજુ ગુલામી અને ભય-ત્રાસનું વાતાવરણ ફેલાએલું હતું. સ્વતંત્રતાનો દમ ખેંચવા જેટલી રશિયાને છૂટ નહોતી. બહેન-ભાઇઓના પરિવારમાં એ સૌથી મોટી હતી. એની બહેન લીડીઆ ક્રાંતિકારી દળની સભ્ય હોઇ એ દળમાં કામ કરવા માટે એને જીવનભર પૂર્વ સાઇબીરિયામાં દેશનિકાલ કરવામાં આવી હતી. એનો એક ભાઇ પીટર ખાણોમા ઇજનેર હતો. બીજો ભાઇ નિકોલાઈ સંગીતમાં પ્રવીણ હતો, એટલું જ નહિ પણ નાટ્યકળાનો એ આચાર્ય ગણાતો. એને એક બીજી બહેન ઇવ્જીનિયા કરીને હતી. ઈ.૧૮૮૦માં ઝારના મહેલમાં એક જીવલેણ ધડાકો થયો, એના સંબંધમાં ઇવ્જીનિયાને કેદ કરી સાઇબીરિયાના જંગલમાં ધકેલી દેવામાં આવી હતી. આ બધામાં સર્વથી નાની બહેન ઓલ્ગા કરીને હતી. એ પણ હતું તો એ જ પરિવારનું પક્ષી.

જે ઝારનો જાન લેવાનું બીડું વીરાએ પુખ્ત વયે ઝડપ્યું હતું તે જ ઝારને પરણવાનાં સ્વપ્નાં એણે બચપણમાં સેવેલાં: એની વાત રમૂજી છે. એની મા પાસેથી ઝારની કઇક કથાઓ એણે સાંભળેલી. ઝારને જ્યારે લગ્ન કરવું હોય ત્યારે આખા દેશમાંથી માબાપો પોતાની બાલિકાઓને લઇને મોરકો જતા અને એમાંથી સૌંદર્યવાન કન્યા ઝારની રાણી તરીકે પસંદ કરાતી. આમાં ખટપટો પણ એટલી જ ચાલતી. એક વેળા ઝારને મોહિત કરનાર એક યુવતીને બદસુરત કરવા કેટલાંક કાવત્રાંબાજોએ એનો કેશકલાપ એવો સજ્જડ બાંધ્યો કે એ બેહોશ થઇ ગઇ અને ઝારીના થવાનું એનું સદ્ભાગ્ય એના હાથમાંથી સરી પડ્યું. આવીઆવી વાતો સાંભળીને વીરાએ પણ હવાઈ મહેલો ચણેલા કે 'હવે જ્યારે ઝાર પરણવું હશે ત્યારે મને પણ મારાં માતાપિતા મોરકો લઈ જશે અને હું પણ ઝારની પસંદગી પામી એની પટરાણી થઇશ, અને હીરામાણેકનાં જવાહીરોથી મઢાઈ જઇશ.' પણ એને નસીબે ઝારીના થવાનું નહોતું; એ તો સમસ્ત રશિયાની પ્રજાની હૃદયરાજ્ઞી થવા સર્જાઈ હતી.

એનાં માતાપિતાએ એને કેઝાનના વિદ્યાલયમાં અભ્યાસ માટે મોકલી. એ પાઠશાળાનું વાતાવરણ સાદાઈ અને સાધુતાનું હતું. ઝારના મહેલનાં સ્વપ્નાં સેવતી આ યુવતીના જીવને અહીં ભારે પલટો ખાધો. દરબારી દિમાગશાહી અને રાજમુકુટની ચમક વિષેના એના મૂર્ખતાપૂર્ણ વિચારો અહીં ઓગળી ગયાં. અહીં એના જીવનને જુદો જ ઓપ ચઢ્યો. જીવનને એણે સંયમી બનાવ્યું. ઇતિહાસ, ભાષા, વિદેશી સાહિત્ય, પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, શરીરવિદ્યા વગેરેનો અભ્યાસ કર્યો. પણ એને જોઇએ એટલો સંતોષ ન થયો. માનસિક વિકાસમાં ક્યાંક ત્રુટી લાગ્યા કરતી.

જીવનને ઉંબરે હતી ત્યારથી જ વીરાની રુચિ ઉત્તમ સાહિત્ય તરફ વળી હતી. પરંતુ એનું આકર્ષણ કેવળ નવલકથાઓ તરફ હતું. કોઈ વેળા એક નાનીશી વાર્તા કે નાનુંશું કાવ્ય જીવનને કેવું હલમલાવે છે એનું દૃષ્ટાંત વીરાના જીવનમાંથી મળી આવે છે. એણે આ અરસામાં નેકરાસોવ નામના એક રશિયન કવિનું 'સાશા' નામનું કાવ્ય વાંચ્યું. એ કાવ્યે એના આખા ચરિત્ર પર કોઇ અનોખી જ ભાત પાડી. એના એક કાકા પ્રજાસત્તાવાદી હતા. એ ધાર્મિક, સામાજિક કે જાતિગત વિદ્વેષી ભાવનાઓથી કેવળ મુક્ત હતા. વિશ્વવ્યાપી સાર્વજનિક શિક્ષણ, સ્વાવલંબી શ્રમ ને સ્ત્રીઓના સમાન અધિકારના એ હિમાયતી હતા. એ વિદ્વાન હતા અને 'સાદું જીવન ને ઉન્નત વિચારણા' એ સૂત્રના ઉપાસક હતા. વીરાનાં આભૂષણો, કાનની વાળીઓ, હીરાની અંગુઠીઓ વગેરે જોઇ એ કહેતા, 'બતાવ તો ખરી બહેન વીરા, કે તારા કાનની વાળીઓમાં કેટલા રતલ અનાજ લટકી રહ્યું છે?' પાસેથી કોઇનો ઉત્તર મળતો: 'અઢાર સો રતલ (સાડા બાવીસ મણ).' આ અર્થગંભીર પ્રશ્નો બાળકી વીરાને માટે તે વેળા સમજવા મુશ્કેલ હતા, પરંતુ એના વિચારના પરિવર્તન થવા સાથે આગળ જતાં એ કાકાના પ્રશ્નોનું રહસ્ય બરાબર સમજી. એમાં કેટલો વ્યંગ સમાયો હતો તે એ બરાબર પામી ગઈ.

સૌથી પહેલો ગુરુમંત્ર તેણે એ કાકા પાસેથી લીધો. એણે કહ્યું કે 'વધુમાં વધુ આદમીઓનું વધારેમાં વધારે ભલું કરવું એ પ્રત્યેક વ્યક્તિના જીવનનો ઉદ્દેશ હોવો જોઇએ.' સામાયિક સાહિત્ય વાંચેલું હોય, વીરાના હૃદયમાં આ વિચારોના અંકુર તો પહેલેથી ફૂટેલા હતા. કાકાની આ વ્યાખ્યાએ એના પર મ્હોર મારી દીધી.

ગામડાંઓમાં વસતાં દીનદુ:ખીઓની સેવા માટે ડાક્ટર બનવાની એની અભિલાષા હતી. આ ઇચ્છા

પરિપૂર્ણ કરવા દેશ બહાર જઈ કોઈ વિદ્યાપીઠમાં અભ્યાસ કરવાના એને મનોરથ હતા; પરંતુ એ યુગમાં રૂસી સમાજની કલ્પના બહારની એ વસ્તુ હતી, એટલે એના પિતાએ એને પરદેશ જવાની રજા ન આપી.

કેઝાંમાં રહેતો ફિલિપોવ નામનો એક વૃદ્ધ વીરાના પિતાનો ખાસ મિત્ર હતો. એક દિવસ વીરા પોતાના પિતાની સાથે એને ત્યાં ગઈ. ત્યાં ફિલિપોવના જ્યેષ્ઠ પુત્ર ઍલેક્સી વિક્ટોરોવિચ સાથે વીરાને મૈત્રી થઈ. એ કાયદાશાસ્ત્રી હતો અને એ વેળા મેજીસ્ટ્રેટના પદ પર કામ કરતો હતો. થોડા દિવસ કેઝાંમાં રહીને વીરા પોતાને વતન પાછી ફરી. સમય જતાં ઍલેક્સીની કેઝાંથી કેટાઉસી બદલી થઈ. અહીં વીરાને એને મળવા કરવાનો પ્રસંગ પડ્યો અને આ મૈત્રીને વર્ષ પૂરું ન થયું ત્યાં, ઈ.સ. ૧૮૭૦ના ઑક્ટોબર માસની ૧૮મી તારીખે એ પ્રેમીઓ લગ્નગાંઠે જોડાયા.

ગ્રૅજ્યુએટ થયા પછી વીરા જર્મન ભાષા શીખી. પોતાના પતિ પાસે એ રેખાગણિત અને બીજગણિત શીખી અને ઈ.સ. ૧૮૭૨ની વસંતઋતુમાં વીરા વૈદકીય અભ્યાસને માટે ઝૂરીચના વિશ્વવિદ્યાલયમાં દાખલ થઈ ગઈ. અહીં એને તદ્દન નવું ક્ષેત્ર મળ્યું. વિદ્યાર્થીઓને માટે એક સુવ્યવસ્થિત પુસ્તકાલય ત્યાં હતું. વાદવિવાદ કરવાની એક ક્લબ હતી. આ બધાં વડે વીરાના માનસિક વિકાસ માટે ખૂબ સામગ્રી મળી. અહીં કેટલાક ઉદ્દામ વિચારવાળા યુવાનોના સમાગમમાં તે આવી. આ યુવકો નાની નાની ટુકડીઓ પાડી કામ કરતા. તેમાં કેટલાક તો બકુનીનની વિપ્લવવાદી રીત મુજબ કાર્ય કરતા. હજુ સુધી વીરા આવી કોઈ ટોળીમાં દાખલ થઈ નહોતી, છતાં તે ઘણા ઉત્સાહથી એ ટોળીઓના વાર્તાલાપ સાંભળી અને તેમનાં કાર્યોમાં રસ લેતી.

એક વખત વિદ્યાલયને સરકારી હુકમ મળ્યો કે વીરા ફિગ્નર અને એના કેટલાક સાથીઓ વિદ્યાલય છોડી જાય. બહાનું તો એ કાઢ્યું હતું કે એ લોકોનું ચારિત્ર્ય અપ્રામાણિક હતું. વિદ્યાર્થીઓની એક સભામાં સરકારના આ હુકમનો વિરોધ કરવામાં આવ્યો. જે લોકો બીકણ અને કાયર હતા એમણે તો વીરાને આ વિરોધમાં અવશ્ય સાથ ન જ આપ્યો.

વીરા ને એના પતિ વચ્ચે જે આકર્ષણ હતું એ હવે લાંબો વખત ન ટક્યું. એમના વિચારોમાં મતભેદ ઉદ્ભવ્યો અને આગળ ચાલતાં એ મતભેદે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. ઍલેક્સી સ્વભાવે શાંત અને નરમ પ્રકૃતિનો હતો, જ્યારે વીરા દિનપ્રતિદિન ઉદ્દામ વિચારો તરફ ધસડાતી જતી હતી. એને ડાક્ટરી ધંધામાં અવિશ્વાસ પ્રકટ્યો. એને લાગ્યું કે પ્રજાનાં દર્દનું સાચું ઔષધ હતું સામાજિક અને રાજનૈતિક સુધારાઓ.

એનો રામબાણ ઉપાય વીરાને એક જ સૂઝ્યો, અને તે આ પ્રજાપીડક અને અધિકાર હાથ કરી બેઠેલા વર્ગને સત્તા પરથી પદભ્રષ્ટ કરવાનો; કોઈ પણ ઉપાયે, જરૂર પડે તો લડીઝઘડીને પણ, એમની સત્તા છીનવી લેવાનો. આ ભાવનાઓથી ઉત્તેજીત થઈ વીરાએ પોતાની બહેન લીડીઆ સાથે સ્વિટ્ઝર્લૅંડમાં સામ્યવાદી વિદ્યાર્થીઓના એક ક્રાન્તિકારી દળમાં ઝંપલાવ્યું.

એક વર્ષ સુધી વીરાએ બર્નના વિશ્વવિદ્યાલયમાં વૈદકનો અભ્યાસ ચાલુ રાખ્યો. જે વિપ્લવવાદી મંડળ સાથે એણે સંબંધ જોડ્યો હતો તે રશિયામાં ખૂબ જોરશોરથી કામ કરી રહ્યું હતું. 'શ્રમજીવી' નામનું એ મંડળનું એક માસિક મુખપત્ર હતું. રશિયામાં એનું પ્રકાશન અશક્ય હોઈ એ પરદેશમાં પ્રગટ થતું. પ્રથમ તો આ મંડળે જનતામાં સામ્યવાદ ફેલાવી મોટા વિપ્લવની તૈયારીઓ કરવાનો ઉદ્દેશ રાખેલો, પણ પાછળથી જરૂરિયાત પ્રમાણે એને ક્યાંક ક્યાંક નાના નાના સ્થાનિક બળવાઓ કરવા દેવાનું સ્વીકારવું પડેલું.

એમની કાર્યવાહીની શરૂઆત થઈ મજૂરોમાં. ભાષણો ને પત્રિકાઓ દ્વારા પ્રચારકાર્ય ચાલતું હતું. સભ્યો કારખાનાંઓના વિસ્તારમાં વહેંચાઈ ગયા. કેટલાક મોસ્કોના કારખાનામાં ઘૂસ્યા અને કેટલાક કીવના ખાંડના કારખાનામાં દાખલ થયા. ઈ. સ. ૧૮૭૫માં રાજ્યને એમની પ્રવૃત્તિઓની ગંધ આવતાં એ વરસે શરદઋતુમાં મંડળના કેટલાક સભ્યો અને અસંખ્ય મજૂરોને કેદ પકડવામાં આવ્યા. જે બચ્યા એમણે પોતાનું કામ જારી રાખવા નવો કાર્યક્રમ ઘડી લીધો.

વીરાને આ વખતે મંડળની આજ્ઞા થઈ કે એણે મોસ્કો આવીને કામે ચડી જવું. એની પરીક્ષાને કેવળ પાંચછ માસ બાકી હતા. છતાં વીરાએ મંડળનું ફરમાન શિરસા વંદ્ય ગણ્યું. એણે ડિગ્રીનો લોભ છોડી દીધો ને મોસ્કો જઈ કામ કરવા તૈયાર થઈ. લોકસેવાનો માર્ગ

(અનુસંધાન આગળ પાન ૪૧૪મે)

# છેલ્લી પૂજા

• અનુષ્ટુપ •

અજાતશત્રુના પુરે રાજઆજ્ઞા ફરી વળી,
બુદ્ધનો સ્તૂપ કો પૂજે મોતની તો સજા ઠરી.

• ઉપજાતિ-વંશસ્થ •

સંધ્યા તણા આર્ત વિલાપ કેરી,
છાયા ઢળે છે જગ શોકઘેરી;
વિલાપ કેરા પડઘા સમા આ,
ડંકા પડે મંદિર આરતીના.

ત્યારે ધરીને કર આરતીની,
સામગ્રી કો સુંદરી આવતી હતી;
તેણે સુણી શું નવ રાજ આજ્ઞા?
સુણી છતાં વા કરતી અવજ્ઞા?

• મંદાક્રાંતા •

ધીમાં જેવાં મૃદુલ પગલાં આભ ચંદ્રા ભરે છે,
ને એના એ અધર મધુરે સ્મિત જેવું વહે છે;
ઓષ્ઠે તેવું અવિરત વહે સ્મિત, ને પાય તેવા
દેતી આવે સ્તૂપની કરવા શ્રીમતી આજ સેવા.

• ઉપજાતિ-વંશસ્થ •

નાચી રહી છે નવશીખ આરતી,
નાચંત તેની શતકિર્ણ આંખડી;
કરે ધરેલી ફુલમાળ કેરી,
નાચી રહી છે સહુ ફુલ પાંખડી.



• મંદાક્રાંતા •

ભક્તિભારે નયન નમણાં સ્તૂપ પાસે ઢળે છે,
પ્રેમાશ્રુ જે સતત વહતા સ્તૂપ તેથી ધુએ છે;
છાની છાની હૃદય તણી કો સાથ ગોષ્ઠી કરે છે,
ઓષ્ઠો એના મધુર ફરકે મંદ તેવું લવે છે.

• વંશસ્થ •

છેલ્લી હતી એ નવશીખ આરતી,
ને પુષ્પમાળા સ્તૂપ કંઠ ધારતી;
ગોષ્ઠી હતી અંતિમ સર્વ આજની,
છેલ્લી હતી એ પળ જિંદગાનીની.

• અનુષ્ટુપ •

બુદ્ધના સ્તૂપની પૂજા કરંતી જોઇ સુંદરી,
પુરના રક્ષકો કેરી પ્રકોપે આંખડી જળી.

• ઉપજાતિ-વંશસ્થ •

તેણે સુણી શું નવ રાજ આજ્ઞા?
સુણી છતાં શું કરતી અવજ્ઞા?
કરે ધરીને નિજ ખડ્ગ આવતો,
આજ્ઞા અવજ્ઞા નિરખી જળી જતો.

કંપી રહે છે નવશીખ આરતી,
ને ધ્રૂજતી સૌ ફુલમાળ પાંખડી;
નભે બધા તારક થર્થરે છે,
નિસર્ગ આખી ડુસકું ભરે છે.

• અનુષ્ટુપ •

'ઉલ્લંઘી રાજ આજ્ઞાને કોણ તું સ્તૂપ પૂજતી?'
જગાડી સુંદરી પૂછ્યું, કોપે વાણી ય ધ્રૂજતી.
'બુદ્ધના પાયની દાસી' સુણ્યું ના અસિ ઉછળે,
નમેલા સુંદરી કેરા પડે એ શિર્ષ ઉપરે.

• ઉપજાતિ-વંશસ્થ •

શી આરતી ને ફુલમાળ ત્યાં હવે,—
જ્યાં પ્રાણ કેરે થઇ પુષ્પમાળ,
ને કાય કેરી થઇ ભવ્ય આરતી,
શિખા સદસ થઇ રક્ત ધારની?

પ્રહ્લાદ પારેખ

'તી... ને કાળાપાણી, દો... દંડાબેડી. ચાલી ... સ કેદી બરાબર સા... બ.' બૅરેકમાં પહેરો ભરતા મુકાદમે રાતપાળીના વૉર્ડરને 'ગિન્તી' (ગણત્રી) આપી.

સતત જેલના વાતાવરણમાં રહેનારને, દર કલાકને અંતરે ઊંઘમાંથી ઝબકાવીને જગાડી દે એવી રીતે બૂમ પાડીને આપવામાં આવતી આ પશુઓની ગણત્રી જેવી ગણત્રીમાં કશું યે નવું હોતું નથી. બૅરેકમાં સૂતેલા કેદીઓમાંના કેટલાક જ આ બૂમથી જાગી ઊઠે છે, અને એ જાગી ઊઠેલામાંનો મોટો ભાગ ઊંઘમાં ખલેલ પહોંચાડવામાં મુકાદમ, વૉર્ડર, જેલર કે સુપરિન્ટેન્ડેન્ટનાં નજીકનાં સગાંવહાલાંમાંના કોઈનો દોષ હોય તેમ તેમને અસ્ફુટ ને સ્વગત જેવી, એકાદ સ્પેશ્યલ ગાળ દઈ પાછા નિદ્રાને આધીન થાય છે. મુકાદમની મહેર નજર નીચે રહેનારા કેટલાક કેદીઓ વૉર્ડરના ગયા પછી એકાદ બીડીનો દમ મારી લઈ, પેલા ગાલિપ્રદાન કરનારા કેદીઓનું અનુકરણ કરી, કામળા ઉપર આડા થાય છે.

જાગ્યા પછી જો કોઈને ઊંઘ ન આવતી હોય તો તે ફક્ત નવા આવેલા કેદીને. પ્રિયજનોના પ્રેમથી હૂંફાળા બનેલા વહાલા ઘરને બદલે પોતે આ નર્કાગાર સમા બંદીખાનામાં પડ્યો છે એ વિચાર જ એને અસહ્ય થાય છે. 'હું અહીંઆં !' એ દુઃખદ વિચાર એને નિદ્રા-



# કિટી



જે નાનકડી બિલા-

સુખમાંથી વંચિત રાખવા પૂરતો હોય છે. એનું હૈયું ભરાઈ આવે છે, ગળું રૂંધાઈ જાય છે અને આખું હૃદય જાણે જોર કરીને બહાર પડવા પ્રયત્ન કરતું હોય એમ લાગવા માંડે છે. કેદી મૂંઝાય છે ને આ જ વખતે તેનો જીવનપ્રવાહ એક દ્વિભંગ થતા માર્ગ ઉપર આવે છે. એ કેદીમાંથી કાં તો એક અમાનુષી પાકો બદમાશ પેદા થાય છે, અથવા તો એક સરળ ને પશ્ચાત્તાપયુક્ત જીવન ગુજારવાનો નિશ્ચય કરી ચૂકેલો સહૃદય માણસ પ્રકટે છે. આ પહેલી રાત્રિ જ એવી હોય છે કે જે દિવસે કેદી કાં તો શ્રદ્ધાળુ ને ઈશ્વરભક્ત બને છે અથવા તો પરમેશ્વરને પણ ધોળીને પી જનારો શેતાન બને છે.

ભૂરાની આજે જેલમાં પહેલી રાત હતી. પોતાની ઘરવાળી જમના, પોતાની દીકરી ગોંધી, કાયમ માટે ચાલ્યો ગએલો પોતાનો એકનો એક દીકરો ગ્યુ. પોતાની વહાલી કપિલા ગાવડી, પોતાના જવાહો, બધાં એની નજર આગળ બૅરેકના ઝાંખા પ્રકાશમાં જાણે



'મા બિલ્લી કો કૂઠા લો.' સાહેબે એક મુકાદમને હુકમ કર્યો.

જ ભૂરાનું વિચારચક્ર શરૂ થએલું. છેલ્લા બે મહિનામાં બનેલા બનાવો તેની નજર આગળ ખડા થયા.

એના ગામમાં ભૂરો ભલો ને પ્રામાણિક ખેડુત ગણાતો. ઘરમાં પોતે, પોતાની વહુ જમના, દીકરી મોંઘી અને દીકરો રઘુ એટલાં જ જણાં હતાં, છતાં ભૂરાને મન તો આખું ઘર દસબાર માણસોથી ભર્યું હોય એમ જ લાગતું; કારણ ઘરનાં બધાં ઢોરઢાંખરને એ ઘરનાં માણસો કરતાં પણ વધારે હેતથી પાળતો. ભૂરાનો અનહદ પ્રાણીપ્રેમ-એ ગામના વૃદ્ધોની પ્રશંસાનો અને જુવાનોની મશ્કરીનો કાયમનો વિષય હતો. સંતોષી ભૂરાના દિવસો, મહિનાઓ અને વર્ષો એ પ્રેમમાં સુખે પસાર થયા કરતાં હતાં. પણ એક દિવસે—.

અત્યારે જેલમાં પડ્યોપડ્યો ભૂરો એ 'એક દિવસ'-ના પ્રસંગનો જ વિચાર કરતો હતો. લશ્કરમાં ભરતી કરવા માટે આવેલા રંગરૂટ (ભરતી)ના લોકોએ બધા ગામડાઓમાં કેર વર્તાવેલા એ દિવસો ભૂરાને સાંભર્યા. સત્તર અઢાર વર્ષના જુવાન 'રઘુને રંગરૂટવાળાઓ પાદરેથી પકડીને લઇ ગયા' એમ દોડતા આવી હાંફતા હાંફતા ખબર આપનાર વજા ભરવાડનું પણ તેને સ્મરણ થયું. રઘુને મળવા માટે હૈયાફાટ રોતી જમનાએ કરેલી દોડધામ અને તેમાં બંનેને મળેલી નિષ્ફળતા, એ દેખાવ પણ તેની આંખ આગળ ખડો થયો. અને ત્યારપછી ત્રણ દિવસે બનેલો પેલો ભયંકર પ્રસંગ પણ તેને સાંભર્યો. પણ એ ઉશ્કેરાટમાં થઇ ગએલો બનાવ ભૂરાની નજર આગળ અસ્પષ્ટ જ ખડો થતો હતો.—રંગરૂટ ઑફિસર પાછો આવ્યો છે એવી ભૂરાને મળેલી ખબર; જમનાના ત્રણ દિવસના સતત રુદનથી ઉશ્કેરાએલા

# ડીએ પ્રેમની ભવ્ય કુરબાની મીછી

સ્પષ્ટ અને પ્રત્યક્ષ ઊભાં હોય એમ એને લાગતું હતું.

જેલમાં 'ગિન્તી' આપતી વખતે કાળાપાણી વાળાઓ (૨૦ વરસની સજાવાળાઓ)ની, અને દંડાબેડી ઇ૦ જેલની સજા પામ્યા હોય એવાઓની ગણત્રી, 'બીજા કેદીઓની' ગણત્રી સાથે જુદી આપવી પડે છે. સાંજની પહેલી ગણત્રી વખતે જ 'તી . . . ન કાળાપાણી'માં પોતે પણ એક છે એ વિચારે ભૂરાના હૃદયમાં જાણે છરી ભોંકાઈ હોય એવી વેદના થએલી, અને ત્યારથી ભૂરાનું પોતાનું લાકડી લઇને પાદરે દોડવું; ભરતીના ઑફિસર સાથે થએલી બોલાચાલી અને ઝપાઝપી; ભરતી ઑફિસરના લમણા ઉપર પોતે કરેલો લાકડીનો સખત ફટકો. અને એકાએક ઑફિસરનું મૃત્યુ થવું—એ બધું સીનેમાની ફિલ્મની જેમ ભૂરાની આંખ આગળથી પસાર થઇ ગયું.

અને આજે? આજે ભૂરો એક ખૂની તરીકે જેલમાં પડ્યો હતો. ભૂરાનું મગજ વિચારોથી ફાટી જતું લાગ્યું.

'કિટી, બેટા તને શું થયું છે? આમ આવ, આવ, આવ .... લે .... લે લે.' બૂરો એક સરસ મજાની ધોળી બિલાડીને બોલાવતો હતો.

'કામ કર ડોસા, તારું કામ કર. બિલાડીને શું કરવી છે? આ જેલ છે કે મહેલ?' એક નવા જ બનેલા મુકાદમે દમ માર્યો.

'ડોસો પણ ખરો છે હો! ચકલાં, ખીસકોલીઓ અને બિલાડીઓને જ બધું ખવડાવે છે.' એક કેદીએ ટાપશી પૂરી.

'અરે એ તો ગાંડો થઇ ગયો છે ગાંડો.' ત્રીજી વાર જેલમાં આવેલા અબ્દુલ્લાએ પોતાનો છેલ્લો મત આપ્યો.

અને ખરેખર જ એ જ વરસમાં પચાસ વરસની આશરેનો બૂરો સાઠ પાંસઠ વર્ષના બુઢ્ઢા જેવો દેખાતો થઇ ગયો હતો. પ્રાણીઓ પ્રત્યેનો તેનો અનહદ પ્રેમ જેલમાં પણ પ્રખ્યાત થઇ ગયો હતો. અને કેટલીક વાર જ્યારે તે એકલો બેઠોબેઠો પ્રાણીઓ સાથે વાતો કરતો ત્યારે તે એટલો તલ્લીન થઇ જતો કે બીજા કેદીઓ 'બૂરા ડોસા ગાંડા થઇ ગયા છે' એમ કહેતા તે પણ તેને સંભળાતું નહિ. જેલમાં જેમ માણસ બમણો નિર્દય થાય છે તેમ જ તે બમણો પ્રેમાળ પણ થાય છે. વિખૂટાં પડેલાં પોતાનાં બહારની દુનિયામાં રહેતા પ્રેમીજનો માટેનો તેનો પ્રેમ દ્વિગુણિત થાય છે અને સહૃદય કેદી એ પ્રેમ જેલનાં પ્રાણીઓ ઉપર ઠાલવે છે. બૂરાનું પણ એમ જ થએલું જેલનાં ચકલાં, કાગડા, વાંદરા અને બિલાડીઓ બધાં એનાં સ્વજનો બનેલાં. આ સ્વજનોમાં ખોટ હતી ફક્ત શ્વાનોની. અને એ ખોટ બૂરાને સાલતી પણ ખૂબ. જ્યારેજ્યારે તે દર સોમવારે સુપરિન્ટેન્ડેન્ટના ટૉમીને જોતો ત્યારેત્યારે તેને પોતાનો લાલિયો જરૂર સાંભરી આવતો.

અત્યારે બૂરો બિલાડીના બચ્ચાને બોલાવી રહ્યો હતો. બચ્ચાને પગે કાંઇક થયું હતું. બિલાડીનું નામ હતું કિટી. સુપરિન્ટેન્ડેન્ટને બંગલે કામ કરીને કેદીઓમાં માન પામેલા એક કેદીએ તે બચ્ચાનું નામ કિટી પાડેલું, કારણ સાહેબની બિલાડીનું નામ પણ તે જ હતું. પેલા કેદીની કિટી નામ પાડવાની એ વિદ્વત્તા કેદીઓમાં ઘણા દિવસ ચર્ચાએલી. કિટી અત્યારે બિલાડીનું બચ્ચું મટી બિલાડી થવાની ઉમરની હતી અને જોતાં જ કોઇને પણ ગમે એવી એ હતી. ઉપરઉપરથી ઉદાસીનતા દેખાડતા કેદીઓ પણ કિટી એમના પગે પોતાની રૂંવાવાળી અને રેશમ જેવી સુંવાળી તથા ધોળી રૂંવાટીવાળું શરીર ઘસે ત્યારે પોતાને પસંદ કર્યા તે માટે અભિમાન લેતા હોય એમ બીજા કેદીઓ તરફ જોતા, અને કેટલીક વાર બૂરાની મમતાની અદેખાઇ પણ કરતા.

'આવ, કિટી આવ.' વળી બૂરાએ બૂમ મારી. આ વખતે મુકાદમ કાંઇ બોલ્યો નહિ. સાધારણ રીતે બૂરાને કોઈ સતાવતું નહિ, અને એના સદ્વર્તનની છાપે બે જ વરસમાં એને 'કચ્ચો' (મુકાદમની નીચેનો અધિકારી) બનાવેલો. એને ઘણુંખરું દરવાજો સંભાળવાનું અને રાત્રે પહેરો ભરવાનું કામ સોંપવામાં આવતું; અને જેલમાં અંદર ને અંદર ઘણાખરા ભાગોમાં જવાની એને છૂટ હતી. પ્, સ્ અને ચ્ એ ત્રણ અક્ષરોના અર્ધ ઉચ્ચાર સાથે થતા જોડાક્ષરથી જે એક ચુંબનધ્વનિ જેવો અવાજ થાય છે તેવો અવાજ કરી બૂરો કિટીને બોલાવતો હતો.

કિટી એક મિનિટ સુધી સામું જોઇ રહી. તદ્દન પરિચિત વ્યક્તિ પાસે જતાં પહેલાં પણ ઘણીવાર બિલાડી એકીટશે તેની સામે તાકી રહે છે. કિટી પણ આ વખતે એમ તાકી રહી હતી, અને બૂરો તેની માંજરી આંખો વચ્ચે દેખાતી ઊભી કીકી સામે જોઇને તેની સાથે આંખથી વાત કરી રહ્યો હતો.

'આવ, બેટા આવ; લે લે, આવ ...' બૂરાએ વળી કિટીને બોલાવી.

કિટીએ પોતાના પગ તરફ જોઇ આંખો અર્ધી મીંચીને દયામણા અવાજે 'મ્યાંઉં' એવો અવાજ કર્યો. હવે બૂરાથી ન રહેવાયું. તે ઊભો થયો અને બિલાડીને ઉપાડીને તેણે ખોળામાં લીધી. કિટીના પગ ઉપર સખત ઘા થયો હતો.

'અરરર, તને કોણે આવું કર્યું બેટા? બિચ્ચા ...રી' ઊભી રહે હોં, હમણાં તને મટાડી દઉં.' એમ કહી બૂરાએ કિટીને ઉપાડી અને સુપરિન્ટેન્ડેન્ટ કે જેલર આવે તો નિશાની કરવાની સૂચના આપી તે હૉસ્પિટલમાં છટક્યો.

'સાહેબ' તેણે કમ્પાઉન્ડરને આજીજીના સ્વરમાં કહ્યું, 'સાહેબ, થોડો પેલો પીળો મલમ આપોને!'

'અત્યારે શું છે ડોસા?' કમ્પાઉન્ડર સાહેબે રાડ પાડી. 'તારા સસરાનું છે આ હૉસ્પિટલ? બેટો બિ-



**જીવનલહરી**

ચિત્રકાર • કનુ દેસાઈ

('મંગલાષ્ટક' નામના એમના નવા ચિત્રસંગ્રહમાંનું ચિત્ર)

**સારનાથનો બુદ્ધ સ્તૂપ** અને તેમાંના શિલ્પનો નમૂનો (નીચે) ફોટો• શ્રી પંચાણભાઇ વારા (જામનગર)

અતિ પ્રાચીન ને પવિત્ર શિલ્પપ્રકારો ભર્યું આ સ્થાન સારનાથ (કે સારંગનાથ) કાશીથી ચાર માઇલ દૂર આવેલું છે ઇ. પૂર્વે ૫૨૯મા શાકયમુનિએ અહીં બુદ્ધપદ મેળવીને પ્રથમ ધર્મચક્રપરિવર્તન કર્યું તેના સ્મરણમાં પાછળથી બૌદ્ધ અનુયાયીઓએ ત્યા 'મૂલગન્ધકુટિ' નામનો વિહાર બાંધ્યો હતો અને ભગવાન તથાગતના અવશેષો પર મહાન સ્તૂપ રચ્યો હતો. ઉપરનું ચિત્ર એ સ્તૂપના ખંડેરનું છે. નિર્વાણ પામતાં પહેલા ભગવાન બુદ્ધે શિષ્યોને આજ્ઞા કરી હતી કે તેમના જીવનને લગતાં મહત્ત્વનાં સ્થળોની અવશ્ય યાત્રા કરવી. એ યાત્રાસ્થાનોમાં ચાર મુખ્ય હતાં: તેમનું જન્મસ્થાન, જ્ઞાનપ્રાપ્તિનું સ્થાન, પ્રથમ ધર્મપ્રચારનું સ્થાન અને નિર્વાણનું સ્થાન આમાંનું ત્રીજું સારનાથ આથી બુદ્ધધર્મનું મહાન તીર્થધામ બન્યું હતું સમયના ચક્રમાં એની એ જાહોજલાલી લુપ્ત થઇ અને તે હમણા સુધી ખંડિયેર હાલતમાં હતું. પરંતુ આજે એની મહત્તા ફરી સમજાઇ છે અને તાજેતરમા જ ત્યાં નવા 'મૂલગંધકુટિવિહાર'ની સ્થાપના થઇ છે, એની હકીકત 'કુમાર'ના ૯૯મા અંકમાં આવી ગઇ છે.



લાડીને લઇ આવ્યો છે. ચાલ જાય છે કે નહિ?'

'સાહેબ, બિચારી લોહીલુહાણ થઇ ગઇ છે. કોઇએ માર્યું લાગે છે, સાહેબ.' ભૂરાએ વિનતિના સ્વરે કહ્યું.

'પાછો લાવ્યો છે-કે એ સા.... કિટીને?'

'હમણાં કલાક પહેલાં જ વીશી (જેલના રસોડા)માં દૂધ પી જતી હતી. એવી સાણસી ફેંકીને મારી કે ઊભી પૂંછડીએ નાઠી.' રણછોડે હૉસ્પિટલના કમ્પાઉન્ડમાં પ્રવેશ કરતાંકરતાં જાણે પોતાનું મોટું પરાક્રમ કહેતો હોય તેમ કહ્યું.

'શરમ નથી આવતી, ગધેડા?' કમ્પાઉન્ડર સાહેબનો ધર્માત્મા એકદમ બોલી ઊઠ્યો. 'લાવ, લાવ, ડોસા. તારે શું જોઇએ છે, બોલ?'

ભૂરાએ કિટીનો પગ ચોખ્ખો ધોઇ નાખ્યો અને ઉપર મલમ લગાવી પટ્ટી બાંધી દીધી. તે રાતે તેણે બિલાડીને પોતાના ઓશીકા આગળ જ સૂવાડી અને બીજા જ દિવસથી કિટીએ ભૂરા સાથે 'ખાવા પૂરતી' મૈત્રી છોડી કાયમની મૈત્રી બાંધી.

દરવાજા આગળ ભૂરો સ્ટૂલ ઉપર બેઠો હોય ત્યારે કિટી તેના પગ પાસે બેઠી હોય. ભૂરો જાય ત્યાં કિટી પણ જાય અને ભૂરો ખાય તે ખાય. હા, રવિવારને દહાડે ભૂરા સાથે ગોળ ખાવા કરતાં બીજા કોઇ કેદી આગળ જઇ માંસનો સ્વાદ ચાખવાનું કિટી વધારે પસંદ કરતી. પણ બાકી તો કિટી ને ભૂરો અને ભૂરો ને કિટી એ તો જાણે એક અવિભક્ત જોડી જ બની ગઇ.

કિટીને ખોળામાં બેસાડી ભૂરો ઘણીવાર પોતાની ઘરની 'ખાનગી' વાતો કર્યા કરતો. પોતાના હૃદયના ઉમળકા પણ તે કિટી આગળ ખાલી કરતો.

'મારી મોંઘીને તેં જોઇ છે, કિટી? બરાબર તારા જેવી જ છે.' ભૂરો ઘણીવાર કિટીને કહેતો. મોંઘી બરાબર કિટી જેવી કેમ હતી એ એના સિવાય બીજું કોઇ જાણતું નહિ.

'કિટી, હું છૂટીશ ત્યારે કપિલાનું દૂધ તને પાઇશ. ખૂબ પીજે, હાં!' કિટીનું આખું માથું પોતાની અંજલીમાં પકડી કિટીની આંખોમાં આંખ મિલાવતાં ભૂરો કહેતો: 'રોટલો ને માખણ તને ભાવે કે નહિ, કિટી? પણ પછી તને ત્યા રવિવારનું ખાવાનું નહિ મળે.'

આવી ગાંડીગાંડી વાતોમાં ભૂરાના દિવસો કપાવા લાગ્યા. કિટી સાથે મૈત્રી થયે છ મહિના થવા આવ્યા તે એને છ દિવસ જેવા જ ભાસ્યા. માંદો પડીને હૉસ્પિટલમાં થોડા દિવસ માટે જાય તોપણ ખૂબ મહેનત કરી ભૂરો દૂધનો ખોરાક મેળવતો. પાંચ રોટલા જોડે બબ્બે ત્રણત્રણ શેર દૂધ એક ટંકે ચડાવી જનાર ભૂરાને આખા દિવસના ત્રણ પોંડ દૂધનો ખોરાક (મિલ્ક ડાયેટ) તો કંઇ વિસાતમાં જ ન હતો, પણ એ આગ્રહ કરીને પણ એ ખોરાક મેળવતો ને એમાંનું અર્ધું દૂધ કિટીને જ મળતું. આમ કિટી અને ભૂરાના દિનસો સુખે પસાર થયા કરતા હતા. પણ એક દિવસે—

**એ**ક દિવસે નવા સુપરિન્ટેન્ડેન્ટની દીકરી પોતાના બાપા સાથે જેલ જોવા આવી. જેલના શુષ્ક વાતાવરણમાં ફૂલ જેવાં બાળકોને જોઇને કેદીઓ ઘણા જ

## સ્મરણ

• ઉપજાતિ-વંશસ્થ •

પ્રકાશ આછો પથરાય પ્રાચી,
અને છવાતું નભ અભ્ર-ફૂલડે;
પ્રફુલ્લતું અંતરપુષ્પ રાચી,
બ્હેનાં નિહાળું તુજને સ્મૃતિ વડે.

અનિષ્ટના વાયુ અખંડ વાય,
વીરા શિરે આફત ઘોર ઘૂમતી;
નિહાળીને બ્હેન કરે ઉપાય,
ને સ્નેહદોરો પ્રતિવર્ષ ગૂંથતી.

આવે હસી કેવી સમીપ દોડી?
ને રાખડીઓ નવરંગ લાવતી;
'આપીશ ના બ્હેન હું એક કોડી,'
મીઠું હસી શું કર સાથ બાંધતી!

થાકું ધરી ધીર, કરી પ્રતીક્ષા,
ઝંખ્યો બધો યે દિન એક રાખડી;
પામ્યો ન હું પાવન એક દીક્ષા,
બીની થતી બ્હેનલ! ભાઇ આંખડી.

ઊગ્યું ફરી આજ પ્રભાત જૂનું,
સંધ્યા વડી તોય અલભ્ય રાખડી;
ઝૂરે ધીરૂં અંતરપુષ્પ સૂનું,
સ્મરીસ્મરીને કરમાય પાંખડી.

તનસુખ ભટ્ટ

દર્શિત થાય છે. ભૂરો પણ આ નાનકડી લિલિયનને જોઈને પ્રફુલ્લ થયો. સુપરિન્ટેન્ડેન્ટને સલામ ભર્યા પછી નીચા વળી એણે આ લિલિયનને પણ એક ખાસ સલામ ભરી, ' અને 'તેની સાથે જ લિલિયનનું ભૂરા તરફ અને ભૂરાનું કિટી તરફ ધ્યાન ગયું.

' પપ્પા, કેટલી સરસ બિલાડી છે આ ?' લિલિયને પોતાની આંગળી કિટી તરફ ચીંધતાં અને પોતાનું ગૌર મોઢું ઊંચે બાપા તરફ ફેરવતાં કહ્યું: 'કેટલી સુંદર છે નહિ ! મારે જોઇએ છે પપ્પા. આપણે એને ઘેર લઇ જઇશું ? અને કાલે હમીદને બજારમાંથી થોડી માછલી લાવવાનું કહેજો. આપણે એને ખવડાવીશું ?'

ભૂરાનું મોઢું એકદમ પડી ગયું. આ આંગ્લ બાલાની ભાષામાં તે કાંઇ સમજ્યો નહિ, પણ કઇ જાતની જબરી વિપત્તિ આવી પડવાની છે તેની તેને એક ક્ષણમાં જાણ થઇ ગઇ.

' વો બિલ્લીકો ઉઠા લો.' સુપરિન્ટેન્ડેન્ટે એક મુકાદમને હુકમ કર્યો.

' સાહેબ ' ભૂરાએ હાથ જોડયા: ' સાહેબ મારી કિટીને . . . . .' એની આંખમા આંસુ આવી ગયાં.

બિલાડીને ઉપાડવા જતા કિટીએ પણ જાણે આફત ઓળખીને એક પંજો મુકાદમના હાથ ઉપર મારી દીધો. મુકાદમે ચીસ પાડી.

' એક ગનીબૅગ (ગુણિયું) લે આવો.' સાહેબે હુકમ કર્યો. ' રોતા હૈ કાયકુ ? રોવેગા તો હમ તુમકો કચ્ચેમેં સે ફિર કેદી બના દેગા.' સાહેબે ભૂરા તરફ ફરીને કહ્યું.

'સાહેબ, ભલે મને ચક્કી આપજો, પણ કિટીને નહિ લઇ જતા.' ભૂરાએ કહ્યું. પણ એટલામાં તો ગુણિયું આવી પહોંચ્યું અને કિટીને તેમાં નાખવામાં આવી. કિટી અંદરથી અત્યંત કરુણ રીતે મ્યાં . . . ઉ મ્યાં . . . . ઉ એમ દીર્ઘ સ્વરે ભૂરાને મદદે બોલાવવા લાગી. બધાનાં હૃદય ભરાઇ આવ્યાં. ભૂરો પણ અસહાય નજરે જોઇ રહ્યો.

'કાંઇ નહિ પપ્પા, આપણે નથી જોઇતી એ બિલાડી.' કિટીના આર્ત સ્વરથી મૂંઝાએલી બાલસહજ હૃદયવાળી લિલિયને કહ્યું.

' ના ના, એમ તે હોય ? આપણે એને લઇ જઇશું.' એમ કહી સાહેબ સોટી ફેરવતા ફેરવતા લિલિયનને લઇને ચાલ્યા ગયા.

તે જ દિવસે સાંજે સખત તાવથી પીડાતા ભૂરાને સ્ટ્રેચરમાં નાખી બરૅકમાંથી હૉસ્પિટલમાં લઇ જવામાં આવ્યો. ભૂરાને સન્નિપાત થયો હતો. ' કિટી—મારી કિટી—કિટી, તું બરાબર મોંઘી જેવી જ દેખાય છે, હોં !' એવું જ કાંઇક એ બબડયા કરતો હતો.

આ વાતને ત્રણ દિવસ વીતી ગયા અને ચોથે દિવસે સવારે સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ એક મુકાદમ સાથે જેલની અંદર આવ્યા. મુકાદમના હાથમાં કોથળો હતો.

' આ તો કોઈ અજબ બિલાડી લાગે છે !' સાહેબ બોલ્યા: ' ત્રણ દિવસથી ખાતી નથી ને પીતી નથી. લિલિયન તો કહે કે હવે તમે એને પેલા કેદીને પાછી નહિ આપી આવો તો હું પણ નહિ ખાઉં. ક્યાં છે ડૉક્ટર, પેલો ગાંડો કેદી ?'

' સાહેબ, . . . . સાહેબ, ભૂરો તો કાલે . . . . . . રાતના મરી ગયો ! આજે પરોઢિયામાં જ એને મડદાખોલીમા મૂકી આવ્યા !' ડૉક્ટરે સમાચાર આપ્યા.

મુકાદમે કોથળાનું મોઢું ખોલ્યું. 'તદ્દન નિર્બળ થએલી કિટીએ અંદરથી તરાપ મારી. આસપાસ પોતાની ચપળ આંખો ફેરવીને તેણે જગ્યા જોઇ લીધી અને પછી તે એકદમ ભૂરાની બરૅક તરફ દોડી. પણ એનામાં અશક્તિ ખૂબ આવી ગઇ હતી. કિટી એકદમ પડી ગઇ; વળી ઊભી થઈ અને દોડી. પૂંછડી લાંબી કરી દોડતી જતી એ કૃશ કિટીને જોઇને ડૉક્ટર અને સાહેબ બંને પોતે યમદૂત જેવા ઑફિસર છે એ ક્ષણભર ભૂલી જઇ મનુષ્યની જેમ ગદ્ગદિત થઇ ગયા.

કિટી દોડતી દોડતી બરૅકમાં પહોંચી. પણ તેને ભૂરો ક્યાંથી મળે ? તેણે આમતેમ સૂંઘ્યું; બધે તપાસ કરી; પણ ભૂરો મળ્યો નહિ.

તે દિવસની રાત પછી કિટી પાછી કોઇને દેખાઇ નહિ. એક વૉર્ડર કહેતો હતો કે મુડદાખોલી પાસે તેણે રાતના બાર વાગ્યે કિટીને તેડીને ઊભેલા ભૂરાને જોએલો. પણ બધાએ તેની મશ્કરી કરી.

બે દિવસ પછી જેલમાં નળનું પાણી આવતું બંધ કેમ થાય છે તેની તપાસ કરતાં જેલની પાણીની ટાંકીમાંના પાઇપમાં ભરાઇ ગએલું કિટીનું મડદું કેદીઓની નજરે પડ્યું ! 'બિચ્ચા . . . . . રી !' કોઇ કેદીએ ઉદ્ગાર કાઢ્યો.

'પપ્પા, પપ્પા,' લિલિયન પોતાના બાપાને પૂછી રહી હતીઃ 'પછી પેલી કિટીને તમે પેલા કેદીને સોંપી કે નહિ? બંને પાછાં ભેગાં મળ્યાં કે નહિ?'

'હા બેટા, બંનેનું હવે મિલન થઈ ગયું છે.' એટલું બોલી સાહેબે રૂમાલથી પોતાની આંખો લૂછી નાખી.

(ભાગ્યખંડા જેલ) 'માઉ'



'સી આડલર' વહાણના ચિત્ર પર કાઉન્ટ લ્યુકનેરનો સંદેશ



## દરિયાના દાનવ કાઉન્ટ લ્યુકનેરનો 'કુમાર'ના વાચકોને સંદેશ

૧૦૦મા અંકમાં આવેલી 'હાકી વારી આઇ'ની સાગરકથા વિ. રજ્૨. પત્રો દ્વારા તથા સમાલોચનાઓમાં જે પ્રશંસાના ઉદ્ગારો ચાલુ મળ્યા જ કરે છે તે બધો યશ એના લેખક અમારા મિત્ર શ્રી 'સુકાની'ને હંમેશ સુપ્રત કરી એમના તરફથી 'કુમાર' માટે મળેલી એક નવલ ભેટ વાચકો આગળ રજુ કરીએ છીએ. તેમની કલમની ચમક અને પ્રસાદના પરિચિત 'કુમાર'ના વાચકો તો ૮૦-૮૧-૮૨ અંકોમાં આવેલી તેમની 'દરિયાના દાનવ'ની લાંબી સમુદ્રકથા તથા તેના નાયક કાઉન્ટ લ્યુકનેરને કદિ નહિ ભૂલે. ફૉન લ્યુકનેરને 'કુમાર'ના એ વાર્તાવાળા અંકો પહોંચાડી તેમણે 'કુમાર'ના યુવાન વાચકોને માટે કાઉન્ટનો ખાસ સંદેશ, એમના પોતાના તથા એમના જગનામી વહાણ 'સી-આડલર'ના ફોટોગ્રાફ ઉપર એમના હસ્તાક્ષરોમાં મેળવી શતાંક માટે મોકલ્યો હતો. તે એ વખતે અમે સ્થળ સંકોચને લીધે ન મૂકી શક્યા પણ એ સદા યે એટલા જ રસભર અને પ્રેરક રહે તેવા છે. પોતાના ફોટોગ્રાફ ઉપર એમણે લખ્યું છેઃ 'By Joe (એમનો પેલો નામચીન ઉદ્ગાર) Never say die. To the youthful readers of India with a happy and successful 1932, from their friend Felix Count Luckner 1932.' અને 'સી આડલર' વહાણના ચિત્ર પર લખ્યું છેઃ

'By Joe, Carry on. Yours Felix Count Luckner, Jan. 1932. New year.'

# પેન્સિલ

**નાનાથી મોટા સુધી સૌને હાથે!**
**રાતદિવસ સદાકાળ વપરાતી મામૂલી છતાં મહત્ત્વની વસ્તુ**

બાળવયથી કે અંતકાળ પર્યંત જીવનની એક જરૂરિયાત જેવી થઇ પડેલી પેન્સિલના ઉપયોગથી ભાગ્યે જ કોઇ અજાણ હશે; પણ જિજ્ઞાસાના અભાવથી કે ઉપલકીઆ જ્ઞાનવૃત્તિને લીધે, આપણા હાથ નીચે ઘસાઇઘસાઇને પસાર થતી એ પેન્સિલની બનાવટ વિષે બહુ જ થોડા વાકેફગાર હશે. વળી એ પણ વાંચીને અચંબો થશે કે જે વસ્તુ આપણે ત્યાં પૂરતા પ્રમાણમાં બને છે તે પેન્સિલોની વરસે દહાડે ઓછામાં ઓછી દસ લાખ જેટલી પરદેશથી આયાત થાય છે! કારણકે 'સ્વદેશી' એ આપણો જીવનમંત્ર નથી બન્યો.

પેન્સિલને આપણે ગુજરાતીમાં સીસાપેન કહીએ છીએ અને અંદરના કાળા પદાર્થને સીસું માનીએ છીએ. પણ એ માન્યતા ખોટી છે. પેન્સિલમાં સીસું તો મુદ્દલે હોતું નથી. એમાં વપરાતો પદાર્થ માત્ર એક જાતનો કોલસો છે.

હિંદમાં પેન્સિલ બનાવનારાં નાનાંનાનાં ને છૂટાંછવાયાં કેટલાંક કારખાનાં છે, પણ તે મોટે ભાગે પરદેશથી આવતી વસ્તુઓ વાપરીને બનાવટ કરનારાં છે. પરંતુ આરંભથી કે છેવટ સુધીની પેન્સિલ બનાવવાની બધી જ ક્રિયા કરતું એક સ્વતંત્ર કારખાનું મદ્રાસના એક ખૂણામાં આવેલું છે. પેન્સિલો બનાવનારાં દુનિયાભરનાં મોટાં કારખાનાંઓમાં એનું સ્થાન સત્તરમું છે.

### કાચો માલ

ગ્રૅફાઇટ નામનો (amorphous) સ્ફટિક વગરનો પથ્થર, બેત્રણ પ્રકારની મટોડી અને લાકડું આટલા જ પેન્સિલનાં ઉપકરણો કહેવાય. ગ્રૅફાઇટ સાલેમમાંથી, મટોડી રાજમહેંદ્રી પાસેના ગોદાવરીના પટમાંથી અને રંગીન પેન્સિલો માટે જોઇતી મટોડી રાણીપેટથી આ કારખાનામાં લાવવામાં આવે છે. લાકડું મલબાર, મ્હૈસૂર અને મોગલાઇના ભાગોમાંથી પેન્સિલો માટે જોઇએ એવા પ્રકારનું લેવાય છે. આ પ્રમાણે તેમાં વપરાતો કાચો માલ પણ સંપૂર્ણ સ્વદેશી જ છે.

### બનાવટ

પેન્સિલની બનાવટ બહુ જ રસભર અને જાણવા જેવી છે. પહેલાં તો ગ્રૅફાઇટના ગાંગડાનો યંત્ર વડે ભૂકો કરવામાં આવે છે. પછી આ ભૂકામાં પાણી અને અમુક પ્રકારની માટી ભેળવી યંત્ર વડે ફરતી ઘંટીઓમાં એનો માવો બનાવાય છે. આ માવો લસોટાઇને જેટલો બારીક અને સરખો થાય તે ઉપર પેન્સિલનું સારાનરસાપણું અવલંબી રહે છે. આ પ્રકારની ઘંટીઓ આજે એ કારખાનામાં ૧૪ છે અને દરેક ઘંટીમાં આ મિશ્રણ ચાર દિવસ સુધી રહે છે. એ ચૌદ ઘંટીઓમાંથી એક જ મિશ્રણ અનુક્રમે પસાર થાય છે, એટલે પહેલી ઘંટીમાં મિશ્રણ નાખ્યા પછી તેને તૈયાર થઇને બહાર નીકળતાં છપ્પન દિવસ લાગે છે. હજી પણ એ માવાને વધારે બારીક લસોટવા માટે ઘંટીઓની સંખ્યામાં વધારો કરી ચાલીસ ચક્કીઓમાંથી ૧૬૦ દિવસમાં માવો નીકળે એવી યોજના ચાલી રહી છે. બરાબર એકસરખો મુલાયમ થએલો એ માવો પછી એક બીજા યંત્રમાં દાબવામાં આવે છે. એ યંત્રમાંથી જ પેન્સિલની ઝીણીઝીણી સળીઓ બહાર પડે છે. આ સળીઓ પ્રથમ નરમ હોય છે. ત્યાં કામ કરનારો માણસ લાકડાના બીબા ઉપર બધી સળીઓ સરખી લંબાઇની લે છે અને પછી એને ભઠ્ઠીમાં શેકવામાં આવે છે. આ પ્રમાણે પાકી સળીઓ તૈયાર થાય છે.

કારખાનાના બીજા વિભાગમાં લાકડાં સંબંધી કામ ચાલે છે. લાકડાંના બીમમાંથી એક જ સરખી લંબાઈ ને જાડાઇનાં પાટિયાં યંત્રમાં તૈયાર થયા પછી તેમાં પેન્સિલની સળીઓ રહી શકે તેવા ઊભા છ વહેર—ખાડા—પણ યંત્ર વડે જ પાડવામાં આવે છે. ત્યારબાદ એવાં બે પાટિયાં લઇ તેને સરેશ લગાડી એ ખાડાની અંદર પેન્સિલની સળીઓ ગોઠવી ચારેક દિવસ દબાણમાં રાખ્યા પછી એ બે પાટિયાની કોરો સાફ કરવામાં આવે છે, અને તેને બીજા એક યંત્રમાંથી પસાર કરવામાં આવે છે, જેમાંથી ગોળાકારની છ છ પેન્સિલો એકસાથે બહાર પડે છે. આ પેન્સિલોને લીસી બનાવવા બેત્રણ વખત ફરી યંત્રમાં ફેરવવી પડે છે. આવી રંગ વગરની પેન્સિલો બજારમાં કોઇકવાર નજરે પડે છે. આમ તૈયાર થએલી પેન્સિલોમાંથી સારીનરસી પેન્સિલો જુદી પાડવામાં આવે છે. બાદ-

વાળું કે પીંત્તઇ ગએલું લાકડું હોય અથવા બગડેલી પેન્સિલ સળી હોય એમ ખરાબ પ્રકારની પેન્સિલો બાજુએ કાઢી નાખે છે. આ પ્રમાણે સારી પેન્સિલો જુદી પાડયા પછી એને રંગ અને પૉલિશ માટે ત્રીજા વિભાગમાં લઇ જાય છે.

અંદરનું સંગીન કામ જોવા કરતાં ઉપરના ભપકા ઉપર ભુલનારા વધારે હોવાથી બાહ્ય રૂપ વધારે મોહક કરવા માટે દરેક પેન્સિલ ઉપર ચાર વખત રંગ અને પૉલિશ થાય છે. પછી પેન્સિલો પર સિક્કા, નામ વગેરે મારવાનું કામ પણ યંત્રથી જ થાય છે.

આટલી ક્રિયા પછી આગળના વિભાગમાં આ પેન્સિલો આવે છે, જ્યાં ડઝનના જથ્થા બનાવી, તેની છ છ અથવા બાર બારની પેટીઓ ભરી વેપારીને ત્યાં રવાના થાય છે.

બજારમાં જે ષટ્કોણવાળી પેન્સિલો દેખાય છે તેમાં ફક્ત લાકડું કાપવાનું યંત્ર જ જુદા પ્રકારનું હોય છે. તેમજ જુદાજુદા રંગની અને કૉપીઇંગ પેન્સિલોની અંદરની સળીઓ જુદી એટલે રંગીન અથવા કૉપીઇંગ હોય છે. બાકી બીજી બધી ક્રિયાઓ સરખી જ હોય છે.

આ કારખાનું પહેલવહેલું મદ્રાસ સરકારના ઉદ્યોગખાતા તરફથી સ્થપાયું. જ્યારે ઠીક ચાલશે એમ લાગ્યું ત્યારે સન ૧૯૧૯માં વી. પેરૂમલ ચેટ્ટી કંપનીએ એ ખરીદી લીધું. સંસ્થાના વ્યવસ્થાપક શ્રી એસ. આર. ચેટ્ટી જર્મની જઈ આ ધંધા સંબંધી સપૂર્ણ જ્ઞાન મેળવી આવ્યા છે. જર્મની કરતાં આ ધંધામા ઊતરતો દેશ જાપાન છે. ચેટ્ટીના એક સહકારી ત્યાં પણ જઈ આ ધંધાની માહિતી લઇ આવ્યા છે.

કારખાનામાં વપરાતાં ફક્ત યંત્રો પરદેશી છે. એ સિવાય થાપણ, મજૂરી વગેરે સંપૂર્ણ સ્વદેશી છે, એટલું જ નહિ પણ માલ ઉપર વીંટાળવાનો કાગળો પણ રાજમહેંદ્રીના આંધ્ર પેપર મીલના વપરાય છે.

## શરમાવે એવા આંકડા

આ કારખાનામાં રોજની ૨૦૦ એટલે માસિક ૬૦૦૦ ગ્રૉસ પેન્સિલો તૈયાર થાય એટલી શક્તિ છે. છતાં સરાસરી માસિક ઉપાડ ફક્ત ૧૦૦૦ ગ્રૉસથી વધારે નથી. એ ઉપરથી એમ નહિ માનવું કે પ્રમાણમાં એની ખપત જ ઓછી છે; પરંતુ સ્વદેશી માલનો ઉપાડ જ ઓછો છે. આ હિસાબે એટલે ૮૦ ટકા શક્તિ ફોકટ જાય છે એના માટે ગુનેગાર કોણ હોઇ શકે એ તો દેખીતી જ વાત છે.

જ્યારે સ્વદેશીની ચળવળ ખૂબ જોરમાં ચાલતી હતી ત્યારે પણ આ કારખાનામાંથી મે માસનો ઉપાડ ફક્ત ૫૪૦૦ રૂપિયાનો થયો અને એમાં યે સરકારી બીલો આશરે ૧૦૦૦ રૂપિયાનાં હતાં. એટલે આપણે આ જોશભેર ચાલેલી ચળવળમાંનો આંકડો લઇ હિસાબ ગણીએ તોપણ વરસના સરાસરી ૬૫૦૦૦ રૂપિયા થાય. પરંતુ હિંદુસ્તાનની દર વર્ષની પેન્સિલોની આયાત ઓછામાં ઓછી દસ લાખની છે; એટલે લગભગ ૧૬ ગણી વધારે છે. જ્યારે ચળવળ પૂર જોશમાં હોય ત્યારે પણ આપણો દેશી માલ તરફનો ફાળો રૂપિયે આની બાર અને તેમાં યે ૨ૢ પાઇની સરકારની મદદ. એટલે વાકાશ્રય તો એવા સમયમાં પણ રૂપિયે ૯ૢ પાઇનો જ. ત્યારે બીજા સમયનું શું ?

('કેસરી'ના આધારે) કૃષ્ણજી હરિ મનોહર

## તેજનાં સિંહાસનો

• રાસ •

ઊઘડે છે આભ લાખ કિરણોની કૂંચીએ.
રંગી દિશાઓની ડાળીઓ જી રે:
નાચે પ્રભાત ચડી મોજાંની મેડીએ,
ફીણની ઉજાળે ફૂલવાડીઓ જી રે.

ઉષાની ઓઢણીની કોર ભરી કેસુડે,
સૂરજમુખીની લાલ પાનીઓ જી રે:
અંબોડે વેણીમાં ફૂલભર્યાં મોગરે,
ઊડે પરાગની ફુવારીઓ જી રે.

સરજે છે કોણ પણે તેજનાં સિંહાસનો,
કિરણો ગૂંથે છે કોણ કાંકાએ જી રે?
રુપેરી વાદળીનાં સોનેરી લોચને
ચીતરે છે કોણ દેવપીછીએ જી રે ?

ઈન્દુલાલ ગાંધી

## વીરા ફિગ્નર

[અનુસંધાન પૃષ્ઠ ૪૦૪થી]

નિષ્કંટક બને એટલા માટે વીરાએ પોતાના પતિ સાથેનો સંબંધ પણ છોડી દીધો. પોતે પતિને લખી દીધું કે હવે પછી એમની સાથે એનો કોઈ પ્રકારનો સંબંધ રહેશે નહિ. કાર્યપંથને જો લોકસેવકોએ નિષ્કંટક બનાવવો હોય તો કુન્યવી બંધનોને તિલાંજલિ આપવી પડે. વીરાએ આ ભીષણ નિશ્ચય કરી ક્રાન્તિના કંટકમય પથ પર પ્રયાણ કરવાનો માર્ગ ગ્રહણ કર્યો.

રશિયન ન્યાયખાતાની એક વિશિષ્ટતા તો એ વખતે એ હતી કે તે પોતાના કાર્યમાં કદિ ઉતાવળ કરતું નહિ. રાજદ્વારી કેદીઓ ઘણાં વર્ષો સુધી કેદખાનામાં જ સડી રહેતા અને જેલનાં અસહ્ય દુઃખોને લઇને કેટલાક તો ચુકાદો મળવા અગાઉ જ આ લોક છોડી જતા. સેંકડો પાગલ થતા, માંદા થતા અને અંતે આપઘાત કરી જીવન લઈ જતા. આવા ત્રાસમાંથી કેદીઓને મુક્ત કરવા એ વખતે કેટલાંક મંડળો રચયાયાં હતાં. પણ એ કાર્ય મહા મુશ્કેલ હતું. કેદીઓને મુક્ત કરાવવા માટે હજારો રૂપિયા છૂપી રીતે ભેગા કરવા અને સહીસલામતથી તેનો ઉપયોગ કરવો એ કંઇ નાનીસૂની વાત ન હતી. આ વાતની જરા પણ ગંધ બહાર જાય તો તરત જ એ લોકોનાં માથાં ધડથી છૂટાં થઇ જવાનો સોદો હતો. આમ છતાં પણ હજારો રૂપિયા જોતજોતામાં ભેગા થઇ ગયા. પરંતુ જેલમાં કેદીઓને સહાયતા પહોંચાડવી એ તો એથી પણ વિકટ કાર્ય હતું. પણ સંસારમાં જે કાર્ય મોટામોટા વીરો નથી કરી શકતા તે ચાંદીના સિક્કા કરી શકે છે. માત્ર હવે જરૂર હતી એવા સાહસિકની કે જે એ હાથમાં લઇ મેદાનમાં ઊતરે. આ મુશ્કેલ કાર્ય પાર પાડવા માટે ચારે તરફ નજર દોડાવવામાં આવી, પરંતુ કોઇએ આગળ આવી બીડું ઝડપ્યું નહિ. એ સમયે જ્યારે વીરાએ જોયું કે જેલમાં પીડાતા પોતાના દેશબાંધવોની રક્ષા માટે કોઈ વીર મેદાને પડતો નથી ત્યારે તરત જ તેણે એ કાર્ય ઉપાડી લેવા હામ ભીડી અને પોતાના દૃઢ આત્મવિશ્વાસથી સંપૂર્ણ રીતે પાર પણ પાડ્યું. એનું આકર્ષક સૌંદર્ય, સાહસ અને ઉચ્ચ ચારિત્ર્યથી તેમજ તેની ભલામણે અને જેલરો સાથેની લાગવગથી તે ઘણા કેદીઓની સાથે મુલાકાતો તેમજ વાતચીતો કરવા સમર્થ થઇ. એનો ઘણો વખત સાંકેતિક ભાષામાં મિત્રો સાથેના પત્રવ્યવહારમાં જતો. સાંજે એ ગંદા શરાબખાનામાં જઈ દારૂડીઆઓમાં ભળતી. કલાલોનાં અપમાન સહન કરતી છતાં એ ભાન ભૂલેલા દેશબાંધવોને સત્પંથે ચડાવવાના કાર્યમાં મશગૂલ રહેતી.

આખરે કેદીઓના દિન ફર્યા. ચાર વર્ષ પછી સને ૧૮૭૭માં એમના કેસ ચાલવા લાગ્યા. વીરાની બહેન લીડિયાને ન્યાયાલયે સાઇબીરિયામાં દેશનિકાલની સજા કરી. બહેનના દેશનિકાલની આ સજા સાંભળી વીરાએ હવે પોતાનું આખું જીવન બળવાખોર તરીકે ગાળવાનો દૃઢ નિશ્ચય કર્યો.

થોડા દિવસ પછી વીરા પહેરસબર્ગ ગઇ. અને ત્યાંની હૉસ્પિટલમાં કામ શરૂ કર્યું. થોડા જ વખતમાં મેડિકલ બોર્ડ તરફથી થએલી ઍસિસ્ટન્ટ સર્જનની જગ્યા માટેની પરીક્ષામાં તે ઊંચે નંબરે પાસ થઈ. અને એણે ડિપ્લોમા મેળવી લીધો. ત્યાંથી પછી એ કૈજન ગઇ અને ૨૪ વર્ષની ઉંમરે તો એ રશિયાના વિપ્લવી દળ સાથે ઓતપ્રોત થઇ ગઇ. ઇ.સ.૧૮૭૬ના અંતે એણે એના સાથીઓ સાથે 'જમીન અને સ્વતંત્રતા' નામનું જુદું મંડળ ઊભું કર્યું. એ પક્ષનો કાર્યક્રમ સામાન્ય પ્રજા વચ્ચે જઇને કામ કરવાનો હતો.

વીરાના જીવનનો મહાન અભિલાષ ગામડાંની વચ્ચે રહી અભણ લોકોની સેવા કરવાનો હતો. એ ઉદ્દેશ પાર પાડવા માટે જ એણે વૈદકીય ડિપ્લોમા મેળવેલો. હવે એક ડૉક્ટર સાથે મળીને એ કામ કરવા લાગી. એના સર્કલમાં ૧૨ ગામ હતાં. જેની એ દર માસે મુલાકાત લેતી. આજ સુધી એણે કેવળ પત્રો અને પુસ્તકો દ્વારા ગ્રામજનોનાં દુઃખોનો ભયાનક ચિતાર વાંચેલો. એક વખત અઢાર દિવસ લાગલાગટ ગામડાંઓમાં ગાળી એ દુઃખદ સ્થિતિનો એણે અનુભવ કર્યો. ગામડાંની આ મુલાકાતો દરમ્યાન એ કોઇ રંકની ઝૂંપડીમાં જ રહેતી. એ ગંદા બેહાલ દર્દીઓને તે સમાનતા ને આદરથી સત્કારતી. એમાં ઘણા તો ભયંકર રોગોથી પીડાતા હતા અને એમને પહેરવાને કપડાં કે પેટ ભરવાને પૂરતું અન્ન નહોતું. રાજ્યને નભાવી રાખનારા આ ભોળા ગ્રામ્યજનોની આ દશા વીરાનું દિલ હલમલાવતી અને એમની દવા તૈયાર કરતાં એની આંખમાંથી એકસરખી અશ્રુધારા વહેતી રહેતી.

સવારથી સાંજ સુધી આ દવા વહેંચવાનો ક્રમ ચાલુ રહેતો. એ પછી એ જમીન પર ઘાસમાં પડી પડી વિચારમાં ગરકાવ થતી કે ચારે બાજુ ફેલાએલી એ ગરીબાઇ અને ગંદકી વચ્ચે દવાનો શો ફાયદો

માત્રથી એનો રોગ ગયો, પછી તો પૂછવું જ શું? અસંખ્ય સ્ત્રીઓ તેલ-પાણી લઈ વીરા પાસે મંત્રાવવા આવતી અને રોગમુક્ત થઈ જતી! આ ચમત્કારે એ લોકો પર વીરાનો ગજબ કાબુ જમાવ્યો.

આ એક મહિનામાં આઠસો અને પછીના દસ મહિનામાં કુલ ૫૦૦૦ દર્દીઓને એણે સાજા કર્યા. પછી એણે એક શાળા ખોલી. શાળામાં વાંચવા લખવાનાં તમામ સાધનો (ચોપડીઓ વગેરે) બાળકોને મફત આપવામાં આવતાં. એની આસપાસ ત્યાં ૨૫ છોકરા છોકરીઓનું ઝુમખું જામ્યું. ઈવડ્ઝનિયાની પાસે બીજાં ગામોમાંથી પણ બાળકો આવતા. અને એમાં કેટલાંક માઈલ જેટલે છેટેથી પણ આવનારાં હતાં.

શાળા અને દવાખાનું, બંને એક જ ઝૂંપડી માં હતાં. દવા આપવાનું કામ ખલાસ થાય કે તરત ચોપડીઓ કે બીજું કામ હાથમાં લઈ બંને બહેનો ગરીબોના નિવાસસ્થાન તરફ પ્રયાણ માંડતી. ખેડુતોને ઉપયોગી લેખો અને વાર્તાઓ સંભળાવવામાં આવતી. ક્યારેક ક્યારેક ચૂંટી કાઢેલી મનોરંજક ઐતિહાસિક વાતો પણ વીરા કહેતી. આમ રાત્રે ૧૦-૧૧ વાગ્યા સુધી ધ્યાનથી લોકો એ બહેનોની વાતો સાંભળતા. એ દરમ્યાન ખેડૂતો, એમની જમીન, જમીનદાર તથા અધિકારીઓ અને એમના પરસ્પર સંબંધની ચર્ચાઓ પણ થતી. વીરા અને એની બહેન ખેડૂતોની જરૂરિયાતો જાણવા મથતી, એમની કષ્ટકથાઓ સાંભળતી અને એમનાં દુઃખોમાં ભાગ લેતી. ચારે બાજુ ત્રાસ અને ભયના વાતાવરણમાં એ સહાનુભૂતિનું અમી સીંચતી. ખેડુતો એને 'દેવી' તરીકે ઓળખતા.

આમ વીરાનું કામ જોરશોરથી ચાલતું હતું. આ, અધિકારીઓની આંખમાં ખૂંચ્યું. કોઈકે અફવા ફેલાવી કે, વીરા ગુનેહગારોને આશ્રય આપતી હતી. અનિશ્ચિતના વાતાવરણમાં હંમેશ બને છે એમ અધિકારીઓને આ કામમાં દ્રોહની ગંધ આવી અને એની પાસે આવનાર જનાર પર ચોકી શરૂ થઈ.

આ જ સમયમાં ક્રાંતિકારી દળનો એક કાર્યકર્તા સોલોવિવ વીરાને મળવા આવ્યો. એનો કાર્યક્રમ સેન્ટ પીટર્સબર્ગ જઈ ઝાર ઍલેક્ઝાન્ડર બીજાનું ખૂન કરવાનો હતો. ઝારશાહીના જુલ્મો હેઠળ રશિયાનું સાર્વજનિક જીવન નિર્માલ્ય બની ગયું હતું. દારિદ્ર્ય અને દમનનીતિ હેઠળ પ્રજાનો આત્મા કેવળ ગીંગળાઈ રહ્યો હતો. વીરા ઝારના ખૂનની આ યોજનાના સંબંધમાં પોતાની આત્મકથામાં લખે છે કે: 'જો લોકોનું કરુણ આક્રંદ, શ્રમજીવીઓની માગણી અને દેશસેવકોનો અવાજ સાંભળવા રાજસત્તાના કાન બહેર મારી જાય, જો વિદ્વાનોની દલીલો અને અર્થશાસ્ત્રીઓના આંકડાઓની એ ઉપેક્ષા કરે, જો ચાખો રસ્તો રોકી દેવામાં જ આવે, જો સમાજનો અતિ મહત્ત્વનો ભાગ-યુવક-પોતાની શક્તિઓને માટે કોઈ પણ જાતનું ક્ષેત્ર જ ન મેળવી શકે, તો એ સ્થિતિ કેવળ અસહ્ય બને છે અને સમાજનો બધો યે રોષ એ આદમી પર ઊતરે છે, જે એ શાહી અધિકારનું પ્રતિનિધિત્વ ભોગવતો હોય. લોકોને ક્રોધ એ રાજા પર ઉપજે છે કે જે કરોડો લોકોની બુદ્ધિમત્તા અને બળની સરખામણીમાં પોતાની બુદ્ધિમત્તા અને બળની કિંમત અધિક આંકે છે. અને જો એ રાજાને સંતોષવાને અખત્યાર કરેલા તમામ ઉપાયો વ્યર્થ જાય, તો ક્રાંતિકારીઓને માટે એક જ માર્ગ-હિંસાનો મોકળો રહે છે. એ જ કારણોને લઈને સોલોવિવે રીવોલ્વર ઉઠાવી.'

સેંટ પીટર્સબર્ગમાં ગ્રીષ્મ ઉદ્યાનની નજીકમાં સોલોવિવે ઝાર પર રીવોલ્વરથી ગોળી ચલાવી. પણ એની કોણીમાં એક ખેડૂતનો ધક્કો વાગવાથી નિશાન ચૂક્યું અને સોલોવિવને એ અપરાધ માટે ફાંસી દેવામાં આવી.

આ અરસામાં સને ૧૮૭૯માં વોરોનીઝ ખાતે રશિયાની જાતીય મહાસભાની બેઠક હતી. મહાસભામાં એ વખતે તો નાના મોટા અનેક પક્ષો હતા. પરન્તુ આ બેઠકમાં એક વિચાર પર આ સભા બે પક્ષોમાં વહેંચાઈ ગઈ. એક પક્ષ તલવારોને મ્યાનમાંથી કાઢી ક્રાન્તિ કરવાની તરફેણમાં હતો. એનું નામ 'ત્રાસ ક્રાન્તિકારી દળ.' બીજો પક્ષ તલવારોની મૂઠ પર હાથ રાખી, પ્રચારકાર્ય કરવાની તરફેણ કરતો હતો. આ પક્ષનું નામ 'પ્રચારક દળ' હતું. બેઉ પક્ષો પોતપોતાની વાત પર દૃઢ હતા. વીરા ફિગ્નર એ સમયે એ બંને પક્ષો વચ્ચે સમાધાની કરાવવામાં આગ ભાગ લીધો, પરંતુ દેશના દુર્ભાગ્યે સમાધાની થઈ શકી નહિ. જ્યારે એ બંનેનું જોડાણ એને અશક્ય લાગ્યું ત્યારે એણે 'The People's Will' નામક મંડળમાં પોતાનું નામ લખાવ્યું, અને જીવી ત્યાં સુધી એ



**છાયાછબી**

( તૈયાર કરનાર • જગમોહન મિસ્ત્રી )

આ છાયાછબીઓની ગમ્મત વિષે 'કુમાર'ના વાચકોને હવે વિશેષ સમજાવવાની જરૂર નથી. આ સાતમી છાયાછબી આ વખતે એક પૂજ્ય સન્નારીની આપીએ છીએ છે તેમ જ એ ઓળખી શકાય તેવી છે; નહિતર પછી એમાંના કાળા ગાળા કોરી કાઢીને અંધારા ઓરડામાં નાના દીવાના પ્રકાશ સામે ધરવાથી મોટી આકૃતિ પડશે તે તો તરત ઓળખાઈ આવશે.

મંડળમાં પોતાનું તન, મન અને ધન અર્પણ કર્યું.

વીરા ફિગ્નર એ દળની કાર્યવાહક સમિતિની એક અગ્ર સભ્ય ગણાતી. એની કુશાગ્ર બુદ્ધિથી અનેક કાર્યો તે સફળતાથી પાર પાડતી. શહેરીઓ તેમજ અમલદારો એની પ્રત્યે માયાથી વર્તતા. આ બધા પ્રભાવ તેના સૌન્દર્ય તથા ચારિત્ર્યનો હતો. એની મુખાકૃતિ ઉપર હમેશાં સદાચારના તેજનો પ્રકાશ ઝળહળતો. એણે ઝારશાહીના દમનનો ઉત્તર અધિકાધિક શક્તિ, સાહસ, અને કાર્યશીલતા વડે વાળ્યો. મંડળની આજ્ઞાથી હવે ઝારની હત્યાના કામમાં સહાયતા દેવા વીરા ફિગ્નર ઑડેસા ગઈ. બીજા પણ કેટલાક સાથીઓ ત્યાં પહોંચી ગયા અને એક મકાન ભાડે લઈ એમણે પોતાનું થાણું જમાવ્યું. અહીં સોફીઆ પેરોવસ્કીઆની સાથે ઝારના ખૂનનું ષડ્યંત્ર વીરાએ રચ્યું. સોફીઆને તેમાં સફળતા મળી. ઝારની ગાડીને બૉમ્બથી ઉડાવી દેવામાં આવી અને તેના પ્રાણ ઊડી ગયા.

આખા શહેરમાં સનસનાટી ફેલાઈ ગઈ. સોફીઆ પેરોવસ્કીઆ અને એના સાથીઓ ઝારના ખૂનના ગુનાહ બદલ હસતે વદને ફાંસીને માંચડે ચડી ગયા. સોફીઆ વીરાની જીવન-સહચરી હતી. એના મૃત્યુથી વીરાને અનહદ વેદના થઈ. રશિયામાં સોફીઆ પહેલી જ મહિલા હતી કે જેણે આઝાદીની દીવડી પર પતંગીઆની માફક પોતાના જીવનનો બલિ ચઢાવ્યો.

પરંતુ વીરા હજુ મુક્ત હતી. ભીષણ ક્રાન્તિકારી દળના બધા નેતાઓ કેદમા હોવા છતાં પણ રશિયન સરકાર ભયમુક્ત બની નહતી. ત્રીજા ઍલેકઝાન્ડરને ગાદીએ બેસાડવાની હિંમત એનાથી થતી નહતી. સરકારે ક્રાન્તિકારીઓને વચન આપ્યું કે જો તેઓ દરબાર ભરાતાં સુધીમાં જરાપણ અત્યાચાર ન કરે તો ત્રીજો ઍલેકઝાન્ડર સિંહાસન પર બેસી શાસન-વ્યવસ્થામાં કંઈ સુધારો કરશે. રશિયન સરકારને ક્રાન્તિકારીઓની વાસ્તવિક સ્થિતિની ખબર ન હતી. આથી એને ભયનો ભૂત સતાવી રહ્યો હતો.

મીખેલો વરફીએ વીરા સાથે સમાધાનીના વિષયમાં ગમસલત કરવાનો વિચાર કર્યો. આથી એ ખારકોફમાં જ્યાં વીરા રહેતી હતી ત્યાં કંઈ બહાનું કાઢી ગયો. વીરા અને મીખેલો વરફીએ ઘણા સમય સુધી સમાધાની વિષે વાટાઘાટ કરી. વીરાએ કેદી ચર્નિશ્કીને મુક્ત કરવાની અને કારાની જેલોના કેદીઓની સજા ઓછી કરવાની દરખાસ્ત મૂકી. રશિયન સરકારે આ બધી વાતોનો સ્વીકાર કર્યો. આથી સરકારને ક્રાન્તિકારીઓ તરફથી અભયવચન આપવામાં આવ્યું. એ પછી દરબાર ભરાયો અને ત્રીજો ઍલેકઝાન્ડર ગાદીએ બેઠો. પણ ગાદીએ બેઠા પછી ઝારે પ્રજાની મુખ્ય માગણીઓને ઉડાડી દઈ શાસન-વ્યવસ્થામાં નજીવો સુધારો કરવાનો મિથ્યા પ્રયત્ન કર્યો.

રશિયન સરકારના આ દગાખોર વર્તનથી કંટાળી વીરાએ પોતાનું પ્રચારકાર્ય પૂર્ણ વેગથી આગળ વધાર્યું. દમનથી એ પોતાના માર્ગથી જરા ગે ચલિત ન થઈ. એ પોતાના દળની વિદેશમંત્રી બની. એના મંડળનું ક્ષેત્ર હવે સેંટ પીટર્સબર્ગને બદલે મૉસ્કો બન્યું. વીણી-વીણીને એના મંડળના સભ્યોને ગિરફતાર કરવામાં આવ્યા, અને આખરે એક સાથીના દ્રોહને પરિણામે એ પણ પકડાઈ અને એને સેન્ટ પીટર અને પૉલના દુર્ગમાં પૂરવામાં આવી. નવો ઝાર ઍલેકઝાન્ડર ત્રીજો તો આ સાંભળતા એટલો આનંદમાં આવી ગયો કે તે બોલી ઊઠ્યો કે 'ઇશ્વરનો પાડ કે આખરે આ નાપાક બાઈ પકડાઈ ગઈ!'

આ બંને દુર્ગ અત્યંત ભયાનક હતા. એમાં પ્રવેશ પામનારા જાણે જીવતા જ દટાતા અને એમનો ખુર્દો જ થતો. વીરાનો કેસ ચાલતા પહેલાં વીસ મહિના સુધી એ આ દુર્ગોમાં બંદીવાન રહી. એના ઉપર આરોપ ઘડાયા અને સરકારી નિયમ પ્રમાણે એને એક વકીલ આપવામા આવ્યો. પરંતુ વીરાએ એની સેવાઓનો અસ્વીકાર કરી મુકદ્દમામાં ભાગ ન લેવાનું પસંદ કર્યું. વીરા જ્યારે ન્યાયાલયમા પ્રવેશી ત્યારે તેની તેજસ્વી મૂર્તિ જોઈ ત્યાં હાજર રહેલાઓનાં મસ્તક નમી પડ્યાં. એના અપરાધો માટે પૂછવામાં આવતાં એણે જુસ્સાદાર નિવેદન કરી પોતાને નિર્દોષ જાહેર કરી.

વીરા અને એની સાથેના બીજા કેટલાક આરોપીઓને ન્યાયાધીશોએ ફાંસીનો હુકમ સંભળાવ્યો. એમાં ત્રણ તો લશ્કરી અમલદારો હતા. મહા ગૌરવથી ઊંચું શિર રાખી વીરા ઊભી હતી. એની નસેનસમાં સ્વદેશાનુરાગની વિદ્યુત દોડી રહી હતી. ફાંસીના હુકમથી એનું રૂંવું પણ ન ફરક્યું.

એ હુકમ પછી આઠમે દિવસે દુર્ગના કમાન્ડરે

ફળીઆ ગામના તેમને ચરતાં મૂકી મીઠા પવનની લહેરમાં ઘાસ ઉપર સૂતા હતા. આ બધું જોતોજોતો કલ્યાણ મનના મઠબંદર પાડતો પસાર થતો હતો.

થોડીવારમાં ગામનો સીમાડો આવી લાગ્યો. વચ્ચે એક વોંકળો હતો. આ વોંકળો જ બે ગામનો સીમાડો જુદો પાડતો. અંદર પાણી ભર્યું રહેતું. બંને ગામના લોકો ઢોરને પાણી પાવા સીમમાંથી અહીં લાવતા.

ત્યાં પહોંચતા જ દૂર કાંઇક ગરબડ થતી હોય એમ કલ્યાણને લાગ્યું. તેને કાંઇ શક ગયો અને ઝપાટાબંધ એ બાજુ તે વળ્યો.

ઢોરોને પાદર ચારવા નીકળેલો કોઇ માણસ તેને પાણી પાવા આવ્યો હતો. કોઇ હરામખોરો ઢોરને હાંકી જવાનો લાગ શોધતા આસપાસ ભરાઇ બેઠા હતા. તેમણે આ લાગ જોઇ પેલા માણસ પાસેથી બળજોરીથી ઢોર હાંકી જવા માંડ્યા, અને તેને પરિણામે આ ગરબડ જાગી હતી.

કલ્યાણ દોડતો આવ્યો. જોયું તો બે માણસો એક જણને ફાળિયાથી બાંધી રહ્યા છે અને એક માણસ બે બળદને દોરી ચાલતો થયો છે.

કલ્યાણે કડિયાળી ડાંગ હવામાં તોળી અને દોડતા આવી બાંધનારના હાથ ઉપર ફટકો લગાવ્યો. ચીસ પાડતો એ માણસ લથડી પડ્યો. સમયનું માપ પારખી તેનો બીજો સાથી ચાલાકીથી ઊભો થઈ ડાંગ ઉગામી કલ્યાણ સામો થયો. ઢોરને દોરી જતા માણસે આ જોયું. ઢોરને પડતાં મૂકી તે પોતાના સાથીને મદદ કરવા પાછો વળ્યો. તે આવી પહોંચે તે અગાઉ તો કલ્યાણના સખત ફટકાથી તેનો સાથી જમીન પર પટકાયો. પેલો આવતો માણસ આ જોઇ જરા ખમચ્યો. પણ બીજી જ પળે ઝનૂનથી કલ્યાણ ઉપર તૂટી પડ્યો.

સમય કટોકટીનો હતો. ઢોરનો માલિક હજુ બંધાએલો પડ્યો હતો. તેને છૂટો કરવાનો સમય કલ્યાણને નહિ મળ્યો હોવાથી તેને એકલે હાથે જ ઝઝૂમવાનું હતું. બેમાંથી એકનું મોત થાય ત્યારે જ આ ભયંકર મારામારી બંધ થાય. બન્નેનાં રક્ત જોરથી ફરતા હતાં, અને તેવા જ જોરથી એકબીજાને નમાવવા તેઓ તનતોડ પ્રયત્ન કરી રહ્યા. કડિયાળી ડાંગો અદ્ધર હવામાં ઊછળતી અને બળપૂર્વક અથડાતાં તેમાંથી અગ્નિના તણખા ઝરતા. વિજયથી ઘડીએક તો ત્રાજવામાં તોળાઇ રહી. પણ કલ્યાણે હરીફને હંફાવ્યો. ચાલાકીથી વીજળીને વેગે તેણે એક ચકરાવો આપ્યો. હરીફનો ઘા તેથી પોતાના ઉપર ન પડતાં નીચે પછડાયો અને ફરીથી ડાંગ ઉપાડી તે બચાવ કરે તે અગાઉ તો કલ્યાણની ડાંગ તેના મજબૂત ખભા સાથે ભેટી ગઇ. ચક્કર ખાતો તે પડ્યો.

લડતાં લડતાં પોતે ક્યાં ખસીને ઊભો છે તેનું કલ્યાણને ભાન નહોતું. ત્રણે ય જણ પડતાં, થાક ખાવા માટે તે પડેલા માણસોથી બે ડગલાં પાછો હટ્યો. પણ તેમ કરતાં પાછળના ખાબોચિયામાં તેનો પગ પડીને મરડાયો અને સાથે જ તે લપસીને હેઠો પડ્યો.

કલ્યાણે જેના પર પહેલો દાવ અજમાવેલો તે માણસ કળ ચડવાથી પડી રહેલો. તેણે કલ્યાણને લપસતો જોઇને અમૂલ્ય તક સાધી. શ્વાસભેર જોરથી ડાંગનો એક જબ્બર ફટકો પડેલા કલ્યાણની ખોપરીમાં તેણે લગાવ્યો અને તેમાંથી લોહીની શેડો છૂટી. આત્મસંતોષથી તે ડાંગ મારનાર કલ્યાણનું લોહીવાળું મસ્તક જોતો ઊભો; પણ જોર હરાઈ જવાથી પાછો પડ્યો અને બેભાન થયો.

ધીંગાણું સાંભળી આસપાસનાં માણસો આ વખતે આવ્યા પણ તેઓ જરા મોડા થયા. કલ્યાણનો પ્રાણપંખી ઊડી ગયો હતો!

આવેલા જુવાનોએ પટેલને છોડ્યા. બધા કલ્યાણની આસપાસ ભેગા થયા, પટેલે કલ્યાણનું લોહીઆળ મસ્તક સાફ કર્યું અને તરત જ તેને ઓળખ્યો.

'આ તો કલ્યાણ—' બીજી જ પળે તેણે પોક મૂકી. પટેલ તેના ગામનો જ હતો. તેના મગજમાં કલ્યાણને જોઈ વીજળીના ઝબકારા પેઠે વિચારો આવી ગયા. તેને ભાઈબીજ યાદ આવી. કલ્યાણના આ તરફ જવાનો અર્થ સમજાયો, અને છેવટે આ પરિણામ જોતાં ભોળા પટેલને માથે આભ તૂટી પડ્યું. તે બાવરો બની કલ્યાણનું મૃત શરીર ઢંઢોળવા લાગ્યો: 'બાપ કલ્યાણ! એકવાર ઊઠ, મારા ભા.'

જુવાનિયાઓએ નિસાસો મૂક્યો: 'પટેલ, એ તો નહિ ઊઠે. એ તો હવે રીસાઇ ગયો.'

'હેં! રીસાઈ ગયો! હું શું કરીશ ત્યારે? કલ્યાણ, ઓ કલ્યાણ!' પટેલે કલ્યાણની નામાવલિ ચાલુ રાખી.

પણ જવાબ કોણ આપે? ચેતનવંતો આત્મા તો

ઊડી ગયો. લાડ લડાવો કે લાત લગાવો, તે બંનેની કિંમત એકસરખા કરતું કલ્યાણનું મૃત—ચેતનહીન—શરીર પટેલના ખોળામાં જડ જેવું પડી રહ્યું.

જુવાનિયાઓના સમજાવ્યા પટેલ ન જ સમજયા. પોતાના માટે પ્રાણ કાઢી નાખનાર કલ્યાણને તે આંસુભરી આંખે બોલાવતા બેસી રહ્યા. ટોળામાંથી બે જુવાનો ઊભા થયા અને કણોદ તથા મીનડી આ સમાચાર પહોંચાડવા ચાલતા થયા. બાકીના જુવાનો આ કરુણ પ્રસંગ ઉપર વિચાર કરતા કલ્યાણના મૃતદેહને બોલાવતા પટેલની આસપાસ દીન વદને બેસી રહ્યા.

જેતી કાગને ડોળે ભાઇની વાટ જોઇ રહી છે. સવારમાં વહેલા ઊઠી બધું કામકાજ પરવારી બહેન મનમાં ચિંતન કરે છે કે ક્યારે ભાઇ આવે અને ક્યારે નિરાંતે બેસી વાતો કરીએ. આજે લાંબા સમયે ભાઇને જોવાનો; ભાઇ રીસાયો હતો તેનાં મનામણાં થવાનાં.

નસેનસમાં તણાતી બહેનને ભાઇને દીઠા વિના ચેન નથી પડતું. વિલંબ વેઠાતો નથી અને વિલંબ થવાના કારણે શંકાથી મૂંઝાતી બહેન બારણામાં ઊભી છે.

એવામાં સીમમાંથી એક માણસ દોડતો આવી ડેલીમાં દાખલ થઇ જેતીના સસરા પાસે હાંફતો હાંફતો બોલ્યોઃ 'માના પટેલ, ગજબ થઇ ગયો.'

માના પટેલ અમંગળનું સૂચન થતાં અધીરાઇમાં ઊભા થઇ ગયાઃ 'શું છે ખીમા?'

'કલ્યાણ પટેલ એની બેન પાસે આવવા નીકળ્યા'ના, તે ચોકળા પાસે ધીંગાણામાં કામ આવી ગયા.' ખીમાએ શ્વાસભર્યા અવાજે જવાબ આપ્યો.

'રા . . . મ' બોલતા રામા પટેલ નીચે બેસી ગયા. પણ તરત જ ઊભા થઇ ચોકળા તરફ જવા દોડયા.

બારણામાં ઊભેલ બહેનનાં કાને આ શબ્દો પહોંચ્યા. બહેન બારણામાં જ જડાઇ ગઇ. બહેનના હૃદયમાં ઘમસાણ મચ્યું. ક્યાં ભાઇને જોવાનો તથા વાતો કરવાનો આનંદી વિચાર, અને ક્યાં તેના મરણના સમાચાર! આ બેવડો આઘાત સહન કરવાનું તેનું ગજું ન હતું. બારણામાંથી કૂદી તે ડેલીમા આવી. આવતાં જ ઠેસ વાગતાં પડી. પણ પાછી ઊભી થઇ. તે ઘેલછાભરી એકશ્વાસે ચોકળા તરફ દોડી.

માના પટેલ ચોકળા પાસે આવ્યા ત્યાં કલ્યાણનાં [illegible]

પટેલ ગૂમસૂમ તેની અંદર ભળ્યા. કોઇની એક પણ શ[illegible] બોલવાની હિંમત રહી નહોતી.

થોડી વારમાં દોડતી જેતી આવી. કેશ છૂટા [illegible] ગરદન પર પથરાઇ રહ્યા છે. શોકની ઘેલછામા[illegible] ભાન તે ભૂલી છે. ફક્ત સ્મૃતિમાં છે એક ભાઇ. માણ[illegible] આઘાં ખસ્યાં. સીધી તે ચાલી ગઇ, જ્યાં પોત[illegible] ભાઇ શાંત નિદ્રામાં પડ્યો છે ત્યાં. ભાઇને સ્નેહ જેવો ભયંકર હાસ્ય કર્યું અને તરત જ દોડીને તેને બ[illegible] પડી. કાંઇક મંદ સ્વરો પાસે બેઠેલાના સાંભળવા આવ્યાઃ 'ભાઇ આવાં રીસામણાં?'

બધાં માણસો ભાઇ બહેનની આ બેટ જોઇ રહ[illegible] બેટ ઘણા લાંબા સમય સુધી ચાલી. જેતીને કલ્યા[illegible] પાસેથી ઉઠાડી લેવા બે માણસો આગળ આવ્યા. [illegible] રહીને તે માણસો બહેનને ઊભી કરવા લાગ્યા. પ[illegible] ઓ . . . . .! બધાએ એકસાથે ચિત્કાર કર્યો.

જેતીનું મૃત શરીર તેઓ ઊંચકતા હતા!

રતિલાલ પ્રેમશંકર ભ[illegible]

(સરસ્વતીચંદ્રિ કંપનીના કર્તાલિખિત 'ચરખડો'માંથી)

# પંખો

'અહા વીંઝે અહર્વીંઝણો રે લોલ'
—કવિ નાનાલાલ

પંખાની કલ્પના સર્જનજૂની છે. પુરુષ અને પ્રકૃતિને વિહારકાળે પવન સ્થિર થયો હશે; વ્યાકુલ બની પ્રકૃતિ વટવૃક્ષ તળે તરફડતી હશે; પુરુષ વૃક્ષ ઉપર ચડી ડાળ ઝૂલાવતો હશે; પાંદડાંના હલનથી પ્રકૃતિને શાંતિ મળી હશે. પંખાની એ પ્રથમ કલ્પના.

પછીની પ્રજાએ વૃક્ષનું પડેલું પાંદડું રમતમાં ચલાવી જોયું. એ પંખાનું આછું સ્વરૂપ. પછી તો પાંદડામાં ફેરફાર થતો ગયો.

શકુંતલા વિરહથી વ્યાકુળ બને છે. તેને તેની સખીઓ તાલવૃંતકથી વાયુ ઢોળે છે તે વિષે ઉલ્લેખ છે. તાલપત્ર ઉપર કલારસિકો ચિત્રો કઢાવતા; ધર્મપ્રિયો ધર્મની ગાથાઓ લખાવતા. મોરપિચ્છના તથા સુગંધી વાળાના પંખાઓ પણ આ પછીના યુગમાં બનતા.

સંસ્કૃતિ વધતાં જેમ માણસો વલ્કલ ઉપરથી વસ્ત્ર ઉપર આવ્યાં તેમ પંખાને પણ કપડું ચડવા લાગ્યું. રેશમી કપડાં ઉપર કારીગરો તેમની કલાનું પ્રદર્શન કરવા લાગ્યા. ભરતગૂંથણ અને ચિત્રણથી પંખો શણગારાયો. આટલા વિકાસ પછી પંખાની બનાવટમાં પણ ફેર પડવા લાગ્યો. પંખાનો વીંઝણો થયો. ત્યાર પછી ઘડીવાળા પંખાનો યુગ શરૂ થયો. આ ઘડીવાળા પંખાનું ઉત્પત્તિસ્થાન ખાસ કરીને ચીન ને જાપાન છે.

કલાધરો કલાવૃત્તિ પોષવા મોતીની ગૂંથણીવાળા પંખા બનાવવા લાગ્યા. તેમાં નાના આભલાં જડતા તથા રૂપાની ઘૂઘરીઓ પણ મૂકતા. રેશમ ઉપર હીરથી ભરત ભરતા, ખાપો જડતા અને એને પણ ફરતી ઘૂઘરી મૂકી પંખાને એક આભરણરૂપ બનાવતા. પછી તો પંખાઓ દાયજામાં આપવાનો રિવાજ પણ શરૂ થયો. અન્ય દેશો પેઠે રોમમાં પણ ઉમરાવો તેમની દીકરીઓને દાયજામાં પંખો ખાસ આપતા. સત્તાધારીઓ તેમની સત્તાના ચિહ્ન તરીકે છત્ર અને ચામરની સાથે પંખો રાખતા. આમ મધ્યયુગમાં પંખાનું ઘણું મહત્ત્વ હતું. ચીન અને જાપાન તો પંખાના દેશો છે. અત્યારે પણ રાજમહારાજાઓ અને રોમના સુપ્રીમ પોન્ટીફ (Supreme Pontif)ની સવારીઓમાં પંખા રાખવામાં આવે છે.

બ્રિટિશ મ્યૂઝિયમમાં એક ઉપસાવેલી આકૃતિઓનું પુરાણું ચિત્ર છે. તેમાં પંખાથી પવન નાખતી પ્રમદાઓની આકૃતિઓ છે. ઇજિપ્તની શિલ્પકલાના અવશેષોમાં પરસીપોલિસનાં ખંડિયેરોમાં, થેબેસ અને અન્ય પુરાતન જગ્યાએ પણ પંખાના નમૂનાઓ નજરે પડે છે. ઇજિપ્તમાં કેરો નજીક બૅાલાક (Baulak)ના મ્યૂઝિયમમાં પીંછાં ભરાવવા માટે કાણાં પાડેલો પંખાનો એક પુરાણો લાકડાનો હાથો સાચવી રાખેલો છે. આ હાથો ઇ.સ. પૂર્વે સત્તરમી સદીમાં થએલા અઢારમા વંશના આમેન–હૉટેપ (Amen–Hotep)ની કબરમાંથી નીકળ્યો હતો. ખ્રિસ્તી રહસ્યની ઉજવણી સમયે પવિત્ર તત્ત્વો ઉપરથી માખીઓ ઉડાડવા માટે પંખો વાપરવામાં આવતો એ વિષેનો ઉલ્લેખ લંડનના સેંટ પૉલના તથા સેલિસ્બરી કેથિડ્રલનાં અને બીજા દેવળોના જૂના લખાણોમાં થએલો છે. મોઝાના કૅથિડ્રલમાં સાતમી સદીમાં થએલી રાણી થાઓ ડૉલિન્ડાનો પંખો સાચવી રાખવામાં આવ્યો છે.

જાપાન અને ચીનમાં ઘડીવાળા પંખાનો ઉપયોગ મોટા પ્રમાણમાં હતો અને હજી છે. વાંસની પાતળી પટ્ટીઓ વર્તુલાકારે ગોઠવાઇ રહે એ રીતે તેને કાગળ ચોડી પંખા બનાવતા અને તેને વિવિધ રીતે શણગારતા. કેટલાક ઉપર ચિત્રો પણ ચીતરતા. સફેદ કાગળના સાદા બનતા પંખાઓ ઉપર તો હજી પણ કવિતા કે સુવાક્યો લખવામાં આવે છે. ચીના લોકોમાં એક રિવાજ એવો છે કે કોઇ પ્રસિદ્ધ વ્યક્તિને કે મિત્રને કોઇ ખાસ પ્રસંગનું સ્મરણ જાળવવા કે ભાવના લખવા માટે તેઓ નોતરે છે અને તેમાં માન સમજે છે. આ વખતે પંખાનો ઉપયોગ થાય છે. ઇ.સ. ૧૬૩૫માં પોર્તુગીઝ વેપારીઓને જાપાનના ટાપુમાં વસાહત માટે જે પ્રદેશ કાઢી આપવામાં આવ્યો હતો તે પંખાના આકારનો હતો; કેમકે જાપાન અને પોર્તુગીઝ બંને પ્રજાને પંખો અતિ પ્રિય છે, એટલે એનું સ્મરણ જાળવવા એના આકારનો એ પ્રદેશ આપ્યો.

ચીન અને જાપાનમાં ગરીબથી માંડીને તવંગર સુધી સહુ પંખા રાખે છે. કારીગરો અને મજૂરો પણ એક હાથે કામ કરે અને બીજે હાથે પંખાથી વાયુસેવન કરે. પંખો તેમના જીવનમાં વણાઇ ગયો છે. ઘડીવાળા પંખાની પટ્ટીઓ હાથીદાંતની પણ બને છે અને તેના ઉપર મનોહર કોતરણી કરવામાં આવે છે. આવી

પટીઓ પર કાગળ ન ચોડતાં તેમની વચમાં નાજુક કાણાં પાડી તેમાં સુંદર દોરી પરોવવામાં આવે છે.

ચૌદમી સદીમાં પોર્ટુગીઝ રમણીઓમાં પંખાનો સર્વોત્કૃષ્ટ પ્રચાર થયો હતો. ઇંગ્લંડમાં રિચર્ડ બીજાના અમલની આખર લગભગ પંખાનો પ્રવેશ થયો; વૈભવશોખી ઇટાલીમાંથી કેથેરાઇન દી મેડીશીએ તેનો પ્રવેશ કરાવ્યો હતો. ઇંગ્લંડમાં આઠમા હેન્રીના દરબારમાં અમીર રમણીઓ પંખા લઇને આવતી. તે સમયના હૉલબીનના મૃત્યુનૃત્ય (Dance of death) નામના ચિત્રમાં એક યુવતી પંખો લઇને ઊભેલી છે. રાણી ઇલિઝાબેથે હાથમાં પંખો રાખી છબી ઉતરાવી છે. તેની વસ્તુઓની યાદીમાં સત્તાવીસ પંખા નોંધાએલા છે. ઇટાલી, ફ્રાન્સ અને સ્પેનમાં પંખો રાખવો એ સભ્યતાની નિશાની ગણાતી. પછી તો પવન નાખવાની ક્રિયામાં સાંકેતિક ચલનથી પ્રેમીઓ ગોષ્ઠીઓ કરતાં. ઇંગ્લંડના તે સમયના વિખ્યાત સામયિક 'સ્પેક્ટેટર'માં આવી સાંકેતિક નિશાનીઓનું નિયમિત શિક્ષણ આપવાની દરખાસ્ત કટાક્ષ રૂપે રજુ થઇ હતી.

પંખાના ઉદ્યોગનું મુખ્ય મથક તે સમયે પારીસમાં હતું. ત્યાં લાકડાની અને હાથીદાંતની પટીઓ અને ફ્રેમો બનતી. કાગળ ઘડી કરવાથી ફાટી જાય એટલે પાતળા ચામડા ઉપર ચિત્રકામ થતું. પારીસથી સ્પેનમાં પુષ્કળ પંખાનો નિકાસ થતો. સાદા પંખા પણ ત્યાં મોકલવામાં આવતા અને તે ઉપર સ્પેનના ચિત્રકારો ચિત્રો કરતા. સ્પૅનીશ ચિત્રકાર કૅનો દે આરેવેલો (Cano De Arevalo) ફક્ત પંખાઓ જ ચીતરતો.

સ્ટુઅર્ટ રાજાઓના સમયમાં ઇંગ્લંડમાં પંખાનો ઉદ્યોગ જામેલો હતો. એ વખતે હિંદુસ્તાનની કમનીય કારીગરીવાળા પંખાઓ ઇંગ્લંડમાં આયાત થતા અને અંગ્રેજ કારીગરોની રોજી ઉપર કાપ મૂકાતો. તેમણે સંગઠન કરી એ બાબતમાં પ્રજામત જાગૃત કર્યો, રાજાને અરજીઓ કરી અને પરિણામે ઇંગ્લંડના ઉદ્યોગનું રક્ષણ કરવા માટે હિંદુસ્તાનમાંથી આયાત થતા પંખાઓ ઉપર ભારે જકાત નાખવામાં આવી. ફ્રાન્સ અને સ્પેનમાં ઇટાલીથી આયાત થતા પંખાનું સ્થાન પણ હિંદુસ્તાનના પંખાએ લીધું હતું.

અઢારમી સદીમાં પંખાની કલા વિકાસની પૂર્ણ કક્ષાએ પહોંચી હતી. તેના ઉપર જેટલો શણગાર સજાવાય તેટલો સજાવાતો. એક એક પંખાની કિંમત અઢીસો ગીની સુધી એ સમયમાં થએલી છે.

ફ્રેન્ચ વિપ્લવ પછી ફ્રાન્સમાંથી પંખાની લલિત કલા નાશ પામી. કલાનાં ચિત્રોને બદલે રાજદ્વારી પુરુષોનાં અને મહત્ત્વના બનાવોનાં ચિત્રો પંખા ઉપર ચીતરાવા લાગ્યાં. અઢારમી સદીમાં મહારાણીથી દાસી સુધી સર્વના શોખની અને સુંદરતાની મૂર્તિરૂપ પંખો, ઇંગ્લંડ, ફ્રાન્સ અને જર્મનીમાં ઘણો જ લોકપ્રિય બન્યો હતો. પંખા વિષે અનેક રસિક પુસ્તકો પણ લખાયાં છે.

પછી તો યુગ પલટાતો ગયો અને આધુનિક સમયમાં ઑફિસોમાં અને મંદિરોમાં વપરાય છે તેવો છતમાંનો ઝૂલતો પંખો દાખલ થયો. યંત્રનો યુગ બેસતાં તેને પણ તેની અસર થઇ અને પેટ્રોલના તથા વીજળીના પંખાનો જન્મ થયો. યંત્ર આવતાં પંખાની જૂની કલાનો લગભગ નાશ થયો છે.

(સંકલિત) 'રસનિધિ'

## એક પ્રતિકાવ્ય

આ નીચે ડાબી બાજુ આપેલું 'વૃક્ષ' નામનું શ્રી રતિલાલ શુક્લનું મુક્તક 'કુમાર'ના ૪૦૦મા અંકમાં પ્રકટ થએલું તે ઉપરથી 'છત્રી' નામનું પ્રતિકાવ્ય રચાઇને અમને મળ્યું છે તે વાચકોના વિનોદ અર્થે આ નીચે તેની સાથોસાથ જમણી બાજુએ મૂકીએ છીએ. રચનારે એમાં પ્રતિકાવ્યના બધા ગુણો આણવાનો પ્રશંસનીય પ્રયત્ન કર્યો છે.

### વૃક્ષ

સંન્યાસીજન, યોગીઓ, વળી બહુ વૈરાગીઓ થૈ ગયા,
વૃક્ષોનો પરમાર્થ કિંતુ નવ કો ધારી શક્યું સ્વપ્નિમાં.
પત્રો છાંય ધરે, ફળો રસ દ્રવે, પુષ્પો સુગંધી ભરે,
ભૂલે ના પરમાર્થ મૃત્યુ પછી યે, કાઠી રૂપે યે બળે.

રતિલાલ શુક્લ

### છત્રી

ઇબ્રાહીમ ફકીરની સમ બહુ વેપારીઓ થૈ ગયા,
છત્રીનો પરમાર્થ કિંતુ નવ કો ધારી શક્યું સ્વપ્નિમાં.
કો દિ છાંય ધરે, વળી જલ ઝીલે, ને શ્વાનથી સાચવે,
ભૂલે ના પરમાર્થ મૃત્યુ લગી યે લાઠી રૂપે યે રહે.

પ્રતિલાલ શ્યામ

# કુમારની ફોટો હરિફાઈ









સુરતના ભાઈ જયંત નખારિયાએ તકલીનું ચિત્ર ખરેખર આકર્ષક બનાવ્યું છે. માત્ર પૂણીવાળા હાથને સહેજ ઉપર જવા દીધો હોત તો એ સંપૂર્ણ ચિત્ર ગણાઈ શકત. છતા પણ તે પહેલા ઇનામને પાત્ર તો લાગ્યું જ છે. બીજું ઇનામ ભાઈ ભગવાનલાલ મહેતા (મુંબાઈ)ને પાવાગઢના પ્રાચીન શિલ્પનો સુંદર નમૂનો સ્વચ્છ અને ઉઠાવદાર વિગતો સાથે લેવા માટે મળે છે. આવી ચીજો પર નજર જાય અને તેની સુંદરતા પરખાય એ સુરુચિ દર્શાવનારું છે. ત્રીજું ઇનામ ભેંસોનું ખાડું પાડવા માટે ભાઈ હરિવદન વ્યાસ (મુંબાઈ)ને આપીએ છીએ. એ પ્રાણીની ધીરી ભારભરી ગતિમાં એક જાતનો રેખાઓનો જે હળવો ઝોક આવે છે તેનું આમાં સ્પષ્ટ ભાન થાય છે. 'પથ' અથવા રસ્તો, એ ચિત્ર ભાઈ નરેન્દ્રદેવ વિદ્યાલંકારે (મ્યુનિક-જર્મની)થી મોકલ્યું છે. તેની ફોટોગ્રાફી સ્તુતિપાત્ર છે, પણ પ્રકાશ અને છાયા અર્ધોઅર્ધ ભારથી આવીને આંખને ખટકે એમ 'વિભાગ' રચે છે એ ઠીક નથી લાગતું. આકાશને ભરી દેનારાં વાદળાં હોત તો ચિત્ર જુદું જ ભાસત. એ જ ભાઈ તરફથી નામ વિનાનું એક બીજું ચિત્ર પણ આવ્યું છે. તેમાં ચીનાઈ માટીનાં પાત્રો જ પાડેલાં છે તેના પર પડતી પ્રકાશની જુદી જુદી અસરો બેશક કુતૂહલ ઉપજાવે છે. પરંતુ આવી ચીનાઈ પાત્રોની ફોટોગ્રાફી એટલી બધી વખત વપરાઈને જૂની થઈ ગઈ છે કે આ ચિત્ર જોતાં જ બીજું યાદ આવી જતાં આની મજા કમી થઈ જાય છે. પાલણપુરથી ભાઈ એમ.સી. મહેતાએ Honorary travelling ticket examiner નામ આપી રેલવેના ડબાની બારી પર ચડી બેઠેલો વાંદરો પાડ્યો છે. તેમાં કંઈક વિનોદ અને કુતૂહલ છે, પણ ચિત્રયોજના સારી થઈ નથી. ભાઈ જસભાઈ કડિયાએ (નડિયાદ) રુદ્રમાળનું ચિત્ર પાડ્યું છે, તેમાં ફોટોગ્રાફી સિવાય રચનાનું ખાસ દૃષ્ટિબિંદુ શોધવા યત્ન કર્યો નથી. પાછળનો મંડપ અને આગળની કમાન એક જ છે એવો ભ્રમ થઈ જાય છે અને એ સ્થળની વિશાળ ઊંચાઈનો ખ્યાલ મળતો નથી. પાલણપુરના ભાઈ અસદમિયાં

સૈયદ સાહેબની ટોપી પહેરી ખુશાલી દર્શાવતો બાળક પાડી મોકલ્યું છે. એ ચિત્ર ટોપી વાળા હાથ પાસેથી કોણી આગળથી જ ફ્રેમમાં લીધું હોત તો બરોબર છાપ પાડી શકત. ભાઇ પ્રતાપસિંહે (મુંબાઈ) 'તરસ' નામના ચિત્રમાં જરા યે વિચાર કે નવીનતા ઉતારવા યોજના કરી નથી ભાઇ નટવરલાલ રાવતે (અમદાવાદ) જોડા સમા કરતો રસ્તે બેઠેલો મોચી પાડ્યો છે તે ક્રિયાવાન છે કે માત્ર ઊંધું માથું કરી બેઠો છે તે સમજાતું નથી. જરા બાજુએથી આ ચિત્ર લેવાયું હોત તો સારું ચિત્ર બનત. શંકરલાલ પટેલે (વડોદરા) પાણી પાતા પરબવાળાને પાડવામાં વસ્તુ અને ફોટોગ્રાફી જાળવ્યાં, પણ ચિત્રયોજના જરા પણ વિચારી નથી. ભાઇ ભૂપેન્દ્રકુમારે (વડોદરા) મોકલેલાં ત્રીજાં ચિત્રો અમુક ભાગમાંથી જ મોટાં કરવાં જોઇએ. (હરીફાઈ માટે મોકલાતાં ચિત્રો માટે યોગ્ય નામ ગુજરાતીમાં જ લખી મોકલજો.)



# ગરદન જમાવો

રામચંદ્રજીના વંશના પુરુષો કાકુત્સ્થો કહેવાતા કાકુત્મો એટલે જેમની કાંધ બળવાન ને ભરેલી હોય એવા પુરુષો. કાંધ અથવા કંધા શરીરનો ભાર ખમનારું અને માથા તથા બાહુને બળ પૂરનારું મોટું ગથક છે.

દુબળી પાતળી ડોક શરીરનો અધૂરો રહેલો વિકાસ અને શક્તિની ન્યૂનતા સૂચવે છે. જરાવદાર ગરદન અને કાંધ સ્ત્રીપુરુષની પૂર્ણ તંદુરસ્તીનાં ચિહ્નો છે શ્વાસનળીને પૂર્ણ સગવડ આપનાર અને મગજની રક્તવાહિનીઓને પ્રવાહભરી રાખનાર સબળ ગરદન માણસનો જીવનાધાર અવયવ છે

કસરતબાજો અને મલ્લો યુદ્ધમાં ઊતરવાને કે દાવપેચની ટક્કર લેવાને ગરદન તથા કાંધ ખાસ કસરતોથી જમાવે છે, અને ઘણી વાર તો કદરૂપા લાગે એવા ચપેટા ત્યાં વધારી દે છે. સાધારણ માણસને એવા થવાની જરૂર નથી, એટલું જ નહિ પણ સુંદરતાને અવરોધીને શરૂરી રૂપ વિકસાવવાની પણ ભાગ્યે જ જરૂર છે. પણ ચપળતા અને શક્તિ-સ્વાધીનતા પૂરતી ડોકની ખીલવણી તો દરેક જણે કરવી જ જોઇએ.

ગરદન જમાવવાની ઇચ્છાવાળા મનુષ્યે શરૂઆતમાં ડોકું ઉપરનીચે કરીને તથા બે બાજુના ખભાઓ તરફ અક્કડપણે ફેરવીને તેને કસરત આપ્યાં કરવી જોઇએ.

ગળાની કેટલીક કસરતો મિ. બર્નાર મૅકફૅડને યોજેલી છે. તેને એ 'શક્તિધારા' નામથી ઓળખાવે છે, કારણકે તે દ્વારા જ્ઞાનતંતુઓ સબળ બને છે અને કરોડના બધા અંકોડાની જડતા છૂટીને સરખાઇમાં આવે છે.

શરૂઆત કરવાને તમારે પ્રથમ ખભા વાળ્યા વિના દાઢની જેમ ડોક આગળ લાવવા પ્રયત્ન કરવો; અને પછી આકાશમાં ઊડતું બલૂન જોતા હો તેમ ડોક ઊંચી ઉછાળવી.

બધી હીલચાલમાં જાણે એક ધરી ઉપર ડોકની ગતિ આપ્યા કરતા હો તેમ ધારણા કરવી. ઊંચું જોઇને તુરત નીચું જોવું.

પ્રથમ તમારું જડબું દાબો. પછી જાણે દાઢી અંદર, નીચે અને પાછળ નાખતા હો તેમ બળ આપો. છાતીના હાડકાને સ્પર્શ કરવા જેટલી દાઢીને નીચે ઉતારો અને છાતીના પહેલા પાંસિયા આગળ ખભાનાં અને હાડકાંને તે અડે એમ બંને બાજુ ફેરવો. જરા પ્રયત્નથી કરશો તો આ ક્રિયા એટલી સરળ છે કે દિવસમાં સત્તર વખત તમે તે કરી શકશો તેમ કર્યા કરવાની ટેવ જ પાડી દ્યો તોપણ ખોટું નથી.

અહીં જે ચિત્રો આપ્યાં છે તે ગરદન તથા કાંધ માટે જરા આકરાપણની કસરતો છે અને એ પ્રમાણે માથું ગોઠવ્યા પછી ઉપરના થોડા ભાગ સાથે ચારેકોર ગરદન ઘૂમાવવાથી ગળાના બધા સ્નાયુઓને લોહી અને તાકાત મળે છે.



# કુમારની ફોટો હરિફાઈ









સુરતના ભાઇ જયંત લખાણિયાએ તકલીનું ચિત્ર ખરેખર આકર્ષક બનાવ્યું છે. માત્ર પૂણીવાળા હાથને સહેજ ઉપર જવા દીધો હોત તો એ સંપૂર્ણ ચિત્ર ગણાઇ શકત. છતા પણ તે પહેલા ઇનામને પાત્ર તો લાગ્યું જ છે. બીજું ઇનામ ભાઇ ભગવાનલાલ મહેતા (મુંબાઇ)ને પાવાગઢના પ્રાચીન શિલ્પનો સુંદર નમૂનો સ્વચ્છ અને ઉઠાવદાર વિગતો સાથે લેવા માટે મળે છે. આવી ચીજો પર નજર જાય અને તેની સુંદરતા પરખાય એ સુરુચિ દર્શાવનારૂં છે. ત્રીજું ઇનામ ભેંસોનું ખાડું પાડવા માટે ભાઈ હરિવદન વ્યાસ (મુંબાઇ)ને આપીએ છીએ. એ પ્રાણીની ધીરી ભારભરી ગતિમાં એક જાતનો રેખાઓનો જે હળવો ઝોક આવે છે તેનું આમાં સ્પષ્ટ ભાન થાય છે. 'પથ' અથવા રસ્તો, એ ચિત્ર ભાઈ નરેન્દ્રદેવ વિદ્યાલંકારે (મ્યુનિક-જર્મની)થી મોકલ્યું છે. તેની ફોટોગ્રાફી સ્તુતિપાત્ર છે, પણ પ્રકાશ અને છાયા અર્ધોઅર્ધ ભાગથી આવીને આંખને ખટકે એમ વિભાગ રચે છે એ ઠીક નથી લાગતું. આકાશને ભરી દેનારાં વાદળાં હોત તો ચિત્ર નવું જ ભાસત. એ જ ભાઈ તરફથી નામ વિનાનું એક બીજું ચિત્ર પણ આવ્યું છે. તેમાં ચીનાઈ માટીનાં પાત્રો જ પાડેલાં છે તેના પર પડતી પ્રકાશની જુદી જુદી અસરો એટલે કુતૂહલ ઉપજાવે છે. પરંતુ આવી ચીનાઇ પાત્રોની ફોટોગ્રાફી એટલી બધી વખત વપરાઇને જૂની થઇ ગઇ છે કે આ ચિત્ર જોતાં જ બીજું યાદ આવી જતાં આની મઝા કમી થઇ જાય છે. પાલણપુરથી ભાઇ એમ.સી. ગહેનાએ Honorary travelling ticket examiner નામ આપી રેલવેના ડબાની બારી પર ચઢી બેઠેલો વાંદરો પાડ્યો છે. તેમાં કંઇક વિનોદ અને કુતૂહલ છે, પણ ચિત્રયોજના સારી થઇ નથી. ભાઇ જેસભાઈ કડિયાએ (નડિયાદ) રુદ્રમાળનું ચિત્ર પાડ્યું છે, તેમાં ફોટોગ્રાફી સિવાય સ્થળનું ખાસ દૃષ્ટિબિંદુ શોધવા યત્ન કર્યો નથી પાછળનો મંડપ અને આગળની કમાન એક જ છે એવો ભ્રમ થઇ જાય છે અને એ સ્થળની વિશાળ ઊંચાઇનો ખ્યાલ મળતો નથી. પાલણપુરના ભાઈ અસદમિયાં

અને તેમાં ગમે તેવા બહાદુર સિપાઈઓ હશે તોપણ ભૂખમરાને લીધે તેમને થોડા જ દહાડામાં શરણ થવું પડશે. આમ વિચારી તેઓ ઘેરો ઘાલીને પડ્યા.

દિવસ ઉપર દિવસ વીતવા લાગ્યા પણ કિલ્લામાંના લોકો શરણે થયા નહિ. દુશ્મનો અજાયબી પામવા લાગ્યા કે આટલા બધા દિવસ એ લોકો કેવી રીતે ટકાવી શકે છે! છેવટે દોઢ મહિનાના લાંબા ગાળા પછી કિલ્લા પર સુફેદનો ધોળો વાવટો દેખાયો અને કિલ્લો શરણ થયો! આટલો બધો વખત ઘેરો ઘાલીને કંટાળી ગએલા દુશ્મનોએ પણ સુફેદનો વાવટો ચડાવી તેમને બહાર આવવા સૂચવ્યું અને આવડા લાંબા સમય સુધી કિલ્લાને ટકાવી રાખનાર બહાદુર લશ્કરને જોવા તે કિલ્લા આગળ ગયા. કિલ્લાનો દરવાજો ધીમે રહીને ઊઘડ્યો અને તેમાંથી પહેલાં એક બકરી, પછી એક ઘરડો ડોસો અને તેની પાછળ તેની સ્ત્રી, એમ ત્રણ જણ નીકળ્યાં! કિલ્લાને દોઢ મહિના સુધી ટકાવી રાખનારું બસ આટલું જ લશ્કર હતું!

દુશ્મનોના પૂછવાથી ડોસાએ ખુલાસો કર્યો કે 'કિલ્લામાં થોડુંક ઘાસ ઊગેલું હતું તે આ બકરી ખાતી અને બકરીના દૂધ પર અમે બે જણ રહેતાં. કિલ્લામાનું બધું ઘાસ બકરી ખાઈ ગઈ તેથી જ અમારે શરણ થવું પડ્યું; નહિતર જો વધારે ઘાસ હોત તો અમે હજી કિલ્લો ટકાવી રાખત!

## મેઘરાણી*

-ભુજંગી-

રૂડો માસ અંબીર આષાઢ આવ્યો,
રૂડી મેઘરાણી તણું હેમ લાવ્યો;
કહે—'એ રહે ઓઢીને શોકસાડી,
રડી ભીંજવે આંસુએ ભોમવાડી.

'અને રેંટિયો કાંતતી એક ધ્યાને,
અને આપતી દીનને અન્ન દાને;
વળી કોઈ કાજે વણે વસ્ત્રખંડ,
રહે એમ ધર્મે સદાકાળ સંગ.

'અરે, કિંતુ ત્યાં ભમરો કે ભમંત;
કરે રાણીના કામમાં રોજ ભંગ;
ખમે કેમ એ? એ નહિ કો બિચારી,
ઘડી એકમાં ચિત્ત યુક્તિ વિચારી.

'છૂપી પાસ વિદ્યુત્છડી છેક વીંઝી,
ઉડાડી મૂક્યા દુષ્ટ સૌ દૂર ખીજી;
અને તે વદી કૈંક કલ્યાણવાણી,
ફરી રેંટિયો કાંતતી મેઘરાણી.'

**દેશળજી પરમાર**

* એક કન્યા વિદ્યાર્થિનીએ કરેલી કલ્પના ઉપરથી

## ચતુર બર્થોલ્ડ

રાજાએ બર્થોલ્ડને કહ્યું: 'આવતી કાલે પાછો આવે ત્યારે તારું મોં અરધું જોવામાં આવે ને અરધું જોવામાં ન આવે એમ કરજે. અને સાથે એક બાગ, તબેલો ને ઘંટી એટલું પણ લેતો આવજે.

વારુ, કહી બર્થોલ્ડ ત્યાંથી વિદાય થયો.

બીજે દિવસે બર્થોલ્ડે પોતાની મા પાસે જઈને ભાજી તથા રતાળુ ઝીણાં હી નંખાવીને લોટમાં તેનો રોટલો કરાવી તેના ઉપર દહીં, માખણ વગેરે ચોપડ્યું. પછી એક હાથમાં ચાળણી ને બીજા હાથમાં પેલો રોટલો લઈને ભાઈસાહેબ મહેલ તરફ ઊપડ્યા.

રાજા પાસે જતાં જ તેણે ચાળણીએ મોં ઢાંકી દીધું.

તેનો આવો ડોળ જોઈને રાજા ખડખડ હસી પડ્યો: 'અરે બર્થોલ્ડ, આ શું?'

'કેમ મહારાજ? આપે કાલે મને નહોતું કહ્યું? આપના તે હુકમનું મેં બરાબર પાલન કર્યું છે.'

'મારા બધા હુકમ પળાયા છે, એ કેવી રીતે?'

'જુઓ, એક તો ચાળણીને લીધે મારું મોં અરધું દેખાય છે ને અરધું નથી દેખાતું એ તો ખરું ને?'

'હા, પણ બાગ, તબેલો ને ઘંટી ક્યાં છે?'

બર્થોલ્ડ: '(રોટલો બતાવીને) જુઓ મહારાજ, એ બધું યે મારી પાસેના આ રોટલામાં છે. સાંભળો, ભાજી ને રતાળુ વાડીમાં થાય છે તે કચરીને એમાં નંખાવ્યાં છે તેથી વાડી આવી ગઈ; તબેલામાં ગાયભેંસ બંધાય છે તેમના દૂધથી બનેલાં દહીં, માખણ વગેરે રોટલા ઉપર છે એટલે તબેલો ય આવી ગયો; ને ઘંટીએ દળાએલા લોટની રોટલી છે એટલે ઘંટી પણ આવી ગઈ.'

રાજા આ જવાબ સાંભળી ખૂબ રાજી થઈ ગયો.

['ચતુર બર્થોલ્ડ' નામના શ્રી ચ. મ. ભટ્ટના પુસ્તકમાંથી]

પણ ફ્રાન્સની સરકારે એ ગણકારી નહિ. એના માનમાં ભવ્ય રાષ્ટ્રીય સ્મશાનયાત્રા કાઢવામાં આવી, મોટા રાજાઓએ એમાં હાજરી આપી અને ફ્રાન્સના પ્રજાસત્તાકના પ્રમુખે એના ભૂમિદાહ વખતે શોક-પ્રવચન કર્યું.

એના જીવનનાં આખરનાં વર્ષોમાં એને નિષ્ફળતાઓ અને નિરાશા ભોગવવી પડી. જે શાંતિની સ્થાપનાને માટે એણે જીવનનાં દસ મહામૂલાં વર્ષો લગી અથાગ મહેનત કરી હતી તે જ શાંતિના ચૂરા કરતાં યુરોપનાં રાજ્યોને પરસ્પર પ્રતિ દાંતિયાં કરતાં એણે જીવનનાં આખર વર્ષોમાં જોયાં; જે સંકુચિત રાષ્ટ્રવાદ સામે ઝુંબેશ જગાવી એણે યુરોપમાં સલાહસંપ સ્થાપવા આજીવન મથન કર્યું હતું તે જ રાષ્ટ્રવાદને યુરોપનાં રાજ્યો વધારે સંકુચિત સ્વરૂપમાં સજીવન કરવા લાગ્યાં; કેલૉગના જે સંધિપત્રને તનતોડ મહેનતે એણે પાર ઉતાર્યો તેને યુરોપનાં રાજ્યોએ ચીંથરું ગણીને ફગાવી દીધો. આમ, એનું મૃત્યુ જાણે કે એના જીવનના કર્યાકારવ્યા પર ધૂળ મેળવતી નિરાશાઓ માથે ગહેર મારતું હોય એવું થયું. છતાં એ મહાન ફ્રેંચમેને પોતાની પ્રતિભા અને શક્તિને બળે મહાયુદ્ધ પછીના યુરોપનું જે નવું કલેવર ઘડ્યું અને યુદ્ધના ઘાની વેદનામાથી જગતને જે રાહત આપી એ અવિસ્મરણીય રહેશે. યુરોપમાં શાંતિના અવિશ્રાંત અને આદ્ય પ્રણેતા તરીકે તેની કીર્તિ અવિચળ રહેશે. લીગ ઑફ નેશન્સનું ભવિષ્યમાં પાકું સ્થાન થશે ત્યારે એના સભાગૃહના પ્રવેશદ્વાર ઉપર તો Aristide Briand-આરીસ્તાઈદ બ્રાયાન્નું જ નામ હશે.

### શ્રી પંચાણભાઈ વારા

જામનગરના ફોટો-કલાનિષ્ણાત શ્રી પંચાણભાઈ વારાનો પરિચય 'કુમાર'ના વાચકોને આ અગાઉ તેમનાં ચિત્રોથી ઘણી વાર થઈ ગયો છે. ૧૦૦મા અંકમાં કલાકાર તરીકે તેમની આછી પિછાન પણ કરાવી હતી. આ નીચે તેમના જીવનની વધુ વિસ્તારી હકીકત આપીએ છીએ.

એમના દાદા વજીર હતા. સમૃદ્ધિની છોળો એમને આંગણે ઊડતી. પણ તેમને નસીબે જુદું વિધાન હતું. દાદાની અવકૃપાએ તેમના પિતાને લક્ષ્મીના વારસામાંથી બાતલ કર્યા; છતાં પ્રભુએ તેમને કલાપ્રસાદ આપેલો તે કોઈ લઈ શક્યું નહિ.

પૂર્ણ શ્રદ્ધા ને ધીરજથી તેમણે દુનિયાના દરિયામાં જીવન-નાવ વહેતું મૂક્યું ને છાપખાનામાં કારકુનના દરજ્જાની નોકરીથી શરૂઆત કરી. તેમનો સ્વાભાવિક કળાપ્રેમ એ વખતથી જાણીતો થયો હતો અને નોકરી સાથે જ પોતાનો હાથ-હુન્નર ચાલુ રાખ્યો હતો. એવામાં સંયોગો અને સમય સાનુકૂળ બન્યા.

સદ્‌ગત વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજીના ત્રીજા પુત્ર શ્રી ગુલાબરાય એમના બાળવયના મિત્ર ને સહાધ્યાયી હતા અને તેમને ફોટોગ્રાફીનો શોખ હતો. અભ્યાસ અધવચ મૂકી શ્રી પંચાણભાઈ પોતાની કળાધૂન પૂરી કરવા તેમની સાથે ફોટો કંપનીમાં જોડાયા. એ વાતને આજ વીસ વર્ષ થયાં. એ જામ-



નગર ફોટો કંપનીનું નામ આજે તો મુલકમશહૂર બન્યું છે અને પંચાણભાઈ સૌરાષ્ટ્રમાં પ્રથમ પંક્તિના ફોટો આર્ટિસ્ટ તરીકે નામ અને માન પામી ચૂક્યા છે, એટલું જ નહિ પણ ઈલાકામાં પણ તેમનો દરજ્જો પહેલી હારમાં છે.

પંચાણભાઈની કલાથી મસ્ત થઈ જામનગરના કળાપ્રેમી નરેશ તેમને છાજતો આદર ને ઉત્તેજન આપે છે. જે કામ પંચાણભાઈ કરી શકે તે તમામ કામ બીજાને નહિ સોંપવું એવું રાજફરમાન છે. અને પંચાણભાઈ કદી કોઈ કામમાં પાછા પડયા નથી. ફોટોગ્રાફી ને ચિત્રકળામાં એમની કુશળતા સર્વનું ધ્યાન ખેંચે છે. પીછી પરનો એમનો કાબુ સંફળ છે. કલમની રેખા આછી કે ઘેરી તેઓ કરી શકે છે, છાયા નરમ કે ભભકભરી બનાવી જાણે છે તેમની વિવિધ કલાપ્રવૃત્તિથી તેમણે સામાન્ય ફોટો કંપનીને કલાનું મંદિર બનાવી દીધી છે. પોતે શીખેલું બીજાને શીખવવા તેઓ સદા તત્પર રહે છે. એમના સહવાસમાં કંઈક ઊગતા કારીગરો અને કુમારો કળા સાધી રહ્યા છે. કળાપ્રચાર પાછળ શક્તિનો સદ્‌વ્યય કરવામાં તેઓ જીવનનું સદ્‌ભાગ્ય સમજે છે

એમનાં ચિત્રો અને ફોટોગ્રાફો આજ સારાંસારાં સંગ્રહસ્થાન શોભાવી રહ્યાં છે. કળાને સમૃદ્ધ અને સંગીન રૂપ આપવા સાથે પોતાની મૂળ સ્થિતિ તેઓ સંપાદન કરતા આવે છે. એક મનુષ્યની શુભ નિષ્ઠા અને જાતમહેનત ભાગ્યને કેવી અજબ રીતે ફેરવી શકે છે તેનું અનેરું દૃષ્ટાંત પંચાણભાઈ છે. તેમનું જીવન અનુકરણીય છે. સરળતા અને મધુરતા તેમના આજન્મ સંસ્કારો છે ને તે પર સૌજન્યનો ઓપ ચડેલો છે.

તેમનાં સાદાઇ અને નમ્રતા તેમના સહવાસમાં આવનારને આનંદદાયક બને છે. વ્યસનમાત્રથી મુક્ત હોવાથી તેમનું ચારિત્ર્ય મહત્તા પામે છે. અનેક કસોટીઓમાંથી પસાર થએલી તેમની ધીરજ તેમની શોભારૂપ લાગે છે. વધુ કસોટી બાકી હશે તેમ થોડાં વર્ષો પહેલાં એકાએક તેમની આંખનું તેજ ગયું; પરંતુ આખરે પ્રભુદયાએ એ પડળો ઉંચકાઈ ગયાં અને નવી રોશની મળી. એ રોશની આજ તેમના જીવનને ઉજાળી રહી છે.

તેઓ પોતાની પછાત રહેલી જ્ઞાતિના ઉદ્ધારમાં હમેશાં તત્પર રહે છે તે સાથે જાહેર હિતમાં કદિ પાછા પડતા નથી. પોતાના દાદાએ કરેલા ટ્રસ્ટની સંભાળ રાખી આજની યુગભાવના પ્રમાણે તેઓ તેની વ્યવસ્થા કરે છે. તેમણે બંધાવેલા કાશીવિશ્વનાથના સંન્યસ્ત આશ્રમની ગોઠવણ નમૂનેદાર કરવાના તેમના પ્રયત્નો પ્રશંસનીય છે.

મમતાળુ માતાની છાયામાં પતિપરાયણ સાધ્વી સન્નારીના સુખદ સહવાસમાં અને વ્હાલસોયાં બાળકોના ઉપવનમાં એઓ આજ જીવનનો મધ્યાહ્ન શાંત અને નિર્દોષ આનંદમાં ગુજારી રહ્યા છે. —મગનલાલ રૂપશીભાઇ વકીલ

## ‘એ ધનના ધણી ધર્મ તમારો!’

જ્ઞાનપ્રચાર અને જ્ઞાનપ્રદાન ગૃહસ્થના પરમ ધર્મ તરીકે જ્યાં શોભી રહ્યાં હોય એવાં સ્થાનો બહુ જૂજ છે. એવા સ્થાનોમાં વીલેપારલેના લિબર્ટી લૉજના ગૃહપતિ શ્રી દશરથલાલ જોષીનું નાનકડું ગૃહ પુસ્તકાલય આદર્શ તરીકે રજુ કરવા જેવું લાગે છે. મુંબાઇ જેવી ખર્ચાળ નગરીમાં જ્યાં જગ્યાની મોટી કિંમત ઉપજતી હોય ત્યાં મકાનનો એકાદ ખંડ પણ જાહેર ઉપયોગ માટે જુદો કાઢી તે પર કોઇ જાતનો લાગુ ખર્ચ નિભાવવામાં ગમે તેવા શ્રીમાનની પણ આજના જમાનામાં કસોટી થાય તેમ છે એમ છતાં લિબર્ટી લૉજના માલિકે પોતાના બગીચાને એક છેડે નાનકડું પુસ્તકાલય સૌને માટે ખુલ્લું રાખી તેને આ જ ખાતાનું સંપૂર્ણ પ્રતિનિધિ બનાવ્યું છે. નાનીશી જગ્યામાં વાંચવાનું ટેબલ અને ચોપાનિયાં તથા ચૂંટેલા સાહિત્યનાં પુસ્તકોનાં ૪૫ જેટલાં કબાટો સમાવવામાં તેમણે યુક્તિ બતાવી છે. ભીંત પર એક મોટું પાટીયું જડી દઇ તે પર દરેક ચોપાનિયું રહે એવી તકતીઓ પાડી એક પટ્ટીથી તે તેમાં ટકી રહે એવી ગોઠવણ કરી છે. દરેક વાંચનાર સહેલાઇથી તેમાંથી જરૂરનું ચોપાનિયું લઇ શકે અને વાંચી શકે તથા તેની જ જગ્યાએ મૂકી શકે, એવી સરળતા ટેબલ ઉપર પણ નથી લાગતી દૈનિક અને તાજાં પત્રો વાંચવાને તેમણે બગીચાની મેંદી ટેબલ જેવો સપાટ કપાવી રાખી છે. ત્યાં રોજ સવારસાંજ વાંચનારા માટે ચોપાનિયાં તૈયાર હોય છે. જમાનાનું આગેવાન દરેક ગુજરાતી ચોપાનિયું તેમને ત્યાં મળે ઉપરાંત યુરોપ-અમેરિકાના પ્રેરક અને પ્રબળભાવના પ્રદીપક વિરલ સામયિકો પણ ત્યાં જ જોવાનાં મળે. જગતનું સર્વોત્તમ પુસ્તક ઘણેભાગે પરદેશથી પહેલું





(ઉપર) શ્રી દશરથલાલ જોષીના બગીચામાં મેંદી ઉપર દૈનિક છાપાં (નીચે) વાંચનાલયમાં માસિકોની રચના.

જ તેમણે મંગાવ્યું હોય. આ ઉપરાંત કોઇ વિદ્વાન કે ગરીબ વિદ્યાર્થીને કામ લાગે એવાં કલા સાહિત્ય કે વિજ્ઞાનનાં વિરલ પુસ્તકો તેમના તરફથી પરિચિત સમાજમાં વંચાતાં ફરતાં જ હોય છે. અમુક માણસને અમુક સાહિત્ય ઉપકારક થશે એવું તેમને લાગે કે તરત ગમે તેની મારફત તેને તે પહોંચતું કર્યા વિના રહે નહિ પછી ભલે તે તેનો યોગ્ય ગ્રાહક નીવડે યા ન નીવડે. ઘણા યે વિદ્વાનો તેમની પાસેથી જ કેટલાંક દુર્લભ પુસ્તકોનાં નામ અને પરિચય મેળવી જાય છે; કેટલાક તેમને પહોંચાડી પણ જાય છે. આ રીતે શ્રી દશરથલાલ જ્ઞાનપ્રદાનનું સદાવ્રત ચલાવી રહ્યા છે. મધ્યમ વર્ગના ઘણા યે શ્રીમંતોમાં તેઓ હયાત રૂપ ગણાય.
—ર.

## અમેરિકન કુમારજીવન

આપણે ત્યાં ઘણુંખરૂં કોમ, વર્ણ, તથા ધર્મનાં બંધનોને લીધે કોઈપણ બાળકની મહત્ત્વાકાંક્ષા અમુક હદથી વધારે નથી પહોંચી શકતી. બ્રાહ્મણનો દીકરો કોઇ પંડિત, આચાર્ય કે બહુ તો પ્રોફેસર થવાની આકાંક્ષા રાખે; વાણિયાનો દીકરો બહુ-બહુ તો મોટો વેપારી થવાની આશા બાંધે; ગરીબનો દીકરો ગરીબાઇને કારણે બહુ મોટો બનવાની જિજ્ઞાસા નથી રાખતો, અને શ્રીમંતનો દીકરો અક્કલ વગરનો હોય તોપણ પોતે લખપતિ બનવાની અથવા તો બાપની ગાદીએ અવિચળ રહેવાની આશા રાખે છે પરંતુ અમેરિકામાં રાજા, જમીન-દાર કે જાગીરદાર, વાણિયા–બ્રાહ્મણ ક્ષત્રિય કે ઢેઢ એવા ભેદ નથી. અમેરિકન બાળક ગરીબ હોય કે શ્રીમંત, પરંતુ તે નાનો હોય ત્યારથી મનમાં અનેક મહત્ત્વાકાંક્ષા સેવે છે. માણસ પોતે ફ્રેન્ચ, જર્મન, ઈટાલિયન, ડચ, ગ્રીક કે સ્વીડિશ ગમે તે હોય, પણ અમેરિકામાં વસ્યા પછી પોતે માત્ર 'અમેરિકન' છે એમ માનતો થાય છે.

તદ્દન ગરીબીમાંથી મોટી પદવીએ પહોંચેલાના દાખલાઓ અમેરિકામાં અસંખ્ય છે. ગરીબ લુહારના અનાથ બાળકમાંથી રાજ્યસત્તાના પ્રમુખપદે આવેલા આજના ત્યાંના પ્રેસિડેન્ટ હૂવરનો જ દાખલો આજે જીવતો જાગતો છે આવાં જીવંત પ્રેરણાનાં ઉદાહરણો એ દેશને જિલ્લે જિલ્લે ને કસ્બે કસ્બે હોવાથી નાની વયમાંથી જ ત્યાંના બાળકો મહત્ત્વાકાંક્ષાની પાંખો પર ઊડવા માંડે છે. પોતે મોટો થઇને દુનિયા દંગ થઈ જાય એવી કોઇ શોધ કરશે, અથવા જગત વિજયકલગી પહેરાવે એવું કોઈ અપ્રતિમ સાહસ ખેડશે, કે કોઇ વિચક્ષણ બુદ્ધિશાળી લોકનેતા અથવા પ્રજાપ્રિય રાષ્ટ્રપતિ થશે એવી એવી આશાઓનાં અંકુરને નાનપણથી જ અમેરિકન કુમાર પોષવા માંડે છે; અને પછી આવા બનવામાં પડતી મુશ્કેલી-ઓથી તે કદી મૂંઝાતો નથી, પણ પડતો આખડતો ઉલટો આનંદ માને છે કારણકે નાની ઉમરથી જ તેની આસપાસ તેના કામમાં નિરાશાને બદલે ઉત્સાહપ્રેરક વાતાવરણ જ હોય છે. ત્યાંની નિશાળોમાં પણ ગરીબ અમીરનો ભેદ નથી હોતો, પરંતુ રાષ્ટ્રમાં દરેક વ્યક્તિ સરખી છે એમ ગણીને રાષ્ટ્રોપયોગી શિક્ષણ જ તેને શરૂઆતથી મળે છે. આપણી અને અમેરિકાની પરિસ્થિતિઓ વચ્ચેના આ ફેરનું મુખ્ય કારણ એ છે કે ત્યાં રાજકીય દૃષ્ટિએ દરેક માણસ સરખો જ ગણાય છે.

બાળકનું મન માટીના પીંડા જેવું છે. પીંડામાંથી ઘડો થાય, માટલી થાય, રકાબી થાય, ઘોડો થાય અને ગણપતિ પણ થાય. બાળકનાં મન ઉપર શરૂઆતના સંસ્કારોની જેવી છાપ પડે તે ઉપર જ તેનું ભાવિ ઘડાય છે. નાની ઉમરમાંથી જ જપતપની વેવલી વાતો અને ધાર્મિક વહેમથી બાળકને નિર્બળ બનાવવામાં આવે, અગિયારસ કરવાથી સાત ભવનાં પાપ નાશ પામે અને દીવાળીની રાત્રે કોળાનું શાક ખાવાથી આવતે ભવ રાજા થવાય એવુંએવું જ તેના પર બાળપણથી ઠસ્યું હોય તો પછી તે પરીક્ષામાં પાસ થવા માટે અભ્યાસ કરવાને બદલે દૈવી ચમત્કારની રાહ જોતો ઊંઘતાં ને જાગતાં રામ કે હનુમાનના નામનો જાપ જપવા માંડશે કે ખૂબ ભક્તિ-પૂર્વક મહાદેવને રોજ એક સો બિલિપત્ર ચડાવશે; અને પછી નાપાસ થતાં ઇશ્વરને દોષ દેશે. આથી તદ્દન જુદી જ જાતની વિચારસરણી અમેરિકન બાળકના મનમાં હોય છે. અમેરિકા-માં વિદ્યાર્થીની મહત્ત્વાકાંક્ષા વધારવા માટે હંમેશાં પ્રયત્ન થાય છે. એ પણ 'ચમત્કાર થશે' એમ કહે છે ખરો; પરંતુ હું 'કંઈક એવું કહીશ કે જેથી જગતમાં ચમત્કાર થશે' એ જ તેનું રાતદિવસનું રટણ હોય છે.

એમ તો શિવાજીએ પણ નાની ઉમરમાં રામાયણ અને મહાભારતની કથાઓ સાંભળી હતી; પરંતુ તેમાં ક્યા ભાગ ઉપર વધારે ભાર મૂકવામા આવ્યો હતો તેનો તો વિચાર કરવો જોઇએ ? મહાભારતમાં સંન્યાસ માર્ગ પણ છે અને કર્મયોગ પણ છે મહાભારતમાં उद्धरेत् आत्मनः आत्मानं પણ કહેવામા આવ્યું છે અને ચમત્કારનું પણ તેમાં જ લખ્યું છે પરંતુ કુમારો માટે શું જરૂરનું છે ? જે જીજીબાઇને શિવાજી સિંહગઢ ન લે ત્યા સુધી ચેન ન પડતું તે જીજીબાઇએ નાની ઉમરમાં શિવાજીને શું શું શીખવ્યું હશે ?

અમેરિકન બાળક જન્મથી જ નીરોગી અને સુદૃઢ બાં-ધાનો હોય છે; જન્મ વખતે તેનું વજન ૯–૧૦ રતલ જેટલું હોય છે, તેનાં માબાપ તેને રોજ ફરવા લઇ જાય છે. ધીમે-ધીમે તેની દોસ્તી ઘરનાં મરઘાં, બતકો, કુતરાં, બિલાડાં જોડે બંધાઇ જાય છે નાના વિલી (વિલિયમ)ને મોટરમાં ફરવાનું તો બહુ જ ગમે; રેડિયો અને ફોનોગ્રાફ પણ ગમે

બે'ક વર્ષની ઉમરે ચિત્રોની ચોપડીથી તે રમવા માંડે અને એમ કરતા ચિત્રો અને અક્ષરો ઓળખતાં શીખી જાય. હજી વિલીને સ્વતંત્ર ઓરડી ન મળી હોય એટલે ઘર આ-ખામાં તે હરેફરે ને ગમે તે ખૂણો પોતાનો કરી ત્યાં રમવા કે ચિત્રો જોવા લાગે. ધીમેધીમે જમવાની ઓરડીમાં એકાદ ખૂણો તેને સોંપવામાં આવે એટલે ત્યાં શાંતિથી પોતાનો અભ્યાસ કરે અને એમ માનવા લાગે કે હવે આપણને રહેવા માટે ઠીક ખૂણો મળી ગયો જમવાના ટેબલ આગળ વિલી માટે પણ નાની ઊંચી ખુરશી હોય તેને જમવા માટે જુદી ચમચી, છરી કાંટો વગેરે પણ હોય

ત્રણેક વર્ષનો થાય એટલે વિલીને ખબર પડે કે રોજ જમવા પહેલાં તેના માબાપ પ્રાર્થના કરે છે, એટલે તે વખતે વિલી શાંતિથી મૂંગો બેસી રહે હવે તો તેને સીનેમા જોવા જવાની પણ ઇચ્છા થાય; પરંતુ કોઈ લઇ ન જાય એટલે ખોટું લાગે. પણ પછી તેને સમજાવવામા આવે કે નાતાલ આવે ત્યાં સુધી જો કજિયા નહિ કરે ને કહ્યું માનશે અને કંઇ ભૂલ નહિ કરે–હઠ નહિ કરે તો નાતાલને દિવસે નાન-

તેમનાં સાદાઇ અને નમ્રતા તેમના સહવાસમાં આવનારને આનંદદાયક બને છે. વ્યસનમાત્રથી મુક્ત હોવાથી તેમનું ચારિત્ર્ય મહત્તા પામે છે. અનેક કસોટીઓમાંથી પસાર થએલા તેમની પ્રાજ્ઞ તેમની શોભારૂપ લાગે છે. વધુ કસોટી બાકી હશે તેમ થોડાં વર્ષો પહેલાં એકાએક તેમની આંખનું તેજ ગયું; પરંતુ આખરે પ્રભુકૃપાએ એ પડળો ખેંચાઈ ગયાં અને નવી રોશની મળી. એ રોશની આજ તેમના જીવનને ઉજાળી રહી છે.

તેઓ પોતાની પછાત રહેલી જ્ઞાતિના ઉદ્ધારમાં હમેશાં તત્પર રહે છે તે સાથે જાહેર હિતમાં કદિ પાછા પડતા નથી. પોતાના દાદાએ કરેલા ટ્રસ્ટની સંભાળ રાખી આજની યુગભાવના પ્રમાણે તેઓ તેની વ્યવસ્થા કરે છે. તેમણે બંધાવેલા કાશીવિશ્વનાથના સંન્યસ્ત આશ્રમની ગોઠવણ નમૂનેદાર કરવાના તેમના પ્રયત્નો પ્રશંસનીય છે.

મમતાળુ માતાની છાયામાં પતિપરાયણ સાધ્વી સન્નારીના સુખદ સહવાસમાં અને વ્હાલસોયાં બાળકોના ઉપવનમાં એઓ આજ જીવનનો મધ્યાહ્ન શાંત અને નિર્દોષ આનંદમાં ગુજારી રહ્યા છે. —મગનલાલ રૂપશીભાઇ વકીલ

## 'એ ધનના ધણી ધર્મ તમારો!'

જ્ઞાનપ્રચાર અને જ્ઞાનપ્રદાન ગૃહસ્થના પરમ ધર્મ તરીકે જ્યાં શોભી રહ્યાં હોય એવાં સ્થાનો બહુ જૂજ છે. એવાં સ્થાનોમાં વીલેપારલેના લિબર્ટી લૉજના ગૃહપતિ શ્રી દશરથલાલ જોષીનું નાનકડું ગૃહ પુસ્તકાલય આદર્શ તરીકે રજુ કરવા જેવું લાગે છે. મુંબાઇ જેવી ખર્ચાળ નગરીમાં જ્યાં જગ્યાની મોટી કિંમત ઉપજતી હોય ત્યાં મકાનનો એકાદ ખંડ પણ જાહેર ઉપયોગ માટે જુદો કાઢી તે પર કોઇ જાતનો ચાલુ ખર્ચ નિભાવવામાં ગમે તેવા શ્રીમંતની પણ આજના જમાનામાં કસોટી થાય તેમ છે. એમ છતાં લિબર્ટી લૉજના માલિકે પોતાના બગીચાને એક છેડે નાનકડું પુસ્તકાલય સૌને માટે ખુલ્લું રાખી તેને આ જ ખાતાનું સંપૂર્ણ પ્રતિનિધિ બનાવ્યું છે. નાનીશી જગ્યામાં વાંચવાનું ટેબલ અને ચોપાનિયાં તથા ચૂંટેલા સાહિત્યનાં પુસ્તકોનાં ૪૫ જેટલાં કબાટો સમાવવામાં તેમણે યુક્તિ બતાવી છે. ભીંત પર એક મોટું પાટીયું જડી દઇ તે પર દરેક ચોપાનિયું રહે એવી તકતીઓ પાડી એક પટ્ટીથી તે તેમાં ટકી રહે એવી ગોઠવણ કરી છે. દરેક વાંચનાર સહેલાઇથી તેમાંથી જરૂરનું ચોપાનિયું લઇ શકે અને વાંચી શકે તથા તેની જ જગ્યાએ મૂકી શકે, એવી સરળતા ટેબલ ઉપર પણ નથી લાગતી. દૈનિક અને તાજાં પત્રો વાંચવાને તેમણે બગીચાની મેંદી ટેબલ જેવી સપાટ કપાવી રાખી છે. ત્યાં રોજ સવારસાંજ વાંચનારા માટે ચોપાનિયાં તૈયાર હોય છે. જમાનાનું આગેવાન દરેક ગુજરાતી ચોપાનિયું તેમને ત્યાં મળે ઉપરાંત યુરોપ-અમેરિકાના પ્રેરક અને પ્રજ્ઞાભાવના પ્રદીપક વિરલ સામયિકો પણ ત્યાં જ જોવાનાં મળે. જગતનું સર્વોત્તમ પુસ્તક, ઘણેભાગે પરદેશથી પહેલું જ તેમણે મંગાવ્યું હોય. આ ઉપરાંત કોઇ વિદ્વાન કે ગરીબ વિદ્યાર્થીને કામ લાગે એવાં કલા સાહિત્ય કે વિજ્ઞાનનાં વિરલ પુસ્તકો તેમના તરફથી પરિચિત સમાજમાં વંચાતાં ફરતાં જ હોય છે. અમુક માણસને અમુક સાહિત્ય ઉપકારક થશે એવું તેમને લાગે કે તરત ગમે તેની મારફત તેને તે પહોંચતું કર્યા વિના રહે નહિ પછી ભલે તે તેનો યોગ્ય ગ્રાહક નીવડે યા ન નીવડે. ઘણા યે વિદ્વાનો તેમની પાસેથી જ કેટલાંક દુર્લભ પુસ્તકોનાં નામ અને પરિચય મેળવી જાય છે; કેટલાક તેમને પહોંચાડી પણ જાય છે. આ રીતે શ્રી દશરથલાલ જ્ઞાનપ્રદાનનું સદાવ્રત જાળવી રહ્યા છે. મધ્યમ વર્ગના ઘણા યે શ્રીમંતોમાં તેઓ દૃષ્ટાંત રૂપ ગણાય.

—ર.



(ઉપર) શ્રી દશરથલાલ જોષીના બગીચામાં મેંદી ઉપર દૈનિક છાપાં (નીચે) વાંચનાલયમાં માસિકોની રચના.

## અમેરિકન કુમારજીવન

આપણે ત્યાં ઘણુંખરું કોમ, વર્ણ તથા ધર્મનાં બંધનોને લીધે કોઇપણ બાળકની મહત્ત્વાકાંક્ષા અમુક હદથી વધારે નથી પહોંચી શકતી. બ્રાહ્મણનો દીકરો કોઇ પંડિત, આચાર્ય કે બહુ તો પ્રોફેસર થવાની આકાંક્ષા રાખે; વાણિયાનો દીકરો બહુ-બહુ તો મોટો વેપારી થવાની આશા બાંધે; ગરીબનો દીકરો ગરીબાઇને કારણે બહુ મોટો બનવાની જિજ્ઞાસા નથી રાખતો, અને શ્રીમંતનો દીકરો અક્કલ વગરનો હોય તોપણ પોતે લખપતિ બનવાની અથવા તો બાપની ગાદીએ અવિચળ રહેવાની આશા રાખે છે. પરંતુ અમેરિકામાં રાજા, જમીન-દાર કે જાગીરદાર, વાણિયા-બ્રાહ્મણ ક્ષત્રિય કે ઢેઢ એવા ભેદ નથી. અમેરિકન બાળક ગરીબ હોય કે શ્રીમંત, પરંતુ તે નાનો હોય ત્યારથી મનમાં અનેક મહત્ત્વાકાંક્ષા સેવે છે. માણસ પોતે ફ્રેન્ચ, જર્મન, ઈટાલિયન, ડચ, ગ્રીક કે સ્વીડિશ ગમે તે હોય, પણ અમેરિકામાં વસ્યા પછી પોતે માત્ર 'અમેરિકન' છે એમ માનતો થાય છે.

તદ્દન ગરીબીમાંથી મોટી પદવીએ પહોંચેલાના દાખલાઓ અમેરિકામાં અસંખ્ય છે. ગરીબ લુહારના અનાથ બાળકમાંથી રાજ્યસત્તાના પ્રમુખપદે આવેલા આજના ત્યાંના પ્રેસિડેન્ટ હુવરનો જ દાખલો આજે જીવતો જાગતો છે. આવાં જીવંત પ્રેરણાનાં ઉદાહરણો એ દેશને જિલ્લે જિલ્લે ને કસ્બે કસ્બે હોવાથી નાની વયમાંથી જ ત્યાંના બાળકો મહત્ત્વાકાંક્ષાની પાંખો પર ઊડવા માંડે છે. પોતે મોટો થઇને દુનિયા દંગ થઈ જાય એવી કોઇ શોધ કરશે, અથવા જગત વિજયકલગી પહેરાવે એવું કોઈ અપ્રતિમ સાહસ ખેડશે, કે કોઇ વિચક્ષણ બુદ્ધિશાળી લોકનેતા અથવા પ્રજાપ્રિય રાષ્ટ્રપતિ થશે એવી-એવી આશાઓનાં અંકુરને નાનપણથી જ અમેરિકન કુમાર રોપવા માંડે છે; અને પછી આવા બનવામાં પડતી મુશ્કેલી-ઓથી તે કદી મૂંઝાતો નથી, પણ પડતો આખડતો ઉલટો આનંદ માને છે કારણકે નાની ઉંમરથી જ તેની આસપાસ તેના કામમાં નિરાશાને બદલે ઉત્સાહપ્રેરક વાતાવરણ જ હોય છે. ત્યાંની નિશાળોમાં પણ ગરીબ અમીરનો ભેદ નથી હોતો, પરંતુ રાષ્ટ્રમાં દરેક વ્યક્તિ સરખી છે એમ ગણીને રાષ્ટ્રોપયોગી શિક્ષણ જ તેને શરૂઆતથી મળે છે. આપણી અને અમેરિકાની પરિસ્થિતિઓ વચ્ચેના આ ફેરનું મુખ્ય કારણ એ છે કે ત્યાં રાજકીય દૃષ્ટિએ દરેક માણસ સરખો જ ગણાય છે.

બાળકનું મન માટીના પીંડા જેવું છે. પીંડામાંથી ઘડો થાય, માટલી થાય શકોરું થાય, ઘોડો થાય અને ગણપતિ પણ થાય. બાળકનાં મન ઉપર શરૂઆતના સંસ્કારોની જેવી છાપ પડે તે ઉપર જ તેનું ભાવિ ઘડાય છે. નાની ઉંમરમાંથી જ જપતપની ઘેલી વાતો અને ધાર્મિક વહેમથી બાળકને નિર્બળ બનાવવામાં આવે, અગિયારશ કરવાથી સાત ભવનાં પાપ નાશ પામે અને દીવાળીની રાત્રે કોળાંનું શાક ખાવાથી આવતે ભવ રાજા થવાય એવુંએવું જ તેના પર બાળપણથી ઠસ્યું હોય તો પછી તે પરીક્ષામાં પાસ થવા માટે અભ્યાસ કરવાને બદલે દૈવી ચમત્કારની રાહ જોતો ઊંઘતાં ને જાગતાં રામ કે હનુમાનના નામનો જાપ જપવા માંડશે કે ખૂબ ભક્તિ-પૂર્વક મહાદેવને રોજ એક સો બિલિપત્ર ચડાવશે; અને પછી નાપાસ થતાં ઇશ્વરને દોષ દેશે. આથી તદ્દન જુદી જ જાતની વિચારસરણી અમેરિકન બાળકના મનમાં હોય છે. અમેરિકા-માં વિદ્યાર્થીની મહત્ત્વાકાંક્ષા વધારવા માટે હમેશાં પ્રયત્ન થાય છે. એ પણ 'ચમત્કાર થશે' એમ કહે છે ખરો; પરંતુ હું 'કંઈક એવું કહીશ કે જેથી જગતમાં ચમત્કાર થશે' એ જ તેનું રાતદિવસનું રટણ હોય છે.

એમ તો શિવાજીએ પણ નાની ઉંમરમાં રામાયણ અને મહાભારતની કથાઓ સાંભળી હતી; પરંતુ તેમાં ક્યા ભાગ ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો હતો તેનો તો વિચાર કરવો જોઇએ ? મહાભારતમાં સન્યાસ માર્ગ પણ છે અને કર્મયોગ પણ છે મહાભારતમાં उद्धरेत् आत्मनः आत्मानं પણ કહેવામા આવ્યું છે અને ચમત્કારનું પણ તેમાં જ લખ્યું છે પરંતુ કુમારો માટે શું જરૂરનું છે ? જો જીજીબાઇને શિવાજી સિંહગઢ ન લે ત્યાં સુધી ચેન ન પડતું તે જીજીબાઇએ નાની ઉંમરમાં શિવાજીને શું શું શીખવ્યું હશે ?

અમેરિકન બાળક જન્મથી જ નીરોગી અને સુદૃઢ બાં-ધાનો હોય છે; જન્મ વખતે તેનું વજન ૯–૧૦ રતલ જેટલું હોય છે, તેનાં માબાપ તેને રોજ ફરવા લઇ જાય છે ધીમે-ધીમે તેની દોસ્તી ઘરનાં મરઘાં, બતકો, કુતરાં, બિલાડાં જોડે બંધાઇ જાય છે. નાના વિલી (વિલિયમ)ને મોટરમાં ફરવાનું તો બહુ જ ગમે; રેડિયો અને ફોનોગ્રાફ પણ ગમે

બે'ક વર્ષની ઉંમરે ચિત્રોની ચોપડીથી તે રમવા માંડે અને એમ કરતા ચિત્રો અને અક્ષરો ઓળખતાં શીખી જાય. હજી વિલીને સ્વતંત્ર ઓરડી ન મળી હોય એટલે ઘર આ-ખામાં તે હરેફરે ને ગમે તે ખૂણો પોતાનો કરી ત્યાં રમતું કે ચિત્રો જોવા લાગે. ધીમેધીમે જમવાની ઓરડીમાં એકાદ ખૂણો તેને સોંપવામાં આવે એટલે ત્યાં શાંતિથી પોતાનો અભ્યાસ કરે અને એમ માનવા લાગે કે હવે આપણને રહેવા માટે ઠીક ખૂણો મળી ગયો જમવાના ટેબલ આગળ વિલી માટે પણ નાની ઊંચી ખુરશી હોય તેને જમવા માટે જુદી ચમચી, છરી, કાંટો વગેરે પણ હોય

ત્રણેક વર્ષનો થાય એટલે વિલીને ખબર પડે કે રોજ જમવા પહેલાં તેનાં માબાપ પ્રાર્થના કરે છે, એટલે તે વખતે વિલી શાંતિથી મૂંગો બેસી રહે હવે તો તેને સીનેમા જોવા જવાની પણ ઇચ્છા થાય; પરંતુ કોઈ લઇ ન જાય એટલે ખોટું લાગે. પણ પછી તેને સમજાવવામા આવે કે નાતાલ આવે ત્યાં સુધી જો કજિયા નહિ કરે ને કહ્યું માનશે અને કંઇ ભૂલ નહિ કરે–હઠ નહિ કરે તો નાતાલને દિવસે ના-

નાતાલિયા દેવ (ફાધર ક્રિસ્ટમસ) ખૂબ રમકડાં અને ખાવાનું આપી જશે. આથી ઇંતેજારીથી તે નાતાલની રાહ જોવા માંડે ને ૨૪મી ડિસેમ્બરની રાત્રે વિલી પોતાની માનું એક મોટું મોજું માગી લઈ, નાતાલના દેવ હરખભરી ગાડીમાં બેસી વાદળમાંથી ઊતરી ઘેરઘેર છોકરાંઓને રમકડાં અને ખાવાનું આપવા નીકળી પડે છે તે જોવા અને પોતાને માટે જે કાંઇ ફેંકે તે પેલા મોજામાં ઝીલી લેવા થોડી રાત સુધી જાગે પરંતુ રોજ આઠ વાગ્યે સૂવાની ટેવ પડી ગઈ હોય એટલે દસેક વાગે ત્યાં તો તેને ઊંઘ આવી જાય. સવારે ઊઠીને પેલું મોજું જુએ તો તેમાં કેટલાં બધાં રમકડાં નાતાલના દેવ આગલી રાતે નાખી ગયા હોય તે જોઇને રાજીરાજી થઇ જાય!

નાતાલ એ ડિસેમ્બરની આખર એટલે ઠંડી તો અતિશય પડતી હોય, બહાર બરફ વરસતો હોય. છતા વિલી મિત્રોને પોતાની એ ભેટ બતાવવા દોડી જાય. દેવે તેની પ્રાર્થના સાંભળી અને પ્રસન્ન થયા તેથી વિલી રાજી થાય ને દેવ પર તેને શ્રદ્ધા બેસે. આ રીતે એકાદબે વર્ષ ગયા પછી કોઇ તેને કહે કે 'નાતાલના તે વળી દેવ કેવા ? એ તો બધુ છોકરાંઓને સમજાવવાનું. બાકી દેવ શાના ને વાત શાની ?' આથી તેને માઠું લાગે અને માને પૂછવા જાય. એમ કરતાં વળી શ્રદ્ધા બેસે. કોઇ વાર મા કહી પણ દે કે દેવ આવીને કઇ રમકડા નથી આપતા. એ તો મેં જ રમકડા ભર્યાં હતાં એટલે પછી મનની શંકા દૂર થઇ જાય, અને પોતાને છેતરવા માટે માને બેચાર ધબ્બા મારે અને મા એ બધુ હસવામાં કાઢી નાખે.

પાંચમે વર્ષે વિલી નિશાળે જાય. નિશાળમાં નવીનવી દોસ્તી બંધાય. શિક્ષકો તો ત્યાં બધી સ્ત્રીઓ જ. તેમનો પ્રેમ પણ માના જેવો. વિલી સવારે નાસ્તો કરી નવ વાગ્યે નિશાળે જાય તે બાર વાગ્યે પાછો આવે; વળી જમીને જાય તે સાંજે ચારે ઘેર આવે. થોડી વાર રમી છ વાગ્યે વાળુ કરી લે. પછી ચિત્રોની ચોપડી જુએ કે રમે ત્યાં સાડાઆઠ–નવ થાય એટલે બધાંને ગુડનાઈટ કરી પ્રાર્થના કરી સૂઇ જાય

રવિવારે નિશાળમાં રજા હોય. તે દિવસે નવથી દસ સુધી 'સન્ડે સ્કૂલ'માં જાય. ત્યાં શિક્ષક ઇશુ ખ્રિસ્તના જીવનની વાતો કહે અને એ ગરીબોદ્ધારક ને જગતતારક ક્રુસિફિક્સન ભગવાનના જીવનનું રહસ્ય સમજાવે તેને અંતે ઑર્ગન સાથે સુંદર સ્વરે સમૂહપ્રાર્થના થાય. કોઇકોઇ વાર વિલી મા સાથે કબ્રસ્તાનમાં જાય ત્યાં પોતાનાં સગાં સંબંધીની કબરો ઉપર ફૂલ ચડાવે. રવિવારે રમતો સુદ્ધા રમવાની નહિ. આખો દિવસ શાંત આરામ લેવાનો.

થોડું વાંચતાં આવડે એટલે વિલી વર્તમાનપત્રોના મથાળાંનાં લખાણો વાંચે, તેમાં ચિત્રો નીચેનાં નામ વાંચી તે પણ ઉકેલવા માંડે ધીમેધીમે તે રમતગમતના ખબરો વાંચવા તરફ પ્રેરાય. રમવા માટે તેને નાની હોડી, વિમાન, મોટર, વીજળીની ગાડી મળે. 'મિકેનો' વડે એન્જિન આગગાડી વગેરે તે બનાવે રોજ અરધોક કલાક પિયાનો વગાડતાં પણ શીખે. રહેવાનું મકાન બજાર વચ્ચે ન હોય એટલે આંગણામાં અને બહાર છૂટથી દડે રમવાનું પણ મળે તેની દરેક વર્ષગાંઠે મિત્રો અને સંબંધીઓ તેને જેટલામું વર્ષ બેઠું હોય તેટલા ધબ્બા ગમ્મતને ખાતર તેના વાંસામાં મારે અને નવીનવી ભેટો આપે

આમ કરતાં નવેક વર્ષનો વિલી થાય એટલે તેના મા કોઇકોઇ વાર સીનેમા જોવા લઇ જાય. કોઇ વાર સર્કસ પણ બતાવે. જુલાઇની ચોથી તારીખે અમેરિકાનો સ્વાતંત્ર્યદિન આવે તે દિવસે વિલીનાં માબાપ તેને લશ્કરી પેરેડ અને દારૂખાનું ફૂટે તે જોવા લઇ જાય. અને પછી વિલી પણ પોતાના મિત્રોને ભેગા કરી 'લેફ્ટ રાઇટ' 'લેફ્ટ રાઇટ' કરવા લાગે આ દરમ્યાન વિલીને એકાદ નાનીશી સાઇકલ પણ મળી ગઇ હોય વળી કોઇ વાર સગાંસંબંધીઓને ગામ જાય તો ત્યાં ઘોડે બેસતાં પણ શીખે ઘરની મોટર બગડી ગઇ હોય અને બાપા તેને સુધારતા હોય તો વિલી તેમાં મદદ કરવા હમેશાં તૈયાર જ હોય ધીમેધીમે વિલી પોતા માટે જરૂરી વસ્તુઓ ખરીદવા એકલો બજારમાં જતાં શીખી જાય. વિલી માનતો હોય કે છપ્પી (આફ્રિદિયાં જેવી ફરતી જાતો) લોકો આવે તે છોકરાંઓને ઉપાડી જાય. આથી જો પોતાને છપ્પી ઉપાડી જાય તો પોતાને કેવા અવનવા અનુભવો થાય અને કેવી બહાદુરીથી પોતે તેમની પાસેથી છટકીને નાસી જાય એવી કલ્પના દોડાવે

દસેક વર્ષનો વિલી થાય એટલે તેને પોતાની અમુક ખાનગી પૂંજી ભેગી કરવાનું મન થાય. આથી તે સવાર સાંજ વર્તમાનપત્રો વહેંચવા નીકળે, અથવા બીજું એવું જ કંઇક કામ શોધી કાઢે. તેનાં માબાપ ગરીબ ન હોય તો સ્વાવલંબનને ખાતર પણ કંઇક ને કંઇક અંગત કમાણી કરતાં નાનપણથી જ શીખી જાય. આ રીતે કરેલી કમાણી તે બૅંકમાં રાખે અને જરૂરને પ્રસંગે તેમાંથી ખર્ચ પણ કરે. દસ બાર વર્ષની ઉંમરે વિલીને થોડીથોડી મોટર પણ હાંકતાં આવડી ગઇ હોય તેના પોશાકમાં પણ હવે ફેરફાર થયો હોય. પહેલાં તો અરધી ચડ્ડી પહેરતો હોય તે હવે લાંબુ પાટલૂન પહેરતો થઇ જાય. ઉપર પહેરણ કોટ ને ટોપી પહેરે ફક્ત હજી નેકટાઇ રંગબેરંગી હોય ખરી!

કોઇ વાર કોઇને ઘેર મળવા જવું હોય ત્યારે વિલીનાં માબાપ તેને સાથે લઈ જાય તેમ જ ઘેર કોઇ મળવા આવ્યું હોય ત્યાં પણ વિલી આવીને સભ્યતાથી બેસે. આવે વખતે, બે માણસો વાતો કરતા હોય ત્યાં વચ્ચે માથું ન મારવું, કોઇની મશ્કરી ન કરવી, સભ્ય ભાષા વાપરવી, કોઇ કંઈ આપે તો 'થૅંક યૂ' કહેવું, ખાતી વખતે બીજું માગવું નહિ, બીજાને મૂકીને એકલા ખૂબ ખાવું નહિ, વગેરે રીતભાત નાનપણથી જ વિલી શીખી ગયો હોય છે. કોઇ વસ્તુ માગવી હોય તો 'પ્લીઝ' શબ્દથી જ શરૂઆત થાય એ વિલીને બરાબર આવડે.

જુદાજુદા દેશના પોશાકોની નમૂનાની કપડાંની એક જોડી

તેણે લઈ રાખેલા હોય તે 'ફેન્સી ડ્રેસ'ને દિવસે એ પહેરે. કોઈ વાર 'વાંદરાનાં, વાઘનાં એવાં જુદાંજુદાં મોઢાં મોઢા ઉપર ચડાવી નાનપણમાં બીજા લોકો વિલીને બીવડાવતા તેમ વિલી હવે બીજાને બીવડાવે ને મોડી રાત સુધી ધાંધલ મચાવે.

હવે તો વિલી મોટો થયો ગણાય એટલે ઘરમાં તેને એક સ્વતંત્ર ઓરડી મળે. તેમાં તેનાં કપડાં રહે, તે અભ્યાસ કરે અને સૂએ અત્યાર સુધી તો વિલીનાં માબાપ પાસે વિલીનું ખૂબ ઉપજતું; પણ હવે ધીમેધીમે એ બધું ઓસરવા લાગે અને તેમાં યે એકાદ નાનો ભાઈ કે બહેન તેને હોય તો પછી વિલીનાં માન ઘટવાનાં જ.

વિલી પોતાની પાસે એક સુંદર નોટબુક રાખે. એમાં મોટામોટા માણસોની સહીઓ અને સંદેશા લે. આ નોટબુકને વિલી બહુ જ કિંમતી ગણે હવે તો ફુરસદે વિલી એકલો બહાર ફરવા જાય, માછલાં પકડવા જાય, ઉનાળાની રજામાં તેનાં માબાપ હવા ખાવા જાય ત્યારે વિલી પણ સાથે જ ઊપડે અને ત્યાં તેને ખૂબ ગમ્મત પડે.

જેમજેમ પોતાને વધુ સ્વાતંત્ર્ય મળતું જાય તેમતેમ પોતાના શરીર-વિકાસ તરફ પણ તે ખૂબ ધ્યાન આપવા લાગે. રોજ નિયમિત કસરત કરે; શું ખાવું અને શું ન ખાવું તે નક્કી કરે; અમુક ચીજ ખાવાથી શરીરમાં અમુક તત્ત્વનો વધારો થાય એ બધું તે જાણી લે. શરીરના પોષણમાં અગત્યનાં વિટામીન મેળવવા માટે તે ટમેટાં, સંતરાં, કેળાં, ભાજી વગેરે ખૂબ ખાય. 'પૉપ્યુલર મિકૅનિક્સ,' 'પૉપ્યુલર સાયન્સ' 'વાયરલેસ' 'સ્કાઉટ' 'બૉય્ઝ લાઇફ' વગેરે કુમારોને રસ પડે તેવાં માસિક પત્રો વાંચવા લાગે.

હાઇસ્કૂલમાં દાખલ થાય ત્યાં અનેક કન્યાઓ સાથે વિલીને ઓળખાણ થાય. તેમાંથી એકાદની સાથે તે મૈત્રી બાંધે. પછી તેઓ એકબીજાને અભ્યાસમાં મદદ કરે, બંને સાથે ફરવા જાય, મોટરમાં જાય; કદીક વિમાનમાં પણ સાથે ઊડે. જો પોતે પરીક્ષામાં નાપાસ થશે તો એકબીજા વચ્ચે અબોલા થશે એમ બંને જાણતાં હોય એટલે ખાનગીખાનગી ખૂબ મહેનત લઈ બંને અભ્યાસ કરે

આ રીતે મોટો થએલો અમેરિકન કુમાર દૈવી ચમત્કારોમાં ન માને પણ પોતે જ ચમત્કાર કરી બતાવે, સ્વાવલંબી બને, સાહસિક બને અને મોટી ઉંમરે એકાદ એડિસન, હૂવર કે ફૉર્ડ બને એમાં શી નવાઈ?

(મરાઠી ઉપરથી) ત્રેણીલાલ બૂચ

## સળેખમ

શરદીના ઋતુમાં કેટલાક લોકો સળેખમના ડરથી પોતાના ઘરનાં બારીબારણાં ચારે બાજુથી બંધ કરી રાખે છે અને ઘરમાં તાજી હવાની આવજા થવા દેતા નથી તાજી અથવા ઠંડી હવાના શ્વાસોચ્છ્વાસથી સળેખમ થાય છે એવા ભૂલભરેલા ખ્યાલને દેશવટો આપવો જોઇએ. સળેખમના દર્દીને બંધીઆર હવા તો ભયંકર શત્રુ સમાન છે. શરીરની ચામડીને પણ થોડીથોડી ઠંડી-ગરમી સહન કરવા લાયક બનાવવી જોઇએ. કાને મફલરો બાંધવાની ટેવ બહુ જરૂરી નથી. શરીરનાં બીજાં કપડાં પણ ઓછાં કરી શકાય. પ્રાતઃકાળે ઊઠીને ઠંડા પાણીથી જેઓ સ્નાન કરે છે તેમના શરીરની ચામડી બહુ મજબૂત ને સ્વસ્થ થાય છે અને શરદી-ગરમીના ફેરફારથી તેમને સળેખમ થઈ શકતું નથી. જેઓ પ્રાતઃકાળે ફરવા જાય છે તેમના નાકની ઝિલ્લી (નાકના અંતર્ભાગની કોમળ ચામડી) અને ફેફસાં સ્વચ્છ તથા તાજી હવાથી મજબૂત થઈ જાય છે અને ઠંડી હવા લેવાથી તેમને શરદી થવાનો જરા પણ ડર રહેતો નથી. તેથી પ્રાતઃકાળે ફરવા જવું ને સ્નાન કરવું બહુ લાભકારક છે

સળેખમ થયા પછી દર્દી એમ જ ઇચ્છે છે કે નાક ગળતું, માથાનો દુખાવો, કળતર, ગભરાટ અને બેચેની, એ બધું જલદી મટી જાય તો સારું; અને તેથી તે તરત ડાક્ટરની પાસે દોડે છે. આથી ઘણે ભાગે એવું થાય છે કે મૂળ કારણના અજ્ઞાનથી અને નકામી દવા લેવાથી સળેખમ વિફરે છે વહેતા સળેખમને રોકવું એ બહુ હાનિકારક છે, તેથી સળેખમ વહેતું હોય તે વખતે તે બંધ કરવાની કોઇપણ દવા ન લેવી જોઇએ, એટલું જ નહિ પણ તેને બંધ કરી દે તેવો ખોરાક પણ ન લેવો જોઇએ. ઠંડીમાં નાકમાંથી જે પાણી નીકળે છે તે ખરું જોતા અત્યાર સુધી આપણે ભરી રાખેલો આપણા શરીરનો કચરો જ છે. કુદરત ઠંડી દ્વારા તે મળને બહાર કાઢે છે. તેને જો નીકળી જવા દઇએ તો તો સારી વાત છે; પરંતુ કોઇપણ દવા કે બીજા પદાર્થો ખાઇને તેને રોકી દઇએ તો નાક ગળતું જરૂર બંધ થઇ જવાનું, પણ શરીરમાથી બહાર નીકળતું તે ઝેર અંદર જ રોકાઇ જઇને બીજા કોઇ અવયવ ઉપર હુમલો કરવાનું. સળેખમને એક જ દિવસમાં અથવા થોડા જ કલાકમાં બંધ કરી દેનારી જે દવાઓ બજારોમાં વેચાતી હોય છે તે સળેખમને બંધ તો કરે છે, પણ સાથેસાથે શરીરના બીજા અવયવો ઉપર પણ બહુ ખરાબ અસર પાડે છે. એથી સળેખમ તો રોકાઇ જવાનું પરંતુ પછી કફ કે ખાંસી ઉપડશે અથવા માથામાં દુખાવો થવા માંડશે કાં તો કોઈ બીજો રોગ પેદા થશે. આ સ્થિતિનું નામ જ સળેખમનું વિફરવું છે.

સળેખમ મટાડવાના નીચેના ઉપાયો એક ડૉક્ટરના પુસ્તક ઉપરથી આપીએ છીએ:

(૧) શરદી થયાની શંકા થાય કે તરત જ ગરમ પાણીના ટબમાં બેસીને નાહી લેવું જોઇએ. ટબમાં ઓછામાં ઓછી વીસ મિનિટ બેસવું જોઇએ (૨) એક લીંબુનો રસ એક ગ્લાસ ગરમ પાણીમાં નાખીને પી જવો. તેમાં ખાંડ નાખવી નહિ લીંબુનો રસ પસંદ ન આવે તો ડુંગળીને ઉકાળીને પાણી સહિત ખાવી. (૩) પગ ઠંડા હોય તો ચત્તા સૂઇ રહેવું અને ગરમ પાણીની શીશી વડે પગે શેક કરવો. (૪) જે ઓરડામાં દર્દી સૂઇ જાય તેની બારીઓ તદ્દન ખુલ્લી રાખવી (૫)

આગાહીઓમાં ખૂબ પરહેજી પાળવી; શરદી થાય ત્યારે ખૂબ ખાવું નહિ, પણ બીજે દિવસે ઉપવાસ યા તો અર્ધો ઉપવાસ કરવો. કેવળ પાણી ઉપર જ આખો દિવસ ગાળવાની શક્તિ હોય તો તો શ્રદ્ધા રાખજો કે તેથી તો સળેખમ બહુ જલદી મટી જશે. તદ્દન ખાધા વિના ન જ રહી શકો તો માત્ર ફળનો રસ પીને રહેજો. દસ્ત સાફ લાવે એવો ખોરાક લેવાથી પેટ સાફ થાય છે અને શરીરનું ઝેર સાફ થઇ જાય છે (૬) સળેખમની સ્થિતિમાં પ્રાણાયામ અને તાજી હવાનું સેવન, બહુ જ લાભકારક છે (૭) પેટને સાફ કરવું બહુ જરૂરનું છે, તેથી જો કબજીઆતની ફરિયાદ હોય તો તે ફળના રસથી દૂર થઇ જશે; પણ આ પ્રમાણે ન ફાવે તો 'એનીમા' (બસ્તી) લેવી જોઇએ તેનાથી આંતરડાં સાફ થઇ જાય છે અને શરીરનો ઘણોખરો મળ અને ઝેર નીકળી જાય છે (૮) પ્રાતઃકાળે થોડીથોડી કસરત કરવાથી તથા શરીર પર માલિશ કરવા-કરાવવાથી પણ વિશેષ ફાયદો થશે

### જૂનું સળેખમ અથવા વિફરેલું સળેખમ

જ્યારે શરીરમાં ઝેરની માત્રા સામાન્ય પ્રમાણ કરતાં વધી જાય છે અથવા નકામી દવા કરવાથી સળેખમ એકવાર દબાઇ જઇને ફરીથી ઊભરે છે, ત્યારે સળેખમ સ્થાયી રૂપ લઈ લે છે અને રોગી તેનાથી દુઃખી થતો જ રહે છે નાકની ઝિલ્લી કમજોર થઈ ફૂલી જાય છે, નાકથી શ્વાસ લેવામાં હરકત પડે છે ને કફ વગેરે સારી પેઠે નીકળ્યા જ કરે છે આવી સ્થિતિમાં સામાન્ય પથ્ય કે પરહેજીથી ફાયદો થવાની બહુ આશા ન રાખી શકાય. કોઈ યોગ્ય વૈદની તરત જ સલાહ લેવી જોઇએ છતાં નીચે પ્રમાણે પરહેજી તો પાળવી જ-

(૧) ભોજનનું પ્રમાણ તદ્દન ઘટાડવું. કે જેથી શરીરની સઘળી શક્તિ ખાધેલું પચાવવામાં જ ન ખપી જાય-અર્થાત્ થોડીક રોગને દૂર કરવામાં પણ કામ લાગે. ભોજન હલકું, પણ પુષ્ટિકારક હોવું જોઇએ બરાબર રાંધેલું અને તાજું ભોજન જમવું જોઇએ. તાજાં પાકાં ફળ, લીલોતરી શાક અને બીજી શાકભાજી આ રોગમાં ઘણો જ ફાયદો કરે છે ખાંડ અને મીઠાઈ ખાવાં જોઇએ નહિ (૨) શક્ય હોય તો ઉપવાસ શરૂ કરવા, જેથી શરીરમાં ભરાએલો કફ ઢીલો થઇને નીકળી જાય ઉપવાસના ફાયદા અનેક છે. ઉપવાસ કરવાથી આશ્ચર્યજનક લાભ થાય છે. (૩) 'એનીમા'થી પેટને રોજ સાફ કરવું જોઇએ, જોકે ભોજનના પદાર્થો અને તેનું પ્રમાણ સંભાળી લેવાથી પેટ આપોઆપ જ સ્વચ્છ થાય છે. કબજીઆત નાસી જાય છે અને દિવસમાં બે વખત દસ્ત સાફ આવે છે (૪) ખુલ્લી હવામાં કસરત કરવી, દોડવું, ફરવું અથવા બીજી રમતો રમવી એ ઘણું જ ફાયદાકારક છે એ શક્ય ન હોય તો ઘરની અંદર જ કસરત કરી લેવી જોઇએ (૫) કડવા તેલનાં એકબે ટીપાં નાકમાં નાખવાથી પણ ઘણે ભાગે નાક સાફ થઈ જાય છે, નાકમાં ચોપડી બાઝવા દેવી નહિ કડવા તેલ કે ઘીનું પૂમડું નાકમાં ફેરવવાથી પણ આ મુશ્કેલી દૂર થશે.

બાળકોમાં ગળાના કાકડા ફૂલવાનો કે વધવાનો સામાન્ય રોગ (એડીનૉઇડ્ઝ) આજકાલ જણાય છે તે પણ સળેખમ વિફરવાથી થાય છે. આ રોગમાં નાકની અંદર અને કંઠની ઉપરની કેટલીક ગાંઠો ફૂલી જાય છે અને તેથી નાક વાટે શ્વાસ લેતાં અડચણ પડે છે તથા હંમેશાં મોઢેથી શ્વાસ લેવા માંડે છે કેટલાક દિવસ પછી મોઢે શ્વાસ લેવાની તેને ટેવ જ પડી જાય છે અને દર્દીનું મોં ખુલ્લું રહે છે. જ્યારે આ ગાંઠો ફૂલીને કાન સુધી જતી નળીનું મુખ બંધ કરી દે છે ત્યારથી બહેરાપણું, કાન વહેવો અને કર્ણશૂળ વગેરે રોગો પેદા થાય છે આ રોગ ઘણેભાગે ૪થી ૧૦ વર્ષ સુધીનાં બાળકોને થાય છે, જોકે મોટાં માણસોને પણ થાય છે ખરો. આ રોગથી બાળકની માનસિક શક્તિ પર પણ ખરાબ અસર થાય છે અને તેના ચહેરા પર ફિક્કાશ દેખાય છે, મોં ખુલ્લું રહે છે, દાઢી પાછી હટેલી રહે છે ને દાંત બહાર નીકળેલા રહે છે થોડા જ શ્રમથી તે હાંફવા માંડે છે, રાત્રે બરાબર ઊંઘ આવતી નથી અને તેના નસકોરાં ઊંઘમાં ખૂબ બોલે છે. વળી અનુસ્વારના ઉચ્ચારમાં તેમને મુશ્કેલી પડે છે આ રોગ પરાકાષ્ઠાએ પહોંચતાં કાચી ખાંસી પેદા કરે છે બાળકની છાતી સાંકડી થઈ જાય છે, સૂકાવાનો રોગ લાગુ પડે છે, માનસિક શક્તિઓ તો આ રોગને લીધે તદ્દન મંદ પડી જાય છે અને કોઇ કામમાં ધ્યાન લગાડીને તે થોડી વાર પણ બેસી શકતું નથી. આવી સ્થિતિમાં ડૉક્ટરની સલાહ તરત લેવી જોઇએ. (ચિત્રમય જગત)

### ચારણનો નેસ

આ નેસ વીડી ને ખેતરો વચ્ચેની ડુંગરીઓ પર પડ્યો છે. પાછળ જ વોંકળો વહે છે. બધે ખડ ઊગી નીકળ્યાં છે. વરસાદના ઝાપટાં પડતાં હતાં કાળીમેશ ભેંશો ડુંગરમાં ચરતી હતી

શણના કોથળા અને ઊનની દળીઓથી ઝુંપડાંને છાવરેલાં હતાં ભારને માટે પથ્થર બાંધેલી દોરી—જેથી પવનમાં ઊડી ન જાય. ઘરવખરી બધી એમાં વરસાદમાં છોકરાં ઊનની દળીની બનાવેલી કુંચલીઓ ઓઢીને ફરે

ચારણ પેથરો ભેંશ જેવો જ જાડો, જોરદાર, ખાંધી દાઢીનો ને મેઘવરણો. આમ તો ગરીબ ગાય જેવો. બાઇઓ ને આઇબાપા કરે, પણ આમ જમડાનો સાળો, અને અણૂકો એવો કે ભેંશને ઉપાડી કાંધે લઇ ચાલ્યો જાય. તોફાન કજીઆમાં શૂરોપૂરો. દાઢીઆળો ને કળી જેવા દાંતવાળો.

ઘોડાં, બળદ, ગાડીઓ, બકરી, કૂતરાં વગેરે રાખે. છાશની લોઢાની ગોળીઓ—ચારપાંચ મણ દૂધની છાશ થાય એવડી મોટી. ગુણ્યાબંધ કપાસીઆ રાખે. ઘી વેચે. એના પર પેટ-ગુજારો ઋતુ અનુસાર ચારો અને પાણી મળે ત્યાં નેસ ફેરવે

પેથરો આખો દી ઉઘાડો એક મેલી પોતડી કેડે જરા વીંટાળીને પહેરે. ખરા અર્થમાં nomad life (વનજીવન)-'જંગલમાં મંગલ' જેવું એનું જીવન નગારામાં ચાર પાંચ જણ

ઝુંપડાં બાંધી સહકુટુંબ પડયા રહે. પણ એની કોઇ ચોરી કરી ન શકે, ન એની ભેંસ હાંકી શકે. ઊલટું પડોશીનાં ખેતર અને વીડી અનુકૂળતાએ ચારી આવે. એક રીતે એ જીવનનો જેમ આપણ સરખાને મોહ થાય, તેમ બીજી રીતે એ જીવનની હાડમારી પણ ઘણી જ. આવા નેસધારીઓને અમલદારો રંજાડે,—રેવન્યુ અને પોલિસ ખાતું બન્ને.

પરંતુ એ જાતિ પણ જમાના સાથે ભ્રષ્ટ થઇ છે. પ્રથમ ચારણનો શાપ લાગતો, એટલો એ સાચો હતો. જન્મેલા પાડાને રસ્તે રખડતા છોડી દે, ખોટાં બોલે. આ જાતિનું ખરું જીવન હવે ઘસાઇ જવામાં છે. ભાયાવદર માટે જ એક આખ્યાયિકા ચાલે છે. ભાયો નામે એક ચારણ હતો. નદી કાંઠે નેસ નાખી સહકુટુંબ પડયો હતો. ચોમાસામાં મોટું પૂર ચડયું, અને નેસ તથા બાળબચ્ચાં બધું તણાઇ ગયું. કહેવાય છે કે તેણે નદીને શાપ દીધો. હવે એ નદીમાં પાણી રહેતું નથી.

ગામલોક આ માલધારીઓથી કંટાળે છે, કેમકે તેઓ ચોમાસાનું ગૌચર ચારી નાખે છે અને ગાયોને પીવાને માટે જે તળાવનું પાણી હોય છે તેમાં ભેંસો માંદગી પડી બધું પાણી બગાડી નાખે છે.

કુદરતનાં દ્રશ્યો અહીં ચોમાસામાં ખૂબ ખીલે છે બીજી રીતે જે ઉજ્જડ અને ખાલી ખેતરો પડયાં હોય તે આ રીતે ચેતનમય બને છે. —પ.

### સાગ

સાગ જંગલનું ઝાડ હોવાથી આપણામાંના ઘણા ઓછાએ તે જોયુ હોય છે. પણ તે અત્યંત ઉપયોગી હોવાથી આપણામાંના ઘણાએ તેનું નામ તો સાંભળેલું હોય જ છે.

સાગનું ઝાડ બહુ મોટું થાય છે. મલબાર, ગુજરાત તથા બ્રહ્મદેશમાં તેની ઉત્પત્તિ ઘણી જ છે. એની ઊંચાઇ પચાસથી સાઠ ફૂટની ગણાય છે.

સાગનું લાકડું ઘણું જ ટકાઉ અને મજબૂત હોય છે: એવું કે સૈકાઓના સૈકાઓ સુધી તે ટકે છે. એના ઝાડની ઊંચાઇ પ્રમાણે એની જાડાઇનો પરીઘ પણ મોટો હોય છે, જેથી ઘર બાંધવાના ઉપયોગમાં તે ઠીક લઇ શકાય છે.

એ લાકડાનો બીજો મોટો ગુણ એ છે કે તે મનપસંદ ઘાટમાં ઘડી શકાય છે ને ઘડયા પછી પણ તેના આકારમાં હવામાનની અસરથી ફેર પડતો નથી. સાગનું લાકડું તતડી ઊઠતું નથી. વહાણ બાંધવાના કામમાં પણ તે વપરાય છે. તેને માટે એક વાત ખ્યાલમાં રાખવાની કે તે જૂનું થયા વગર ઉપયોગમાં લઈ શકાતું નથી. સાગ જેમ જૂનો તેમ સારો.

એ ઝાડનાં પાંદડાં લગભગ ૧થી ૩ ફૂટ જેટલાં મોટાં થાય છે. બ્રહ્મદેશમાં તો એ પાંદડાંનો ઉપયોગ નાનાં પોટકાં વગેરે બાંધવામાં થાય છે. સાગના પાંદડાંને મસળવાથી તેમાંથી લાલ લોહી જેવો રંગ નીકળે છે. ઉનાળામાં તેનાં પાંદડાં ખરી પડે છે ને ચોમાસું બેસતાં તરત જ પહેલો વરસાદ પડયા બાદ તેને પાંદડાં ફૂટવા માંડે છે.

સાગના ઝાડનું થડ સીધું અને ઊંચું હોય છે. લગભગ પંદર વર્ષમાં તો તે સંપૂર્ણ ઊંચાઇ પ્રાપ્ત કરી લે છે. ચોમાસામાં એ ઝાડ દૂરથી ઓળખી શકાય છે. એનાં પાંદડા આગળ ધોળાંધોળાં ફૂલ બેઠેલાં હોય છે અને એથી તે ઘણું રૂપાળું દેખાય છે.

પણ સાગના લાકડાનો મોટામાં મોટો ગુણ તો એ કે તે પાણીમાં બીલકુલ સડતું નથી, અને તેની અંદર કડવાશ હોવાથી કીડા વગેરે જંતુઓ તેને લાગતાં નથી. આથી ઈમારતી કામમાં એના જેટલો બીજા કોઈ લાકડાનો ઉપયોગ થતો નથી.

એ સિવાય બીજા ઉપયોગમાં પણ તે વપરાય છે. સાપ કરડયો હોય તો સાગનાં મૂળ ઘસીને પાવાથી ઊતરી જાય છે. સાગનાં સૂકાં પાંદડાં તથા કાંબળાના કકડા બાળી તેની રાખ તેલમાં ખરલ કરી રતવા પર ચોપડવાથી આરામ થાય છે. આ ઉપરાંત વૈદકમાં એના ઘણા ઉપયોગ છે.

—રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

### રાળનું સરોવર

મુંબાઇ અમદાવાદ જેવા મોટા શહેરોનાં રાજમાર્ગો ડામર જેવા આસ્ફાલ્ટ નામના પદાર્થથી બાંધેલા હોય છે તે તો ઘણાએ જોયા હશે. એ આસ્ફાલ્ટ રાળને મળતો પદાર્થ છે. બ્રિટિશ વેસ્ટ ઇન્ડીઝના ટ્રિનિડાડ પ્રાંતમાં ૧૦૦ એકરના વિસ્તારમાં આવી રાળનું એક વિશાળ સરોવર આવેલું છે, જેમાં દુનિયાના લગભગ બધા દેશોના રસ્તા અને પોળો માટે પૂરતો જથ્થો મળી રહે એવડો સમૃદ્ધ છે. ત્યાંથી એક જ અખાત વટાવતા સામે વેનેઝુએલામાં પણ એવું જ બીજું સરોવર છે, પરંતુ ત્યાં ટ્રિનિડાડના જેટલો જથ્થો નથી.

હજારો ટનના ટન રાળનો એ સરોવરમાંથી ઉપાડ થાય છે, છતા સરોવરની સપાટી જરા યે ઊતરતી નથી. એના ઊંડાણ અને જથ્થાનો તાગ પામી જ શકાતો નથી. ઉપરથી તે કઠણ લાગે છે, પણ તેના તળિયા નીચે કાયમ ખદબદાટ હોય એમ લાગે છે, કારણકે એકાદ ખાડો ખોદવામાં આવે છે કે તરત જ્વાળામુખીના લાવા જેવો પૃથ્વીના પેટાળના એ પ્રવાહી રસ નીચેથી ઉપર આવીને સરોવરને ભરી દે છે. છેલ્લાં ચાળીસ વર્ષમાં ૨૫૦,૦૦૦ ટન (છપ્પન મણનો એક ટન) આસ્ફાલ્ટ ત્યાંથી ઊપડયો છે, છતાં તેની સપાટી જરા યે ઊતરી નથી: અજબ રીતે તે પાછી તર થઇ જાય છે.

આ સરોવરમાં એક જગ્યા ઘણી પોચી છે તે સ્થાનને 'સરોવરની માતા' કહે છે અને મુસાફરોને તેનાથી દૂર રહેવાની ચેતવણી આપવામાં આવે છે.

અદ્ધર બાંધેલા તારના દોરડા પર આસ્ફાલ્ટની જંગી ટાંકીઓ ગરગડી વાટે સફર કરી સરોવરથી વહાણ સુધી ચાલતી જ રહે છે. કોઇક વાર એમ ને એમ ઢગલા પણ વિદાય થાય છે, તો ઘણી વાર તેને સાફસૂફ કરી પીપોમાં પેક કરી મોકલવામાં આવે છે.

## ભૌતિકશાસ્ત્ર(ફિઝિક્સ)માં નોબેલપુરસ્કારના વિજેતાઓ

'કુમાર'માં એક વખત (૩૭મા અંકમાં) સાહિત્યને માટે જગવિખ્યાત નોબેલ પ્રાઇઝ મેળવનારાઓની યાદી આપી હતી. તે જ ઇનામ ફિઝિક્સને માટે મેળવનારાઓની નીચેની યાદી ભાઇ નરેન્દ્રદેવે મોકલી છે. હિંદમાંથી રવીન્દ્રનાથ ઠાકુરે સાહિત્યમાં એ પુરસ્કાર મેળવ્યો છે એ જેટલું સુવિદિત છે તેટલું જ ભૌતિકશાસ્ત્રમાં એ પુરસ્કાર હમણાં જ મેળવનાર શ્રી ચન્દ્રશેખર વ્યંકટરામનનું નામ પણ હવે તો જાણીતું છે.

૧૯૦૧—રોન્ટગન (*Rontgen*) મ્યૂનિક (જર્મની)
૧૯૦૨—લોરેન્ઝ (Lorentz) લાઇડન (હોલંડ)
 ઝીમાન (Zeeman) આમસ્ટર્ડમ (હોલંડ)
૧૯૦૩—બૅકરેલ (Becquerel)
 ક્યૂરી (*Curie*) પારીસ (ફ્રાન્સ)
૧૯૦૪—લૉર્ડ રેલે (Raleigh) લંડન (ઇંગ્લંડ)
૧૯૦૫—લેનાર્ડ (Lenard) કીલ (જર્મની)
૧૯૦૬—જે. જે. ટોમ્સન (Thomson) કેમ્બ્રિજ (ઇંગ્લંડ)
૧૯૦૭—એ.એ માઇકલસન (A.A. Michelson) (અમેરિકા)
૧૯૦૮—લિપમાન (Lippman)
૧૯૦૯—બ્રૉન (Braun) સ્ટ્રાસબુર્ગ (ફ્રાન્સ)
 માર્કોની (*Marconi*) બોલોગ્ના (ઇટલી)
૧૯૧૦—વૉન ડેર વૉલ્સ (Van der Walls)
 એમ્સ્ટર્ડૅમ (હોલંડ)
૧૯૧૧—વીન (Wien) વ્યુર્ત્સબુર્ગ (જર્મની)
૧૯૧૨—ડાલેન (Dalen) સ્ટૉકહોમ (સ્વીડન)
૧૯૧૩—કામર્લિંગ ઑનેસ (Kammerlingh onnes)
 લાઇડન (હોલંડ)
૧૯૧૪—લાને (Lane) ફ્રાંકફુર્ટ (જર્મની)
૧૯૧૫—ડબ્લ્યુ એચ. બ્રાગ (W. H. Bragg)
 મૅન્ચેસ્ટર (ઇંગ્લંડ)
૧૯૧૬— × × × × ×
૧૯૧૭—ચાર્લ્સ જી. બાર્ક્લા (Charles G. Barkla)
 એડિનબરો (સ્કૉટલૅંડ)
૧૯૧૮—પ્લાંક (Plank) બર્લિન (જર્મની)
૧૯૧૯—સ્ટાર્ક (Stark) ગ્રાઇફ્સવાલ્ડ (જર્મની)
૧૯૨૦—ગ્યુઈલૉમે (*Guilaume*) સેવ્રે (ફ્રાન્સ)
૧૯૨૧—આઇન્સ્ટાઈન (Einstein) બર્લિન (જર્મની)
૧૯૨૨—બૉર (Bohr) કોપનહાગન (ડેનમાર્ક)
૧૯૨૩—આર. એ. મિલિકન (R. A. Milikan) (અમેરિકા)
૧૯૨૪—સીગબાન (Siegbahn) ઉપસાલા (સ્વીડન)
૧૯૨૫—ફ્રાંક (Franck) ગ્યાટિંગન (જર્મની)
 હેર્ટ્સ (Hertz) હાલે (જર્મની)
૧૯૨૬—પૅરિન (Perrin)
૧૯૨૭—એ કૉમ્પટન (A Compton) શિકાગો (અમેરિકા)
 સી. ટી આર. વિલ્સન (C. T. R. Wilson)
 કેમ્બ્રિજ (ઇંગ્લંડ)
૧૯૨૮— × × × × × ×
૧૯૨૯—બ્રૉગ્લિયે (Brogile) પેરિસ (ફ્રાંસ)
 રિચર્ડસન (*Richardson*) લંડન (ઇંગ્લંડ)
૧૯૩૦—રામન (Raman) મદ્રાસ (ભારતવર્ષ)

—નરેન્દ્રદેવ વિદ્યાલંકાર (મ્યૂનિક)

### અસ્ત્રાના વિધાતાનું અજબ નસીબ

જગવિખ્યાત સેફ્ટી રેઝરનો સર્જક કિંગ કૅમ્પ જિલેટ તાજેતરમાં ગુજરી ગયો. તેણે એક પ્રવાસી વેપારી તરીકે જીવન શરૂ કર્યું અને અંતે અમેરિકાનો એક મહાન શ્રીમંત બન્યો. તેની છબીઓ દુનિયાના કરોડો ઘરોમાં પહોંચી છે.

થોડાં વર્ષો પહેલાં તે લંડન ગએલો ત્યારે તેણે જણાવ્યું હતું કે તેને યાદ પણ રહે નહિ એટલી બધી શોધો તેણે કરી હતી, તે માટે તેણે સેંકડો પેટંટ કરાવ્યાં હતાં ને દરેક શોધ માટે પૈસાની ખૂબ જ ખુવારી કરી હતી. જ્યારે તે અમેરિકામાં ગયો ત્યારે તેને ખાત્રી થઈ ચૂકી કે શોધક બનવામાં કંઇ ધંધો મળતો નથી તેના આ ખર્ચાળ નાદથી પરિચિત એવા તેના એક મિત્રે તેને એક વાર કહ્યું 'કિંગ! તારે ધંધો જોઇતો હોય તો કોઈ એવી વસ્તુ શોધી કાઢ કે ઘરાક એક વાર વાપરીને ફેંકી દે ને ફરી વાર તે પાછો તારી પાસે બીજી લેવા આવે

એ વાત મારે ગળે તેર ઊતરી ગઇ અને રાતોરાત મેં તે પર વિચારો કર્યા; પણ એવું કંઇ યે સૂઝ્યું નહિ કે જેમાં હવાનો સિદ્ધાંત આવી શકે. પરંતુ એકાએક એક દિવસે તેનો ખુલાસો મને મળી આવ્યો. જૂની ઢબનો અસ્ત્રો લઇ બાથરૂમમાં હું મારી દાઢી છોલી રહ્યો હતો. એ જરા બુઠ્ઠો હતો અને તે પર વિચાર કરતાં મને સૂઝ્યું કે તેમાં જોઇએ તે કરતાં વધારે પડતી ધાતુ નકામી વપરાઈ હતી તો પછી એવો અસ્ત્રો કાં ન બનાવવો કે જેમાં ધાર પૂરતી જ ધાતુ આવે, અને ધાર જાય કે તેટલો ભાગ ફેંકી દેવાય અને બીજી ધાર મૂકાય?

આ પછી થોડાં જ વર્ષોમા અગારી કંપની મારી શોધ પરથી ધારદાર પતરીઓ (બ્લેડ્ઝ) લાખોની સંખ્યામાં બનાવવા લાગી કૅનેડા, ફ્રાન્સ અને ગ્રેટ બ્રિટનમાં તેનાં મોટાંમોટાં કારખાનાં ઊભાં થયાં તેના પહેલા ભાગીદારો પણ લખપતિ બની ગયા આ ધંધો એટલો ધીકતો બન્યો કે જિલેટ કંપનીના સ્ટૉકમાં એક પાઉન્ડના શેરની કિંમત ૫૦ પાઉન્ડ થઈ ગઈ. વળી અસલ પેટંટની મુદત ચાલુ હતી તે દરમિયાન જિલેટનો અસ્ત્રો અમેરિકામાં એક નંગના એક પાઉન્ડે વેચાયો. પણ પછી બીજી રચનાવાળા અસ્ત્રા બનતાં તેની કિંમત ચાર શિલિંગ ઊતરી ગઇ.

### હડફેટે ચડેલી શોધો

દુનિયાની કેટલી યે શોધ માટે ચિંતન, અભ્યાસ અને

ખંતભરી મથામણ કરવી પડે છે, પણ કેટલીક શોધો એવી પણ છે કે આપમેળે અકસ્માતે તે પગમાં આવી પડી છે. દીવાની ચીમનીની શોધ આવા અકસ્માતોને જ આભારી છે. જંગલમાં લાકડાં ઘસીને બળતું થતું, તેમાંથી સળગતી મશાલો થઇ, તેમાંથી ભીણના અને તેલના દીવા થયા. એ કોડિયામાંની વાટો ધુમાડિયાં કરતી, પણ કોઇને વર્ષો સુધી સૂઝ્યું નહિ કે એક કાચની ભૂંગળી મૂકવાથી દીવો સ્વચ્છ અને સ્થિર પ્રકાશ આપશે.

આર્ગેન નામના એક સિવસ કારીગરે પહેલાં એક ડબો બનાવ્યો અને તેની વાટ એક ભૂંગળામાં બળે એમ રાખી. પછી ભૂંગળામાં ગોળાખી હવાનો પ્રવાહ દાખલ કર્યો, એટલે ભડકો જોરદાર બન્યો. એક દિવસે તે કામ કરતો હતો, એટલામાં તેનો નાનો ભાઇ તળિયા વિનાની બરણી પર જાતજાતના પદાર્થો મૂકીને રમતો હતો. રમતાંરમતાં તેણે એ બરણી દીવા પર ધરી એટલે અંદરનો ભડકો વધીને ખૂબ પ્રકાશમાન થયો. આર્ગેને એ જોયું અને તેણે ચીમનીની શોધ કરી!

ખાખી રંગ

હિંદુસ્તાનમાં વર્ષો પહેલાં બ્રિટિશ લશ્કરને ભૂખરા લીલા રંગનો પોશાક આપવામાં આવતો. પરંતુ ધોવાતા ધોવાતાં અને ડાઘાડૂઘ લાગતાં પણ કાપડ પરથી જરા યે ઝાંખો પડે નહિ એવો કોઇ રંગ શોધાય તો મોટો નફો મળે એવું એક જુવાન અમલદારને સૂઝ્યું. એટલે એણે એક રંગારાને બોલાવી અખતરા કરવા માંડ્યા. વર્ષો સુધી એની મહેનત સફળ ન થઇ, પણ એક દિવસે એ અચાનક પરિણામ પામી. તેણે અખતરા માટે રંગેલા ઘણાં ચીંથરાં પૈકી એકનો રંગ એવો ને એવો સ્થિર દેખાયો. તેની તપાસ કરતાં જણાયું કે જે ધાતુના વાસણમાં તે રંગ પડ્યો હતો તેના અને રંગના સંબંધથી એ પરિણામ આવ્યું હતું. તે પરથી તેણે એ ધાતુના ગુણ તપાસી તેને મિશ્રણમાં લઇને રંગ કર્યો એટલે જોઇતું પરિણામ આવ્યું અને તે રીતે ખાખી રંગ બન્યો.

સૅકેરીન

૧૮૮૭માં ડૉ. ફાલબર્ગ ડામરમાંથી બીજું શું શું મળી શકે તેની શોધ પાછળ લાગ્યા હતા. એ દરમિયાન એક વાર બપોરે તેમને ચા પીતાં નાસ્તાની પૂરી ઉપર ગળપણ જણાયું. તપાસ કરતાં તે તેમના જ આંગળાં પર ચોંટેલું જણાયું. પોતે કરેલાં નવાં મિશ્રણો પૈકી કોઇ એક એ હોવું જોઇએ એમ નક્કી કરી મિશ્રણો પર ધ્યાન દેતાં દેતાં તેમને 'સૅકેરીન' નામનો પદાર્થ હાથ લાગ્યો. આ પદાર્થ શેરડીની સાકર કરતાં ૩૦૦ ગણો ગળપણમાં વધારે છે.

શાહીચૂસ કાગળ *Blotting*

ઓગણીસમી સદીના આરંભમાં ઇંગ્લેંડના એક કાગળ બનાવનાર વેપારીનાં માણસો કેટલાક કાગળોમાં ચિકાશનું મિશ્રણ નાખવું ભૂલી ગયા એટલે શેઠ બહુ ગુસ્સામાં આવી ગયા કે મૂર્ખાઓએ તેનો માલ બગાડ્યો. ગુસ્સો નરમ પડ્યો એટલે તેમાંથી એક કાગળ લઇ તે પર તેમણે શાહીથી લખવા માંડ્યું. પણ શાહી તો અંદર ફેલાઇને ચૂસાઇ જવા લાગી. એ પરથી તેણે વિચાર્યું કે શાહી સૂકાવવાને એ કાગળો ઠીક કામ લાગશે. એ વખતે રેતી નાખીને શાહી સૂકાવવાનો રિવાજ ત્યાં પણ હતો. આ શોધ પછી તે બંધ પડીને બધા જ શાહીચૂસ કાગળ વાપરતા થઇ ગયા, અને હજુ તે જ વપરાય છે.

સમુદ્રફીણ

રાત્રે વરસાદ પડ્યા બાદ દરિયાકાંઠે નહિ માછલી, નહિ છીપલી, એવા ધોળા ટુકડા તણાઇ આવે છે. એને આપણે સમુદ્રફીણ કહીએ છીએ અંગ્રેજીમાં તેને Cuttle-bone (કટલ માછલીનું હાડકું) કહે છે. ખરી રીતે આ સમુદ્રનાં ફીણ પણ નથી અને હાડકું પણ નથી, પણ દરિયાનાં પ્રાણીઓના માંસલ અવયવોમાંનો માત્ર આધાર આપે છે. આવું પ્રાણી માત્ર કટલ માછલી છે. તેના શરીરમાં હાડકાનું નામ હોતું નથી. તેના બરડામાં એક કોથળી જેવું હોય છે તેમાં આ કટલબોન થાય છે, અને તે વખતોવખત નવું બને છે. સાપ જેમ કાંચળી ઉતારી નાખે છે તેમ માછલી એ નવું બનતાં જૂનું ઉતારી નાખે છે, તે તરીને કિનારે ઘસડાઇ આવે છે અને એ જ સમુદ્રફીણ તરીકે આપણે વાપરીએ છીએ. સમુદ્રફીણથી સ્લેટો સરસ સાફ થઇ શકે છે; છરી ચાકુ પરના કોઇ પણ ડાઘ તે વડે ઘસી શકાય છે. સ્લેટ સાફ કરવાને તેને વચમાંથી બટકાવીને તેના ગરના ચપટા ભાગથી જ ઘસવું જોઇએ.

માલ સાટે માલ

સામાન્ય રીતે લોકોની સમજણ એવી છે કે ચિત્રો તો પૈસાદારો જ ખરીદી શકે. પણ પારીસમાં હેન્રી રામી નામના ચિતારાએ હમણાં એક બજાર ખોલ્યું છે, ત્યાં લખ્યું છે કે 'વેચનારાઓ, કારીગરો અને માલ બનાવનારાઓ! તમારે ચિત્રો લેવાં હોય તો તમારી વસ્તુઓ સાટે તે ખરીદી જાઓ.' એક સો બીજા કલાકારો આ સાહસમાં ભળ્યા છે અને પ્રદર્શનયોગ્ય ચિત્રો, પૂતળાં, નક્શીવાળા ઘાટો વગેરે સરસ રીતે ત્યાં ગોઠવી રાખ્યા છે, જેથી કોઇ પણ ઘરાક મનગમતું ચિત્ર કે શિલ્પ પસંદ કરી તેના માલિકની મરજી હોય તેવો સામો માલ આપી ખરીદી શકે છે. ફર્નીચરવાળો ચિતારાને એકાદ ટેબલ આપી જાય અને તેનું એક સુંદર દશ્યચિત્ર રાખી લે; ગાંધી તેને અમુક જથ્થામાં માલ આપવાની શરત કરે; હૉટેલ વાળો છસાત ચિતારાની કૃતિઓ લઇ જાય અને તેમને અમુક દિવસો જમવા રહેવાની સગવડ આપે; વકીલ વગર ફીએ તેમના વતી કેસ ચલાવે અને ચિતારાઓ તેનું દીવાનખાનું શણગારી આપે. આ બજારમાં પૈસાની લેવડદેવડ ભાગ્યે જ થાય છે. બજાર ખુલ્યાને હજી પાંચ જ દિવસ થયા નહિ હોય એટલામાં તો ૧૦૭ જેટલાં ચિત્રો વેચાઈ ગયાં અને તેના કર્તાઓને પણ જોઇતો માલ મળ્યો.

જીવકવૈદ્યના આમ્રવન મંહિ એકલા વિહાર કરતી રૂપવતી બૌદ્ધ ભિક્ષુણી શુભાને જોઇ રસ્તે કોઇ કામી પુરુષ લલચાયો ને તેના અનેક ઉપદેશ છતાં તેના પર બળાત્કાર કરવાની તૈયારી કરતાં બોલ્યો 'તારાં સુંદર નેત્રો જોઈ હું વિકારથી પીડાઉં છું.' 'ઓહો; એટલું જ ને ?' એમ બોલતાં શુભાએ પોતાની આંગળી વડે આંખનો ડોળો ખેંચી કાઢી તેના હાથમાં મૂકીને કહ્યું, 'મારા લોચન ઉપર જ તું મુગ્ધ છે તો લે આ મારું લોચન !' આ અદ્ભુત સત્વશાલિતાથી શરમીંદો બની પેલો પુરુષ શુભાને ચરણે ઢળી પડ્યો

નીતિ, પ્રીતિ, ભીતિ, રીતિ, કીર્તિ,- એ બધા શબ્દોમાં પહેલાં દીર્ઘ ને પછી હ્રસ્વ ઈ આવે છે. સામાન્ય લેખનમાં વારંવાર વપરાતા એ શબ્દોની જોડણી એકસરખી છે એ યાદ રાખવાથી તમારી જોડણીમાં ઘણો સુધારો થઇ જશે.



રેખા-રંગોળીની એક આકૃતિ

ક્યૂબાના જંગલમાં મધમાખી જેવડું ગુંજતું પક્ષી થાય છે તે દુનિયામાં સૌથી નાનું ને હલકું ગણાય છે એવાં ૪૦૦ પક્ષીનું વજન એક રતલ થાય! (હ.કા.)

પૃથ્વીપટ પર સૌથી તંદુરસ્ત પ્રદેશ ઉત્તર ધ્રુવનો છે, કેમકે ત્યાંની ઠંડીને લીધે કોઇ પણ રોગના જંતુ ત્યાં ટકતાં નથી.

પક્ષીઓ કેટલું લાંબુ જીવે છે એનો ઘણાને ખ્યાલ પણ નહિ હોય. કેટલાંક તો માણસ કરતાં પણ દીર્ઘજીવી હોય છે. જુઓ: ચકલી ૪૦ વરસ, કાગડો ૧૦૦ વરસ, કુકડો ૧૦ વરસ, હંસ ૫૦ વરસ, કબૂતર ૨૦ વરસ, પોપટ ૫૦ વરસ, બગલો ૨૪ વરસ, રાજહંસ ૧૦૦ વરસ, મોર ૩૦ વરસ, ગરુડ ૧૦૦ વરસ.



આ આકૃતિમાં દસ લીટીઓ એવી રીતે ગોઠવી છે કે જેથી ૩૪ ત્રિકોણ બને છે.

### ગણિત ગમ્મત

| | | | | |
|---|---|---|---|---|
| ૩૩ | × | ૩૩૬૭ | = | ૧૧૧૧૧૧ |
| ૬૬ | × | ,, | = | ૨૨૨૨૨૨ |
| ૯૯ | × | ,, | = | ૩૩૩૩૩૩ |
| ૧૩૨ | × | ,, | = | ૪૪૪૪૪૪ |
| ૧૬૫ | × | ,, | = | ૫૫૫૫૫૫ |
| ૧૯૮ | × | ,, | = | ૬૬૬૬૬૬ |
| ૨૩૧ | × | ,, | = | ૭૭૭૭૭૭ |
| ૨૬૪ | × | ,, | = | ૮૮૮૮૮૮ |
| ૨૯૭ | × | ,, | = | ૯૯૯૯૯૯ |

મેઘધનુષના વર્ણપટના રંગો કયા ક્રમમાં હોય છે એ યાદ રાખવાની સહેલી રીત નિશાળમાં શીખી ગયા છતાં બહુ ઓછા જાણે છે. અંગ્રેજી શબ્દ Vibgyor (વિબ્જ્યૉર) યાદ રાખો. એટલે એ દરેક રંગનો પ્રથમાક્ષર મેઘધનુષના રંગોના ક્રમમાં તમને મળી ગયો: V=વાયોલેટ-જાંબલી; I=ઇન્ડિગો-ગળી રંગ; B=બ્લ્યુ-વાદળી; G=ગ્રીન-લીલો; Y=યલો-પીળો; O=ઑરેન્જ-નારંગી R=રેડ-લાલ

કેળાંનાં ફાડિયાં આંખે બાંધવાથી ગરમીથી આવેલી આંખે આરામ થશે.

ગુરુ: રોજેરોજ ઘટતું જાય તે શું ને વધતું જાય તે શું?

શિષ્ય: રોજ ઘટતું જાય છે આયુષ્ય, ને વધતી જાય છે આશા. (જ.નં.મ.)

બીજગણિતને માટેનો અંગ્રેજી શબ્દ અલ્જિબ્રા અરબ્બી ઉપરથી આવેલો છે: 'અલ જબ્ર' એટલે બંને પાસાં સરખાં કરવાં તે. બીજગણિતમાં પણ મુખ્યત્વે એ જ હોય છે ને?

એક ચોરસ માઇલમાં ચોરસ ઇંચ કેટલા હશે? શું ધારો છો? એક સૈકા (સો વર્ષ)ની સેકંડો કરતાં પણ વધારે!

૧ રતલ બૂચ સાધારણ કદના માણસને ડૂબતો બચાવવા માટે પૂરતો થઈ પડે.

પોટાશ પરમૅંગનેટની જાંબલી રંગની કણીઓ બજારમાં બહુ સસ્તી મળે છે. ડુંગળીની ફાડ પર તેની અનેક કણીઓ મૂકી તે વીંછીના ડંખ પર ઘસવાથી ડુંગળીના રસ સાથે તે મળીને વીંછી ઉતારશે.

ત્રણ ચોખા ભાર પોટાશ પરમૅંગનેટ અને બે ચોખા ભાર ટાર્ટરિક ઍસિડ ભેગાં કરી વાટીને વીંછીના ડંખ પર તેની ભૂકી દબાવી, ઉપર પાણીનાં બેત્રણ ટીપાં પાડવાથી તરત વીંછી ઉતરી જશે.

મોંમાં ચાંદાં વગેરે હોય તેના પર પોટાશ પરમૅંગનેટના કોગળા ફાયદો કરશે.

ઘોડાવજનું મૂળ અને સૂંઠ સરખે ભાગે ઘસી ચોપડવાથી દુખતા કાનના મણકા અને સોજા પર આરામ થાય છે.



'માંગબેટૂ' જાતિની આફ્રિકન સ્ત્રીઓ સુંદર દેખાવા માટે પોતાના માથાં નાનપણથી સીંકડી રાખી આવાં લાંબાં બનાવે છે.

સોનાનો સિક્કો લગભગ બે અબજ માણસોના હાથમાં ફર્યા પછી તેના ઉપરની છાપ ઘસાઇ જાય છે; જ્યારે રૂપાનો સિક્કો સવા ત્રણ અબજ માણસોના હાથનો ઘસારો ટકી શકે છે.

વાંસની ગાંઠ, મીંઢળ, સૂંઠ ને કાળીજીરી પાણીમાં થોડાંથોડાં ઘસીને એ મિશ્રણ ખીલ પર ચોપડી કલાક રાખવું એથી ખીલ મટશે.

એક માણસ દરરોજ સરેરાશ ૩૫ રતલ હવા શ્વાસોચ્છ્વાસમાં લે છે.

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અત્યંત જેવું પોષણ મળે
નાનાં-મોટાં, માંદાં-સાજાં, નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સૌકોઈ એનું સેવન કરી શકે છે

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન ઝંડુનું

## મહારસાયન

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું

**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**




**તેનું નિયમિત સેવન**
લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ, તેજ ને ચેતન પૂરે છે

**કિંમત**
પા રતલના પૉટનો રૂ. ૧॥
અરધા રતલના પૉટના રૂ. ૨॥।
એક રતલના પૉટના રૂ. ૫)

કારખાનું:
સયાનીરોડ
મુંબાઈ-૧૪

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ.**
અમદાવાદના એજન્ટ · ભોગીલાલ બ્રધર્સ · ગાંધીરોડ

દુકાન:
જૂની મહાજનવાડી
મુંબાઈ-૨




## ગુજરાતની ચિત્રકલાનો પ્રતિનિધિ-સંગ્રહ

રવિશંકર રાવળ    રવિશંકર પંડિત
કનુ દેસાઈ    સોમાલાલ શાહ
રસિકલાલ પરીખ    કૃષ્ણલાલ ભટ્ટ
ચન્દ્રવદન ભટ્ટ

એ સાત ચિત્રકારોનાં, ૧૦×૧૨ ઈંચના માપના વિવિધરંગી માઉન્ટ
ઉપર ચોડેલાં દસ સુંદર પૂર્ણરંગી ચિત્રોનો અભિનવ સંગ્રહ

**ઘરના શણગાર માટે. મિત્ર-સંબંધીઓને ભેટ આપવા માટે. ઈનામ કે લહાણી માટે મધુરી કલાસૌરભ**

કિં. કાચું પૂઠું ૧-૪-૦ પાકું ૧-૮-૦ રજિ. સાથે પોસ્ટેજ ૦-૬-૦

કુમાર કાર્યાલય    ૧૪૫૪ રાયપુર    અમદાવાદ

મુંબાઈના એજન્ટ : આર. આર. શેઠની કંપની બુકસેલર્સ અને રાવળ બ્રધર્સ ફોટોગ્રાફિક ડીલર્સ - પ્રિન્સેસ સ્ટ્રીટ

# કુમાર

આવતી કાલનાં

૧૦૫

મો અંક






તંત્રી

રવિશંકર રાવળ

વર્ષ નવમું · અંક નવમો

ભાદરવો · ૧૯૮૮




નાગરિકોનું માસિક






તંત્રી રવિશંકર રાવળ; મુદ્રક-પ્રકાશક બચુભાઈ પી રાવત, કુમાર પ્રિન્ટરી–કુમાર કાર્યાલય, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.



'કુમાર'નું વાર્ષિક લવાજમ, આ વર્ષ પૂરતું વાર્ષિક રૂ. ૮ (પરદેશના ૧૪ શિ.) ગ્રાહકો વર્ષની શરૂઆતથી (જાન્યુઆરીથી) જ નોંધીએ છીએ; ગ્રાહક થનારને પાછલા બધા અંકો મળશે.

મુંબઈના એજન્ટ: સી. જમનાદાસની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; તથા આર આર. શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨
જાહેર ખબર માટેના મુંબાઈ ખાતેના સોલ એજન્ટ મેસર્સ રાવળ બ્રધર્સ, મૂળજી જેઠા બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ.

## ઈંગ્લંડમાં સંસ્કારી ચિત્રકળાનો

સર જોશુઆ રેનૉલ્ડ્ઝ ઇંગ્લંડના ૧૮મા સૈકાના મહાન પુરુષોમાં બહુ માનભર્યું સ્થાન ધરાવે છે. ઇંગ્લંડમાં ચિત્રકળાના આદ્ય પ્રચારક અને શાહી ચિત્રમંદિર (રૉયલ ઍકૅડેમી)ના પિતા તરીકે તેની કીર્તિ અમર છે. એણે ઇંગ્લંડની ચિત્રકળાના સમુદ્ધાર માટે જેટલું કરી બતાવ્યું તેટલું કોઇએ કર્યું નથી. જાતે અવિશ્રાંત જીવન ગાળી ચિત્રકળાના જગવિખ્યાત નમૂના પેદા કર્યા અને પોતાના યુગનાં નરનારીઓને અમર કર્યાં એટલું જ નહિ, પણ સમકાલીન ચિત્રકારોને કળાના ઉચ્ચ આદર્શથી પ્રેર્યા અને સમાજમાં કળાની સંસ્કારિતા તથા સન્માનના ઉપદેશ આપી તેને મહત્ત્વનું સ્થાન અપાવ્યું. એ યુગના સંસ્કારસ્વામીઓ, રાજપુરુષો, કવિઓ વગેરે અગ્રગણ્ય પુરુષોની તેની સાથે ગાઢ મૈત્રી હતી, અને એ બધાએ આ મહાન ચિત્રકારનાં શક્તિ, સંસ્કાર અને સૌજન્ય માટે એકસરખું માન તથા કદરદાની બતાવ્યાં છે.

ઇંગ્લંડના એ યુગના મહાપંડિત ડૉ જૉન્સન અને કવિ ગોલ્ડસ્મિથ તેના હૃદયમિત્રો હતા અને તેમને માટે તેનું ખાસું હમેશાં ખુલ્લું રહેતું. બૉસવેલે જૉન્સનનું જેવું આબેહૂબ ચરિત્રાલેખન કર્યું તેવી જ અપ્રતિમ તસ્વીરોમાં રેનૉલ્ડ્ઝે તેના ચિત્રો દોર્યા છે.



સર જોશુઆ રેનૉલ્ડ્ઝ
યુફિઝી સંગ્રહ માટે તેણે જાતે દોરેલી પોતાની તસ્વીર

રેનૉલ્ડ્ઝની પીંછીમાંથી કામ શરૂ થયું તે વખતે ઇંગ્લંડની કળા જડ બનેલી હતી. રાજમહેલો અને અમીરો તથા શ્રીમંતોનાં ઘરો પરદેશી ચિત્રોથી ભર્યાં હતાં. ઇટાલિયન, ડચ, ફ્લેમિશ, જર્મન કે ફ્રેન્ચ કળાની કૃતિઓ બધે ખૂબ દેખાતી, પણ તળપદી અંગ્રેજી કળા તરફ કોઇ જોતું પણ નહિ, અને એટલી લાયકાત પણ તેમાં નહોતી. પરંતુ ચિત્રકળાની પ્રાણપૂર્ણતા જેટલી જ સબળ કલામીમાંસાથી સર જોશુઆ રેનૉલ્ડ્ઝે તેના જમાના પર પોતાના વિચારો ને કળાકૃતિઓની અજબ અસર ઉપજાવી ને અંગ્રેજી કળાનો સદ્ધર પાયો નાખ્યો.

ગેઇન્સબરો, બેરી, રોમ્ની, ઓપે, વગેરે ચિત્રકારો પર તેણે ખરેખરો હાથ રાખીને તેમનું ભલું કરી બતાવ્યું. એ બધા ચિત્રકારો અંદરઅંદર પરસ્પરના ધંધાહરીફો હોવા છતાં રેનૉલ્ડ્ઝના આદર્શોની પ્રેરણા ઝીલતા. રેનૉલ્ડ્ઝના આદર્શોની ઝડી આવી તે પહેલાં તેઓ માત્ર ગતાનુગતિક થઇ પરદેશી ચિત્રોની નકલો કરવાનું વૈતરું જ કરતા. સમાજમાં તેમને આદરમાન નહોતાં અને ઘણી ગરીબીમાં જેમતેમ કરીને તેઓ જીવન ગુજારતા. ક્વચિત ભૂખમરો પણ ભોગવતા.

પણ રેનૉલ્ડ્ઝની જ્વલંત સમાજપ્રિયતા અને કળાશક્તિએ આ બધું ફેરવી નાખ્યું. સંસ્કાર અને વિશાળ કેળવણીના બળે તે પોતાના યુગના સુપ્રસિદ્ધ વિદ્વાનો અને રાજદ્વારીઓનો સમોવડીઓ થઇ વિરાજતો. પરદેશની મહાન કળાકૃતિઓના ગાઢ પરિચય અને અભ્યાસથી તેના આદર્શો જ્વલંત બન્યા હતા. અપૂર્વ ચિત્રકાર હોવા સાથે તે પ્રચંડ શ્રમ-સાધક હોવાથી તેણે એક પ્રકારની મોહિની અને વ્યાપક સંગઠન મેળવ્યાં હતાં. તેના આવા વ્યક્તિત્વ, ચિત્રશક્તિ અને કળામીમાંસાથી ઇંગ્લંડમાં ચિત્રકારવર્ગને બહુ માનભર્યું સ્થાન પ્રાપ્ત થયું.

ઇંગ્લંડના ડેવનશાયર પરગણાના પ્લિમ્પ્ટનઅર્લ નામના ગામડામાં ઇ.સ. ૧૭૨૩ના જુલાઇની ૧૬મી તારીખે તે જન્મ્યો હતો. તેના બાપદાદા ધર્મોપદેશક હતા. તેના કાકા પણ એ જ કામ કરતા અને તેની મા પણ એવા જ કુટુંબની હતી. કવિ ગોલ્ડસ્મિથે 'ડેઝર્ટેડ વિલેજ'માં જે પાદરીનું વર્ણન કર્યું છે તે રેનૉલ્ડ્ઝના બાપ

# આદ્ય પ્રણેતા અને પ્રવર્તક સર  જોશુઆ રેનૉલ્ડ્ઝ

ઉપરથી જ લખાએલું છે એમ રેનૉલ્ડ્ઝ પોતે લખે છે. તેને નાનપણમાં ઠીકઠીક કેળવણી મળી. નાનપણથી જ તે શાળાની ભીંતો પર લીસોટા કરતાં પોતાનો અંતરનો શોખ પૂરો કરતો; આ બાબત વડીલોનો ઠપકો પણ મળતો!

એ વયમાં તેને રીચર્ડસન નામના ચિત્રકારે લખેલી 'ચિત્રકળાનું રહસ્ય' નામની ચોપડી વાંચવા મળી. તેનાથી તેનું મગજ સળગી ઊઠ્યું. તેમાં લખ્યું હતું કે 'ઇંગ્લંડના ચિત્રકારો જ્યારે દેશ ને કળાનું ગૌરવ સમજી ઉચ્ચાશયો પ્રાપ્ત કરવા મથશે ત્યારે જ શિષ્ટ, ભવ્ય ને ઉત્તમ રુચિ ઇંગ્લંડની કળામાં પ્રકટ થશે.' રેનૉલ્ડ્ઝને એ વાંચીને ઇંગ્લંડની કળાને બીજી સંસ્કારી પ્રજાઓની કળાની બરોબર સ્થાન અપાવવાની મહત્ત્વાકાંક્ષા જાગી.

તેના સત્તરમે વર્ષે કુટુંબમાં ચર્ચા થઇ કે તેણે ડાક્ટર બનવું કે કળાનો અભ્યાસ કરવો? છેવટે એક સ્નેહીએ તેને ઇ. ૧૭૪૦ના ઑક્ટોબરમાં લંડનના હડસન નામના ચિત્રકાર પાસે મૂકવાની ગોઠવણ કરી આપી. એ પણ તેના જ પ્રાંત ડેવનનો હતો. તેની પાસે તેણે ધંધાને લગતી ઠીક તાલીમ મેળવી. થોડા જ વખતમાં હડસનને લાગ્યું કે આ વિદ્યાર્થીને પોતાની પાસેથી આપવા જેવું કંઇ રહ્યું નથી, એટલે કંઇક બ્હાને તેને એણે જુદો પાડ્યો.

રેનૉલ્ડ્ઝના પગમાં આ વખતે જોઇએ તેનું જોર આવી ગયું હતું, એટલે તેણે જુદો સ્ટુડિયો કાઢ્યો. છતાં પોતાના સૌજન્યથી હડસન સાથેનો નાતો તો બરાબર જાળવી રાખ્યો. તેણે એ વખતમાં ઘણી તસ્વીરો દોરી ને પુષ્કળ નામના મેળવી. લંડનના પ્રવીણ ચિત્રકારોમાં તે પણ ભળ્યો. પરંતુ તેનો જીવ તો હજુ પણ કોઇ વધુ પ્રભાવશાળી જીવન માટે ઝંખતો. ૧૭૪૯માં તેનું એ સ્વપ્ન સાચું કરી આપનારી તક મળી ગઇ.

કૅપ્ટન કીપલ નામના એક જુવાન નૌકાધિકારી સાથે તેને મૈત્રી થઇ. જોશુઆના વિચારો જાણી તેને તેણે પોતાના જહાજમાં લઇ જઇને ભૂમધ્ય સમુદ્ર મારફતે ઇટાલીમાં કિનારાનું વચન આપ્યું. વચ્ચે માઇનોરકા આગળ તે ઘોડે ચડી ગબડ્યો. તે વખતે ઘોડા ઉપરથી પડવાથી તેના હોઠ પર સખત જખમ થયો અને તે કાયમ નવો જ રહ્યો. છેવટે તે રોમ પહોંચ્યો અને મહાન કલાકારોની જગવિખ્યાત અને કલાસૃષ્ટિમાં અમર એવી ભવ્ય કૃતિઓ વચ્ચે પોતે પોતાની જાતને હાજર જોઇ ધન્ય માનવા લાગ્યો.

રોમની એ મહાન કલાકૃતિઓમાંથી તેણે રહસ્ય ખેંચવા માંડ્યું. તેણે જાતજાતની નોંધો કરી; ઉપયોગી ભાગોની બારીક નકલો તથા અભ્યાસ કર્યા. પરિણામે તેનામાં અતિ સૂક્ષ્મ કલાપરીક્ષા ને સુરુચિ પ્રકટ થયાં. તે લખે છે કે 'કલાની ઉત્તમતાઓનો રસાસ્વાદ લેવાની શક્તિ શ્રમસાધ્ય વિષય છે એમ મારો પાકો મત થયો છે. એ શક્તિ લાંબા વખતની ખીલવણી, મહાપ્રયાસ અને એકાગ્રતા વિના કોઇને મળવાની નથી.'

માઇકલ ઍન્જેલો અને રાફેલની કૃતિઓ તો તેને મન તીર્થસ્થાન જેવાં થઇ પડ્યાં. તે રોમમાં રહ્યો ત્યાં સુધી રોજ તેની ઉપાસનામાં રહેતો. તેણે તેમની કશી નકલ કરી નથી, છતાં પોતાનાં પ્રવચનો ને પત્રોમાં તેમના પ્રતિ માનની લાગણી ઊભરાઇ જતી લાગે છે.

માઇકલ ઍન્જેલો એટલે એને મન કળાનું સર્વોચ્ચ ભવ્ય શિખર. તેને એ ચિત્રકળાનો હોમર કહે છે. પુત્રીઓ માટે એણે પોતાની છબી જાતે ચીતરી છે (જે આ લેખ સાથે આપવામાં આવી છે.) તેમાં ટેબલ ઉપર માઇકલ ઍન્જેલોનું ડોકું એણે ચીતર્યું છે; પોતાના છેલ્લા કલાપ્રવચનમાં વિદ્યાર્થીઓને છેલ્લો શબ્દ કહ્યો ને માઇકલ ઍન્જેલોનું નામ છે; પોતાની મહોરમાં પે એ માઇકલ ઍન્જેલોનું ડોકું પાડતો. ફ્લૅક્સમૅને એનું બાવલું કર્યું, તેમાં પે ટેકાના થાંભલા પર એણે ઍન્જેલોનું ડોકું પડાવ્યું. છતાં એની ચિત્રકળામાં માઇકલ ઍન્જેલોની અસર જરાય પણ દેખાતી નથી. ઊલટું મિતાક્ષ, મનોરમ છટા અને સાદી રંગનામાં રાફેલ ની અસર તેના કામમાં વધારે જણાય છે.

# જેણે ઈંગ્લંડની ચિત્રકળામાં સંસ્કારિતાનો પ્રાણ અને તેના ચિત્રકારોમાં

રોમના વેટીકના ચિત્રસંગ્રહમાં સખત પરિશ્રમથી અભ્યાસ માટે નકશો ઉતારતાં તેને પવનની ઝડી લાગતાં કાનફૂટ થઇ ને તે બહેરો થયો. આથી તે જીવ્યો ત્યાં સુધી સાંભળવાને તેને કાને ભૂંગળું ધરવું પડતું.

વેનીસમાં પણ તેણે ખૂબ નોંધો કરી. તે બધી આજ પર્યંત કુશળ અવલોકનકાર તરીકે તેની પ્રતીતિ આપે છે. ઘર તરફ આવતાં વચમાં તેણે કેટલોક વખત પારીસનાં ચિત્રાલયોમાં ગુજાર્યો. રોમની મહાન કૃતિઓ તાજેતરમાં તેણે જોએલી એટલે પારીસની એ વખતની કળા તેને ઉછાંછળી અને નાલાયક લાગી. અંતે ઈ.સ. ૧૭૫૨ના ઑક્ટોબરની ૧૬મી તારીખે તે લંડન પહોંચ્યો અને થોડા જ મહિના શાંતિના ગુજારી લંડનમાં આવી પોતાની અતુલ ઉદ્યોગી કારકિર્દીની શરૂઆત કરી.

ઈ. ૧૭૫૩માં ત્રીસ વર્ષની ભર જુવાનીએ રેનૉલ્ડ્ઝ આશાભરી ઉત્સાહી લાગણી અને ઉચ્ચાદર્શભરી કૃતિઓ માટે ઇંતેજાર બની કામે ચડ્યો ત્યારથી તે છેવટ સુધી તે ચિત્રકારોનો શિરોમણિ રહ્યો. ઇંગ્લંડના કલામીમાંસક રસિકો તેને જગતના સાત રંગપ્રવીણ ચિત્રકારોમાં ગણ્યો છે. તેની ચિત્રશૈલી ભવ્ય કરવાની તેની ઇંતેજારી પાર વગરની હતી. ભવ્ય શૈલીનો તેનો અર્થ આવો છે: 'એક ગંભીર વસ્તુ લઇને કવિત્વમય કલ્પનાથી ઉત્તમ આત્મા તેને આલેખતાં સાદી અથવા કડક રીતે આલેખે છે ત્યારે તે ભવ્ય બને છે.' પરંતુ રેનૉલ્ડ્ઝ આવી ઝંખના છતાં હમેશાં માનવ તસ્વીરોના કામમાં જ જીવનભર રોકાઇ રહ્યો અને તે જ કામ માટે તેનું જીવન નિર્માયું હતું એમ જ લાગે છે. એની ખરેખરી શક્તિ એમાં જ પ્રકટી છે.



ભવ્ય કલાકૃતિઓનો સર્જક, પ્રાચીન ઇટાલીનો મહાન શિલ્પી અને ચિત્રકાર માઈકલ ઍન્જેલો, જેની કૃતિઓ રેનૉલ્ડ્ઝને મન સદા ઉપાસ્ય અને પ્રેરણાસ્થાન સમી હતી

ચરિત્રાલેખન અને પ્રભાવ બનાવવામાં તે એક્કો હતો. બાલપણનું લાલિત્ય કે કૌમારની મધુરતામાં દેખાતી જીવનની ફૂટતી રશ્મિ; બાળકો સહિત અત્યંત સુકોમળ મોહિનીભર્યું માતૃત્વ, પાનખરની સુંદરતા જેવું વૃદ્ધત્વ,—આ બધું જેવી સચોટતાથી તેણે ચીતર્યું છે એવું કદી કળામાં કોઇએ બનાવ્યું નથી.

રસિકો તેને તસ્વીરબાજોનો નાયક કહ્યો છે. તેણે તસ્વીરી કળાને જો અવગણી હોત તો આજે કદાચ તેનું નામ ભાગ્યે જ અમર રહ્યું હોત! કેટલાક ઐતિહાસિક ને ધાર્મિક ચિત્રપ્રસંગો પર પણ તેણે હાથ અજમાવ્યો છે; પરંતુ તેમાં તેની કળાની પરિસીમા છતી થઇ જાય છે. આવા ચિત્રો હાથ પર લેવામાં તેની માન્યતા હતી કે ગૌરવભર્યાં ચિત્રવિષયો અને ચીતરવાની છટા વિના ઇંગ્લંડમાં કળાનો ઉત્કર્ષ અશક્ય છે. એમ છતાં તે નમ્રતાપૂર્વક કહેતો કે 'ભવિષ્યની કળાકૃતિઓ આગળ આપણી આજની કૃતિઓ બાલચેષ્ટા જેવી જ લાગશે.'

તેનો પરમ મિત્ર ડૉ. જ્હૉન્સન ચિત્રકળામાં કંઇ સમજતો નહિ તેમજ તે વિષયમાં ભાગ્યે જ માથું મારતો; છતાં તેની સૂક્ષ્મ વિચારશક્તિથી તે કહેતો કે 'રેનૉલ્ડ્ઝની શક્તિઓ પિછાન સાચવનારી, સુકુમારના નાજી રાખનારી અને મૃતનાં સંસ્મરણ જાળવનારી તેમ જ દયાની ચાલુ રાખનારી નીવડી છે: તેને બદલે કાલ્પનિક વીરો, હવાઇ દેવદૂતો ને વાર્તાની ખોટી ભભક ચીતરવામાં એ પડે એવું હું ઇચ્છતો નથી.'

ઇ. ૧૭૫૨થી ૧૭૮૯ સુધીમાં રેનૉલ્ડ્ઝની પીંછીએ બે પેઢીના ચહેરા અને ચારિત્ર્ય આલેખ્યાં. સૌંદર્યવતી સન્નારીઓ, આગેવાન રાજપુરુષો, પંડિતો, નટનટીઓ અને એ યુગના આગળપડતા નામચીન શોખીનો રેનૉલ્ડ્ઝની ચપળ કલમે જેવાં જીવતાં રાખ્યાં છે એવાં

કોઇનાં વર્ણનોથી રહેલ નહિ.

પોતાના મહાન ઉદ્યોગમય જીવનનાં ૭૬ વર્ષોમાં તેણે લગભગ ૩૦૦૦ જેટલી તસ્વીરો ઉતારી! તેના ચિત્રપટ સામે બેસવાને એક પછી એક પાત્રો નિયમિત સમય પ્રમાણે હાજર જ રહેતાં. ખુરશી ખાલી કરી એક વ્યક્તિ જાય કે બીજી આવી જ હોય. અતિશય મહાવરાથી તેનામાં ચપળતા અને લાઘવ સહજમાત્ર બની ગયાં હતાં. રસિકોએ તેને એ યુગના તસ્વીરબાજનો તાજ અર્પેલો છતાં તે પોતે સ્પેનના વેલાઝક્વીની કદર કરતાં કહેતો કે 'જે ક્રિયા આપણે અતિ શ્રમે કરીએ છીએ તે વેલાઝક્વી નિમિષમાત્રમાં કરી દેતો.'

આટલું બધું કામ કરનાર પોતાની છબીઓ ચીતરવામાં તે શા માટે કમીના રાખે? તેણે પોતાના હાથે દોરેલી પોતાની જ તસ્વીરો લગભગ સો જેટલી કરી હતી; અને તે પરથી તે જુવાનીથી માંડી ઉમરે પહોંચ્યો ત્યાં સુધીનો સાચો માનવી નિરખવાની આપણને તક મળે છે. તે કદી વૃદ્ધત્વ પામ્યો લાગતો જ નથી; જોકે તેણે ભાગ્યે જ આરામ કે અણોજો પાળ્યા લાગે છે!

તેના સ્ટુડિયોમાં એ યુગના મહાપુરુષો વારંવાર મળતા અને રેનૉલ્ડ્ઝની સરકારી સોબત તથા વાતચીતનો આનંદ ભોગવતા. ડૉ. જ્હૉન્સન તસ્વીર માટે ખર્ચ કરી શકે એવી સ્થિતિનો નહોતો, છતાં રેનૉલ્ડ્ઝે તેના તરફના માન અને પ્રેમથી તેની લગભગ સાતેક તસ્વીરો ઉતારી. એક તો તેણે બોઝવેલને ભેટ કરી હતી. એ ચરિત્રલેખક અને રેનૉલ્ડ્ઝે મળીને એ મહાપંડિતની યાદગીરી અમર કરી ભવિષ્યની પ્રજા ઉપર મહાન ઉપકાર કર્યો છે.

બોઝવેલ તેનો બહુ અંગત મિત્ર બન્યો નહોતો, છતાં ડૉ. જ્હૉન્સનનું ચરિત્ર લખી તેણે રેનૉલ્ડ્ઝને જ અર્પણ કર્યું. બોઝવેલને રેનૉલ્ડ્ઝ પાસે પોતાની તસ્વીર કરાવવાનું બહુ મન હતું. એટલે એક પત્ર લખી તેને જણાવ્યું કે પોતે ગરીબ હોવાથી પૈસા તરત આપી શકશે નહિ, પણ થોડા જ વખત પછી પોતે બૅરિસ્ટરની પરીક્ષામાં પાસ થશે, એટલે પહેલી કમાણીમાંથી તે ભરી દેશે; માટે રેનૉલ્ડ્ઝ કે પોતે કે કોઇ પણ મરી જાય તે પહેલાં ચિત્ર કરી આપવા દયા કરે! રેનૉલ્ડ્ઝને બોઝવેલની પહેલી કમાણીમાંથી કંઈ મળ્યું



રેનૉલ્ડ્ઝ : કુમાર વયમાં—સ્વકૃતિ

કે નહિ તે તો જણાયું નથી, પણ તેના હાથનું કરેલું બોઝવેલનું ચિત્ર ઇંગ્લંડની નૅશનલ ગૅલેરીમાં છે.

રેનૉલ્ડ્ઝની ઉદારતા ને આતિથ્ય બહુ યથોચિત વર્ણવાયાં છે. કળા ને સાહિત્યના ખાં તેને ઘેર મિજબાનીઓ પામતા. આટલાં વૈભવસમૃદ્ધિ, કીર્તિ ને સંસ્કારનો મુકુટ ધરાવતો છતો તે આજન્મ અપરિણિત રહ્યો હતો.

ઇ. ૧૭૬૮માં રૉયલ ઍકેડેમીનું બંધારણ કાયમ માટે નક્કી થયું તે વખતે બધા કલાકારોએ એક મતે પહેલા પ્રમુખ તરીકે તેને ચૂંટી કાઢ્યો. આ પરથી ઇંગ્લંડની કલાસૃષ્ટિમાં રેનૉલ્ડ્ઝ કેટલો આગળપડતો પુરુષ હતો તે સમજાશે. તેની ચિત્રશક્તિ, સામાજિક પ્રતિષ્ઠા અને પદવી રાષ્ટ્રીય કળાની પ્રગતિ સાધનારી કોઇ પણ સંસ્થાના મોવડી તરીકે તેને લાયક ઠરાવે એવાં જ હતાં.

ઍકેડેમી સ્થપાઇ તે પહેલાં ઇંગ્લંડમાં કળાનું શિક્ષણ ખાનગી સ્ટુડિયોમાં ફી ભરીને વિદ્યાર્થીઓ મેળવી શકતા. કોઇકોઇ નાની શાળાઓ જેમતેમ ગોઠવેલી રીતિથી ડ્રૉઇંગ શીખવતી. આ શાળાઓનો ખર્ચ પણ ભાગ્યે જ નીકળતો. એમ છતાં તેની ફી વિદ્યાર્થીઓને બહુ ભારે પડતી.

ઇ. ૧૭૫૩માં રેનૉલ્ડ્ઝને ઇટાલીના પ્રવાસમાંથી આવ્યાને માત્ર દસ જ માસ થયા હતા તેવામાં બેનણુ

મિત્રોની સાથે મળી ચિત્રકળા, શિલ્પ અને સ્થાપત્યના સમુદ્ધાર માટે જાહેર વિદ્યાલય સ્થાપવાનો પહેલો પ્રયાસ તેણે કર્યો. એક ખાનગી સર્ક્યુલર (પરિપત્ર)થી કલાકાર મિત્રોને ભેગા કર્યા અને સભ્યો વગેરેનું બંધારણ કરી પૈસાનો ફાળો કરી વિદ્યાર્થીઓ માટે મકાન તથા શિક્ષણનો પ્રબંધ કરવાની વાતો થઇ. પણ એ વખતે એ વાતો જ રહી. તેનું કંઇ ફળ નીપજ્યું નહિ.

ફરીવાર ઇ. ૧૭૭૫માં તેણે એ વખતની જાણીતી એક સાહિત્ય પરિષદને એ કામ ઉપાડી લેવા પત્ર લખ્યો. પણ તેના સભ્યોએ અનેક જાતની વિચિત્ર શરતોથી પોતાનો કાબુ રાખવાનું જણાવ્યું એટલે તે યોજના પણ પડતી મૂકાઇ.

ઇ.સ. ૧૭૬૦માં પહેલવહેલું એક જાહેર ચિત્ર-પ્રદર્શન થયું. તેની સફળતાથી ઉત્સાહિત થઇને તે પછી ઇ. ૧૭૬૨ની સાલમાં પ્રદર્શનનું કૅટલૉગ છપાયું તેમા રેનૉલ્ડ્ઝના કહેવાથી ડૉ. જ્હૉન્સને પ્રસ્તાવના લખી. લોકોએ પ્રદર્શન જોવાની એક શિલિંગ ફી ખર્ચી અને કૅટલૉગ માટે ૭ પેન્સ ખર્ચ્યા. ઇ.૧૭૬૫માં એ સંયુક્ત ચિત્રકાર મંડળ શાહી પરવાનાથી ' સોસાઍટી ઑફ ધી આર્ટિસ્ટ્સ ઑફ ગ્રેટબ્રિટન ' એવું નામ પામ્યું અને પ્રમુખ, ઉપપ્રમુખ ખજાનચી વગેરેની નિમણૂકો થઇ. પણ તેઓની અંદરઅંદરની ઇર્ષ્યાઓ અને તકરારો જોઇ રેનૉલ્ડ્ઝે રાજીનામું આપ્યું. તે પરથી બીજા કેટલાક પ્રસિદ્ધ ચિત્રકારો પણ ખસી ગયા.

પણ પછીથી કેટલાક મિત્રોએ સાહિત્ય પરિષદ આગળ જે સ્વરૂપમા ઍકૅડેમીનો ખરડો મૂક્યો હતો તેનો તે જ, નામદાર આગળ રજુ કર્યો એ વખતે રેનૉલ્ડ્ઝ જાણી જોઇને પડદા પાછળ રહ્યા હતા. છતાં રાજાજીએ બધી યોજના સ્વીકારી લીધી અને ત્રીસ ચિત્રકારોની સભાએ એક મતે રેનૉલ્ડ્ઝને પહેલા પ્રમુખ તરીકે જાહેર કર્યા. એમા પણ રાજસંમતિ મળી અને તેને નાઈટ બનાવ્યો. ઇ.સ. ૧૭૬૮ની ૧૪મી ડિસેમ્બરે તેના પ્રમુખપદ નીચે રૉયલ ઍકૅડેમીની પહેલી બેઠક થઈ. સર જોશુઆનું વય તે વખતે ૪૫ વર્ષનું હતું.

શાહી આશ્રય નીચે સદ્દરપણે સ્થપાએલી અને કલાવૃદ્ધિ માટે સક્રિય કામ કરનારી આવી સંસ્થા થવાથી રેનૉલ્ડ્ઝને પરમ સંતોષ થયો. તેની પ્રગતિ માટે તે તનમનધનથી કામ કરવા લાગ્યો ને તે પછીના વીસ વર્ષના ગાળામાં ઍકૅડેમીના સભ્યો ને વિદ્યાર્થીઓ સમક્ષ તેણે પંદર સુપ્રસિદ્ધ પ્રવચનો આપ્યાં. એનું અસાધારણ પ્રવૃત્તિમય જીવન જોતાં તે તૈયાર કરતાં તેના સમય ને ગગજ પર વધુપડતો શ્રમ પડ્યો જ હશે.

લગભગ વીસ વર્ષ સુધી, એણે સમાજની મુલાકાતો પર કાપ મૂકીને, ખાનગી કામનો પણ ભોગ આપીને ઍકૅડેમી પ્રતિની પોતાની ફરજો ઉઠાવી. તે પોતે, કલાકાર મિત્રો અને સંસદના સભ્યો એમાં શિક્ષકો તરીકે કામ કરતા. પ્રદર્શનો ભરવાને પણ ખૂબ મહેનત ઉઠાવતા અને તેના નામને સાર્થક બનાવવા કોઇ રીતે જંપતા નહિ. પ્રદર્શનોમાં તે પોતાનાં ચિત્રો ખાસ નબળી જગ્યાએ મૂકાવતો, જેથી સારી જગ્યા પર બીજાઓનાં ચિત્રો રજુ થાય અને કોઇને અસંતોષ ન રહે. આવું દૃષ્ટાન્ત તેની પછીના પ્રમુખો નથી રાખી શક્યા.

તેની જ ભલામણથી ડૉ. જ્હૉન્સનને ઍકૅડેમીના પ્રાચીન સાહિત્યના વ્યાખ્યાતા નીમ્યા અને ડૉ. ગોલ્ડસ્મિથને પ્રાચીન ઇતિહાસના વ્યાખ્યાતા બનાવ્યા. ઉપરાંત સર્વ સભ્યોનું વાર્ષિક સહભોજન (ઍકૅડેમી ડિનર) ગોઠવી શોભા અને સુજનતાનો કળશ મૂક્યો.

મિત્ર-ચિત્રકારો સાથે તે બહુ નમ્રતાથી અને ઉદારતાથી વર્તતો. ગેઇન્સબરોની સાથે તેને વચમાં ગેરસમજ થઇ હતી; છતાં તે કહેતો કે ગેઇન્સબરો ઇંગ્લંડનો પહેલો ખરો દૃશ્ય ચિત્રકાર છે. પાછળના સમયમાં એ બંને વચ્ચે સલાહ થઇ ગઇ હતી. ગેઇન્સબરોએ મૃત્યુ પહેલાં તેને એક વાર મળવા તેડાવ્યો. તે વખતે એ બે મહાન પુરુષો વચ્ચેથી ઇર્ષ્યા, કડવાશ, ગેરસમજ બધાં જ પીગળી ગયાં. ગેઇન્સબરોની મૃત્યુશિબિકા ઉપાડી રેનૉલ્ડ્ઝે તેને કબર સુધી સાથ આપ્યો અને પાછળથી ઍકૅડેમીના ભાષણમાં તેને માટે ખરા શોકોદ્‌ગાર અને સન્માનવચનો કહ્યાં.

લગભગ એક પેઢી સુધી તેણે ખરા જીગરથી ઍકૅડેમીની સેવાઓ ઉઠાવી. તેના સહભોજન સમયના પ્રવચનોથી તેણે સુપ્રસિદ્ધ પુરુષોને ઍકૅડેમી તરફ આકર્ષ્યા. પણ દિલગીર થવા જેવી વાત છે કે તેની આંખનું તેજ ગુલ થવાથી અને અશક્ત અવસ્થાની વખતે જ બીજા સભ્યો જોડે તેને મનભેદ થવાથી એ સંસ્થામાંથી તેણે રાજીનામું આપ્યું.

[અનુસંધાન આગળ પૃ. ૪૫૮ મે]

જગતને કલ્પનાની પાંખ પર બેસાડી વિજ્ઞાનની આંખવડે આજથી અરધી સદી ઉપર આજની સૃષ્ટિ હૂબહૂ બતાવનાર મશહૂર ફ્રેન્ચ લેખક જુલે વર્નની

# સાહસ કુતૂહલ ને બુદ્ધિકૌશલભરી

ચાલુ વાર્તા

# ભેદી ટાપુ

ચિત્રો આલેખનાર : રવિશંકર પંડિત



●મોજાંના આઘાતથી એકાએક બલૂને ઝોક ખાધો અને કૅપ્ટન હાર્ડિંજ પોતાના કૂતરા સાથે દરિયામાં કૂદી પડ્યા. ભાર હલકો થવાથી તરત બલૂન દોઢેક હજાર ફૂટ ઊંચે ચડ્યું.

ઈ.સ. ૧૮૬૫ની સાલમાં અમેરિકામાં ત્યાંના વતનીઓમાં બે પક્ષ પડ્યા ને અંદરઅંદર એક ભયંકર લડાઈ થઈ. આ લડાઈ 'વૉર ઑફ સેસેશન'ના નામથી ઓળખાય છે. એ સાલના ફેબ્રુઆરી મહિનામાં એક પક્ષના સેનાપતિ જનરલ ગ્રાન્ટે રિચમંડ ફરતો ઘેરો ઘાલ્યો. રિચમંડ શત્રુની રાજધાનીનું શહેર હતું. જનરલ ગ્રાન્ટે શહેરને ઘેર્યું તો ખરું, પરંતુ તેમાં તે ફાવ્યો નહિ. ઊલટું તેના ચુનંદા સૈનિકો શત્રુને હાથે પકડાયા. તેઓમાં સૌથી વધારે પ્રસિદ્ધ કૅપ્ટન સાયરસ હાર્ડિંજ હતો. સાયરસ હાર્ડિંજ મોટો એન્જિનીઅર હતો. તેનું વતન મૅસેચ્યુસેટ્સ પરગણામાં હતું. યુદ્ધ સમયે તેને નવી રેલવે લાઇન ખોલવા ઉપર નીમેલો.

સાયરસ હાર્ડિંજની ઉંમર લગભગ ૪૫ વર્ષની હશે. તેનું શરીર હૃષ્ટપુષ્ટ અને ચહેરો સુડોળ હતો. આંખો તેજસ્વી અને માથું મોટું હતું. તેને જોતા જ મનમાં થતું કે એ કોઇ બુદ્ધિશાળી પુરુષ છે. ભરાવદાર ને ધોળી એની મૂછો હતી. ચહેરો જોતાં જ કોઇ તીવ્ર બુદ્ધિનો સૈનિક હોય એમ લાગતું. હાર્ડિંજનું મનોબળ પણ અદ્ભુત હતું. તે જેવો બુદ્ધિમાન હતો, તેવો જ સાહસી અને કાર્યકુશળ હતો.

આ ઘેરા દરમ્યાન સાયરસ હાર્ડિંજ ઘાયલ થઇને શત્રુને હાથે પકડાયા અને તેને રિચમંડમાં કેદ કરવામાં આવ્યો. બરાબર એ જ વખતે 'ન્યૂ યૉર્ક હેરલ્ડ' પત્રનો ખબરપત્રી ગીડિયન સ્પીલેટ પણ રિચમંડ શહેરમાં કેદ હતો. આ યુદ્ધમાં તેને ખબરપત્રી તરીકે મોકલવામાં આવ્યો હતો. ચાલતા યુદ્ધ કશાની પરવા કર્યા વિના, માથું હોડે મૂકી રણભૂમિ ઉપર ઊભો રહી કાગળ પેન્સિલ લઇ યુદ્ધના ખબરો ને લખતો બીજી તરફ શું થતું તેનું તેને ભાન જ નહોતું.

સાયરસ હાર્ડિંજ અને ગીડિયન સ્પીલેટ એકબીજાને નામથી જાણતા, પરંતુ કોઇવાર મળ્યા ન હતા. હાર્ડિંજના ઘા થોડા વખતમાં રૂઝાઇ ગયા અને તે દરમ્યાન ગીડિયન સ્પીલેટ સાથે તેને પરિચય થયો. થોડા વખતમાં જ બંને ગાઢા મિત્રો બની ગયા. અને તે પછી બંનેના મનમાં એક જ વિચાર ઘોળાતો કે અહીંથી શી રીતે છૂટવું? તેઓ સાધારણ કેદીની જેમ કેદ ન હતા. રિચમંડ શહેરમાં ગમે ત્યાં ફરવાની તેમને છૂટ હતી. પરંતુ શહેરની આસપાસ ચોકીપહેરો હતો, એટલે અંદરથી બહાર જવું અશક્ય હતું.

એક દિવસ કૅપ્ટન સાયરસનો જૂનો નોકર એકાએક આવીને તેની સામે ઊભો રહ્યો. આ નોકર હબસી હતો. તેના માતપિતા કૅપ્ટનની જમીનદારીમાં જ રહેતાં. સાયરસ હાર્ડિંજે પહેલેથી જ તેને પોતાની નોકરીમાંથી મુક્ત કર્યો હતો, પણ નોકરનો તેના ઉપર એટલો બધો ભાવ હતો કે તેને મુક્ત કર્યા છતાં પણ તે તેને છોડી

શક્યો નહિ. તેનું નામ નેબુકચાડ નેઝર હતું, પણ સાયરસ તેને 'નેબ' કહીને જ બોલાવતો. નેબની ઉંમર ત્રીસેક વર્ષની હતી. તે ઘણો બલિષ્ઠ, કાર્યકુશળ અને ચતુર હતો. સાયરસ હાર્ડિંજને માટે જરૂર પડયે પ્રાણ આપતાં પણ તે અચકાય તેવો નહોતો.

હાર્ડિંજ કેદ પકડાયા છે એમ સાંભળતાં જ નેબ રિચમંડમાં હાજર થયો. કેટલીયે યુક્તિપ્રયુક્તિ કરી, જીવ સાટેનું સાહસ ખેડી તે શહેરમાં દાખલ થયો હતો, એટલે સ્વામી અને સેવકનો મેળાપ થતાં તેમને કેટલો આનંદ થયો હશે તેનું વર્ણન થઇ શકે નહિ.

ત્યારથી સાયરસ હાર્ડિંજ, ગીડિયન સ્પીલેટ ને નેબ ત્રણેએ મળીને પલાયન કરવાના વિચારો કરવા માંડયા.

રિચમંડ ઘેરાયું. બહાર લડવા ગયેલા રિચમંડના સેનાપતિને તેના ખબર હજી સુધી પહોંચ્યા નહોતા. દુશ્મનનો ઘેરો વટાવી સેનાપતિ જનરલ લીને આ ખબર આપવા સૌ આતુર હતા. શહેરમાં એક જૉનાથન ફૉરેસ્ટર કરીને સાહસિક પુરુષ હતો. તેણે એક દિવસ રિચમંડના ગવર્નર પાસે વાત મૂકી કે પરવાનગી આપો તો હું બલૂનમાં ઊડીને બહાર જઇ જનરલ લીને ખબર આપું. અત્યાર સુધી આપણે તેમને એક પણ સંદેશો મોકલી શકયા નથી, અને સ્થિતિ એવી છે કે હવે બહારની સહાય વિના શહેરને ટકાવી રાખી શકીશું નહિ. જૉનાથનની દરખાસ્ત તરત જ ગવર્નરે સ્વીકારી લીધી.

બલૂન તૈયાર થયું. જૉનાથન પાંચ સાથીઓને લઇ ઊપડી જવા તૈયાર થયો. બલૂનમાં ખાવાની સામગ્રી અને અસ્ત્રશસ્ત્ર બધું મૂકવામાં આવ્યું. ઊપડવાનો દિવસ ૧૮મી માર્ચનો ઠર્યો. રાત્રે વાયવ્ય દિશાનો પવન શરૂ થાય ત્યારે બલૂન ઊપડવાનું હતું.

અઢારમી તારીખની સવાર થઇ. પણ વાયવ્યનો પવન તો જણાતો જ ન હતો. ધીમેધીમે પવનનું જોર વધવા લાગ્યું અને આખરે તેણે તોફાનનું સ્વરૂપ ધારણ કર્યું. આવા તોફાનમાં બલૂનમાં નીકળવું એટલે સાક્ષાત મૃત્યુના મોંમાં પડવા જેવું જ હતું.

શહેરના એક વિશાળ મેદાનમાં એ જંગી દેહવાળું બલૂન તૈયાર થઇને ચડનારની જાણે રાહ જોતું ઊભું હતું. તોફાનનું જોર કાંઇક નરમ પડે તો જૉનાથન તેમાં ઊપડી જવાનો હતો. પરંતુ ૧૮મી ગઇ ને ૧૯મી પણ વીતી, છતાં કયાંયે તોફાન નરમ પડવાનાં ચિહ્ન દેખાયાં નહિ. જમીનમાં ગોટાગોટા ખીલા ખોડી તેની સાથે બલૂનને દોરડાં વડે મજબૂત જકડી રાખ્યું હતું, કે જેથી તોફાનમાં બલૂન જ કયાંક ઊડી ન જાય!

૧૯મીની રાત પણ પસાર થઇ ગઇ. બીજે દિવસે તો પવનનું તોફાન ઊલટું વધતું થયું. આ સ્થિતિમાં બલૂનની મુસાફરી અટકાવવી પડી.

તે જ દિવસે એન્જીનીઅર સાયરસ હાર્ડિંજ શહેરમાં ફરવા નીકળ્યા હતા. એવામાં રસ્તામાં તેમને કોઇએ બોલાવ્યા. બોલાવનાર માણસ તદ્દન અપરિચિત હતો. તેનો દેખાવ નાવિક જેવો હતો. તેનું નામ હતું પેન્ક્રૉફ્ટ. તેનું વય લગભગ પાંત્રીસેક વર્ષનું હતું; બાંધો કદાવર ને શરીરનો રંગ તપાવેલા ત્રાંબા જેવો હતો. પેન્ક્રૉફ્ટ અમેરિકન હતો ને સમુદ્રમાર્ગે આખી પૃથ્વી ફરી વળ્યો હતો. એટલી બધી પ્રાણઘાતક વિપત્તિઓમાંથી તે પસાર થયો હતો કે જેની ગણત્રી જ થઇ શકે નહિ. એ અસીમ સાહસી હતો. વિપદને તો ચપટીમાં ઉડાડી દેતો. પૃથ્વીના પટ પર એવો એક પણ અદ્ભુત બનાવ ન હતો કે જે પેન્ક્રૉફ્ટને વિસ્મિત બનાવે.

પોતાના ખાનગી કામે તે રિચમંડમાં આવેલો હતો; દરમ્યાન શહેરને ઘેરો પડતાં તે અંદર સપડાઇ ગયો હતો. મુશ્કેલી આવવાથી ગભરાઇ જાય એવો તો તે હતો જ નહિ. તેણે નિશ્ચય કર્યો હતો કે ગમે તેમ કરીને પણ શહેર બહાર તો જવું જ. એન્જીનીઅર હાર્ડિંજનું નામ તેણે સાંભળ્યું હતું, અને સાથેસાથે એમ પણ જાણતો હતો કે એના જેવો બુદ્ધિશાળી માણસ કેદી તરીકે લાંબો વખત રહેશે નહિ. આ બધો વિચાર કરીને પેન્ક્રૉફ્ટે માર્ગમાં જતાં હાર્ડિંજને પડખે ચડી પૂછ્યું, 'કૅપ્ટન! રિચમંડ શહેરમાં હવે કેટલોક વખત રહેવું છે?'

હાર્ડિંજ એકીટશે આ અજાણ્યા પૂછનારની સામે જોઇ રહ્યા. પેન્ક્રૉફ્ટ ફરી વાર ધીમા અવાજથી બોલ્યો: 'કૅપ્ટન! હવે નાસી છૂટવાનો ઉપાય કરવો છે કે નહિ?'

હાર્ડિંજે માત્ર એટલું જ પૂછ્યું, 'તમે કોણ છો? તમને તો હું ઓળખતો પણ નથી.'

પેન્ક્રૉફ્ટે પોતાનું ઓળખાણ આપ્યું.

હાર્ડિંજે કહ્યું, 'જવું તો છે જ: પણ અહીંથી નીકળાય શી રીતે? કોઇ ઉપાય છે?'

પેન્ક્રૉફ્ટ બોલ્યો, 'આ મેદાનમાં બલૂન પડ્યું છે તેમાં ઊપડી જઇએ તો? મને તો લાગે છે કે એ બલૂન



કરુણા અને વિનોદિકાની વચ્ચે ખેંચાતો
ડેવિડ ગૅરિક
(ચિત્રકાર - સર જોશુઆ રેનૉલ્ડ્ઝ)

સર જોશુઆ રેનૉલ્ડ્ઝનો સમકાલિન અને મિત્ર ડેવિડ ગૅરિક અઢારમી સદીમાં ઇંગ્લંડનો નામચીન નટ હતો, અને તેની પ્રતિષ્ઠા મોટા વિદ્વાનો તથા કલાકારોના જેવી ગણાતી. સર જોશુઆનો તે પરમ મિત્ર હતો અને તેણે બધી મળીને એની સાત તસ્વીરો આલેખી છે. ગૅરિક વિષેનું એ સમયનું કોઇપણ લખાણ, વર્ણન કે ચરિત્ર નથી આપી શકતું એટલો આબેહૂબ ખ્યાલ એ તસ્વીરો આપણને આપે છે. અને એ જોવાથી આપણને સ્પષ્ટ સમજાય છે કે એ પેઢીમાં એટલો લોકપ્રિય એ નટ કેમ થયો હશે. નટ તરીકેની ગૅરિકની અતિ લાક્ષણિક અને જટિલ પ્રતિભાનું સાચું દર્શન કદાચ તેની સાતે તસ્વીરોમાં સૌથી વધુ ઉપલા ચિત્રમાં થાય છે. હાસ્ય અને કરુણા બંનેના અભિનય તે એટલી સફળતાથી કરતો કે એ બંનેમાંથી શામાં એ ચડે તે કહી શકાતું નહિ. તેની આ શક્તિ દર્શાવવાને રેનૉલ્ડ્ઝે તેને એ બન્ને વચ્ચે ખેંચાતો આલેખ્યો છે. એ ચિત્રની એક ખુબી એવી કહેવાય છે કે તમે ડાબી બાજુનો (વિનોદિકા તરફનો) ગૅરિકનો અરધો ચહેરો ઢાંકી દો તો તેનો કરુણા તરફનો ચહેરો વિષાદમય જણાશે; અને કરુણા તરફનો અરધો ચહેરો ઢાંકી દેતા ડાબી બાજુનો ભાગ વિનોદમય લાગશે. રેનૉલ્ડ્ઝે આ ચિત્ર એક જ અઠવાડિયામાં પૂરું કર્યું હતું.



પ્રવાસ

ફોટો • આબીદમિયાં સૈયદ



આપણી જ રાહ જુએ છે!'

પેન્ક્રોફ્ટને લાંબી વાત કરવાની જરૂર ન હતી. હાર્ડિંગ તરત જ પેલું સમજી ગયા. જોશથી પેન્ક્રોફ્ટનો હાથ દબાવી એ તેને પોતાને ઘેર લઇ ગયા. ત્યાં જઇને બંનેએ પરસ્પર ખૂબ વાતો કરી. વાત તો સહેલી હતી, પણ કામ જીવ સટોસટનું હતું. આવા વાવાઝોડામાં બલૂનમાં નીકળવું એટલે મોત માગી લેવા જેવું જ હતું. એ બધું હોવા છતાં સાયરસ હાર્ડિંગ જેવો ચતુર એન્જીનીઅર આવા તોફાનમાં પણ બલૂન ચલાવી શકશે એવી પેન્ક્રોફ્ટને ખાત્રી હતી.

હાર્ડિંગે પેન્ક્રોફ્ટની બધી વાત સાંભળી લીધી. આનંદથી તેની આંખો ચમકી ઊઠી. હાર્ડિંગ આવી બાબતે નકારાતી કરે એવો ન હતો. રાતના ઘોર અંધારામાં પહેરેગીરો હોવા છતાં પણ બલૂન પાસે જવામાં વાંધો આવશે જ નહિ. અને તે પછી બલૂનમાં બેસીને દોરી કાપવી એ તો એક ક્ષણનું કામ હતું. જીવનું જોખમ તો હતું જ, પણ જો આ તોફાન ન હોત તો બલૂન પણ ક્યાંથી મળત? એ તો ક્યારનું રવાના થઇ ગયું હોત! આ બધા વિચારો કરી હાર્ડિંગે કહ્યું, 'પણ હું એકલો નથી.'

'તમે સાથે કેટલા માણસ લેવા ધારો છો?'

'બે જણ. એક મારો મિત્ર ગીડિયન સ્પિલેટ અને બીજો મારો નોકર.'

'ત્યારે તમે ત્રણ અને હું ને હર્બર્ટ: બધા મળીને આપણે પાંચ થયા; અને બલૂનમાં તો ૭ માણસની જગા છે.'

હાર્ડિંગે દઢ સ્વરે કહ્યું, 'તો બસ નક્કી. આજે રાત્રે જ આપણે રવાના થઇશું.'

તેણે તરત સ્પીલેટને બોલાવી આ વાત કરી. તે તો વાત સાંભળતાં જ ખુશખુશ બની ગયો, અને આવો સહેલો ઉપાય પોતાને પહેલો કેમ ન સૂઝ્યો એનું જ એને આશ્ચર્ય થયું. નેબ વિષે તો પૂછવું જ શું? તે તો તેના સ્વામી સાથે જ્યાં જવું હોય ત્યાં જવા તૈયાર જ હતો.!

પેન્ક્રોફ્ટે ઊઠતાં ઊઠતાં 'ઠીક ત્યારે, આજે રાત્રે આપણે બલૂન પાસે મળીએ છીએ.'

'હા, રાતના દસ વાગ્યે. પ્રભુ કરે ને ત્યાર પહેલાં તોફાન જરાયે મોળું ન પડે.'

પેન્ક્રોફ્ટે વિદાય લીધી. ઘેર હર્બર્ટ તેની રાહ જોઇને જ બેઠો હતો. બાળક હર્બર્ટ પેન્ક્રોફ્ટના જૂના શેઠ જે વહાણના કપ્તાન હતા તેનો પુત્ર હતો. બીચારો માતા-પિતા વિનાનો હતો ને પેન્ક્રોફ્ટ તેનું પુત્રવત્ લાલન-પાલન કરતો. પેન્ક્રોફ્ટના નાસી છૂટવાના વિચાર તે જાણતો હતો. અને પોતાની યુક્તિ સાયરસને જણાવવા પેન્ક્રોફ્ટ ગયો છે તેની પણ તેને ખબર હતી એટલે તે ઉત્સુકતાથી તેની જ રાહ જોતો બેઠો હતો. આમ પાંચ દઢચિત્ત માણસો મૃત્યુના મુખમાં કૂદી પડવા તૈયાર થયા હતા.

વાવાઝોડું ચાલુ જ રહ્યું. આવા વખતે જૅનાથને તો બલૂનમાં જવાનું માંડી જ વાળ્યું. સાયરસને તો એ જ ભય હતો કે ન કરે નારાયણ ને રવાના થતાં પહેલાં ક્યાંક તોફાનમાં બલૂન ભાંગીને ભૂકો થઇ જાય! આવા વિચારથી તે તો સમીસાંજનો ત્યાં જઇ આંટાફેરા મારતો હતો. આવા તોફાનમાં બહાર પણ કોણ નીકળે? એટલે આસપાસ બધું નિર્જન હતું. થોડીવારે પેન્ક્રોફ્ટ પણ ત્યાં આવી પહોંચ્યો અને સમય ગાળવા માટે તેણે પણ સાયરસ સાથે આંટાફેરા મારવામાં સાથ પૂરાવ્યો. તેને



ગોડિયન રિપલેટ

પણ એ જ બીક હતી કે બલૂન ક્યાંક ભાગી જાય તો આખી બાજી ઉપર પાણી ફરી વળે.

રાત્રિ થઈ. ચોમેર ભયંકર અંધકાર પ્રસરી રહ્યો. આવા સમયે તે બલૂન પાસે પહેરો ભરવાનું કોને જરૂરનું લાગે ? વરસાદ તો વરસતો જ હતો, અને તેમાં વળી હવે બરફ પણ પડવા લાગ્યો. ઠંડી હવા કાળજા સોંસરી નીકળી જતી હતી. આખા રિચમંડ શહેર ઉપર ઘાડું ધુમ્મસ છવાઈ રહ્યું હતુ ભગવાને જાણે કૃપા કરીને જ આ સાહસિક લોકોને જવાનો સુયોગ કરી આપ્યો હતો !

રાતના સાડાનવ વાગતા તો બધા હાજર થઈ ગયા. અંધારામાં બલૂન પૂરું દેખાતુ પણ ન હતુ. હાર્ડિંજ, રિપલેટ, નેબ ને હર્બર્ટ મૂંગામૂંગા બલૂનમા ચડી બેઠા. પછી હાર્ડિંજના કહેવાથી બલૂનની દોરીઓ પેન્ક્રાફ્ટે કાપી નાખી અને પોતે પણ બલૂનમા બેસી ગયો. માત્ર એક જ દોરડે હવે બલૂન બાંધેલું હતુ.

આ જ વખતે અંધારામા એક કુતરો કૂદીને બલૂનમાં ચડી બેઠો. આ કુતરો હાર્ડિંજનો પ્રિય ટોપ હતો. સાંકળ તોડાવીને પોતાના સ્વામીની સેવામા તે હાજર થયો હતો. બલૂનમા બહુ વજન ન થઈ જાય એટલા માટે હાર્ડિંજ તેને નીચે ઉતારી દેતા હતા, પણ પેન્ક્રાફ્ટે તેને અટકાવીને કહ્યું, 'એનો તે કેટલો ભાર ! રાખો બીચારાને, મારી સાથે રહેશે.' આમ કહેતાં તેણે બલૂનમાંથી રેતીની ભરેલી બે કોથળીઓ નીચે નાખી દીધી. અને છેલ્લું દોરડું પણ કાપી નાખ્યું એ કાપતાં વેંત જ કમાનમાંથી તીર છૂટે તેમ બલૂન સડસડાટ કરતું ઉપર ચડ્યું. તેનો ધક્કો લાગવાથી વચ્ચે બેત્રણ ઘરની ધુમાડાની ચીમનીઓના ચૂરેચૂરા થઈ ગયા.

પણ પ્રવાસીઓને હવે જ ખરેખરી ખબર પડી કે તોફાનનું જોર કેટલું છે. આખી રાત સુધી તો નીચે ઊતરવાની વાત સાહસ મનમાં પણ ન લાવી શક્યા. સવારે નીચે નજર કરી, પણ કશું દેખાયું નહિ. ચારે બાજુ ધુમ્મસ, ધુમ્મસ ને ધુમ્મસ !

આ રીતે પાંચ દિવસ વીતી ગયા. આકાશ જરા ચોખ્ખું દેખાયું. જ્યાં સુધી પહોંચે ત્યાં સુધી ચોગેર સૌએ નજર કરી તો કેવળ સમુદ્ર ! પવનના જપાટાથી મોટામોટાં પર્વત જેવડાં મોજાંઓ કાળમૂર્તિ ધારણ કરી ઉન્મત્ત થઈ ગર્જના કરી રહ્યાં હતાં.

'આપણે ઉપર ચડીએ છીએ ?'

'ના, તેથી ઊલટા.'

'નીચે ઊતરીએ છીએ ?'

'તેથીયે ભયંકર. કૅપ્ટન ! આપણે પડીએ છીએ.'

'સત્યાનાશ! તોતો બધી રેતીની કોથળીઓ ફેંકી દો.'

'આ લ્યો, છેલ્લી એક છે તે પણ ફેંકી દીધી.'

'હવે તો બલૂન ઉપર ચડે છે ને ?'

'ના.'

'મોજાંઓનો અવાજ સંભળાય છે ?'

'બલૂનની નીચે જ સમુદ્ર છે ! પાંચસો ફૂટથી વધારે નથી !'

'ભારેભારે વસ્તુઓ બધી જ નાખી દો; જલદી જ.'

૧૮૬૫ની ૨૭મી માર્ચે સંધ્યા સમય પહેલાં, પ્રશાંત મહાસાગરના વિશાળ જલરાશિ પર આકાશમાં ઉપરની વાતચીત ચાલતી હતી.

બલૂન ધીમેધીમે નીચે પડતું હતુ. અંદર બેસનાર સમજી ગયા હતા કે સમુદ્રના જળમાં પડતાં જ મોજાંના આઘાતથી બલૂનનું અસ્તિત્વ નાશ પામશે. અને સાથે સાથે તેમનો નાશ પણ અનિવાર્ય બનશે. ગમેતેમ ઉપરથી દારૂગોળો, અસ્ત્રશસ્ત્ર અને ખાદ્યસામગ્રી બધું નાખી દેતા બલૂન હલકું થયું ને સાડાચાર હજાર ફૂટ ઉપર ચડ્યું.

. . રાત આખી ભયમાં જ પસાર થઈ. ૨૮મી માર્ચનો સૂર્યોદય થયો. પવનનું જોર મોળું પડ્યું. પણ સાથે એ પણ જણાયું કે બલૂન પાછું નીચે ઊતરવા લાગ્યું

છે અને અસ્થિર બની હાલકડોલક થઇ રહ્યું છે. અંદરથી ક્યાંકથી ગૅસ નીકળી જાય છે તેથી તેની ગતિ ઊલટી થઇ છે! હવે શો ઉપાય? જ્યાં જુઓ ત્યાં સમુદ્ર! જમીનનું નિશાન પણ નહિ. બલૂનને ઉતારવું પણ ક્યાં? એટલે ગમેતેમ કરીને પણ બલૂનની નીચે થતી ગતિ અટકાવવી જ જોઇએ. પરંતુ હજારો ઉપાય કરતાં યે બલૂન તો નીચે જ ઊતરતું હતું. વધારામાં પવનથી તેની દિશા ફરી જઇને હવે ઇશાનને બદલે તે નૈઋત્ય દિશામાં ચાલવા લાગ્યું હતું. હતભાગ્ય મુસાફરોની દશા શોચનીય થઇ પડી. હવે તો બલૂન તેમના એકે ઉપાયને ન ગણકારતાં સ્વાધીન ભાવે ગમે તેમ ઊડવા—આથડવા લાગ્યું.

બલૂનમાં એક જગ્યાએ નાનું સરખું છિદ્ર પડ્યું હતું ને તેમાંથી ગૅસ ધીમેધીમે અવિરતપણે બહાર નીકળ્યે જ જતો હતો. તેને અટકાવવો અસંભવિત હતો. સઘળી વસ્તુઓ ફેંકી દઇ આરોહકો થોડી વાર અધ્ધર રહેવા સમર્થ તો થયા. પરંતુ રાત પહેલાં બીજે ક્યાં યે આશ્રયસ્થાન ન મળે તો મૃત્યુ જ નિશ્ચિત થએલું છે એમ તેઓ માનવા લાગ્યા.

પણ એ પાંચે પ્રવાસીઓ અસીમ સાહસિક હતા. મૃત્યુની પણ પરવા ન કરતાં કોઇપણ રીતે બલૂનને અધ્ધર રાખવાના જ તેઓ પ્રયત્ન કરવા લાગ્યા. બલૂનની ગાડી ટોપલીના આકારે નેતરની ગૂંથેલી હતી. એટલે પાણીમાં પડ્યા પછી એ તરે એવો સંભવ જ નહોતો. બીજા બે કલાક પસાર થયા. દરમ્યાન બલૂનને ને સમુદ્રને ચારસો ફૂટનું જ અંતર રહ્યું. નિર્ભય સ્વરે ફરીવાર વાતચીત શરૂ થઇ.

'બધી જ વસ્તુઓ નાખી દીધી છે ને?'

'ના, એક આ ૨૦૦૦ ડૉલર ભરેલી થેલી છે.' અને આમ કહેતાં તે પણ વહેતી મૂકવામાં આવી.

'હવે બલૂન ઉપર ચડે છે!'

'જરાક, પણ હમણાં પાછું નીચે ઊતરશે.'

'નાખી દેવા જેવું હવે કાંઇ જ નથી!'

'ના; કશું જ નહિ.'

'છે વળી, નહિ શું. બલૂનની ગાડીને જ કાપીને નાખી દો. આપણે સૌ બલૂનની જાળને લટકી જઇશું.

દોરી કાપતાં જ બલૂન એકદમ એક હજાર ફૂટ ઊંચે ચડ્યું.



નેબ

પાંચે પ્રવાસીઓએ જાળની દોરી સાથે મજબૂત આંકડા ભીડી રાખ્યા છે. થોડીવાર ઉપર રહી બલૂને ફરી પાછું નીચે ઊતરવું શરૂ કર્યું!

મનુષ્યથી બની શકે એટલા બધા ઉપાયો તેમણે અજમાવ્યા હતા. હવે પ્રભુની કૃપા વિના તેમની રક્ષા અશક્ય હતી. બપોરના ચાર વાગતાં તેમણે જોયું તો બલૂન સમુદ્રથી પાંચસો ફૂટ ઉપર આવી પહોંચ્યું હતું.

સાઇરસ હાર્ડિંજ પોતાના પ્રિય કૂતરાને પકડીને બલૂનની જાળ સાથે ટીંગાઇ રહ્યો હતો. એવામાં કૂતરો એકાએક ભસવા લાગ્યો.

એક જણ કહે, 'જરૂર ટૉપ કાંઇક જુએ છે.' અને આમ કહેતાં દૂર નજર કરતાં જ તે બૂમ પાડી ઊઠ્યો: 'કિનારો દેખાય છે, કિનારો દેખાય છે.'

બલૂન સવારથી નૈઋત્ય દિશામાં વહેતા પવનથી કેટલા યે માઇલ ખેંચાઇ આવ્યું હતું. તે તરફ ખરેખર જ કિનારો દેખાતો હતો. પરંતુ તે કિનારો હજુ ત્રીસ માઇલ દૂર હતો. એક કલાક પહેલાં ત્યાં પહોંચાય એમ ન હતું; અને તે પણ પવન અનુકૂળ હોય તો જ!

એક કલાક! એટલા વખતમાં તો બલૂનનો બધો ગૅસ બહાર નીકળી જ જાય.

દિલ થથરાવે એવી ભયંકર પરિસ્થિતિ હતી. પ્રવાસીઓ ચોક્ખું દેખે છે કે દૂર જમીન દેખાય છે. ગમેતેમ કરીને પણ ત્યાં જવે જ છૂટકો છે. બેટ હો કે ખંડ હો, શું છે તેની કાંઇ જ ખબર નથી. પવનના તોફાને તેઓને

કાંઠાના કયા ભાગો ખડકાળ છે, જો હોય તો. પણ ત્યાં જવું તો પડવાનું જ. જનશૂન્ય હોય કે પછી વસવાને પણ લાયક ન હોય તે અંગે તેમને અંદાજો ન હતા.

બલૂન હવે આકાશમાં ચડી શકતું નહોતું. બલૂનની જાળના છિદ્રોને મોજાંના છાંટા ભીંજવી રહ્યા હતા. અરધા કલાક પછી જોયું તો કિનારો હજી થોડાક માઈલ દૂર લાગ્યો. આ તરફ ગૅસ ખલાસ થવાથી બલૂન નીચે બેસી જવા લાગ્યું. હવે તો તે પ્રવાસીઓનો ભાર પણ ઝીલી શકતું ન હતું. વચ્ચે વચ્ચે બલૂનનો કેટલોક ભાગ પાણીમાં ડૂબવાથી પ્રવાસીઓ પણ ડબકાં ખાતા જતા હતા.

આ વખતે એકાએક પવનના જોરથી બલૂન વેગથી ચાલવા લાગ્યું. આશા જો તેઓ કિનારે પહોંચી જાય તો!

બલૂન કિનારાથી આઠેક માઈલ દૂર રહ્યું હશે ત્યાં એકાએક મોજાંના આઘાતથી તે એકદમ દૂર જઈ પડ્યું. અને પડ્યું તે જ ક્ષણે તેનો ભાર કેમ જાણે ઓછો થઈ ગયો હોય તેમ તે દોઢ હજાર ફૂટ ઊંચે ચડી ગયું, ને બે જ મિનિટ પછી તરત જ તે ચકરી ખાતુંખાતું કિનારા ઉપર આવી પડ્યું.

પ્રવાસીઓ પરસ્પરની સહાયથી જાળની દોરીથી મુક્ત થયા. આ તરફ ભાર વિના હલકું થએલું બલૂન કોણ જાણે ક્યાં ઊપડી ગયું કે ફરીવાર દેખાયું જ નહિ.

બલૂનમાં ચડ્યા ત્યારે પાંચ પ્રવાસી અને એક કુતરું હતું: પરંતુ કિનારે ઊતર્યા ત્યારે ચાર જ હતા! એક જણ મોજાંના આઘાતમાં તણાઈ ગયું છે એમ બધાને જણાયું. કિનારે આવતા પહેલાં બલૂન જે એકાએક ઊંચે ચડ્યું હતું તેનું એ જ કારણ હતું. હાર્ડિંગ પોતાના પ્રિય કુતરા સાથે ગૂમ થયા હતા! તેની ચિંતાથી સૌ બોલી ઊઠ્યા: 'તેમને બચાવવા આપણે જલદી જવું જોઈએ. કદાચ તે તરતાંતરતાં કિનારે આવશે.'

બલૂનનો છેલ્લો આંચકો વાગ્યો તે વેળા સાયરસ હાર્ડિંગના હાથ બલૂનની જાળમાંથી છૂટી ગયા અને તે મોજાંની સાથે તણાયા. તેમને તણાતા જોઈ સ્વામીભક્ત ટૉપ પણ પાછળ કૂદી પડ્યો હતો. ગીડિયન સ્પિલેટ, પેન્ક્રોફ્ટ, હર્બર્ટ અને નેબ-ચારેને શોકાતુર થઈ ગયા હતા, પણ આ વખતે કશું ન ગણકારતા તેઓ મિત્રની શોધમાં ચાલી નીકળ્યા. નેબના દુઃખની તો વાત જ ન પૂછવી. પોતાના પ્રાણપ્રિય શેઠને પોતે ખોયા તો નહિ એમ એ વિચારતા જ તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. પણ સાયરસના તણાયા પછી બે મિનિટે જ બધા કિનારે પહોંચ્યા હતા, એટલે સૌને તેને બચાવવાની આશા હતી.

નેબે ઉતાવળ કરી: 'જરા જલદી ચાલો ને!'

'હા, ચાલો. તેમને શોધે જ છૂટકો છે.'

'જીવતા મળશે?'

'જરૂર.'

'તેમને તરતાં આવડે છે?' પેન્ક્રોફ્ટે પૂછ્યું.

નેબ બોલ્યો, 'હા, ને વળી ટૉપ પણ સાથે છે.'

મોજાંઓનું ભયંકર સ્વરૂપ યાદ આવતાં તેને આ વાત ઉપર વિશ્વાસ ન આવ્યો. જે જગ્યાએથી સાયરસ તણાયા ત્યાંથી કિનારો અરધો માઈલ દૂર હતો.

લગભગ છનો સુમાર હતો. સંધ્યા થવા આવી હતી. ગાઢ ધુમ્મસથી રાત્રિનો અંધકાર બેવડો વધી ગયો હતો. નિરાધાર પ્રવાસીઓ ઉત્તર દિશા તરફ ચાલ્યા જ જતા હતા. કિનારા પર મોટેભાગે રેતી જ હતી. વચ્ચેવચ્ચે ક્યાંક પથરા આવતા હતા, પણ ઘાસનું તો નામનિશાન ન હતું. જમીન ઊંચાનીચી ને અંદર કોતરો તથા ખાડા પણ હતી. ખાડામાંથી દર ક્ષણે મોટાંમોટાં પક્ષીઓ ઊડતાં હતાં. વચ્ચેવચ્ચે વળી સંખ્યાબંધ પક્ષીઓ એકસામટાં કર્કશ અવાજ કરતાં ઊડતાં હતાં. પેન્ક્રોફ્ટને તેમના અવાજ ઉપરથી સમજાઈ ગયું કે એ પક્ષીઓ સીગલ તથા કૉમોરેન્ટ વગેરે હતાં.

ચાલતાંચાલતાં તેઓ બૂમ પાડીપાડી હાર્ડિંગને બોલાવવા લાગ્યા, અને કદાચ જવાબ મળે એ આશાએ પાછા ધ્યાન દઈ સાંભળવા લાગ્યા. સાયરસ કિનારે આવ્યા હશે તો ક્યાંક તો ટૉપનો અવાજ જરૂર સંભળાશે એવી પણ એમને આશા હતી પરંતુ જવાબમાં મોજાંઓની ગર્જના સિવાય કશું સંભળાતું નહતું.

આ પ્રમાણે વીસેક મિનિટ ચાલતાં તેઓ કિનારાની છેક સીમા ઉપર જઈ પહોંચ્યા. અહીં કિનારો જરા ભૂશિર પેઠે આંકડો થઈને સમુદ્રમાં પેસી ગયો હતો.

પેન્ક્રોફ્ટ: 'અહીં તો હવે છેડો આવ્યો. ચાલો ડાબી બાજુએ જઈશું.'

સમુદ્ર તરફ આંગળી ચીંધી નેબે કહ્યું, 'પણ એ ત્યાં જ હશે તો?'

'તો ચાલો ફરી વાર બોલાવી જોઈએ.'

બધા એક અવાજે બૂમ પાડવા લાગ્યા, 'કૅપ્ટન ક્યાં છો? સાયરસ હાર્ડિંજ ક્યાં છો?' પણ જવાબ ન મળ્યો.

સૌ બીજી બાજુ વળ્યા. લગભગ બેએક માઈલ ચાલ્યા પછી ઊંચી અને પથ્થરવાળી જગ્યાએ તેઓ આવી પહોંચ્યા. જોયું તો પછી પણ સમુદ્ર જ હતો. એ જોઈ પેન્ક્રૉફ્ટ બોલ્યો, 'આ તો નાનોસરખો બેટ લાગે છે. આપણે એક છેડેથી બીજે છેડે આવ્યા!'

અને ખરેખર હતું પણ તેમ જ. બેએક માઈલ લાંબા અને તેટલા જ પહોળા એક બેટ ઉપર એ પ્રવાસીઓ આવી પડ્યા હતા.

જનમાનવ શૂન્ય આ બેટનો કોઈ મોટા બેટ સાથે સંબંધ હશે કે નહિ? એનો ઉત્તર કોણ આપે? બલૂનમાંથી તો માત્ર કિનારો જ દેખાયો હતો, ને તે પણ ધુમ્મસને લઈને ઝાંખોઝાંખો. એ વખતે કિનારાનો વિચાર કરવા જેવી સ્થિતિ પણ ક્યાં હતી? પ્રવાસીઓને હવે એટલું સમજાયું કે સ્થાન સમુદ્રથી ઘેરાએલું છે ને તે છોડીને જવાનો કોઈ ઉપાય નથી, એટલે વધારે તપાસ બીજે દિવસે કરવાનું રાખ્યું.

જતાંજતાં સ્પિલેટ બોલ્યો, 'બોલાવતાં જવાબ ન મળ્યો.' પણ તેથી કાંઈ ચોક્કસ કહી ન શકાય કે હાર્ડિંજ જીવે છે કે નહિ? કદાચ તેને કાંઈક વધારે ઈજા થવાથી બેભાન થઈને પડ્યા હોય ને તેથી આપણને જવાબ ન મળ્યો હોય. હજી હતાશ થવા જેવું નથી. આપણે એમ કરીએ. એક મોટું તાપણું સળગાવી રાખીએ. હાર્ડિંજ એનો ધુમાડો દૂરથી દેખશે તો તરત સમજી શકશે કે આપણે ક્યાં છીએ.'

ચારે કોર તેમણે ઘણી તપાસ કરી પણ ધૂણી કરવા માટે તેમને ક્યાંય લાકડાં કે સૂકું ઘાસપાન કાંઈ જ મળ્યું નહિ. ચારે તરફ માત્ર એકલી રેતી ને પથ્થર હતા.

હાર્ડિંજ ઉપર સર્વને બહુ જ ભાવ હતો, તેથી તેના જવાથી બધાંને બહુ દુઃખ થયું હતું. લાચારી એ હતી કે તેની આવી દુઃખદ સ્થિતિમાં સહાય કરવાનો અત્યારે એકે ય ઉપાય તેમની પાસે ન હતો.

કદાચ હાર્ડિંજે નિર્વિઘ્ને કોઈ સુરક્ષિત સ્થાને પહોંચી ગયા હશે, અથવા તો ચિરકાળને માટે વિદાય લીધી હશે, આવાઆવા અનેક વિચારોમાં આખી રાત્રિ તેઓએ ઝૂર્યા જ કર્યું.

ઠંડી સખ્ત હતી, પણ તે તરફ કોઈનું ધ્યાન જ નહોતું. ધીમેધીમે પવન બંધ પડ્યો, સમુદ્રગર્જના પણ થંભી ગઈ. નેબની એક બૂમનો પ્રતિધ્વનિ પણ સંભળાયો.

હર્બર્ટ બોલ્યો, 'પ્રતિધ્વનિ સંભળાય છે તેથી લાગે છે કે પશ્ચિમ તરફ કાંઈક ઊંચી જગ્યા હોવી જોઈએ. પછી કિનારો હોય કે પર્વત હોય.'

ધીમેધીમે આકાશ સ્વચ્છ થવા લાગ્યું ને તારાઓ ચમકવા લાગ્યા. રાત વીતી પચ્ચીસમી માર્ચનું સવાર પડ્યું. આકાશ વધારે ચોખ્ખું થવા લાગ્યું. હજી ધુમ્મસ તો થોડું હતું જ પણ તે પે પાતળું થતું જતું હતું.

પેન્ક્રૉફ્ટ અને હર્બર્ટ પશ્ચિમ તરફ ઉત્સુકતાથી જોઈ રહ્યા. કદાચ સામે પાર ક્યાંય કિનારો દેખાય તો. પણ પાણી સિવાય બીજું કાંઈ દેખાયું નહિ. તોપણ પેન્ક્રૉફ્ટે કહ્યું, 'આંખથી ભલે ન દેખાય, પણ હું ચોક્કસ કહું છું કે આ પાણીની પેલી પાર કિનારો છે.'

ધુમ્મસ ઊડી ગયું. સામે જોયું તો પૂર્વ દિશા તરફ વિશાળ સમુદ્ર બેટને ઘેરી વળ્યો છે, પરંતુ પશ્ચિમે સામે પાર ખૂબ ઊંચો ને સીધો પર્વત દેખાય છે. બેટ અને પર્વત વચ્ચે અરધો માઈલ પહોળી એક નહેર છે ને એમાંથી જોરબંધ પાણી વહ્યું જાય છે.

આ દૃશ્ય નજરે પડતાં વેંત જ કોઈને ન કાંઈ કહેતાં કે પૂછતાં નેબે નહેરના પાણીમાં કૂદકો માર્યો ને તરીને સામે પાર જવા લાગ્યો. પેન્ક્રૉફ્ટે તેને ઘણો યે પાછો બોલાવ્યો પણ તે શાનો સાંભળે! સ્પિલેટ પણ નેબની પાછળ જવા તૈયાર થયો. પેન્ક્રૉફ્ટે તેને અટકાવી કહ્યું, 'તમારે સામે પાર જ જવું છે ને?'

'હા.'

'તો થોડી વાર થોભો. હમણાં પાણીમાં પડવાથી પાણીના જોશથી સમુદ્રમાં તણાઈ જવાનો સંભવ છે. મને લાગે છે કે અત્યારે ઓટ છે ને થોડી જ વારમાં પાણી ઓછું થઈ જશે, એટલે પછી સામે પાર જવામાં વાંધો નહિ આવે.' સ્પિલેટને પણ લાગ્યું કે પેન્ક્રૉફ્ટ બરાબર કહે છે.

આ તરફ પાણીના પ્રવાહ સાથે નેબે રીતસર લડાઈ ચાલુ કરી દીધી હતી. નેબ જોરજસ્ત તરીઓ હતો. પ્રવાહ તેને ખેંચી જતો હતો, છતાં લગભગ અરધો કલાક તેની સાથે યુદ્ધ કરી આખરે વિજયી થઈને તે સામે પાર પહોંચ્યો. સામે પાર આરસની દીવાલ

જેવા પર્વત ઉપર થોડી વિશ્રાંતિ લઇ તે પહાડ પાછળ અદૃશ્ય થયો. તેના મનમાં એમ હતું કે કદાચ નહેરની સામે પાર તેને પોતાના શોધનો પત્તો લાગે.

તેણે ખાડીમાં ઝંપલાવ્યું તેથી તેના સાથીઓ ચિંતા કરવા લાગ્યા હતા, પરંતુ તેના સામે પાર પહોંચીને અદૃશ્ય થવા પછી સૌને એમ થવા લાગ્યું કે આપણે પણ જલદી ત્યાં પહોંચી જઇએ તો સારું. ભૂખથી પેટમાં તો ગોટા વળતા હતા. પણ ત્યાં ખાય શું? રેતીમાંથી થોડાક ઝીંગા (ઝીણી માછલીઓ) વીણીખાઇને સૌએ થોડીઘણી ભૂખને સમાવી.

સામે નજર કરતાં જાણે મોટો ઉપસાગર પડ્યો છે. દક્ષિણ તરફથી તેની શરૂઆત થતી હતી અને વચ્ચે ધનુષ્ય પેઠે તે વળેલો હતો. એ ધનુષાકારે વળેલા ભાગની અણી પર જ આરસનો પર્વત હતો. ઉત્તર તરફ તેથી ઊલટું જ હતું. તે તરફ ઉપસાગર આગળ જતાં પહોળો થઈ ગયો હતો આ બે છેડાની વચ્ચે લગભગ આઠેક માઇલનું અંતર હતું. ઉપસાગરને કિનારેથી અરધો માઇલ દૂર રહેલો આ નાનકડો બેટ જાણે વ્હેલ માછલીનો મૃત દેહ પડ્યો હોય એવો લાગતો હતો.

ધીમેધીમે ખાડીનું પાણી ઓસરતું ગયું. જોયું તો સામે કિનારે પણ રેતીની વચ્ચેવચ્ચે કાળા પથ્થર હતા. કિનારા ઉપર લગભગ ૩૦૦ ફૂટ ઊંચો આરસનો પર્વત ત્રણેક માઇલ લાંબો પડ્યો હતો, જે ડાબી બાજુએ સીધો દીવાલ જેવો થઇ ગયો હતો. તેની પેલી પાર ઝાડપાન દેખાતાં હતાં. વાયવ્ય દિશાએ આરસના પહાડની પેલી પાર સાતેક માઇલ ઉપર બીજો એક પહાડ દેખાતો હતો. તેનું શિખર બરફથી ઢંકાઇ ગયું હતું અને તેના ઉપર સૂર્યકિરણો પડવાથી તે ઝળહળી રહ્યું હતું. આ સ્થળ કોઇ બેટ હશે કે દેશ હશે તે જાણવાનો બીજો કાંઇ ઉપાય ન હતો. જમણી બાજુ આવેલા ઊંચાનીચા પર્વતોથી એમ જણાતું હતું કે એ બધા ધરતીકંપથી ઉત્પન્ન થયા હશે.

ગીડીયન સ્પિલેટ, હર્બર્ટ અને પેન્ક્રોફ્ટ સૌ ઝીણી નજરે આ સ્થળનું નિરીક્ષણ કરવા લાગ્યા. કોણ જાણે કદાચ તેમને આ સ્થળમાં લાંબો વખત પણ રહેવું પડે. મૃત્યુ પણ અહીં ન થાય તેની શી ખાતરી? કારણકે આ સ્થળ જોતાં જ એમ લાગતું હતું કે આ તરફ કોઇક વહાણો જતાંઆવતાં નહોતાં.

લગભગ ત્રણ કલાક પછી પાણી તદ્દન ઊતરી ગયું; નહેરમાં પણ તદ્દન ઓછું થઇ ગયું. અને હવે સહેલાઇથી સામે પાર જઈ શકાય તેમ હતું. દરેક વાગ્યાના શુમારે પોતપોતાનાં કપડાં ઉતારી માથે પોટલી મૂકી તરતાતરતા સૌ સામે પાર જઈ પહોંચ્યા અને તડકામાં થોડી વાર શરીર સૂકવી કપડાં પહેરી, હવે શું કરવું તે વિષે સૌ વિચાર કરવા લાગ્યા. [ચાલુ]

---

**સર જોશુઆ રેનૉલ્ડ્ઝ** (અનુસંધાન પાછળ પૃ. ૪૪૬થી)

અલબત્ત, તેની પસંદગી સામે વિરોધ દર્શાવવાનો સભ્યોને હક્ક હતો. છતાં રેનૉલ્ડ્ઝ નારાજ થયો. એ પ્રમુખપદ તેમજ સભ્ય તરીકે પોતાનું પદ તજી દૂર થયો. પાછળથી સભ્યોનું ડેપ્યુટેશન તેને મનાવવા ગયું. ગેરસમજ દૂર કરી. તેણે ફરીવાર પ્રમુખપદ સ્વીકાર્યું.

રૉયલ ઍકેડેમીના વિદ્યાર્થીઓને ઉદ્બોધન આપતાં તેના પ્રવચનો બહુ જ વખણાયાં છે. તે શ્રવણ કરવાને અતિ પ્રસિદ્ધ પુરુષો હાજરી આપતા. પહેલાં સાત પ્રવચનો પુસ્તક રૂપે પ્રકટ થયાં એટલે યુરોપનું ધ્યાન તે પર ખેંચાયું. ફ્રેંચ અને ઇટાલિયન ભાષામાં તેના તરજૂમા થયા. આ પ્રવચનો ચિત્રકળાનું સક્રિય શિક્ષણ આપવા લખાયાં નહોતાં. એ કામ તો શાળાના વર્ગોમાં થતું. તેના પાછળ રહેલો રેનૉલ્ડ્ઝનો ઉદ્દેશ તો કળાની ઉત્કૃષ્ટતા સ્થાપવાનો તથા જનતાને જગાડવાનો હતો, તેમ જ શિષ્ટ અભિરુચિ પ્રકટાવી વિદ્યાર્થીઓને એ સમયની ભૂલભરી લોકપ્રિયતામાં ઊતરી જતાં અટકાવવાનો હતો.

આ પ્રવચનો વીસ વરસના જુદાજુદા આંતરે થયાં છે; છતાં તે બધાની વચ્ચે પરસ્પર સળંગ સંગતિ જોઇ સાનંદાશ્ચર્ય થાય છે, તેમજ કળા માટેનો ઉત્સાહભર્યો આદર પહેલા જેટલો જ છેલ્લા પ્રવચન સુધી નજરે પડે છે.

આ પ્રવચનોથી તેણે ઇંગ્લંડમાં કળામીમાંસાનો સાચો પાયો નાખ્યો; ચિત્રકારો માટે સંસ્કાર અને સુંદર અભિરુચિ કેટલાં આવશ્યક છે તે એણે સમજાવ્યું. જડ, અનભિજ્ઞતાવાળો ચિત્રકાર મહાન કળાકાર બનવો મુશ્કેલ છે એમ તે કહે છે. અડસઠમે વર્ષે તેની આંખોનું તેજ તદ્દન કમી થઇ ગયું અને તેને નિરુપાયે પીંછી બાજુએ મૂકવી પડી, અને ૬૯મે વર્ષે ઇ.સ. ૧૭૯૨ના ફેબ્રુઆરીની ૨૩મી તારીખે તે શાંતિથી ચિરનિદ્રા પામ્યો.

રવિશંકર રાવળ

# ગુમ થએલો શોધક



લેફ્ટેનન્ટ કર્નલ પી. એચ. ફૉસેટ તથા તેનો પુત્ર જૅક—જે બીજા એક જુવાન સાથીની જોડે આજ સાત વર્ષથી મૅટ્રો ગ્રૉસોના અભેદ્ય જંગલની સફરમાં ગુમ થયા છે ને જીવતા હોવાનું મનાય છે, છતાં જેમનો પત્તો કાંઈ મેળવી શકતું નથી.

માનવીનાં સાહસ, હિંમત અને બહાદુરીને પડકાર દેતા જે અનેક અણખેડ્યા, અભેદ્ય અને ગૂઢ પ્રદેશો પૃથ્વીના પટ પર પડ્યા છે તે સૌમાં કદાચ સૌથી વધુ ગૂઢ, સૌથી ભયંકર, સૌથી કપરાં ને સૌથી અભેદ્ય એ મૅટ્રો ગ્રૉસોનાં ગીચ જંગલો છે દક્ષિણ અમેરિકામાં બ્રાઝિલના મધ્યભાગે, એ નામનો ૫,૭૭,૧૩૮ ચોરસ માઇલના વિસ્તારનો ૩૦૦૦ ફૂટ ઊંચો એક ઉચ્ચ પ્રદેશ છે, અને તેના ઉત્તર ભાગે એ દેશના હૃદય સરખું એ ભયાનક જંગલ મૅટ્રો ગ્રૉસો છેક સૃષ્ટિના આદિકાળથી પોતાનાં દ્વાર ભીડીને પડેલું છે. એનો અર્થ થાય છે: મહાન જંગલ. અને તે ખરેખર મહાન છે. કલ્પનામાં પણ ન આવે એટલી ઊંચાઇવાળાં વૃક્ષોની માઇલોના વિસ્તારવાળી જટાજૂથ અને અભેદ્ય ઝાડીઓ, તથા એકબીજાની લટો ગૂંથીને પડી હોય તેવી જોશભેર વહેતી ઊંડી ઘૂઘવતી નદીઓની જાળ એ પ્રદેશપર એવી તો અટવાઇને પડી છે કે વિજ્ઞાનની મદદવાળાં છેલ્લામાં છેલ્લી શોધનાં આધુનિક સંસ્કૃતિનાં બધાં સાધનો પણ ત્યાંથી બોદાં બની પાછાં પડ્યાં છે. માનવીના મુખ સામે આજ અનંત યુગોથી બીડાઇને પડેલાં એ જંગલનાં દ્વાર ખોલવાને અનેક ઝિન્દાદિલ સફરખેડુઓ અને સાહસશૂરાઓની પરંપરા ત્યાં ઊતર્યાં કરી છે, પણ આવીઆવીને અફળ ગઇ છે. કેટલાકે એ ભેદ ખોલતાં જાન ખોયા છે, કેટલાક પાછા પડ્યા છે. એ સાહસ-સફરના ઇતિહાસનાં પાનાં, પૃથ્વીના માનવીનાં શૌર્ય, સહનશક્તિ, સંકલ્પબળ, ધીટતા અને અડગતાના ઊંચામાં ઊંચા ખમીરથી આલેખાતાં આવ્યા છે; પણ અફસોસ! એ પ્રકરણોના અંત હજી લગી તો, અફળ પ્રયત્નો અને વધેરાએલા બત્રીસાઓની કરુણ કહાણીથી જ આવ્યા છે. એવી જ એક કહાણી ઇ. સ. ૧૯૨૫માં એ જંગલને ભેદવા તથા તેમાં વસતી પ્રાચીન જાતિઓની શોધખોળ માટે નીકળેલા એક બ્રિટિશ અફસર અને વૈજ્ઞાનિક શોધક લેફ્ટેનન્ટ કર્નલ પી.એચ. ફૉસેટની છે.

કર્નલ ફૉસેટ, તેનો પુત્ર જૅક અને રૅલે ડિમેલ નામનો એક બીજો અંગ્રેજ યુવક, એ ત્રણ જણા આજથી સાત વર્ષ પહેલાં બ્રાઝિલના પાટનગર રિયો દ જાનેરોથી નીકળ્યા. પણ તે પછી થોડા જ મહિના બાદ એ જંગલોમાં એમનું શું થયું તે હજુ સુધી કોઇ




મૅટ્રો ગ્રૉસોનો ઉચ્ચ પ્રદેશ બતાવતો દક્ષિણ અમેરિકાનો નકશો. વધારે ઘેરો ભાગ મૅટ્રો ગ્રૉસો—મહાન જંગલ દર્શાવે છે એમાં ટપકાંથી દર્શાવેલી જે લીટી રિયો દ જાનેરોથી શરૂ થઇને એ જંગલમાં અટકે છે તે કર્નલ ફૉસેટની સફરનો માર્ગ દર્શાવે છે.



કર્નલ ફૉસેટ ગુમ થયા પહેલાં ૫૨ કરેલી તે ક્યુલ્યુએન નદી ઉપર તીરકામઠાં વડે માછલાં મારતા ત્યાંના જંગલીઓ



કર્નલ ફૉસેટની ટુકડીને ક્યુલ્યુએન નદી પાર ઉતારી આવનાર કાલાપાલુ જાતિના બે વતનીઓ અને મિ. પેત્રુઓલો.

કાવી અને જેટલો વખત હું તે ગામડામાં રહ્યો તેટલો બધો વખત મારા તથા તે ગોરા ઉપર દિવસરાત ચોકી રાખી. કવચિત દૂરથી જ અમે માત્ર થોડાક શબ્દો બોલી શકતા. માત્ર એક વાર રાત્રે છુપી રીતે સંદેશો લખેલો એક લાકડાનો કટકો મને મળ્યો અને હું નીકળ્યો ત્યારે મને જણાવ્યું કે મારા ખબર એલચીખાતાને પહોચાડજો.

પણ આ વાત કોઈ માનતું નથી, કારણકે રેટીન જે ગામડાની વાત કરે છે ત્યાં પહોચતાં પહેલાં તો ફૉસેટની ટોળી ભૂખ, થાક અને તરસથી મરી જ જાય એવો ઉજ્જડ એ પ્રદેશ છે; તેમજ ત્યાં વસતા જંગલીઓના ભયંકર સ્વભાવનો જરા પણ વિશ્વાસ કરી શકાય નહિ એમ અનુભવી શોધકો કહે છે.

જૂની લોકવાયકા એવી છે કે એ જંગલના અતિ ગીચ મધભાગમાં એક પ્રાચીન નગરી છે અને તેનાં ઘરોનાં છાપરાં હીરાનાં તથા ભીંતો સોનાની છે. ઘણાનું ધારવું એવું છે કે એ જંગલના કોઇ મધ્ય ભાગમાં ગોરા જંગલીઓની જાતિઓ વસે છે અને તેમની પાસે અતિ કિંમતી હીરા વગેરે ઝવેરાતનો મોટો સંગ્રહ છે. આ વાત પરથી એટલો સાર કાઢી શકાય છે કે ત્યાંની પ્રાચીન જાતિઓના સરદારોએ જંગલના કોઇ એકાંત અગમ્ય ભાગમાં તેમનું ઝવેરાત ભેગું કર્યું હશે અને વસવાટ જમાવ્યો હશે. પણ કર્નલ ફૉસેટનું તો એવું માનવું હતું કે મનુષ્યજાતિનું કોઇ મૂળ આદિસ્થાન આ જંગલોમાં છે; અને તે શોધી કાઢવાની મહાન આશાએ જ તે આ ભયંકર સફરે નીકળ્યો હતો. તેણે જગતની બધી જાણીતી પ્રાચીન જાતિઓનો અભ્યાસ અને પરિચય મેળવ્યો હતો. કંઇ કેટલી યે શોધખોળોની ટોળીઓનો તે નેતા બન્યો હતો, અને સાત વર્ષ સુધી તો બહાદુરીથી બ્રિટિશ લશ્કરી નોકરી બજાવી હતી. તેનું જીવનધ્યેય વિજ્ઞાનના પ્રકાશ માટે શોધખોળ



લેફટેનન્ટ કર્નલ પી એચ. ફૉસેટનો છેલ્લો ફોટોગ્રાફ



*ક્યુલ્યુએન નદીના તીરપ્રાંતનું યાવલાપીટી નામનું એક ગામડું



ક્યુસ્યુએન પ્રદેશમાં વસતી જંગલી જાતિના માતા અને બાળક

કરવાનું હતું. પણ આ બધા ઉપરાંત તે અદૃશ્ય પ્રકારોમાં યે માનતો. અઢાર વર્ષ સુધી આફ્રિકાના જંગલોમાં રહી ત્યાંના જંગલીઓની નજરબંધી, ભૂતપ્રેતાદિની માન્યતાઓ, રોગનિવારણના ટુચકા વગેરેનો તેણે અભ્યાસ કરેલો અને પરિણામે તેને એવી માન્યતાનો ચેપ લાગેલો કે કેટલીક બાબતો તો દુનિયામાં એવી છે કે તેનો ખુલાસો વિજ્ઞાન કદી આપી શકવાનું જ નહિ.

રાંગોથી તે નીકળ્યો ત્યારે તેના જ શબ્દો હતા કે 'આ સફરેથી પાછા વળીએ એમ લાગતું નથી, કારણકે કોઇ બાબતમાં આશા પડતી નથી.' મરણની આટલી ખાત્રી છતાં તેને કે તેના જીવનસાથીઓને આ તરંગી પ્રવાસ ખેડતાં જરા યે આંચકો આવ્યો નહિ.

કેટલાક કહે છે કે અઢારમા સૈકામાં ભાગી આવેલા જેઝ્યુઇટોને જે અપૂર્વ દ્રવ્ય મળેલું તેની જગ્યા આ જંગલોમાં છે અને તે શોધવાનો મિ. ફૉસેટનો ઇરાદો હતો. એક વાર તો તેમને સોનાની એક ખાણ હાથ પણ લાગેલી, પરંતુ ફરી પાછી તે જડી જ નહિ !

જંગલીઓનો સ્વભાવ પોતે સારી રીતે જાણતા હોવાથી કર્નલ ફૉસેટ કેટલાંક તાવીજો અને પથ્થરની દસ ઇંચની એક તકતી તો પોતાની સાથે જ રાખતા. એ ઉપરાંત સાથે એક ફ્લૅશ લાઇટ રાખતા, જે વડે જંગલીઓને ચકિત કરી તે તેમની પાસેથી છૂટી જતા.

હાલ જ્યાં તેની શોધખોળ ચાલી રહી છે ત્યાં કૅરાબુ દૂપી નામની જંગલી જાતિ રહે છે. આમાંની કેટલીક જાતિઓને તો સાહસિક પાદરીઓએ સુધરેલા જગતની રીતભાત શીખવી છે. છતાં ઘણી રીતે તેઓ જગતના આદિકાળની રહેણીને વળગી રહ્યાં છે. હજી હમણાં સુધી તેમનાં હથિયારો, વાસણો, સાધનો વગેરે લાકડાં કે પથ્થરનાં જ હતાં. તેઓ ઘરબાર બાંધ્યા વિના જ એ ભૂમિ પર જાનવરની માફક નવસ્રાં રખડતાં ને પથ્થરો કે ધૂણીની રાખ પર સૂઈ રહેતાં. હાથ લાગે તે જાનવર મારી તેનું કાચું ને કાચું માંસ ખાઇ ભૂખ શાંત કરી લેતાં; અથવા કોઇવાર વાંસના પોલાણમાં તેને નાખી શેકી લેતાં. માણસને ખાઈ જવામાં યે તેમને વાંધો નહિ. એમાંની કોઈ બે જાતિઓને લડાઇ થાય ત્યારે જીતનારાઓ દુશ્મનનાં મુડદાંનું ભોજન કરી જતા.

આવી જાતિની વચ્ચે, કેટલાક માને છે કે કર્નલ ફૉસેટને બાવા આદમનું મૂળ સ્વર્ગ દેખાયું છે; અને એ વાત ખરી હોય અને તે સાહેબનો પત્તો લાગે તો ઘણી જ આશ્ચર્યજનક હકીકતો સાંભળવાની મળશે.

હાલ કેટલીક શોધખોળ કરનારી ટોળીઓ એમની ખોળના કામે લાગી ગઇ છે, જેમાંની એક ટુકડી તો એરોપ્લેનમાં જ એ આખા પ્રદેશ પર નજર નાખી રહી છે. તેમને પણ હજુ લગી તો કર્નલ ફૉસેટ જીવતા હોવાની આશા સાંપડી નથી. નીચેની ટુકડીઓએ અનેક અજાણી ભાષા બોલતી જાતિઓ જોઇ, તેમનાં ગામડાં જોયાં. માત્ર ઇશારતો સિવાય બીજી કોઇ રીતે હાલ તેમની સાથે વ્યવહાર થઇ શકતો નથી. એટલે તેમાંના કોઇ ફૉસેટ વિષે જાણતા હોય તોપણ વાત કઢાવવી મુશ્કેલ છે. સરહદ પરના એકબે જંગલીઓ આમાંની થોડી જાતિઓની સાથે વાત કરી જાણે છે. તેમને સાથમાં રાખી ભાષા અને જાતિના અભ્યાસીઓની ટોળીઓ હવે મોકલવાની યોજના ચાલે છે. તે યોજના સફળ થશે તો ૧૯૩૩માં તેમના કામનો આરંભ થશે.

**ક્ષારાબ્ધિ** — શાર્દૂલવિક્રીડિત

છાંડી ગૂઢ પિતા તણું રીસ ધરી ભાંડુ ગણી ના ભજે,
આવી લાગી સહાનુભૂતિ સખીની લેવી પિયુને ગ્રહે;
હૈડેહૈડ મળી, ન કિન્તુ નિધિનાં હાસ્ય ખૂલ્યાં ઉરનાં,
ઓલું 'બાણી સરિત રોઈ' જલને ખારાં કરે અબ્ધિનાં. —હેવજી રા. મોઢા

# જેવરો મોરપીછ

## જેને પરિણામે આમોદ અને આશ્ચર્ય આંસુમાં પલટાય છે એવી ભૂતકથા

મોહનલાલ, સુંદર અને જૉસફ ફેર્યથી તે મૅટ્રિક લગી એક જ ગામમાં સાથે ભણેલા; પણ પછી છૂટા પડી ગએલા. હમણાં એ ત્રણે જણા જુદાજુદા ધંધો કરતા પણ મુંબાઇમાં જ રહેતા હતા. મોહનલાલ કાપડનો વેપાર કરતા હતા; સુંદર એક નામચીન ઍક્ટર હતો અને જૉસફ (ઍંગ્લો ઇન્ડિયન) સાર્જન્ટ હતો.

પોતાની જૂની મિત્રાચારીના દિવસો યાદ કરીને તેને ગાઢ કરવા તથા આનંદ કરવા માટે આજે તેઓ નાતાલની રજા સાથે ગાળવા નીકળ્યા હતા અને દરિયા-કિનારા પરના એક ગામડાના કોઇ નાના ને જૂના પણ સુંદર દેખાતા ઘરના દીવાનખાનામાં તેઓ તાપતા બેઠા હતા. ગાત્ર ઠારી નાખે તેવી કડકડતી ઠંડી પડતી હતી. આખી મંડળી બધા મળીને આઠેક જણાની હતી.

મોહનલાલ પોતાની સાથે બે કારકુનો લાવેલા હતા. સુંદરની જોડે તેનો દોસ્ત જીવન કરીને ઍક્ટર હતો. ટાઢમાં વખત પસાર કરવા માટે ગામના એક વૃદ્ધ માણસને ગામની જૂની વાતો કહેવા તેમનો નોકર બોલાવી લાવ્યો હતો.

વાત કરતા કરતાં તે લોકો ભૂતની વાતો પર ચડી ગયા. પેલા કારકુનોએ ભૂતપ્રેતની એકબે વાર્તાઓ કહી પણ તેની કાંઇ અસર કોઇના પર થઇ નહિ. પછી તેઓના નોકરે એક વાત ઉપાડી, તેની સહેજ અસર થઇ હોય તેમ લાગ્યું કારણકે અચાનક એક ઊંદરના નીકળવાથી બધા જ ચમકી ઊઠ્યા!

'આનું નામ તે ભૂતની વાતો.' સુંદર બોલ્યો. 'પણ મેં એક એના કરતાં પણ વધારે ભયંકર વાત સાંભળી છે.' કહી તેણે પણ એક વાત કહેવા માંડી.

'બસ, હવે.' કોઇ બોલી ઊઠ્યું.

એવામાં પેલો વૃદ્ધ માણસ બોલ્યો: 'ભૂત કાંઇ મશ્કરી કરવા લાયક વસ્તુ નથી. એમ તો આ ઘરમાં પણ ભૂત થાય છે; કેમ ખરું ને, રામસીંગ?'

'એવું કહેવાય છે ખરું.' નોકર રામસીંગે જરા ગભરાઇને જવાબ આપ્યો.

'કહેવાય છે શું? મારા બાપ પણ જેવરા મોરપીછને જોઇને બીનેલા ને!' ડોસાએ કહ્યું.

'એ જેવરો મોરપીછ કોણ?' એક કારકુને પૂછ્યું.

'એ હતો તો એક ભારે બહાદુર લુંટારો. તે હમેશાં પોતાના માથામાં મોરનું પીછું ખોસતો તેથી લોકો તેને 'જેવરો મોરપીછ' કહેતા. આ ઘરમાં એ છુપાઇને રહેતો. એટલામાં પોલીસને ખબર પડી અને તેમણે આ ઘરને ઘેરો ઘાલ્યો. અંતે પોલીસને હાથે રીબાઇને મરવા કરતા તેણે આપઘાત કરવો ઉચિત ધાર્યો અને આ ઘરના એકાદ ઓરડામાં તેણે ગળે ફાંસો ખાધો.' ડોસાએ ગંભીર સ્વરે વાત કહી સંભળાવી.

'કયા ઓરડામાં?' ત્રણ જણાએ સામટું પૂછ્યું.

ડોસાએ માથું ધુણાવ્યું; 'તે હું કહી શકતો નથી, કારણકે મને ચોક્કસ તો ખબર જ નથી; પણ લોકવાયકા છે કે જેવરો હજુ આ ઘરમાં થાય છે.'

'બસ, કાકા બસ, હવે.' એક ધ્રૂજતો અવાજ નીકળ્યો: 'તેણે કયા ઓરડામાં ફાંસો ખાધો તે તમે જાણતા હોત તો સારું થાત!'

'કેમ?'

'તો હું તે ઓરડામાં સૂવાની તસ્દી ના લેત.'

'પણ એમાં બીવા જેવું કશું નથી.' વૃદ્ધ જરા તપીને બોલ્યો, 'ભૂત કંઇ તમને ખાઇ જવાનું નથી.' પછી બીજા તરફ જોઇને તેણે કહ્યું, 'ચાલો ભાઇઓ! ત્યારે હવે હું રજા લઇશ.' એમ કહીને તે ઊઠ્યો. તેના ગયા પછી બેત્રણ મિનિટ લગી તો કોઇ કંઇ બોલ્યું નહિ. પછી જૉસફ જે અત્યાર લગી એક શબ્દ પણ બોલ્યો નહોતો તે બરાડી ઊઠ્યો, 'રાસ્કલ' આમ લોકોને બીવડાવવા માટે તને તો ચાબુકનો માર પડવો જોઇએ.'

'કાંઇ નહિ;' મોહનલાલ બોલ્યા, 'ઘરડાં માણસોને એવી વાતોનો જરા શોખ હોય છે. રામસીંગ!' તેઓ રામસીંગ પ્રત્યે જોઇ બોલ્યા, 'જરા ચાહ કરી લાવને?'

'જી!' કહી રામસીંગ આજુબાજુ જોતો ચાલ્યો ગયો.

'એ બહાદુર પાસે જ રાત્રે ભૂત આવે તો મજા આવે.' રામસીંગના ગયા પછી જીવન પેલા ડોસાને

ઉદ્દેશીને બોલ્યો.

'ભૂત!' સુંદર જે જીવનના કહેવાથી વિચારમાં પડી ગએલો તે ઓચિંતો બોલી ઊઠ્યો. આથી બધા એકદમ ચમક્યા. 'ભૂત! અલ્યા, મને એક સરસ વિચાર આવ્યો છે. હું ઍક્ટર છું એટલે મને ભૂતનો વેશ ભજવતાં અચ્છો આવડશે. તેને બીવડાવું તો?'

'ના, ના; જવા દે.' મોહનલાલ બોલી ઊઠ્યા, 'બીચારો મરી જશે.'

'તો પંચાત ઓછી;' સુંદર બોલ્યો. 'સા—વખતે કવખતે બીવડાવવા આવે છે તે?' એવો તો ભૂત બનીને જાઉં કે તમે પોતે પણ મને ન ઓળખી શકો.'

'અશક્ય.' એક કારકુન હસ્યો. 'તમે અમને કહી દીધું છે એટલે અમે તો તરત ઓળખીએ.'

'એમ! ત્યારે તો હવે તમને બીવડાવું તો જ હું ખરો. પહેલાં તમને બીવડાવી પછી જ પેલા ડોસા પાસે જઈશ. હું કેવો સરસ ખેલાડી છું તેની તમને હજી બરોબર ખબર નથી લાગતી. આજ પારખું બનાવું; કેમ, જીવન?'

'હા.' જીવને હાપશી પૂરી: 'એ વાત ખરી; પણ આપણે એ પ્રયોગ અજમાવવો નથી.'

'એમ! વેપારી મોહનલાલનો જુસ્સો ઊછળી આવ્યો. હું દસ રૂપિયાની શરત મારું છું કે તું મને હરગીઝ ના બીવડાવી શકે, સુંદર.' સુંદર આ સાંભળીને ઊભો થઇ ગયો. 'વારુ. કબૂલ છે. હવે જોઇ લો રંગ; હું હમણાં આવું છું.' કહીને ચાલ્યો ગયો. પછી કારકુનોએ કાંઇ ગૂપચૂપ વાતો શરૂ કરી. ઍલસફ મનમાં ગાવા લાગ્યો. અને મોહનલાલ તથા જીવન બેસી રહ્યા. આમ કરતાં શાંતિમાં લગભગ પાએક કલાક વીતી ગયો. એટલામાં જીવન બોલ્યો, 'આ સુંદરને પોતાની ઍક્ટિંગનું બહુ અભિમાન છે. એને . . . .

પણ એ વાક્ય પૂરું કરે તે પહેલાં તો દાદર પર ધબધબ પગલાંનો અવાજ સંભળાયો અને દિક્કા ચહેરા વાળો રામસિંગ અંદર દોડી આવ્યો, 'સાહેબ સાહેબ મેં એને જોયો.' કહી હાંફતો હાંફતો તે જમીન પર બેસી ગયો.

'કોને જોયો?' મોહનલાલે જરા કડકાઇથી પૂછ્યું.

'એને! જેવરાને!'

'હંબગ!' મોહનલાલ બોલ્યા. છતાં તેમના અવાજમાં સ્પષ્ટ ધ્રુજારી હતી.

'ખરેખર સાહેબ:' રામસીંગ બોલ્યો. 'મેં એને મારી સગી આંખે બારણામાં ઊભેલો જોયો. પછી તે અદશ્ય થઇ ગયો.'

એટલામાં બહારથી એક ચીસ સંભળાઇ અને વીખરાયલા વાળ તેવો જ પોશાક, તથા અરધા પેઇન્ટ વાળું મોં લઇને સુંદર અંદર ધસી આવ્યો અને મોહનલાલ પાસે જઇ પડ્યો.

'શું છે?' બધાએ એકી સાથે પૂછ્યું.

'મેં—મેં—મારા ખભા પર તેણે હાથ મૂક્યો . .' સુંદરે લગભગ ચીસ પાડી.

કોણે હાથ મૂક્યો તે પૂછવાની કોઇને જરૂર જણાઇ નહિ. પછી મોહનલાલે ધારે રહીને જીવનને અને સુંદરને સમજાવીને સૂવા મોકલી દીધા.

એટલામાં રામસીંગ બોલ્યો, 'સાહેબ, પેલી ચા બળી જતી હશે. જો મહેરબાની કરીને મારી સાથે તમે બધા ચાલો તો હું તૈયાર કરી લાવું. હવે એકલા ત્યાં જવાની તો મારામાં હિંમત નથી.'

'ચાલો.' કહી મોહનલાલ ઊઠ્યા અને તેની પાછળ ચાલ્યા. પણ જૉસફ બોલ્યો: 'હું તો કાંઇ આવતો નથી. હું ભૂતમાં માનતો જ નથી; અને એ ભૂત મારી સામે આવે તો તેને આ રીવૉલ્વરથી વીંધી જ નાખું.' કહી તેણે પોતાની રીવૉલ્વર બહાર કાઢી.

બીજા બધા ચાલ્યા ગયા અને થોડી વાર પછી ચા લઇને પાછા આવ્યા. સૌએ ચા પીધા પછી બધા સૂવાની તૈયારી કરવા લાગ્યા.

'સાહેબ,' રામસીંગ મોહનલાલ તરફ જોઇ બોલ્યો, 'તમે એક મીણબત્તી મગાવો તો હું લૅમ્પ હોલવી નાખું.' મોહનલાલે મીણબત્તી મગાવી અને દીવો હોલવાયો કે તરત જ બહાર ધીમાં પગલાં સંભળાયાં.

બારણું ધીરેધીરે ઊઘડી ગયું અને એક જૂના કાળના રજપૂત જેવો પોશાક પહેરેલો દિક્કા ચહેરા વાળો આકાર અંદર આવીને ઊભો રહ્યો. તેના માથામાં મોરનું પીંછું ખોસેલું હતું. ધક! ધક! કરતાં બધાના હૃદય ધડકી ઊઠ્યાં. પછી પેલા આકારે મીણબત્તી સામે જોયું ને જોરથી ફૂંક મારી. મીણબત્તી હોલવાઇ ગઇ. ઓરડામાં બધે ઘોર અંધકાર ફરી વળ્યો.

'બૅંગ!' કરતોકને જૉસફની રીવૉલ્વરનો ભડાકો થયો અને અંધારામાં કોઇ પડ્યું હોય તેમ સંભળાયું. તરત

કોઇએ મીણબત્તી સળગાવી અને પ્રકાશમાં પેલા ફિક્કા ચહેરા વાળો રજપૂત ઊંધમૂંધ પડેલો દેખાયો. પછી મોહનલાલે સ્વસ્થતા મેળવી પેલા ભૂતને ભાનમાં આણવા તેના મોં પર પાણી રેડ્યું. ત્યાં તો મોં ઉપરથી પેઇન્ટના રેલા ઊતર્યા અને બધા અજાયબીમાં ચીસ પાડી સુંદરના મૃત ચહેરા ભણી જોઈ રહ્યા!

એવામાં ફડાક દેતું બારણું ઊઘડ્યું ને જીવન અંદર ધસી આવ્યો. તેનો ચહેરો સફેદ પૂણી જેવો થઇ ગયો હતો.

'ઓ બાપ રે!' તેણે ચીસ પાડી. 'તમે–તમે–તેને?'

કોઇ બોલ્યું નહિ.

'મેં એને ના પાડી હતી;—મેં ના પાડી હતી;—ના—' કહેતાં તો એનો અવાજ ફાટી ગયો અને તે મોહનલાલના હાથમાં મૂર્છિત થઇ ઢળી પડ્યો.

(અંગ્રેજીને આધારે) **નિરંજન મજુમદાર**



# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

ચાલુ માસની હરીફાઇમાં ભાઈ નરેન્દ્રદેવ વિદ્યાલંકાર (મ્યુનિક–જર્મની)નું ચિત્ર પ્રથમ આવે છે. મનોહર સૂર્યાસ્તના ચિત્રમાં મુખ્ય પ્રકાશથી દૂરના કિનારામાં છૂટા પડતા પેલા આકારોમાં ઊંચેરની આકાશ સુધી છાયાઓનો ક્રમ બહુ સરસ રીતે ઉતારવામાં આવ્યો છે. તે સાથે પ્રત્યેક તત્ત્વ (આકાશ, પાણી તથા જમીન)ના ધર્મો સુસ્પષ્ટ ભાસે છે પાણીમાં પડતું સૂર્યનું પ્રતિબિંબ કેંદ્રસ્થ આકર્ષણ છે; તેનાથી આંખ ધીમેધીમે જળ વિસ્તાર ઉપર આંદોલન લેતી લ્હેર અનુભવે છે. ઉપર વાદળાં પણ હવામાં એવી જ સુંદર વિશાળતામાં લાંબી પૂણીઓની માફક પથરાઈ આખા ચિત્રપટનું ગાંભીર્ય સાચવે છે બીજું ઇનામ ભાઈ નટવરલાલ રાવત (અમદાવાદ)ને 'ખાનગી વાત' નામના પ્રાણીચિત્રમાં આબાદ કુતૂહલ ઉતારવા માટે મળે છે. આ વાનર–યુગલની પેલા કેટલી સ્વાભાવિક અને માનવી જેવી ગંભીરતા વાળી હોવા છતાં વિનોદભરી

લાગે છે એ સમજવવું પડે એમ નથી. ખરી તકે કૅમેરાની ચાંપ પટકારનારને આવા ચિત્રની કિંમત તરત સમજાશે. ત્રીજું ચિત્ર Deeply Engrossed નામથી ભાઈ વસંત દેસાઇએ મુંબાઇથી મોકલ્યું છે. અનેક વાર સૂચના આપ્યા છતાં અંગ્રેજી અભિનામ આપવાનું ગુજરાતી જુવાનોને શા માટે ગમે છે તે સમજાતું નથી. 'નિમગ્ન' 'મશગૂલ' વગેરે શબ્દો એવા જ ઉઠાવદાર છે. આટલી ટીકા પછી ચિત્ર માટે અમે તે ભાઇને અભિનંદન આપીએ છીએ. બાલજીવનની મધુરતા તેના સ્વાભાવિકપણામાં સહજ પ્રકટે છે. માત્ર એટલાની આગલી જગ્યાનું ખાલીપણું ખટકે છે, ત્યાં જરા ખૂણીથી રમતનું પડતું મૂકાએલું કોઇક સાધન ગોઠવીને તે ભાઇ દેસાઇએ ખટકતું અટકાવ્યું હોત, અથવા એટલાની ધાર ભુલાવી શક્યા હોત

નોંધપાત્ર ચિત્રોમાં ભાઇ હર્ષદ પંડ્યાનું 'અસ્ત' ચિત્ર આવે છે. તેણે સૂર્યાસ્તના વાદળની આડે ત્રણ સોનાગાં પસંદગી તો સરસ બતાવી છે; માત્ર જમીનનો આડો કાળો પટ વચમાં કોઈ પ્રકાશમય આકૃતિથી ભૂંસી શકાય એવો થયો હોત તો ચિત્ર સર્વસંપૂર્ણ બની શકત; અથવા કોઇ મનુષ્ય કે પ્રાણીનો ઉઠાવદાર છાયામય આકાર વચમાંથી એ ક્ષિતિજરેખાને યોગ્ય રીતે ભંગ કરતો પણ લાવી શકાત. 'પ્રયત્ન' નામના ચિત્રમાં ભાઇ રસિકલાલ દેસાઇ (અમદાવાદ) એ આગળની છાયાઓ ઘેરી રાખી દૂરનું દૃશ્ય જુદું પાડવા પ્રયત્ન કર્યો હોત તો સારું ચિત્ર થાત એવી જ સૂચના કોચીનવાળા ભાઇ એધવજી જેરામને 'મલબારના માછીમારની નાવ'ની છબી માટે કરી શકાય. સિદ્ધપુરવાળા દવે વાસુદેવ, મુંબાઇના ભાઇ મનુભાઇ, અમદાવાદના ત્રીકમલાલ પંડ્યાજી તેમજ રામપ્રસાદ શાસ્ત્રી અને પાલેજવાળા ભાઈ વેણીલાલ રાવળ એમણે સારા ચિત્રપ્રસંગો જોયા છે, પણ ચિત્રયોજના સારી કરી શક્યા નથી પરંતુ એમની ફોટોગ્રાફી સારી છે એટલે એ જ નેગેટિવોમાંથી જરૂર પૂરતા ભાગોને ચિત્ર તરીકે રાખી તેનાં એનલાર્જ કરીને સારાં ચિત્રો ઉપજાવી શકાય.

# નવાં પુસ્તકો

'કોશ એ વિદ્યાર્થીઓને મૂંઝવવા માટે નથી, પણ દીવાદાંડીના પેઠે એ પ્રકાશ આપવા માટે છે' એ ઉદ્દેશ લક્ષ્ય તરીકે રાખીને તૈયાર કરેલો મૅટ્રિક સુધીની કક્ષાના સંસ્કૃતનાં અભ્યાસીઓને ઉપયોગી થાય તેવો **સંસ્કૃત-ગુજરાતી લઘુકોશ**-સંગ્રાહક, ગણેશ સદાશિવ નલવલકર, પ્રકાશક: શ્રી દ. મૂ. પ્ર. મંદિર ભાવનગર. કિં. ૧-૮-૦. **આપણા ઉંબરમાં**-'આપણી પડખોપડખ જ, જાતમહેનત કરીને જીવનસંગ્રામ ખેડતી ઉદ્યમી જનોની જે આખી દુનિયા ભરેલી છે, ને જેના તરફ આપણે આંખ સરખી પણ ફેરવી નથી તેમનાં જીવનનાં સાનુકંપ દૃષ્ટિથી આલેખેલાં સજીવ કથાચિત્રો; સંપાદક; શ્રી ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક; ફૂલછાબ કાર્યાલય રાણપુર; કિં ૦-૪-૦. **પ્રાથમિક સંગીત**-સંગીત શીખનારને શાસ્ત્રીય વિષય નીરસ ન લાગે ને ઉત્સાહથી ઉચ્ચ સંગીતને રસ્તે ચડે એ ઉદ્દેશથી બનતા ટુંકાણમાં સંગીતની શાસ્ત્રીય માહિતી અને કંઠમાંથી સહેલાઇથી નીકળી શકે તેવા સહેલા રાગોના ક્રમવાર ગીતો, તેના રાગની માહિતી તથા થોડાક સહેલા તાલો ને પ્રાથમિક સ્વરાલંકાર લેખક પ્રકાશક પ્રો. શંકરરાવ વ્યાસ, ભદ્ર અમદાવાદ; કિં. ૦-૮-૦ **સત્યની શોધમાં**-લે. ઝવેરચંદ મેઘાણી, મુદ્રક ને પ્રકાશક: રામુ પરમાનંદ ઠક્કર, સ્વાધીન મુદ્રણાલય રાણપુર; મૂલ્ય એક રૂપિયો. **કળા વિષે પ્રવચનો**-સર જોસ્વા રેનોલ્ડ્ઝના '*Discourses on Art*'ને આધારે તૈયાર કરનાર રતુભાઈ જદુનાથ ત્રિવેદી બી. એ; એલ. ટી. સી. શ્રી રવિશંકર મ. રાવળના 'પરિચય' લેખ સહિત. પ્રકાશક' લુહાણામિત્ર સ્ટીમ પ્રિ. પ્રેસ, રાવપુરા વડોદરા; મૂલ્ય. કાગળનું પૂઠું. ૧-૫-૦. છીંટ પૂઠું ૧-૭-૦. **લગ્નનો આદર્શ**-લે. શ્રી સુરેશ દીક્ષિત, એમ.એ; એમ એસસી. પ્રકાશક: શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ, ગીરગામ બૅક રોડ, મુંબાઈ-૪. કિં. ૦-૮-૦ **પૂનિત ગંગા**-લે. રાયદા, પ્રકાશક: 'બે ઘડી મોજ' કાર્યાલય, મુંબાઈ; કિં. ૩-૮-૦. **પ્રાસંગિક મનન**-લે. મિનુભાઈ. પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર, ભાવનગર; કિં. આઠ આના. **ચતુર બર્થોલ્ડ**-લે. ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ, તંત્રી બાલોદ્યાન, પ્રકાશક: ઉપર મુજબ; કિં. ૦-૬-૦ **સારી રીતભાત**-લે. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઈ; પ્રકાશક: પુસ્તકાલય સ. સ. મંડળ લિ. રાવપુરા, વડોદરા; કિં. સાત આના. **પ્યારા નબી**-ઉર્દુ પરથી ભાષાંતરકર્તા 'વહશી'; પ્રકાશક: અબ્દુલ્લા આહમદ ઇસ્માઇલ, રાંદેર; કિં. ૦-૩-૦. **શ્રીમદ્ ભાગવત પ્રવેશિકા**-લે મૂળશંકર કેશવરામ શાસ્ત્રી; પ્રકાશક: ચુનીલાલ વિ. બુટાલા; મૂલ્ય બાર આના 'દિવ્યચક્ષુ'ના લોકપ્રિય લેખક શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇની પહેલી નવલકથા જયંત શ્રી કનુ દેસાઇના ચિત્રો સાથેની નવી સચિત્ર આવૃત્તિ, પ્રકાશક: કૌમુદી કાર્યાલય, રાવપુરા વડોદરા; કિં. બે રૂપિયા. **હોમીયોપેથિ એટલે શું? અને બાયોકેમિક પ્રવેશિકા**-બાર જીવનરસાયન ક્ષારોનો ટૂંક પરિચય ને જીવન રસાયનશાસ્ત્રનાં મૂળતત્વો. લેખક અને પ્રકાશક: ડૉ ગોવિંદજી ભૂલાભાઇ પટેલ, મુ નવસારી; કિં. આઠ આના **ન્હાના ન્હાના રાસ: ભાગ ૧લો**, આવૃત્તિ છઠ્ઠી; એંસી રાસની ગરબાવલિ લેખક અને પ્રકાશક: ન્હાનાલાલ દલપતરામ કવિ. ભદ્ર, અમદાવાદ કિંમત ૧ રૂપિયો **કિલ્લોલ**: શ્રી ઝવેરચંદ મેઘાણીકૃત સચિત્ર બાલગીતો. આવૃત્તિ બીજી. પ્રકાશક: કપિલપ્રસાદ મહાસુખભાઈ દવે ગાંધી રોડ, અમદાવાદ. કિં. છ આના. **જયોત અને જવાળા** એક સંપૂર્ણ નવલકથા. લેખક તથા પ્રકાશક: ચુનીલાલ વર્ધમાન શાહ સોલ એજન્ટ: કપિલપ્રસાદ મહાસુખરામ દવે. ગાંધી રોડ, અમદાવાદ. મૂલ્ય સવા રૂપિયો.

# જલવિહાર

તરવું, તાંતરવું, તસ્કરવું, નાડી અને વળી ન્યાય,
રાગ, પાઘ ને પારખી એ આઠે આપ કળાય. (પ્રાચીન)

તરવાની કળાના પૂજારીઓ આલમમાં અનેક છે. ઇતિહાસના છેક સર્જનકાળથી ઋષિમુનિઓ ને કવિઓએ કુશળ તરનારનાં ને જલવિહારનાં યશોગાન ગાયાં છે. ઇજિપ્તના પૂર્વકાલિન પૂજારીઓ નીલા નદીના નીરમાં ડૂબકી મારી પવિત્ર થતા. ગંગાસ્નાનનું માહાત્મ્ય પણ આપણામાંથી હજી ભૂલાયું નથી. વેદના વારામાં અને ત્યાર પછીના પુરાણકાળમાં પણ સ્ત્રીઓ તરવાની કળામાં કુશળ હતી. ભોજરાજાના વખતમા સ્ત્રીઓ નર્મદા નદી તરી જતી તે બતાવતો શ્લોક છે. બુક ઑફ એક્ઝોડસમાં ફેરોની સ્ત્રીઓને નીલામાં તરવાની ટેવ હતી તેમ જણાવ્યું છે.

પુરાણી શિલ્પકૃતિઓ પણ સાબિત કરે છે કે તરવાની કળા તે સમયે સુસાધ્ય હતી. સિરીયાના રાજા અસુર નાસિર પાલને તેના લશ્કર સહિત તરતો બતાવતી ઇ.સ. પૂર્વે ૮૮૦ની સાલની ધાતુની ઉપસાવેલી આકૃતિઓ બ્રિટિશ મ્યૂઝિયમની નીમરૉડ ગૅલૅરીમા છે. તેમાં એક શિલા પર નદી પાર કરતા ત્રણ યોદ્ધાઓ બતાવવામાં આવ્યા છે, જે માંહેના બે પાસે આશીરિયા અને મેસેપોટેમિયામાં નદી કાંઠે વસતા આરબો વાપરે છે તેવી ચામડાની મસક જણાય છે. તેઓ પડખાભર તેમજ ઊંધી તર તરતા જણાય છે. પૉમ્પીઆઇનાં ડ્રુજેનનાં ચિત્રોમાં ઇંગ્લાંડની અત્યારની પ્રચલિત રીતે તરતી આકૃતિઓનાં ચિત્રો છે.

રોમન અને ગ્રીક પ્રજામાં શારીરિક વિકાસ માટે બીજી બધી કસરતો કરતાં તરવાને વધારે ઉત્તેજન અને મહત્ત્વ અપાતું. મહાકવિ હોમર રચિત હીરોડોટસની ગાથામાં અને 'લૉઝ ઑફ લાઇકરગસ'માં પણ જલવિહાર વર્ણવેલો છે. રોમન સૈનિકોની હરીફાઇઓમાં તરવાની શરતો પણ હતી. પોર્ટુગાલનો પ્રાચીન મહાકવિ કૅમૅઑન, વસહ ભગવાને વેદો ગોદામાં રાખી બચાવ્યા હતા તેમ, પોતાનાં કાવ્યો મોઢામાં રાખીને નદી તરી ઊતર્યો હતો. બ્રિટનનો વિજેતા જુલિયસ સીઝર કુશળ તરનાર તરીકે પ્રસિદ્ધ હતો. ઍલેક્ઝાંડ્રિયામાં ટૉલેમીએ તેના ઉપર હુમલો કર્યો ત્યારે તે પોતાના જહાજ સુધી તરીને ગયો હતો અને ફરીથી લશ્કર સાથે આવી ટૉલેમીને હરાવ્યો હતો.

કેટોના જીવનચરિત્રમા પ્લૂટાર્ક જણાવે છે કે તત્ત્વવેત્તા સેનેકા બહુ અચ્છો તરનારો હતો અને પોતાના પુત્રોને ભયંકર અખાતો તરતાં તે શીખવતો. રોમન લોકોએ યુરીનેટર્સ નામથી ઓળખાતું ડૂબકી અને ધૂબકા મારનારાઓનું મંડળ સ્થાપ્યું હતું. રોમમાં જાહેર તરવાનાં સ્થળો તો ઠેરઠેર હતાં. વીનસદેવીની પૂજારણ પોતાની પ્રિયતમાને મળવા દરરોજ રાત્રે હેલેસ્પૉન્ટની સામુદ્રધુનિ તરીને જતા. ઍબિડૉસના જુવાનની વિખ્યાત પ્રેમકથા, તથા આપણા પંજાબની હીર અને રાંઝાની તથા સિંધની સુણી અને મેહારની, માટીના ઘડાને આધારે નદીઓ તરતાં પ્રેમીઓની કથાઓ તો સુપરિચિત છે. ત્યારથી પણ વધુ માઇલના વિસ્તારની તોફાની હેલેસ્પૉન્ટ તરી શકાવા વિષેની શંકા અંગ્રેજ કવિ લૉર્ડ બાયરન તથા લેફ્ટેનંટ એકનહેડે ઇ.સ. ૧૮૧૦માં જાતે એ સામુદ્-

પુનિ તરીને ટાળી હતી. બાયરને તેનું સુંદર વર્ણન કર્યું છે.

ઇતિહાસના અભ્યાસીઓ હૉરેશ્યસની વીરતાથી તો પરિચિત જ છે. રોમની કોગલાગીઓ પણ તરવામાં કુશળ હતી. એટ્રુરિયાના રાજા પોરસેના પાસે બાંહેધરી તરીકે મોકલવામાં આવેલી કલેલીઆ ત્યાંથી નાસી ટાઇબર નદી તરીને રોમ આવી હતી. તેના માનમાં બાવલું ઊભું કરવામાં આવ્યું હતું. રોમનો મહાન શહેનશાહ શાર્લમેન તરવાની કળામાં કુશળ હતો. નૉર્વેનો એક રાજા પણ કુશળ તરનાર તરીકે પ્રખ્યાત હતો.

મોગલ બાદશાહોમાં બાબર અને અકબર તો તરવાની કળામાં નિપુણ હતા. કેટલીક વખત તો તેઓ પોતે લગામ મોંઢામાં રાખી તરતા અને ઘોડાને દોરતા. પૂર્વે લશ્કરી કેળવણી લેનારને તરતા પણ શીખવું પડતું. છેલ્લા મહાયુદ્ધ સમયે ગોળીઓના વરસાદ વચ્ચે સંદેશા પહોંચાડવા માટે નદીમાં કૂદી પડી તરી નીકળી જનાર કેટલા યે અમલદારો પ્રખ્યાતિ પામ્યા છે.

ઍનટમી ઑફ મેલેન્કલી નામના પોતાના વિખ્યાત પુસ્તકમાં બર્ટન ધનવાન અને ગરીબો બંને માટે સરખી આનંદદાયક અને ઉપયોગી કસરત તરીકે તરવાની કળાને મહત્વ આપે છે. લુઇ અગીઆરમો અને તેના રાજસેવકો પારીસની સીન નદીમાં વારંવાર સાથે તરવા જતા. ચાર્લ્સ બીજાના સમયમાં જલવિહાર ફૅશનમાં ગણાતો.

તરવાની કળા વિષેનું પહેલવહેલું પુસ્તક ઇ.સ. ૧૫૩૮માં એક ડચે લખ્યું. ૧૫૮૭માં ઇંગ્લાંડમાં લૅટીન ભાષામાં એક પુસ્તક પ્રસિદ્ધ થએલું તેમાં આખાં પાનાં ભરીને ચિત્રો આપેલાં હતાં. ત્યારપછી તો યુરોપ અને અમેરિકામાં આ વિષય ઉપર એટલાં પુસ્તકો છપાયાં છે કે તેની એક મોટી જુદી લાયબ્રેરી જ થાય!

તરવાની ક્રિયામાં દરેક પ્રકારની કસરતનો સમાવેશ થાય છે; પરંતુ બહુ જ ઓછા તે કળા પદ્ધતિસર શીખે છે કે આચરે છે. ઘણા યે ઝડપથી તરી શકનારને જ્ઞાન નથી હોતું કે તેઓ શા માટે આટલા ઝડપથી તરી શકે છે; કારણ કે આ શક્તિ તેમને અકસ્માત રીતે મળી હોય છે.

તરતાં શીખનારો તો સામાન્ય રીતે એટલું જ વિચારે છે કે પાણીમાં ગતિ મેળવવા માટે હાથ અને પગનો સંચાર કરવો એટલું જ જરૂરી છે. ઓથી તે જોસભેર હાથ અને પગ ચલાવે છે. પણ ખરું જોતાં તરવામાં ઝડપ મેળવવામાં પગના ચલનની જેટલી અગત્ય છે તેટલી હાથના ચલનની નથી. હાથ બાંધીને માણસ જેટલી સરળતાથી તરી શકે છે તેટલી સરળતાથી પગ બાંધીને તરી શકાતું નથી.

તરવામાં પગનું હલનચલન જમીન પર ચાલતા કરતાં જુદી રીતે થાય છે, એટલે તરવામાં કુશળતા મેળવવા માટે ઘણા વખતની ટેવની જરૂર છે.

તરતાં શીખ્યાનો એક મોટો લાભ તો એ છે કે તે શીખ્યા પછી કદી ભૂલાતું જ નથી, એટલે પ્રથમથી જ જો બરોબર વૈજ્ઞાનિક પદ્ધતિએ શીખ્યા હોઇએ તો એ આજીવન વિદ્યા બની રહે છે. કોઇ હોડી કે સ્ટીમરના અકસ્માતના અથવા નદીના પૂરના કે તળાવ

## અટૂલો

ભોમિયા વિના મારે ચડવા'તા ડુંગરા,
    જંગલની કુંજકુંજ જોવી હતી;
જોવી'તી કોતરો ને જોવી'તી કંદરા,
    રોતાં ઝરણાંની આંખ લ્હોવી હતી.

સૂના સરવરિયાની સોનેરી પાળે,
    હંસોની હાર મારે ગણવી હતી;
ડાળે ઝૂલંત કોક કોકિલાને માળે,
    અંતરની વેદના વણવી હતી.

એકલા આકાશ તળે ઊભીને એકલો,
    પડઘા ઉરબોલના ઝીલવા ગયો;
વેરાયા બોલ મારા ફેલાયા આભમાં,
    એકલો અટૂલો ઝાંખો પડ્યો.

આજે અજાણ્યો મારે ભમવા ડુંગરિયા,
    જંગલની કુંજકુંજ જોવી ફરી;
ભોમિયા ભૂલે એવી ભમવી રે કંદરા,
    અંતરની આંખડી લ્હોવી જરી.

(એક અપ્રકટ નાટકમાંથી) ઉમાશંકર જોષી

અથવા કૂવામાં કોઈના ડૂબી મરવાના અકસ્માતના ચોંકાવનારા સમાચારો વર્તમાનપત્રોમાં આપણે વાંચીએ છીએ ત્યારે તરતાં શીખી લેવાની અગમ બુદ્ધિ આપણને ઘડીભર થઈ આવે છે, અને થોડી શરૂઆત પણ થાય છે. પણ જેમ સમાચારો જૂના થતા જાય છે તેમ તે ઉત્સાહ મંદ પડતો જાય છે અને છેવટે શરૂઆત એ શરૂઆત જ રહે છે.

ઘણી વાર શીખનારને શીખવનારની મુશ્કેલી હોય છે; કેટલીક વાર સાધનની મુશ્કેલી હોય છે. તરવાની કળા શીખવામાં ઉપયોગી થાય તેવાં સાધનો બનાવવા માટે યુરોપ અમેરિકાના વૈજ્ઞાનિકોએ ઘણી જ મહેનત લીધી છે, પરંતુ હજી તે સફળ થયા નથી. એ સર્વ સાધનો સિદ્ધાંત તરીકે ઠીક છે, પરંતુ ઉપયોગમાં તેનાં તદ્દન નિષ્ફળ નીવડ્યાં છે. આવા સાધનોમાં જાળીવાળાં મોજાં (webbed gloves) બહુ જ પ્રચલિત થયાં હતાં. એ કલ્પના સારી છે, પરંતુ તરતી વખતે આંગળીઓ એમ બંધબેસતી રહી જ ન શકે ને એમાં ત્રુટી જણાયું હતું. આ શોધોમાં કેટલાકે માછલીની પાંખ કે બતકના ચામડા જેવી રચના બગલના ભાગમાં ઉમેરીને પ્રયોગો કરી જોયા હતા. કેટલાકે વળી પગે પાંખો જેવું બાંધવાનું શોધી કાઢ્યું હતું; પરંતુ તે સરળતાને બદલે ઊલટું વિઘ્નકર્તા થઈ પડેલું. બીજી એક શોધ ફ્લૅપિંગ રૉડની છે. તેને એક છેડે ઘડ વળેલા ચામડાના ફ્લૅપર, તેને ગતિ આપે એટલા માટે યોજ્યા છે. જ્યારે રૉડ ઊંચે ખેંચાય ત્યારે ફ્લૅપરની ઘડી વળી જાય અને જ્યારે પાણીમાં દબાણ થાય ત્યારે ફ્લૅપર ઊઘડે તેવાં તે બનાવેલાં. પણ આ બધા બાહ્ય સાધનો જોતાં તેમાં તરવાની કળાનાં મૂળ તત્ત્વોનું જ્ઞાન પણ ન હોય તેમ જણાય છે.

તરતાં શીખનારે પ્રથમ કેડ સુધી પાણી હોય તેવા ઓવારે સારા તરનારની સાથે જવું. પછી શીખનારે પ્રથમ તો શીખવનારનાં બાવડાં ઉપર પોતાનું શરીર ઊંધું રાખી ધીમેધીમે ધબવાની (હાથપગ હલાવીને પાણી કાપવાની) ક્રિયા કરવી. પાણીમાં ભાર બહુ નથી લાગતો, તેથી શીખવનારને ખાસ બોજો નહિ લાગે. પછી શીખવનારે ધીરેધીરે આગળ ચાલવું અને શીખનાર તેની મદદ વગર પાણીમાં તરી શકે છે કે નહિ તે થોડીથોડી વારે જોતા રહેવું.

તરવામાં હાથ ફેલાવતી વખતે પગને એકઠા કરી લેવામાં આવે છે, હાથ માથા તરફ સીધા લઈ જઈ, બંને બાજુ ફેલાવતી વખતે પગ જોડેલા રાખી સહેજ ઉપર લાત લગાવવા તરફ આંચકો આપવાથી એકદમ પાણીની સપાટી ઉપર અવાય છે અને પાણીમાં આગળ જવાય છે. તરતી વખતે ખોટી ઉતાવળ કે અઘટિત જોર વાપરવાથી વહેલા થાકી જવાય છે. વધારે સફળ થવા માટે શીખનારે શ્વાસોચ્છ્વાસનું નિયમન કરવાની જરૂર. જમીન

## લોપાયલી નગરીની ભૂમિમાં

• સ્રગ્ધરા •

ના છે કો માનવી ત્યાં, નથી પશુપદનો શબ્દસંચાર ક્યાંય,
ના એકે પંખી ઊડે, તરુ પર નવ કો પાંદડું યે હલે છે;
છાની છાની નદી વ્હે, ધરણી પણ ધીમે હાંફતી શ્વાસ લે છે,
ને નાનાં વાદળી યે ડગ ભરતી રખે શાંતિમાં ભંગ થાય.

ભેદી આ બાહ્ય શાંતિ પણ શ્રવણ પડે શબ્દ જૂના યુગોના,
ભાષા જુદી, જુદા એ સ્વરસમૂહ, વળી બોલનારા ય ન્યારા;
ને આ એકાંત સ્થાને દસ દિશ ઊડતા ચેતનાના ફુવારા:
જ્યાં જોઉં ત્યાં હવામાં ગહનમહીં ભર્યો શેષ એ સંસ્મૃતિના.

ચાલ્યા જતા જમાના સફર પૂરી કરી કાળના સિંધુ કેરી,
સંસ્કૃતિ પ્રવૃત્તિઓ જીવનફળ દઈ વારસામાં બીજાને;
ને જે અમ્બોધિ ખેડ્યો પ્રબલ કર થકી આગલા નાવિકોએ,
ઘૂમે ત્યાં અન્ય પાછા, નવીન મથીમથી, શોધતા મોતીઓને.

ને લાધ્યા રત્નરાશિ નજીક, નવનવા નિત્ય રાશિ વધારે,
તેમાંથી કૈંક ડૂબે, અમર પણ રહે સંસ્કૃતિની સુગંધ.

રતિલાલ શુક્લ




ડાબી બાજુ: ઊંધી તરનો બ્રેસ્ટ સ્ટ્રોક




જમણી બાજુ: ચત્તી તરનો બૅક સ્ટ્રોક

ઊંધી તરત માટે અંગ્રેજીમાં જેને 'બ્રેસ્ટ સ્ટ્રોક' કહે છે તેની પદ્ધતિ ડાબી બાજુના ચિત્રમાં આપેલી છે. સૌ પહેલાં પગ તથા શરીર સ્થિર રાખી આકૃતિ C માં બતાવ્યા પ્રમાણે બંને કોણીઓ ખભાને સમાંતર રહે એ રીતે હાથ રાખીને પ્રકોષ્ઠ તથા હથેળીઓ છાતીના આગલા ભાગમાં પાણીની સપાટીમાં રાખવા. આંગળીઓ સીધી, એકબીજાને જોડાયેલી અને અક્કડ રહે. પછી એ રીતે જોડાયેલા હાથને તીરની પેઠે આગળ ધકેલી (આકૃતિ A માં બતાવ્યા પ્રમાણે) સીધી દિશામાં બની શકે તેટલા લંબાવો, અને તરત હથેળીઓને બહારની બાજુએ ફેરવી નાખી તે વડે પાણી કાપતાં બંને હાથને ગોળાકારમાં ફેલાવો,—તે ઠેઠ (આકૃતિ B માં બતાવ્યા પ્રમાણે) ખભાને સમાંતરે આવી જાય ત્યાં સુધી. પછી તરત પાછી ફરીથી હથેળીઓને પહેલાંની માફક C આકૃતિની સ્થિતિમાં જોડી દઈને બીજા 'સ્ટ્રોક'ની તૈયારી કરો. બીજી બાજુ, જેવા હાથ ફેલાવવા માંડો તેવા જ પગને ઉપર ખેંચી લો, એટલે આકૃતિ C માં બતાવ્યા પ્રમાણે ઢીંચણ બંને બાજુએ બહાર પડશે, અને બંને પગની એડી લગભગ એકઠી થઈ જશે. આટલું થયા પછી જેવા તમે બીજી ક્રિયા માટે હાથને આગળ સીધા લંબાવો તેવા જ બંને પગને છૂટા કરી (આકૃતિ C માં બતાવેલી તીરની નિશાનીઓ પ્રમાણે) બંને બાજુએ ગોળાકારે ફેલાવો, અને પછી પાછા, આપણે ઊભા રહીએ છીએ તેવી સ્થિતિમાં અક્કડ કરી દો.

આ બધી ક્રિયામાં હાથપગને જરાપણ અક્કડ ન રાખતાં છૂટ અને નરમાશથી વાપરવા, તથા પાણી કાપવા માટે હાથ પડોળા કરતી વખતે બની શકે તેટલો કુદરતી લહેકો લેવો. ઘણાખરા શિખાઉઓ આમાં અણુઘટતી ઉતાવળ કરે છે તથા અંગને ન જોઈતાં અક્કડ રાખે છે. આ, અલબત્ત, ગભરામણનું જ પરિણામ હોય છે. પણ એવી ગભરામણ તથા અયોગ્ય ઝડપ અને ઉતાવળથી શરીરને ખોટો થાક ચડે છે, જલદી થાકી જવાય છે અને કશું શીખાતું નથી.

ઊંધી તરનો 'બ્રેસ્ટ સ્ટ્રોક' જાણ્યા પછી આ ચત્તી તરનો બૅક સ્ટ્રોક સમજવો સહેલો પડશે; કેમકે બંનેમાં પગની ક્રિયા તો સરખી જ છે. હાથને, માત્ર પાણીમાં ફેલાવવાને બદલે આકૃતિ B પેઠે પહેલાં છાતી પર લાવી ત્યાંથી હવામાં ઊંચે લઈને પછી ચત્તી હથેળીઓ ખભાને સમાંતરે ફેલાવી પાણી ઉપર ઉતારવાની હોય છે; અને પછી હથેળીને પાણીમાં ફેરવી નાખી, આકૃતિ C માં તીરની દિશાથી બતાવ્યા પ્રમાણે, નીચેની બાજુ ધકેલતા જઈને પાણી કાપવાનું હોય છે. આ ક્રિયા ચાલતી હોય તેની બરોબર સાથોસાથ પગને ઉપર ખેંચીને બ્રેસ્ટ સ્ટ્રોકમાંની ક્રિયા પેઠે હલાવવાના હોય છે અને એ ધક્કેલા સાથે શરીર માથાની દિશાએથી આગળ ધપે છે.

ઉપરની બીજી કસરતોની પણ ટેવ પાડવી જોઈએ. કાચો શિખાઉ જોશભેર પાણી સાથે મથન કર્યા કરે છે અને આખું શરીર ઉપર લાવવા મથે છે. પરિણામે જેમજેમ ખોટા ધક્કા લાગે છે તેમતેમ તે ઉપર આવવાને બદલે અંદર ઊતરતો જાય છે!

તરતી વખતે ગુરુત્વાકર્ષણનો નિયમ જાણે અજાણે





ઉપર: ડાબી બાજુ-બેવડી ગુલાંટ; જમણી બાજુ-મોસબર્ગ નામનો ધૂબકો, જેમાં એક ગુલાંટ લઈ શરીરને સીધું કરીને તીરની પેઠે પાણીમાં ઊતરવાનું હોય છે. કરકરિયાળી લીટી વડે શરીરની ક્રિયાઓ બતાવી છે. નીચેનું ચિત્ર: ડાબી બાજુ-એક ગુલાંટ; જમણી બાજુ દોઢ ગુલાંટનો ધૂબકો

પણ પગાર જ છે. પાણીમાં સમતોલન રાખતાં આવડી જાય એટલે તરવું સહેલું થઈ પડે છે અને ઝડપ વધે છે. ઊંધા તર કરતાં ચત્તી તરમાં મહેનત ઓછી પડે છે, કારણ કે ચત્તી તરમાં માથું પાણીની સપાટીની અંદર રહે છે જ્યારે ઊંધી તરમાં ખોપરીના હાડકાને ઉપર રાખવામાં શારીરિક બળની વધારે જરૂર પડે છે.

સ્ત્રીઓમાં સ્પેસિફિક ગ્રૅવિટી પુરુષ કરતાં ઓછી હોય છે. વળી સ્ત્રીનું હાડપિંજર પુરુષના કરતાં નાનું હોય છે અને તેમનામાં ચરબી વધારે હોય છે. આથી પુરુષ કરતાં સ્ત્રી વધારે સહેલાઈથી તરતાં શીખી શકે છે. ઉંમરલાયક માણસ કરતાં બાળકોનાં હાડકાં ઓછા વજનવાળાં અને તેમનામાં ચરબીનો ભાગ વધારે હોવાથી, તેઓ પણ વધારે સહેલાઈથી તરતાં શીખી શકે છે. ટૂંકી છાતીવાળા કરતાં વિશાળ છાતીવાળા ફેફસાંમાં વિશેષ પ્રમાણમાં શ્વાસ ટકી શકતો હોઈ તેઓ પણ સારી રીતે તરી શકે છે. તરનાર જ્યારે શ્વાસ લે છે ત્યારે તે સહેજ પાણી ઉપર આવે છે અને શ્વાસ કાઢતી વખતે અંદર ડૂબે છે. ફેફસાં ખાલી થયાં હોય અને ફરી શ્વાસ લઈ શકાય તેમ ન હોય ત્યારે શરીરની સ્પેસિફિક ગ્રૅવિટી વધે છે અને શરીર પાણીમાં ડૂબે છે. જેનો વિસ્તાર વધારે અને વજન ઓછું હોય તે સહેલાઈથી તરે એ મુખ્ય સિદ્ધાંત છે.

તરવાની કળા માણસને શીખવી પડે છે, પણ ચારપગાં જાનવરોને તો તે કુદરતી રીતે આવડતી હોય છે. એ બધાંમાં કૂતરો સૌથી સારો તરનારો છે. કૂતરાના પગ જમીન ઉપર ચાલતી કે દોડતી વખતે જેમ ચાલે છે તે જ રીતે પાણીમાં ચાલે છે, એટલે તેને ખાસ શીખવાપણું હોતું જ નથી. માત્ર માણસ જ પાણીમાં પડ્યા પહેલાં તરતાં શીખી શકતો નથી. જોકે પહેલા પ્રયત્ને જ તરતાં આવડ્યાના ઘણા દાખલાઓ છે.

તરવાની ઘણી રીતો છે. સામાન્ય રીત ઊંધી તરવી છે. એ ઉપરાંત ઊભી તર, ચત્તી તર, ઊંધી ખાટલી વગેરે બીજી ઘણી રીતો છે. પ્રથમ ધબનાં આવડી ગયા પછી સૌ પહેલી ઊંધી તર આવડે; અને ઊંધી તર આવડ્યા પછી તો જુદાજુદા પ્રકારની તરો શીખવી એ રમત વાત છે.

ડૂબકી મારવાની અને પાણીમાં વધારે વખત સુધી ટકી રહેવાની કળા જિંદગી બચાવવામાં ઘણી જ અગત્યની છે. જોકે ડૂબકી મારીને વખત સારી રાખવામાં જોખમ રહેલું છે.

આ ઉપરાંત કુશળ તરનાર બીજી પણ ઘણી ગમ્મતો ઉપજાવી શકે છે. જેવી કે તાળ લાવવાની, પદ્માસન વાળી નિશ્ચેતન પડ્યા રહેવાની, પાણીમાં આલજલામણી કે ડૂબકીદાવ રમવાની, ઊંચેથી વિવિધ પ્રકારના ધૂબકા મારવાની વગેરે.

ઊંચાઈએથી ધૂબકા મારવામાં હિંમત અને આત્મવિશ્વાસની જ જરૂર છે. આજ લગી ધૂબકા મારવાની જે ઊંચાઈઓ નોંધાઈ છે તેમાંની કેટલીક તો માન્યામાં ન આવે એવી છે. ઈ.સ. ૧૮૭૧માં મિ. જે.બી. જૉનસને લંડનબ્રિજ ઉપરથી ધૂબકો મારેલો, જે અમેરિકાના બ્રિજ જમ્પિંગથી ઘણો જ ચડી જાય છે. વઢવાણની નારદભાઈની વાવમાં, પ્રભુદાસ શ્રીકૃષ્ણ દવે, પચાસ ફીટ લગભગની ઊંચાઈએથી અને પાણીની સપાટીથી પંદર ફીટ લગભગ ઊંડમાં, એક પગથાર છે ત્યાંથી દિલ ધબકાવનારા ધૂબકા મારતા જે જોનારને પણ રોમાંચ થતા.

મોતી માટે ડૂબકી મારનારાઓ સરેરાશ સાઠથી

મિનિટ સુધી પાણીમાં રહી શકે છે, અને પાંચથી આઠ ફેધમ જેટલા ઊંડા ઊતરે છે. ઊંડી ડૂબકી મારવા ઇચ્છનારે કાંઠેથી પોટલીઓ કે કોશીયો ધુબકો મારવો. પાંચછ ફીટ અંદર ગયા પછી બંને હાથ માથા તરફ લંબાવવા ને તળિયા તરફ વળી આંચકો મારવો.

નિશ્ચેન પાણીમાં પડ્યા રહેવાનું શીખનારે તે કળા સાધ્ય કરવા પાછળ મંડ્યા જ રહેવું જોઇએ. એની બરોબર ટેવ પડશે એ એની મેળે આવડી જશે.

ધુબકા મારવાની કલાને સ્વીડિશ લોકોએ બહુ વિવિધતાવાળી અને રસમય કરી છે. ધુબકાના પ્રકારોને તેઓએ Swan dive (હંસ ડૂબકી) swallow dive (ચકલી ડૂબકી) Forward somersault (આગલી ગુલાંટ) Backward spring (પાછા પગની ગુલાંટ) combination dive (મિશ્રણ ડૂબકી) વગેરે જુદાજુદા પ્રકારો તેમણે શોધ્યા છે.

નિપુણ તરનારો તરવાની કળામા ખૂબીઓ આણી શકે છે અને અજબ રમતો કરી શકે છે: પાણીમા ઊભા ચાલવું, પાણીની સપાટી પર ગુલાંટ ખાવી, એક સાથે બે ગુલાંટો અદ્ધર હવામા લઇને પછી પાણીમાં કૂદવું, ઊંધી તરમા પગની બાજુએ રહીને તરવું, હાથ અને પગ બાંધીને તરવું, મૉન્ટીક્રિસ્ટો સૅક ફીટ, પાણીની અંદર ખાવું પીવું, તળિયે જઇ કાંઇ પણ બાહ્ય ચેષ્ટા વગર ઉપર આવવું, વગેરે. આ બધામાં સૌથી થકવનારી પાણીમાં ચાલવાની રમત છે. એમાં શરીરને પાણીમાં ટટ્ટાર રાખીને ચાલવાની ક્રિયા કરવાની હોય છે. સપાટી ઉપર ગલોટિયાં ખાવામા તો શરીરનું સમતોલન રાખવા ઉપર જ આધાર છે; અને એ સાધ્ય હોય તો એક પછી એક દસથી બાર ગલોટિયાં અટક્યા વગર ખાઇ શકાય છે ! મૉન્ટીક્રિસ્ટો સૅક ફીટ નામની રમતમાં તરનારને એક મોટા કોથળામા પૂરી કોથળાનું મોઢું બાંધી તેને પાણીમાં ફેંકવામાં આવે છે. તરનાર એ કોથળો ફાડી તેમાંથી બહાર નીકળે છે. કેટલાક પાણીની અંદર જઇને બીડી પણ પીએ છે. તરનાર બીડી સળગાવી તરવા પડે, પછી સપાટી નીચે જતાં પહેલાં ચાલાકીથી સળગતો ભાગ મોઢામાં ખેંચીને, ને અંદર જઇને બહાર કાઢી, બીડી પી, ધીરેધીરે શ્વાસ મૂકે એટલે બદબદિયાં બોલાવતો ધુમાડો ઉપર આવે.

લાંબામાં લાંબો પટ તરવાના પ્રયત્નો ઇંગ્લિશ ચૅનલમાં ઘણા માણસોએ કર્યા છે. તે ખાડી પહેલવહેલી કૅપ્ટન વેબે પોતાના બીજા પ્રયત્ને તરી પાર કરી. તેણે ઇ.સ. ૧૮૭૫ના ઑગસ્ટ માસની ચોવીસમી તારીખે બપોરે ૧૨ ક. ૫૫ મિ. અને ૪૦ સેકન્ડે ડોવરના કિનારેથી તરવાનું શરૂ કર્યું, અને પચ્ચીસમીએ સવારે ૧૦ ક. ૪૦ મિ. અને ૧૫ સેકન્ડે બરોબર ૩૯¾ માઇલ તરી કૅલેને કાંઠે પહોંચ્યો. ત્યાર પછી તો અનેક જણે એ તરીને પાર કરી છે, જેમાંની ગર્ટ્રુડ એડરલ નામની અમેરિકન કુમારીની વાત 'કુમાર'ના એક અંકમાં આવી ગઇ છે.

પાણીમાં પોલો (ગેડીદડો) પણ રમાય છે. વૉટર પોલોની એ રમત દાખલ થવાથી તરવાની કળા બહુ જ રસમય અને લોકપ્રિય થઇ છે.

૧૯૨૧ના ડિસેમ્બરની છઠ્ઠી તારીખે મિ. નોશીર દલાલ નામનો પારસી જુવાન પોતાના કેટલાક મિત્રો સાથે મોટરબોટમાં બેસી એલીફન્ટા જવા નીકળેલો. રસ્તામાં દરિયાના તોફાનથી એક મછવો તેણે ડૂબતો જોયો. મછવામાં કેટલાક મચ્છીમારો હતા. મિ. દલાલે તેમને તરીને બચાવ્યા.

તરવાની ખરી જરૂરિયાત પોતાની અને પારકી જિંદગી અકસ્માત વખતે બચાવવા માટે જ છે."

(સંકલિત) 'રસનિધિ'

● **પુસ્તકાલય** બાળકોના અનેકવિધ અસ્પષ્ટ અનુભવોને સ્પષ્ટ કરવાનું, શબ્દગ્રથિત અન્યના અનુભવોને વાંચીને તેવા અનુભવો કરવાની પ્રેરણા મેળવવાનું અને અનુભવી જગતની વિશાળતામાં જ્ઞાનોપાર્જનના નવાનવા પ્રદેશો ખોળવાનું એક અતિ વિશાળ ક્ષેત્ર છે . . . . પુસ્તકાલય શિક્ષણની પુરાતન સંસ્થા છે, છતાં તે સદા નૂતન શિક્ષક પ્રમાણે વાંચનારાઓ સાથે વર્તે છે. તે પુરાતન શિક્ષક પેઠે લાકડી લઇને પોતાનાં પુસ્તકો વંચાવતું નથી; તેમજ થાકેલા ઘરડાઓ પેઠે ટોકટોક કરીને પુસ્તકો વંચાવતુ નથી; કે કેટલાક નાટકી શિક્ષકોની પેઠે ઉપરના હાવભાવ વડે વાંચનારનું મન ખેંચતું નથી; પણ તે સદા નવા યુગના શિક્ષક પેઠે વાંચનારાઓને શું જોઇશે, (મન હરવા નહિ પણ મન ઠરવા) તેનો વિચાર કરે છે, અને એને અનુકૂળ વાચનસામગ્રી તૈયાર રાખે છે.
[તા. ૨૭મી ઑગસ્ટ ૧૯૩૨ના રોજ અમરેલી બાલપુસ્તકાલય ઉઘાડતી વખતે શ્રી ગિજુભાઇએ આપેલા વ્યાખ્યાનમાંથી]

# હવામાન માપવાનાં સાધનો

'આજ તો માકડાંનાં માથાં ફાટે એવો તાપ છે' 'આવી કડકડતી ટાઢ તો બે પેઢીથી નહોતી જોઈ' વગેરે ઉદ્ગારો ઘણીવાર આપણે સાંભળીએ છીએ, પણ તેમાં અનુમાનની અતિશયોક્તિ જ મોટે ભાગે હોય છે. એ ગરમી કે ઠંડીનું ચોક્કસ પ્રમાણ કેટલું છે તે જાણવાની આપણે દરકાર કરતા નથી; કદિક કોઈને ઇચ્છા થાય તો માહિતી હોતી નથી. માત્ર કોઈવાર છાપાંઓમાં હવામાનના ખબર આવે છે તે, તથા ચડી આવતા વંટોળ, ગરમીનાં મોજાં કે વરસાદની આગામી તોફાનની આગાહીઓના ખબરો જે સીમલાનું સરકારી હવામાનખાતું બહાર પાડે છે તે અવારનવાર વાંચીએ છીએ એટલું જ. જે સાધનો વડે વૈજ્ઞાનિકો આ બધી હવાનાં તથા વરસાદનાં ચોક્કસ માપ કાઢે છે તે વિષે બહુ ઓછા જાણે છે. અહીં માત્ર તેનો પ્રાથમિક પરિચય આપ્યો છે.

ટેમ્પરેચર—એટલે હવાની ગરમી કે ઠંડી થર્મોમીટર વડે માપવામાં આવે છે. એ તો સૌ જાણે છે કે ગરમી પડવાને લીધે થર્મોમીટરના નીચલા પોટાગાનો પારો વિસ્તૃત થઈને નળીમાં ઊંચે ચડે છે, અને ઠંડીને લીધે સંકોચાઈને નીચે ઊતરે છે. હવે ગરમી કે ઠંડીનું ચોક્કસ માપ કાઢવા માટે પારાની એ નળી ઉપર બે એવાં અંતિમ બિન્દુ ઠરાવવામાં આવે છે કે જે સૌકોઈ સમજી શકે. એક અતિશય ઠંડીનું કે જ્યારે પાણી ઠરીને બરફ થઈ જાય; અને બીજું અતિશય ગરમીનું જ્યારે પાણી ઉકળી ઊઠે. પછી આ બે બિન્દુ વચ્ચેની જગ્યાને સરખા માપની ડિગ્રીઓમાં વહેંચી નાખીને ત્યાં તે મુજબ આંક મૂકી દેવામાં આવે છે. ઇંગ્લેંડ અને અમેરિકામાં આ આંકને ફેરનહાઈટ માપ કહે છે તેમાં ઉત્તરનું શીતબિન્દુ ૩૨ ડિગ્રીએ અને અતિશય ગરમીનું ૨૧૨ ડિગ્રીએ હોય છે અને વચ્ચેની જગ્યાને ૧૮૦ સરખા માપમાં વિભાગેલી હોય છે. ફ્રાન્સ અને બીજા યુરોપીય દેશોમાં આ માપને સેન્ટીગ્રેડ કહે છે અને તેનાં ડિગ્રીનાં માપ પણ સહેલાં હોય છે. શીતબિન્દુ શૂન્ય ડિગ્રી અને ઉષ્ણબિન્દુ ૧૦૦ ડિગ્રી. આ સાથે આપેલા ચિત્રોમાંના પહેલા થર્મોમીટરમાં આ બંને પ્રકારના આંક આપેલા છે ડાબી બાજુ F=ફેરનહાઈટ અને જમણી બાજુ C=સેન્ટીગ્રેડ.

આપણા દેશમાં ક્વચિત, પણ પશ્ચિમના દેશોમાં તો સામાન્યત: એવું બને છે કે રાત્રે અતિશય ઠંડી પડે અને દિવસે ગરમી લાગે. દિવસ દરમ્યાન પહોંચેલાં એ બે પરસ્પર વિરોધી હવામાનના માપ કાઢવા માટે જુદાંજુદાં થર્મોમીટરો સાથે બેસી ન રહેવાય એટલે તેને માટે એવું ખાસ થર્મોમીટર જ બનાવ્યું છે, કે જેમાં આખા દિવસ દરમ્યાન હવામાન જે વધુમાં વધુ ગરમી અને ઠંડીનાં ઊંચામાં ઊંચાં બિંદુએ પહોંચ્યું હોય તે બંનેનાં માપ એકીસાથે બતાવે.




• આ સાથેના ચિત્રોમાં બીજા નંબરનું ચિત્ર એવા થર્મોમીટરનું છે તેમાં વચ્ચે દેખાતી મોટી પોલી નળી અને બાજુની નળીઓમાંનો પારા સિવાયનો સફેદ દેખાતો ભાગ આલ્કોહોલથી ભરેલો હોય છે, અને ડાબી બાજુની નળીને મથાળે દેખાતો પોટો તદ્દન ખાલી હોય છે. આલ્કોહોલમાં પારાને બંને છેડે લોખંડના બે નાના ટુકડા કાંટા તરીકે રાખેલા હોય છે: એક ગરમી તરફના છેડે ને બીજો ઠંડી તરફના છેડે. ગરમી પડે એટલે પારો ઊંચો ચડવા માંડે એની આગે તે તરફનો છેડો પેલા લોખંડના કાંટાને ઉપર ધકેલે, તે વધુમાં વધુ ગરમી પડે ત્યાં સુધી. પછી હવા ઠંડી પડતાં પારો તો ઊતરવા માંડે, પણ પેલો લોખંડનો કાંટો આલ્કોહોલને લીધે જ્યાં પહોંચ્યો હોય ત્યાં જ રહે અને એ રીતે ગરમીનું વધુમાં વધુ બિન્દુ બતાવે. બીજી બાજુ ઠંડીથી ઊતરતા જતા પારાને લીધે પારાના બીજી તરફના છેડાનો કાંટો ઊંચે ચડવા માંડે અને તે પણ ઉપરની માફક પારાની સાથે ઠંડીના ઊંચામાં ઊંચા બિન્દુએ પહોંચીને અટકે, અને ફરી પારો નીચે ઊતરવા જ્યાં ત્યાં રહીને એ બિન્દુ દર્શાવતો રહે. બીજે દિવસે હવામાનશાસ્ત્રી આ ઠેને એ બંનેના આંક તપાસી નોંધ લીએ અને પછી લોહચુંબક વડે એ બંને કાંટાને નીચે ઊતરી પારાના છેડાને અડકાડીને મૂકી દે. (હવાનું દબાણ માપનારા 'બેરોમીટર' તથા વરસાદ માપનાર સાધન 'રેઈન ગેઈજ'નો પરિચય આવતા અંકમાં)



# મેઘધનુષ

બળતા અંગારા જેવો ઉનાળો આવ્યો ને ગયો. ચૈતર વૈશાખના લાંબા દહાડા પૂરા થયા. જન, જનાવર ને જીવજંતુએ આકાશ તરફ જોયું. કોઈ જગ્યાએથી વાદળ આવે છે? ક્યાંય વીજળી ઝબૂકે છે? કંઈ ગડગડાટ થાય છે?

પણ છાંટો ય પાણી પડતું નથી. વીજળીનો ઝબકારો કે વાદળાંનો ગડગડાટ થતો નથી. બધે પાણી પાણીની બૂમો પડી રહી છે.

નાનું એક ગામડું હતું. એમા એક ડોસી રહે. એને એક દીકરી. એનુ નામ રાધા.

ગામમા પાણીનો દુકાળ પડ્યો. તળાવમાં ને કૂવામાં પાણી સૂકાઇ ગયા. ઘરમાં તો ટીપું પાણી મળે જ શાનુ?

મા બીમારી ઘરડી હતી. પાણી વગર એનાથી રહેવાતુ નહોતુ. પોતાની દીકરીને પાસે બોલાવી કહ્યું, 'બેટા, હવે તો પાણી વગર નથી જીવાતુ. એકાદ ઘૂંટડો મળે તોય બસ છે.'

રાધા તો ઘડો લઇ પાણી લેવા ગઇ. એ દૂર દૂર ગઇ, પણ કોઇ જગ્યાએથી પાણી ન મળ્યું. એને પણ તરસ લાગી હતી. છેવટે તો ચાલવાની શક્તિ પણ ન રહી એટલે એક ઝાડ નીચે સૂતી, અને સૂતી એવી જ ઊંઘી ગઇ.

થોડી વારે રાધા જાગી અને જોયુ તો ઘડો પાણીથી ભરેલો! એ તો રાજી રાજી થઇ ગઇ. તરસ લાગી હતી એટલે પાણી પીવાનો વિચાર કર્યો, પણ જ્યાં એ પાણી હોઠે અડાડે છે ત્યાં તો એને સાંભરી આવ્યું: ઘેર મા તરસે પીડાય છે અને મારાથી પાણી કેમ પીવાય? રાધાએ પાણી ન પીધું, અને તરત જ માટીનો ઘડો રૂપાનો થઇ ગયો!

રાધાએ ઘડો ઉપાડી ઉતાવળે ઉતાવળે ચાલવા માંડ્યું. થોડેક ગઇ ત્યાં એને પગે કંઈક અથડાયું. નીચે નજર કરી તો એક કુતરું પાણી વગર તરફડતું હતું. રાધાએ થોડું પાણી કુતરાને પાયું અને તરત જ રૂપાનો ઘડો સોનાનો બની ગયો!

રાધાએ ઘેર આવી પોતાની માને પાણી પાયું. તરસ છીપાતાં સુધી પાણી પાયું.

હજુ ય થોડું પાણી વધ્યું હતું. પોતાને તરસ તો ખૂબ લાગી હતી. ગળું શોષાઇ જતું હતું. પણ જેવી રાધા પાણી પીવા જાય છે તે જ વખતે બારણે એક માણસ તરસે મરતો આવ્યો. કાલાવાલા કરીને તેણે એક ઘૂંટડો પાણી માગ્યું.

રાધાએ વધેલું પાણી પોતે ન પીતાં પેલા માણસને આપ્યું. ત્યાં તો ઘડા ઉપર સાત રંગનાં સાત રત્ન જડાયાં!

બરાબર તે જ વખતે આકાશમાં કાળાં કાળાં વાદળાં આવ્યાં, વીજળીના ઝબકારા થયા, બધે અંધારું થઇ ગયું, અને થોડી વારે મૂશળધાર વરસાદ તૂટી પડ્યો.

હજુ યે ચોમાસામાં રાધાનો એ ઘડો દેખાય છે. સાત સાત રંગનાં રત્નો જડેલા એ ઘડાને બધાં મેઘધનુષ કહે છે.

સોમભાઈ એ. પટેલ

# રસ્તા વચ્ચે પડેલો પથ્થર

એક હતો રાજા. તે એટલો બધો ડાહ્યો. બહુ ભલો અને ન્યાયી હતો કે તેની રૈયત બહુ જ સુખી રહેતી અને તેની કીર્તિ ચારે તરફ ફેલાઈ રહી હતી.

પણ તેના ગામના લોકોમાં એક મોટી ખોડ એ હતી કે કંઈ પણ કામ કરવાનું હોય તો પોતે ન કરતાં બીજા લોકો કરશે એમ ધારીને બેદરકાર રહેતા; ને છેવટે કોઇ પણ માણસ કામ કરતું નહિ! આ ખોડ સુધારવાને લોકોને શિખામણ આપવાનો રાજાએ નિશ્ચય કર્યો.

એ ગામમા આવવાના ઘણા રસ્તા હતા. તેમાંનો એક રસ્તો બહુ સાંકડો હતો અને તેની બે તરફ ઊંચી ટેકરીઓ હતી. એક દહાડો મધરાતે રાજા છાનોમાનો આ સાંકડા રસ્તા ઉપર આવ્યો અને રસ્તા પર પડેલા ગાડાના ચીલાની વચ્ચોવચ્ચ એક ઊંડો ખાડો ખોદ્યો. પછી તેમાં થોડા પથ્થર પાથરીને પોતાના ઝભ્ભા નીચે સંતાડેલી કંઈ ચીજ તેણે બહાર કાઢીને પેલા ખાડામાં મૂકી અને પછી બાજુની ટેકરી પરથી એક મોટો ભારે વજનદાર પથરો લાવીને પેલો ખાડો બરાબર ઢંકાઈ રહે તેમ તેના પર મૂકી દીધો. આટલું કરીને તે જતો રહ્યો.

બીજે દહાડે સવારે એક ખેડુત હળ લઈને ત્યાં થઈને નીકળ્યો. રસ્તાની વચ્ચોવચ્ચ જ મોટો પથરો પડેલો જોઈને તે બોલ્યો, 'તોબા ભગવાન! આ ગામના લોકો એવા આળસુ છે કે ન પૂછો વાત! આવડો મોટો પથરો અહીં રસ્તા વચ્ચોવચ્ચ કોઈ માણસ કે જનાવરને વાગી બેસે એમ પડ્યો છે, પણ એ ખસેડવાની કોઈની દાનત જ નથી! બધા જ આળસુ! આવી સાદી બાબત તરફ પણ કોઈ ધ્યાન આપવાની દરકાર કરતું નથી.' આટલું કહીને તે પોતાના બળદ એક બાજુએથી તારવી લઈને પથ્થર ઉપાડ્યા વિના જ રસ્તે પડ્યો.

થોડી વાર થઈ ત્યાં એક સિપાઈ નીકળ્યો. તોરમાં ને તોરમાં ગાયન લલકારતો લલકારતો એ ચાલ્યો આવતો હતો. ગાયનમાં તે એટલો મશગૂલ થઈ ગયો હતો કે રસ્તા વચ્ચે પડેલા પથ્થર તરફ તેની નજર જ ન ગઈ અને તેની ઠેસ વાગવાથી તે જમીન પર પડ્યો. રસ્તા પરથી લૂગડાં ખંખેરતો અને લોકોની આળસ તથા બેદરકારીને ગાળો ભાંડતો તે ઊઠ્યો અને પથ્થર ખસેડ્યા વિના જ પોતાની તલવાર લઈને ચાલવા માંડ્યું.

એટલામાં વણજારાની એક પોઠ નીકળી. તેમાંનો એક બોલ્યો, 'આ મુલક કેવો રસાળ અને સરસ છે, પણ લોકો બહુ જ બેદરકાર અને આળસુ લાગે છે. આ પથ્થર કોણ જાણે કેટલાયે દહાડા થયાં અહીં રસ્તા વચ્ચે પડ્યો હશે, પણ કોઈએ ઉપાડવાની તસ્દી જ લેતું નથી!' આમ એકબીજા અંદરઅંદર વાતો કરતા ચાલ્યા ગયા, પણ તેમાંના કોઈએ પથ્થર ખસેડ્યો નહિ.

દિવસો ઉપર દિવસો અને અઠવાડિયાં ઉપર અઠવાડિયાં વીતી ગયાં. હજારો લોકો ત્યાં આગળ થઈને નીકળ્યા હશે અને આવજા કરી હશે, પણ કોઈએ તે પથ્થર રસ્તા વચ્ચેથી ખસેડ્યો જ નહિ.

આમ ત્રણ મહિના થઈ ગયા. પથ્થર હજી ત્યાં ને ત્યાં જ પડ્યો હતો. છેવટે એક દહાડો રાજાએ ઢંઢેરો પીટાવીને ગામના તમામ માણસોને ટેકરીઓ વચ્ચેના સાંકડા રસ્તા આગળ, જ્યાં પેલો પથ્થર પડ્યો હતો ત્યાં ભેગા થવાનું કહ્યું. લોકોની મેદની જામી. થોડી વારે રાજા આગળ આવીને બોલ્યો: 'મારા ભલા અને નિમકહલાલ ભાઈઓ, આ પથ્થર અહીં રસ્તા વચ્ચે મેં પોતે જ મૂક્યો હતો. ત્રણ મહિના થયા તે એ જ જગાએ પડ્યો છે. પણ હજી સુધી કોઈએ પણ તે ખસેડવાની દરકાર કરી નથી.'

આટલું કહીને તે વાંકો વળ્યો અને પેલો પથ્થર ત્યાંથી ખસેડી નાખ્યો. પથ્થર નીચે એક ખાડો હતો. તેણે લોકોને તે ખાડો બતાવ્યો. તેમાં ચામડાની એક મોટી કોથળી પડી હતી અને તે કોથળી ઉપર લખ્યું હતું કે 'જે માણસ આ પથ્થર અહીંથી ખસેડે તેને ભેટ.'

પછી તેણે કોથળીને મોઢે બાંધેલી દોરી છોડીને કોથળી ઊંધી વાળી. ખનનનન કરતો સોનામહોરોનો ઢગલો કોથળીમાંથી રસ્તા પર વેરાઈ પડ્યો.

પછી રાજા બોલ્યો, 'ભાઈઓ, આજના આ બનાવ ઉપરથી ધડો લેજો કે કંઈ પણ કામ બીજાઓ કરી નાખશે એવી આશા રાખીને બેસી રહેશો નહિ. જે કામ આપણે પોતે કરવાની તસ્દી લેતા નથી તે કામ બીજાઓ કરશે એવી આશા કદી રાખતા નહિ.'

(અંગ્રેજી ઉપરથી)

## રવલો રબારી

રવલા રબારીને સાત સાત વાડા,
વાડે વાડે તે ઢોર પૂર્યાં રે જી.

પહેલે વાડે ને પૂર્યાં ઘેટાં ને બકરાં,
બેં બેં ના ભણકાર બોલે રે જી.

બીજે વાડે તે પૂરી ગાયો દુઝાળી,
રૂપલા વાછડીઓ ધાવતી રે જી.

ત્રીજે વાડે તે પૂરી ભેંસો મદમાતી,
વાંકડિયાં શીંગડાં હલાવતી રે જી.

ચોથે વાડે ને પૂર્યા સાંઢ શા રૂપાળા,
ડુંગર શું બેઠા ડોલતા રે જી.

પાંચમે વાડે ને પૂર્યા ઊંટો અળખામણા,
લાંબી ડોકે તે બધા ગાંગરે રે જી.

છઠ્ઠે વાડે તે પૂર્યા ઘોડા થનગનતા,
ચંદી ચાવે ને હણહણતા રે જી.

સાતમે વાડે ને પૂર્યા હાથી ગાંડા,
કાળા તે વાદળ શું ગાજે રે જી.

રવલો રબારી મોટો ઢોરાંનો રાજા,
દેશે દેશે તે એની વાયકા રે જી.

રવલા રબારીને બે બે તે લખમી,
ઢોરાં ને બીજી રબારણ રે જી.

સુન્દરમ્

સંસ્થા પૂરાં પાડે છે. સંગીતનાં વાદ્યનો સૌ પોતપોતાનાં લાવે છે.

વસવાટ માટે તેઓને ગામડાંની નિશાળો વગેરે સાર્વજનિક મકાનો આપવામાં આવે છે. ઘાસનાં બિછાનાં તેઓ બનાવી લે છે; ને દેશના લશ્કરી ખાતા તરફથી તેઓને કામળા, ચાદરો ને ઓશીકાં પૂરાં પાડવામાં આવે છે. દરરોજ તેઓને ત્રણ ટંકનું પેટ ભરીને જમવાનું અપાય છે. સવારે નાસ્તો મળે છે. રસોઈ કરવામાં સ્ત્રી વિદ્યાર્થીઓ મદદ કરે છે, અને પુરુષ વિદ્યાર્થીઓ વાસણ માંજવાધોવામાં સાથ આપે છે. ખોરાક સાદો, ચોખ્ખો ને પૌષ્ટિક હોય છે. આ બધી વ્યવસ્થા દેશની એક ખાસ ખાદ્યનિપુણ ને જવાબદાર સંસ્થા કરે છે

મફત રેલમુસાફરી, ખાનપાન અને મકાન ઉપરાંત મોટો લાભ એ છે કે કામ કરવા દરમ્યાનના તમામ અકસ્માતો સામે દરેક વિદ્યાર્થીનો વીમો ઉતારવામાં આવેલો હોય છે, અને કામ પણ સરકાર તરફથી મોકલાએલા નિપુણ અધિકારીઓની ચોક્સ દેખરેખ નીચે જ કરાવવામાં આવે છે.

છેલ્લાં ચાર વર્ષોથી આ હિકમત ઉઠાવવામાં આવે છે. એ દરમ્યાન કેટલા યે નિર્ધન પ્રદેશોની વસ્તીને આ વિદ્યાર્થીઓએ કુદરતી હોનારતોમાં થએલી પાયમાલીમાંથી રાહત અપાવી છે, એકબીજા-પ્રદેશો વચ્ચે પાકી સડકો, પૂલો વગેરે બાંધીને વ્યવહાર ખુલ્લો કર્યો છે, અને ફાજલ સમયમાં ગામડિયા મંડળોની સાથે નૃત્ય, ગીત ને ગમ્મતોનું સદ્જીવન જગાવ્યું છે. આલ્પ્સ ગિરિની અપૂર્વ સુંદરતા પેટ ભરીભરીને તેઓ વગર ખર્ચે માણી છે, અને દેશદેશના વિદ્યાર્થીઓ સાથે પરિચય કેળવી આંતરરાષ્ટ્રીય સ્નેહગાંઠો બાંધે છે તે તો વળી જુદું. આ રીતે ગયે વર્ષે સ્વિસ વિદ્યાપીઠોમાંથી ૧૮૫ અને વિદેશી વિદ્યાપીઠોમાંથી ૧૧૫ વિદ્યાર્થીઓ આ સ્વાશ્રયી મોજની લૂંટાલૂંટમાં જોડાયા હતા.

આપણે ત્યાં વિદ્યાર્થીઓનું પુસ્તકિયા કીટ-જીવન હવે તરતું જાય છે, વેકેશનોમાં પરિભ્રમણ કરવા નીકળી પડવાની મનોદશા જરજરૂર જાગી છે. ઠેરઠેર અંગકસરતના કે સ્કાઉટોના ફૂગો ખોલાય છે. એ બધું ખરું; પણ કોને ખર્ચે? પૈસાનો બોજો માબાપોની કમ્મરો પર લદાય છે, અને આ પરિભ્રમણોમાં ખર્ચાતી યુવકોની શરીરશક્તિ તેમ જ સમય ને બુદ્ધિ પ્રજાના કોઈ સીધા ઉપયોગમાં સંકળાતી નથી. એવું કંઈ આપણાં લોકલબોર્ડોને ન સૂઝે? (કુલાબ)

## આમલી

આમલીને અંગ્રેજીમાં ટેમેરિન્ડ તથા હિંદુસ્તાની ભાષામાં ઇમલી કહે છે. આપણામાંના ઘણાખરાઓએ આમલીનું ઝાડ જોયું હોય છે એ ઝાડ હિંદુસ્તાન તેમજ એશિયા, આફ્રિકા અને અમેરિકાના ઘણા ભાગોમાં થાય છે. નાનપણમાં મોટે ભાગે લગભગ બધા છોકરાઓ ગામને પાદરે આમલીના ઝાડ આગળ જઇ તે પર પથરા મારી કુમળી આમલીઓ ખેરવીને ખાય છે.

આમલી કુમ્પુકરિબેયનું વૃક્ષ છે એ ઝાડ સાધારણ રીતે મોટાં થાય છે. એની ઊંચાઇ સરેરાશ ૭૦થી ૮૦ ફૂટની ગણાય છે. આમલીનું ઝાડ ઊગ્યા પછી એને આઠમે વર્ષે ફળ આવે છે. ઝાડ પર જે લીલાભૂખરા રંગની છાલવાળી વાંકી શીંગો જેવાં ફળ બેસે છે તેને આમલીના કાતરા કહે છે. એ છાલમાં સફેદ રંગનો માવા જેવો ખાટો પદાર્થ હોય છે. એ પદાર્થ પાકીને બદામી રંગનો ને પોચો થાય છે ત્યારે ઉપયોગમાં લેવાય છે. મહા અને ફાગણ મહિનાઓમાં આમલી પાકે છે. કાચી આમલીનો રંગ લીલાશ પડતો હોય છે. તેનાં બીઆં કથ્થાઇ રંગનાં અને સખત હોય છે. તેને ચીચુકા અથવા કચુકા કહે છે.

હિંદુસ્તાનમાંથી ઇંગ્લંડ વગેરે દેશોમાં આમલી પુષ્કળ મોકલવામાં આવે છે. ત્યાં તેના ગરમાંથી દારૂ બનાવે છે તથા રેચક ઔષધો બનાવવાના કામમાં પણ તે વપરાય છે. વેપારને અર્થે આમલી લાંબો વખત રાખી શકાય તે માટે તેને અમુક જાતના શરબતમાં ડુકાળે છે હિંદુસ્તાનમાં આમલીના કચુકા અને પાંદડાં રાતો તથા પીળો રંગ બનાવવાના કામમાં વપરાયછે. આમલીનું લાકડું સાધારણ રીતે ચીકણું અને મજબૂત ગણાય છે.

આમલીનો મુખ્ય ઉપયોગ આપણે ત્યાં તો શાક, દાળ વગેરે પદાર્થોમા નાખવામાં કરવામાં આવે છે. આપણા લોકોને મોટે ભાગે બારે મહિના આમલી ખાવા જોઇએ છે, તેથી લોકો મોસમ ભરે છે. અંદરના ચીચુકા કાઢી તેને મીઠા સાથે ચોળી તેના ગોળા વાળી હમેશના વપરાશ માટે કોઠીઓમાં ભરી રાખે છે. નવી આમલી કરતાં જૂની આમલી સ્વાદિષ્ટ તથા ખાવામાં ઠીક લાગે છે તેમજ ફાયદાકારક પણ વધારે છે, એટલે આપણા લોકો આમલી જૂની થયે જ વાપરે છે. નવી કરતાં જૂની આમલીમાં ખટાશ વધારે હોવાથી તે પ્રમાણસર ખાવામાં આવે તો ફાયદો કરી મુખને હમેશાં સ્વચ્છ રાખે છે.

આમલીના કચુકાને પણ ઘણા લોકો શેકીને સોપારી પેઠે ખાય છે. ખાસ કરીને સ્ત્રી વર્ગ એવા શેકેલા ચીચુકા વિશેષ ખાય છે એમાંથી એક જાતનું તેલ નીકળે છે, પણ આપણા લોકોનું તે પ્રત્યે ખાસ લક્ષ નથી. વીંછી કરડે તે પર એ કચુકો ઘોળો થાય ત્યાં સુધી ઘસીને ચોપડવાથી વેદના મટી જાય છે. ભરવાડો એ ચીચુકામાંથી કપડાંને પાવાની કાંજી બનાવે છે. અર્ધો શેર ચીચુકા ત્રણ શેર પાણીમાં ઉકાળી તેના કોગળા થોડા દિવસ કરવાથી હિંગળોકનું વિષ કમી થઇ જાય છે.

આમલી બે પ્રકારની આવે છેઃ લાલ અને ભૂરી. આ બંનેમાં રાતી જાત ઘણી ઉત્તમ છે. આમલી ઠંડી તથા કબજને સાફ લાવનાર ગણાય છે. આમલીનાં પાંદડાં સોજા પર બાંધવાથી સોજો ઊતરી જાય છે. ગળાની અંદર પગુંવાર સોજો થઈ આવે છે તેના પર આમલીના પાણીના કોગળા કરવાથી ઘણો આરામ થાય છે. શરીર પર ખીલ વગેરે ગરમીના ફોલ્લા તથા ગૂમડાં થાય છે તે પર કચુકા વાટી તેનું પોટીસ બાંધવાથી મટી જાય છે. આમલીનાં ફૂલ સ્વાદે ઊંઠ તુરા તથા ખાટાં હોય છે તે અગ્નિદીપક તથા કફનો નાશ કરનારાં ગણાય છે.

૧૯૦૬—ગૉલગી (Golgi) પાવિયા અને રામોનય કાયાલ (Ramony Cayal) માડ્રિડ (સ્પેન)
૧૯૦૭—લાવેરાં (Laveran) પારીસ (ફ્રાન્સ)
૧૯૦૮—એર્લિખ (Ehrlich) ફ્રાંકફુર્ટ (જર્મની); અને મેટ્શિનકો (Metschnikow) પારીસ (ફ્રાન્સ)
૧૯૦૯—કોખર (Kocher) બેર્ન (સ્વિટ્ઝરલૅંડ)
૧૯૧૦—કૉસલ (Kossel) હાઇડલબુર્ગ (જર્મની)
૧૯૧૧—ગુલસ્ટ્રાન્ડ (Gulstrand) ઉપસાલા (સ્વીડન)
૧૯૧૨—ઍલેક્સિસ કૅરેલ (Alexis Carrel) ન્યૂ યૉર્ક (અમેરિકા)
૧૯૧૩—રિશે (Richet) પારીસ (ફ્રાન્સ)
૧૯૧૪—બેરાની (Berany) વીએના (ઑસ્ટ્રિયા)
૧૯૧૫— . . . . .
૧૯૧૬— . . . . .
૧૯૧૭— . . . . .
૧૯૧૮— . . . . .
૧૯૧૯—બોર્ડેટ (Bordet) બ્રુસેલ્સ (બેલ્જીઅમ)
૧૯૨૦—ક્રોગ (Krogh) કોપનહાગન (ડેન્માર્ક)
૧૯૨૧— . . . . .
૧૯૨૨—એ.જી. હિલ (A.G. Hill) લંડન (ઇંગ્લંડ); અને માયરહોફ (Mayerhof) કીલ (જર્મની)
૧૯૨૩—એફ જી. બૅન્ટિંગ F. G. Banting અને જે. જે. આર મૅક લીઑડ (J.J.R. Mcleod) (કૅનૅડા).
૧૯૨૪—આઇનટોવન (Einthoven) લાઇડન (હોલૅંડ)
૧૯૨૫— . . . . .
૧૯૨૬—ફિલિગર—કૉપનહાગન (ડેન્માર્ક).
૧૯૨૭—વાગ્નર ફૉન યાંરેગ (Wagner fon Janreg) વીએના (ઑસ્ટ્રિયા)
૧૦૨૮—નિકોલે (Nicolle) ટ્યુનિસ (આલ્જીરિયા)
૧૯૨૯—આઇકમાન (Eijkman) ઉટ્રેક્ટ (હોલંડ); અને હૉપકિન્સ (Hopkins) કેમ્બ્રિજ (ઇંગ્લંડ)
૧૯૩૦—લૅન્ડસ્ટાઇનર (Landsteiner) ન્યૂ યૉર્ક (અમેરિકા)
૧૯૩૧—વારબુર્ગ (Warburg) બર્લિન (જર્મની)

નરેન્દ્રદેવ વિદ્યાલંકાર (મ્યૂનિક)

### આ વર્ષની કેટલીક વૈજ્ઞાનિક શોધો

હીરામ મૅક્સિમે રસ્તા પરના અવાજને રોકનારું 'સાઇલેન્સર' બનાવ્યું છે, તે પોતાના કામ ઉપરાંત હવાને શુદ્ધ કરે છે અને હવામાન પણ જાળવી શકે છે. બીજું એક પડઘો પકડનાર યંત્ર શોધાયું છે જે અવાજની મદદથી ઊંડાઇનું માપ કાઢી શકે છે. દરિયાઇ ધંધામાં તે બહુ ઉપયોગી છે ઇસ્ટમૅન કોડાકની પ્રયોગશાળામાં 'ઇન્ફ્રા રેડ કિરણો' એવાં શોધાયાં છે કે જે વડે અંધારામાં છબી લઈ શકાય છે! એક અમેરિકને ઍરોપ્લેન માટે યાંત્રિક પાઇલોટની યોજના કાઢી છે. ન્યૂ યૉર્ક ખાતે હડસન નદી ઉપર દુનિયાનો સૌથી લાંબો ઝૂલતો પૂલ 'જ્યૉર્જ વૉશિંગ્ટન બ્રિજ' તૈયાર થયો છે.

તાર વગરના સંદેશાના શોધક માર્કોનીએ 'શૉર્ટ વેઇવ બીમ ટેલિફોન' શોધ્યો છે જે દ્વારા એણે પોતાની વાયરલેસની શોધના ત્રીસમી સાલના ઉત્સવ પ્રસંગે આટલાંટિકની પાર પહેલો સંદેશો મોકલ્યો. કેમ્બ્રિજ યુનિવર્સિટીના ડૉ. કૉકરોફ્ટ અને વૉલ્ટન પરમાણુનું ખંડન કરી શક્યા. કૅપ્ટન ફ્રાંક સ્માઇથે હિમાલયનું કમઠ શિખર સર કર્યું, જેટલી ઊંચાઇનું કોઈ શિખર આજ સુધીમાં કોઇ માણસે સર કર્યું નથી. ગ્રીનલૅંડના બરફમય પ્રદેશની માપણી થઈ. એ પ્રદેશ મનુષ્ય વસવાટની ઉત્તર તરફની છેલ્લી હદ ગણાય છે શાપી જ્હૉન્સનના કાફલાએ ઍન્ડીઝ પર્વતોમાં પેરૂની મોટી દીવાલ શોધી અને ચૌદ પ્રાચીન શહેરો તથા માનવના અવશેષો શોધ્યા. સીરિયાની દક્ષિણમાં ઇ સ. પૂર્વે ૧૪૦૦ વર્ષ પહેલાંનું નગર શોધાયું, મૅક્સિકોમાં પણ અતિ પ્રાચીન નગર અને કબરો હાથ લાગ્યાં, તથા પૅલેસ્ટાઇનમાં ઈ. પૂર્વે પંદરસો વર્ષ પહેલાંની શાહી કબરો મળી આવી.

### થોડું ખેતીવાડી જ્ઞાન

બીડીના દોડાનાં બીજ ઢોરને ખવડાવે છે; એની છાલને વળી ખાટલાનું વાણ કરે છે; અને તેની સાંઠી એટલી પોચી અને બળવામાં ભડભડ સળગે છે કે અગાઉના વખતમાં તેલના દીવાઓ પેટાવવા માટે એ સાંઠીના કટકાનાં 'ગોથાં' બનતાં હતાં. દીવાસળીની ગરજ તેઓ સારતાં.

બાજરીના છોડમાં ચમકું થાય છે; એટલે કે એક બી વાવવાથી તેના છોડમાં ત્રણચાર જગ્યાએ ફૂટ થાય, અને એ દરેક સ્થળે એકએક નાનુંમોટું કણસલું પાકે. દોરીનું પણ એમ જ. એક હાતળીમાં આંખો હોય તેટલી ફૂટ થઇને ત્રણ ચાર પાંચ જેટલા મોટા સાંઠા થાય છે. આ બધું નજરોનજર જોવાથી લાગે છે કે કુદરત કેટલી ઉદાર છે! ડુંગળીનાં પ્રથમ બી વાવી રોપ કરે. એ રોપની નાનીનાની ડુંગળીની ગાંઠો કાઢી લે, એ ગાંઠો ફરીવાર વાવે એટલે ડુંગળી થાય.

બાજરીનાં ડૂંડાં કોઇકોઈ માથેથી લણે;—જેમને બાજરી વેચવાની ઉતાવળ હોય તે બીજાઓ બાજરી વાઢે ને ઓધા કરે. ઓધા કરવાથી સાંઠામાંનો લીલો રસ તે ડૂંડાને મળતો રહે ને બાજરીના કણ પોષાઇને મોટા થાય,—વાઢી લીધા પછી પણ. વળી એથી પાકને સૂર્યપ્રકાશ પણ મળે.—દે.પ.

### સિયામનાં રંગીન છાપાં

આપણે ત્યાં તો માત્ર જાહેરખબરો માટે જ લાલ, લીલા, પીળા કાગળો વપરાતા જોઇએ છીએ, પણ સિયામના પાટનગર બૅંકોકમાં તો દૈનિક પત્રો રોજના રંગ બદલે છે સિયામીઓ દરેક દિવસનો ખાસ રંગ માને છે અને તે પ્રમાણે ઘણા તે દિવસે તે જ રંગનો પનંગ (Panung) પોશાક પહેરે છે. વર્તમાનપત્રોવાળા પણ એ પ્રમાણે રંગનો દિવસ બનતાં લગી સાચવે છે. સોમવારનાં છાપાં પીળા રંગમાં છપાય, ગુરુવારે તો લીલો







તંત્રી રવિશંકર રાવળ; મુદ્રક-પ્રકાશક બચુભાઈ પી રાવત, કુમાર પ્રિન્ટરી–કુમાર કાર્યાલય, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.





'કુમાર'નું વાર્ષિક લવાજમ, આ વર્ષ પૂરતું વાર્ષિક રૂા ૮ (પરદેશના ૧૫ શિ.) ગ્રાહકો વર્ષની શરૂઆતથી (જાન્યુઆરીથી) જ નોંધીએ છીએ; ગ્રાહક થનારને પાછલા બધા અંકો મળશે.

મુંબાઈના એજન્ટ: સી. જમનાદાસની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; તથા આર આર. શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ–૨ જાહેર ખબર માટેના મુંબાઇ ખાતેના સોલ એજન્ટ મેસર્સ રાવળ બ્રધર્સ, મૂળજી જેઠા બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ

# રોમાંચક સીનેમા ચિત્રો

## તમારા પોતાના જ ઘરમાં બતાવો!



'કે' મૉડેલનું કોડાસ્કોપ (યુનિવર્સલ મૉડેલ, ૧૧૦-૨૫૦ વોલ્ટ) કેઇસ સાથે સંપૂર્ણ. કિંમત રૂપિયા ૬૨૦

તમારાં મિત્રો-સંબંધીઓને, તમારા પોતાના જ ઘરમાં સીનેમા ચિત્રો બતાવી શકો એ કેવી ભારે ગમ્મત? —અને વળી એ ચિત્ર તમારાં પોતાનાં જ પાડેલાં!

'કે' મૉડેલનું કોડાસ્કોપ ફિલ્મો પ્રોજેક્ટ કરીને બતાવવામાં બીનહરીફ છે:—ફિલ્મો ગમે તેવી હોય, બ્લૅક ઍન્ડ વ્હાઇટ અથવા તો સંપૂર્ણ કુદરતી રંગોવાળી. તે બહુ જ સહેલાઇથી હેરવી ફેરવી શકાય તેવું અને ચલાવવામાં ઘણું જ સરળ છે.

આ કોડાસ્કોપનું એક વિશિષ્ટ અને અસરકારક લક્ષણ તો એ છે કે તેમાંના એક ખાસ બનાવટના લૅમ્પ તથા, સીધો પ્રકાશ આપનાર કન્ડેન્સર લેન્સીઝને લીધે પ્રોજેક્શનનો પ્રકાશ વધે છે. આથી, સીનેમાઓ બતાવવાના બીજાં કોઇ પણ સ્થાને તમે જોએલા પ્રકાશ કરતાં તેની તેજસ્વિતા ચડિયાતી લાગશે.

અમારી કોડાસ્કોપ લાયબ્રેરીમાંથી ઘણી વિખ્યાત ફિલ્મો ઘેર બતાવવા માટે મળી શકશે. આ ૧૬ મિલિમિટર માપમાં લીધેલી સંપૂર્ણ ફિલ્મો જ છે અને નામની કિંમતે ભાડે મળી શકે છે.

હાસ્ય, સાહસ, પ્રવાસ, વિજ્ઞાન શિક્ષણ-વગેરે વિવિધ વિષયોની સંખ્યાબંધ ફિલ્મો છે. વિગતવાર માહિતિ લિસ્ટ મંગાવો.

## કોડાક લિમિટેડ

(ઇંગ્લંડમાં ઇન્કોર્પોરેટ થએલી)

હૉર્નબી રોડ કોટ મુંબાઇ

શાખાઓ: કલકત્તા — લાહોર — મદ્રાસ

# વર્ષાન્ત વિનતિ

**પૃથ્વી** સૂર્યની પ્રદક્ષિણા કરીને દીવાળી લાવે છે; અજવાળિયાં પર અજવાળિયાં વીતાવતું સમયચક્ર વર્ષનો ફેરો પૂરો કરતું આવે છે, તેની સાથે તમારા લવાજમની રકમ પણ પૂરી કરતું આવે છે. હવેના બે અંકો તમને મળે એટલે તમારું લવાજમ પૂરું થાય.

પણ જૂના ગ્રાહકો જાણે છે કે અમે શા કારણે નવા વર્ષનો પહેલો અંક વી. પી. ન કરતાં, ચાલુ વર્ષનો છેલ્લો અંક વી. પી.થી મોકલી, આવતા વર્ષનું લવાજમ વસુલ લઈએ છીએ. જેમને આવતે વર્ષે ગ્રાહક તરીકે ચાલુ રહેવાની ઈચ્છા નથી હોતી તેમાંના ઘણાખરા અમારી બે માસ અગાઉની વિનતિ છતાં અમને તેવા ખબર નહોતા આપતા અને છેક નવા વર્ષનો પહેલો અંક તેમને વી. પી. થી મળે ત્યારે એ વી. પી. પાછું ફેરવતા. એથી અમને બેવડું નુકસાન જતું: (૧) વી. પી. ટપાલખર્ચના સવા ત્રણ આના રદ જતા, અને (૨) નવા વર્ષનો એ અંક ખાસ્સો ચીંથરા જેવો થઈને પાછો મળતો,— એવો કે જેને કોઈ ફાઈલમાં પણ ન સંઘરે. એટલે એ નુકસાની અટકાવવા અમારે લાચારીથી ચાલુ લવાજમનો છેલ્લો અંક વી. પી. કરવાનો રસ્તો શોધવો પડ્યો છે.

એ વી. પી. કરતા પહેલાં અમે આજે બે માસ અગાઉથી ખબર આપીએ છીએ કે **જેમની મરજી આવતે વર્ષે ગ્રાહક તરીકે રહેવાની ન હોય તેઓ અમને કૃપા કરીને તેવા ખબર માગશર સુદ ચોથ એટલે કે પહેલી ડિસેમ્બર અગાઉ આપી દેશે તો તેમને એ છેલ્લો અંક વી.પી. થી ન મોકલતાં અમે સાદી પોસ્ટથી મોકલીશું: બાકીનાઓને વી. પી. કરીશું. અમારી આ વેળાસરની વિનતિ છતાં પણ અમને જેઓ તેવા ખબર ન આપતાં માગશરનું વી.પી. પાછું વાળશે તેઓ, અમને લાગેલા વી.પી. ખર્ચના નુકસાનના ૦-૩-૩ ભરીને પોતાનો એ લેણો અંક પાછો મેળવી શકશે.**

**વિચારવંત** ગ્રાહકો સમજી શકશે કે તેમને આ પદ્ધતિથી કોઈ પ્રકારનું નુકસાન નથી. 'કુમાર' વિષે જેમને આદર અને પ્રેમ છે તેઓ અમારી નુકસાની અટકાવવા ખાતર તથા વ્યવસ્થાની સગવડ ખાતર માત્ર એક માસ અગાઉ લવાજમ મોકલતાં આનાકાની નહિ કરે. વળી દર વર્ષે આ પદ્ધતિ ચાલુ રહે છે, એટલે ખરી રીતે તો એમને બાર માસે જ લવાજમ ભરવાનું આવે છે.

**માટે** જેમણે ગ્રાહક તરીકે બંધ થવું હોય તેઓ, તથા જેમણે ચાલુ રહેવું હોય તેઓ પણ, મહેરબાની કરીને આવતા (કાર્તિક) અંક સાથે વહેંચવામાં આવે તે પોસ્ટકાર્ડમાં પોતાની ઈચ્છા—અનિચ્છા લખી જણાવશે, માગશરનો અંક વી. પી. થી કે સાદો મોકલવા સૂચવી અમારી આ યોજનામાં સગવડ કરી આપશે તો અત્યંત આભારી થઈશું. નાણાં મનીઑર્ડરથી વેળાસર મોકલવા ઈચ્છનાર તેમ પણ કરી શકશે; પણ એ રીતે તમારો સમય જશે અને તકલીફ પડશે. ખર્ચ તો બંને રીતે સરખું છે; એટલે વી. પી. ની પદ્ધતિ ગ્રાહકોએ વધુ પસંદ કરવા યોગ્ય છે.

—**વ્યવસ્થાપક**

**અમારી વિનતિ + તમારો સહકાર = સફળ વ્યવસ્થા**

કુમાર
વર્ષ ૯ · અંક ૧૦
આવતી કાલનાં નાગરિકોનું માસિક

# પ્રેમવિભવ

· પૃથ્વી ·

અનન્ત તુજ આશિષે અમ પરે પ્રભો ઊતરી,
વહે પવન, પાણી, તેજ રમતું રહે વિશ્વમાં
સ્ફુરી જીવનચેતના દિનદિને ટકે જે વડે,
અહો ! નજરઠારી રંજન અસંખ્ય દશ્યો કરે:

નદી, ઉદધિ, પર્વતો ગગન ઘેરી ગોળા ભમે;
અને હૃદય-તાર સૌ ઝણઝણે લહી પ્રેમને
પ્રિયાનયનમાં, શિશુસ્મિત વિષે, પિતાઅંકમાં,
ઉરે જનનીનાં, મને સુહૃદ ભાઇભાંડુ તણા.

પિતા ! બસ નથી શું આ વિભવ માનવીને મળ્યો ?
પ્રમાણુ તુજ પ્રેમનું પ્રકટ એ નથી ? કે મથે
અહમ્ વધુ પ્રમાણવા ક્યમ, કિંહાથી, ક્યારે અને
પડી વિફળ શોધમાં બડબડી ઊઠે ને બળે !

ન બિન્દુ જળનું લહે કદી ય માપ સિંધુ તણું,
વિરાટ-ઉરમાં વસે બસ નથી જ શું એટલું ?

રતિલાલ શુક્લ

આસો · ઓગણીસસો અઠ્યાશી

# મુગલ ચિત્રકળા

ચિત્રકળાને વખોડનારાં કેટલાંક માનવીઓ જોઉં છું ત્યારે મને તેમના પર અણગમો થાય છે. મને તો લાગે છે કે ખુદાને પિછાનવાની ચિત્રકારને અજબ શક્તિ મળેલી છે. કોઈ પણ હયાત પ્રાણી કે તેનું અંગ ચીતરતી વેળા તેને જરૂર લાગતું હશે કે પોતાની ગમે તેવી શક્તિ છતાં જીવ મૂકવાની તાકાત પોતાનામાં નથી. તેથી જ અલ્લાહ તાલા (Giver of Life)નો ખ્યાલ કરી તે વધુ ડહાપણ મેળવી શકે છે.

(શાહાનશાહ અકબર)

બાબર અને તેની પછીના મોગલ શહેનશાહોના સમયમાં હિંદમાં જે કળા ઉછરી અને વિકસી તે મુગલ કળાને નામે ઓળખાય છે. તેના સંસ્કારનું ખરૂં મૂળ તેમુરના સમયથી હિંદમાં ઊતરી આવતા મુગલોની સાથેના ઇરાની કળાસંસ્કારોમાં રહેલું છે. આમ મુગલ ચિત્રકળા હિંદમાં વિધર્મી પ્રજાએ ઉછેરી, છતાં તેમાં એક પણ અંશ એવો નહોતો કે જે હિંદુઓની કળા સાથે મળી જતાં વિસંવાદી બને. આનું કારણ એ જ લાગે છે કે બંને કળાઓનું કેંદ્રસ્થાન એક જ હોવું જોઇએ. સમસ્ત એશિયાની ચિત્રકળામાં જે એકરૂપતા દેખાય છે તેનું કારણ પણ એવું જ છે. બૌદ્ધ ધર્મે ચીન ને જપાન મારફત મૉંગોલિયા, તાર્તાર ને ઈરાન સુધી પગપેસારો કર્યો અને એ ધર્મના પ્રચારની સાથે કલાસંસ્કારની એકરૂપતાનાં બીજ પણ નંખાયાં. તેના પુરાવા રૂપે આજે પણ મધ્ય એશિયામાંથી મૂર્તિઓ, ચિત્રપટો ને ગુફામંદિરો મળી આવે છે. ચીનની છઠ્ઠા સૈકા સુધીની ચિત્રકળા અને મધ્ય એશિયાના આ અવશેષો તથા તક્ષશિલાના શિલ્પની વચ્ચે અજબ પ્રકારનું સંસ્કારસામ્ય દેખાય છે.

ઇસ્લામ ધર્મના કાનૂનોએ માનવ આકૃતિ ચીતરનારને માટે સખ્ત ફરમાનો કર્યાં છે, છતાં કળાની વેલ તો સદા યે પાંગરતી જ રહી છે. માનવ આકૃતિ ચીતરવાના એ નિષેધે કલાશક્તિને બીજાં રૂપોમાં વાળી અને વિવિધ આકૃતિરૂપો તથા શોભન આલેખનોમાં તેઓએ અસાધારણ પ્રાવીણ્ય મેળવ્યું. આજે પણ જાતજાતના વેલબુટ્ટાઓ અને ભૌમિતિક રંગરચનામાં તુર્કસ્તાન તથા ઈરાનને કોઇ દેશ ન પહોંચે. પરંતુ બગદાદની ખિલાફત તૂટ્યા પછી કળાનાં બંધનો પણ તૂટીને ઢીલાં થયાં. એ સમયના અમુક સુલતાનોએ સિક્કાઓ પર મ્હોરાં છાપેલાં, તે પરથી આ બાબતની સાબિતી મળે છે. ચીનના વ્યવહારનો એક ધોરી માર્ગ નિબેટ, તાર્તાર ને રશિયા મારફતે યુરોપમાં જતો હતો તેથી એશિયાની અનેક કળાઓ ઇસ્લામી રાજ્યોમાં સહેજે પ્રચાર પામી શકતી હતી. તેમાં યે ચીન સામ્રાજ્યની સત્તા વધીને ઇરાનની બાજુ નજીક આવવાથી પશ્ચિમ કરતાં પૂર્વની કળા ત્યાં વધારે ઉછરી ને પાંગરી.

આપણે શરૂઆતમાં જોઇ ગયા તેમ મુગલ કળાનો સંસ્કારપાશ મૂળે આ ઇરાની કળાનો. ઇરાનમાં મસ્જ-

ના, સુલતાનિયા ને તેબ્રીઝ કળાનાં મોટાં મથકો તરીકે મશહૂર થયાં હતાં અને તૈમુર રાજવંશની સત્તા જામતાં તો ઘણી જાતની સંસ્કૃતિ ત્યાં ઉદય પામી હતી. તેમના વખતમાં ઑક્સસ, બુખારા અને સમરકંદ નવજીવન પામ્યાં. હિંદુસ્તાનને તૈમુરની યાદી બહુ જ દુઃખદાયક છે, પણ તેના જ વંશમાંથી હિંદમાં મુગલ સામ્રાજ્યનો પાયો નાખનાર બાબર ઊતરી આવ્યો અને તેને જ હાથે લલિત રેખાવંની મુગલ કળાનાં સીમાચિહ્નો મંડાયાં એ પણ અજબ વિધિયોગ નહિ તો બીજું શું!

હેરાતમાં તૈમુરનો જ પુત્ર શાહરૂખ પોતે કવિ હતો અને ઘણા કવિઓને પોતાને દરબારે નિભાવતો. એક કવિને તો તેણે ચીન સુધી મોકલ્યો હતો. પંદરમા સૈકાને અંતે સુલતાન મીરઝાંના દરબારમાં એ કાળના અતિ મશહૂર ચિતારા ભેગા થયા હતા, તેમા ઇરાનનો નામચીન ચિતારો બેઝાદ પણ હતો. ઇ.૧૫૦૬માં એ કલાપ્રિય સુલતાનના મરણ પછી બેઝાદ સફવીશાહ સુલતાન હુસેન ખુશરૂખાનના દરબારે ગયો અને ૧૫૧૪માં મૃત્યુ પામ્યો. એ જ વંશમાં ઇરાનનો પ્રખ્યાત કલાપોષક શાહ અબ્બાસ થયો. ઇ.૧૫૨૫માં બાબરે હિંદ ઉપર સવારી કરી તે વખતે લડાઇના મામલાને લીધે તેને હિંદુસ્તાનનો ખરો ખ્યાલ મળી શક્યો નહિ; પણ બેઝાદનાં ચિત્રોની તેણે બહુ તારીફ કરી છે અને તેને એ જમાનાનો મોટો ઉસ્તાદ ગણ્યો છે. આ પરથી બાબરની રસિકતા સ્પષ્ટ સમજાય છે. પાંચ વર્ષ બાદ બાબરના મરણ પછી તેના પુત્ર હુમાયૂં પાસેથી શેર અફઘાને ગાદી છીનવી લીધી અને તે ઇ.૧૫૫૫ સુધી તેબ્રીઝ (ઇરાન)માં શાહ તમસ્પને આશ્રયે રહ્યો.

• • આ વખતે બેઝાદ ગુજરી ગયો હતો, પણ મીર સૈયદઅલી નામનો જુવાન ચિતારો નામના જમાવી રહ્યો હતો. તેનો બાપ મીર મન્સૂર બાદશાહ બેઝાદનો સમોવડિયો હતો. મીર સૈયદઅલી અને એક બીજો ચિતારો અબ્દુસ્સમદ આ રાજભ્રષ્ટ શાહ હુમાયૂંની નજરમાં વસી ગયા અને ફરી તેને રાજગાદી મળતાં ઇ.૧૫૫૦માં તે બંનેને તેણે પોતાના દરબારમાં તેડાવી લીધા. એ વખતે મીર સૈયદઅલીને મીર હમઝાની કથા (દાસ્તાને મીર હમઝા) સચિત્ર કરવાનું કામ સોંપાયું. તેણે કેટલાક ચિતારાઓને હાથમાં રાખી સો સો પાનનું એક એવાં બાર પુસ્તકો તૈયાર કર્યાં. તેમાંનાં કેટલાંક આજ વીએના-



શુદ્ધ ઈરાની કળાનો નમૂનો

ના સંગ્રહાલયમાં છે અને પચીસ પાનાં લંડનના મ્યુઝિયમમાં છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે હિંદમાં પણ તે વખતે જોઇએ તેવા કુશળ ચિત્રકારો મળી આવતા હશે. અકબરને બચપણથી જ પિતાના દરબારમાં આવા ચિત્રકારોનો સહવાસ મળવાથી તેનામાં અતિ ઉચ્ચ રસિકતા અને શોખ પ્રકટ્યા, અને પરિણામે હુમાયૂંના મૃત્યુ પછી તે ગાદીએ આવતાં ચિત્રકળા અતિ ઉદાર અને કદરદાન આશ્રયદાતા પામી.

દિલ્હીના મુગલ દરબારમાં આમ તૈયાર થએલાં અત્યાર સુધીના બધા ચિત્રોમાં ઇરાની કળાની છાપ આગળપડતી હતી. તસ્વીરો કરવાનો હુન્નર બેઝાદે ખૂબ અજમાવ્યો હતો. મુગલ દરબારમાં તે ફૂલીફાલી નીકળ્યો અને અકબરશાહની ઉદાર ધાર્મિકતા તથા ઊંચી સંસ્કારદૃષ્ટિને લીધે તેના દરબારમાં દેશદેશના પંડિતો અને કળાબાજો ખેંચાઈ આવ્યા. આમાં ગુજરાતના પણ દસેક ચિત્રકારો હતા એમ સ્વ. શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીનું માનવું છે.

બાબર અને હુમાયૂંના દરબારનાં ચિત્રોમાં બેઝાદની તાલીમ અને શૈલી ખૂબ જળવાઇ હતી. પણ અકબર તો હિંદમાં જન્મ્યો ને ઉછર્યો હતો તથા તેણે હિંદુ

જીવનના ઉચ્ચ સંસ્કારનો સ્વીકાર કર્યો હતો અને મહાન સામ્રાજ્યની એકતા સાધવા હિંદુ મુસલમાનને એક જ આંખે તે જોતો હતો, એટલે તેના દરબારમાં ફરૂક કલમા, અબ્દુસ્સમદ શિરાઝી અને તેબ્રીઝના મીર સૈયદઅલી તેમજ સમરકંદના કેટલાક ઉસ્તાદ ચિતારા જેમ માનવંત હોદ્દે હતા, તે સાથે માધવ, ભીમ ગુજરાતી, અનન્ત બસાવન, દશવન્ત, કેશવદાસ વગેરે ચિતારાઓને પણ એટલો જ આદર મળ્યો હતો.

દશવન્ત અને બસાવનની વચ્ચે તો સરસાઇ ચાલતી. દશવન્તની જીવનકથા કંઇક અદ્‌ભુત અને કરુણ કહાણી જેવી લાગે છે. તે કહાર જાતિના પાલખી ઉપાડનારનો પુત્ર હતો, પણ જન્મથી જ તેનામાં કળા પર અજબ પ્રેમ હતો અને તે પર એ જીવન વારી બેઠો હતો. જ્યાં આવે ત્યાં ભીંતો પર માનવીઓ અને જનાવરો એ ચીતર્યા જ કરતો. કોઇ અજબ સંજોગે તે બાદશાહની નજરે પડ્યો એટલે તેની પ્રતિભા જોઇ તેણે તેને ખ્વાજા અબ્દુસ્સમદનો શાગિર્દ બનાવ્યો. થોડા જ વખતમાં તે બહુ વધી ગયો અને જમાનાનો એક ઉસ્તાદ લેખાતો થયો. પણ જીવનની કોઇ નિરાશાએ તે દિવાનો બની આપઘાત કરી મૂઓ. એક હલકી કોમમા જન્મીને શાહી ચિત્રકાર જેવા માનવંત પદે તે પહોંચ્યો તે પરથી માની શકાય કે એ સમયમાં ઘણા એની પેઠે સમાજની વાડો વટાવી ઉપર આવી શકતા હશે.

ઇ.સ.૧૫૬૯મા શાહી ફરમાનથી ફતેહપુર સિક્રીના કળામહાલયો બાંધવાને હિંદ ને ઇરાનના કારીગરોએ મોટો સમારંભ કર્યો. ત્યાંનું બાંધકામ થઇ રહ્યા બાદ ચિતારાઓએ તેના જે શણગાર કર્યા તેમા કેટલા યે શુદ્ધ હિંદી અને કેટલા યે શુદ્ધ ઇરાની છે. નવી કળા અપનાવી લેવામા હિંદુ ચિતારાઓ કેટલા કુશળ હતા તેની ખાતરી ત્યાંથી મળે છે.

ઇરાની કવિ નિઝામીના કાવ્યગ્રંથો અને બીજા કેટલાક સાહિત્યગ્રંથો હિંદુ માનસને તો તદ્દન પરદેશી લાગે, છતાં તેના પર ચિત્રો કરવાનું કામ પણ બાદશાહે તેમને સોંપ્યું હતું તે પરથી જણાય છે કે ઇરાની અને હિંદુ ચિતારા શાહી છત્ર નીચે એક દિલથી સાથે મળી કાર્ય કરતા, એકબીજાનાં હુનર તથા શૈલીમાંથી અનેક પાઠો શીખી લેતા અને બંને કોમ એકબીજીને સહાય કરવા તથા નુસખાઓ બનાવવા હમેશાં ઉત્સુક રહેતી.

આવી સહકારભરી દિલસોજીને લીધે હિંદુ અને ઇરાની કળાનું સુંદર મિશ્રણ થવા લાગ્યું અને મુગલ શૈલીનો વિજય થયો. આ બંને શૈલીઓનાં મિશ્રણ સ્પષ્ટ બનાવતાં ચિત્રો અકબરના જમાનામાંથી ખૂબ મળે છે ને તે જલદી પારખી શકાય છે. આ શૈલી શરૂઆતમાં તો અમીરવર્ગમાં જ પ્રચાર પામી હતી; આમવર્ગ જોડે તેને કંઇ સંબંધ નહોતો, કારણકે તે દ્વારા આમવર્ગને રસ પડે એવા વિષયો પ્રકટ થતા જ નહોતા. પણ વખત જતાં તે લોકોમાં સારો પ્રચાર પામી અને તેની પડતીના વખતમાં તો ઠેઠ રંક દુનિયામાં યે તે જાણીતી થઇ ગઇ હતી. પરંતુ તે મુખ્યત્વે તસ્વીરી કળા રૂપે જ પ્રચાર પામી.

આ તસ્વીરની કળા એ મુગલ કળાની ખાસ વિશિષ્ટતા ગણી શકાય. માણસોની તસ્વીર કરાવવાનો મુગલોનો શોખ અજબ હતો. હયાતી ભોગવના ચિત્રપ્રસંગો ને માણસો તથા દમામભર્યાં દરબારચિત્રો એ મુગલ કળાનો પ્રધાન પ્રયત્ન છે. પણ આ બધાં ચિત્રો મોટે ભાગે બહુ નાના માપમાં ચીતરાયાં છે. બૌદ્ધ યુગનાં ભવ્ય ભીંતચિત્રોની તોલે આવવાની અભિલાષા તેમાં દેખાતી જ નથી, ને તેથી 'મીનીએચર પેઇન્ટિંગ'-નાનાં તસ્વીરી ચિત્રો તરીકે જ તે લોકોમાં ઓળખાતાં. એ ઇરાની કિનાબી ચિત્રોની પણ અસર માની શકાય.

અકબરશાહે ચિત્રકળા પાછળ પુષ્કળ ખર્ચ રાખ્યો હતો. દેશવિદેશના હિંદુ ને મુસલમાન કળાકારોને તેની તરફથી માન, શિરપાવ કે ઇનામો મળ્યાં જ કરતાં અને ઉસ્તાદોને મનસબદાર અથવા અમીર ઉમરાવો જેવા ગણવામાં આવતા. અબ્દુસ્સમદને તેણે ફતેહપુરની ટંકશાળનો ઉપરી બનાવ્યો હતો અને પાછળથી મુલતાનનો વહીવટદાર નીમ્યો હતો. અબુલફઝલ લખે છે કે 'અકબરશાહને નાનપણથી જ ચિત્રકળા માટે બહુ પ્રેમ છે. તે દરેક રીતે આ કળાને ઉત્તેજન આપે છે, કારણકે તેમાંથી એને આનંદ ને અભ્યાસ બંને મળે છે. આથી એ કળાનો વિકાસ પણ બહુ થાય છે. દર અઠવાડિયે બાદશાહ જનાબ આગળ દરોગાઓ અને હજુરિયાઓ બધા ચિત્રકારોનાં કામ રજુ કરે છે; બાદશાહ પોતે તે જોઇને કારીગરી પ્રમાણે ઇનામો આપે છે, અગર માસિક પગારમાં વધારો કરી આપે છે. ચિત્રકારોને અપના પદાર્થોમાં પણ ઘણો સુધારોવધારો થયો હતો ને દરેક વસ્તુના બજારભાવ નક્કી

કરવામાં આવ્યા હતા. રંગનાં મિશ્રણો વધુ સુધર્યાં હતાં અને તેથી ચિત્રોમાં પહેલાં કરતાં વધુ ખૂબી આવી હતી. હવે તો ઘણુ ઉત્તમ ચિત્રકારો મળી શકે છે.' અક્ષરો લખવાની કળા પણ એટલી જ ઉત્તેજન પામી હતી. ઇસ્લામી ધાર્મિક માન્યતા પ્રમાણે અક્ષરો લખવાની કળા વધારે ઉપયોગી ગણાય છે. ખુદાઇ વાણીની સુંદર આકૃતિઓ લખવા—લખાવવામાં પુણ્ય મનાય છે. દિલ્હી અને આગ્રાના મહેલોનાં શાહી કિતાબખાનામાં સુંદર લિપિથી લખાતું બધી જાતનું ઉત્તમ સાહિત્ય સંઘરાતું હતું અને તેમાં સુશોભન તરીકે નાનાં નાનાં ચિત્રો ચિતરાવવા પાછળ તથા તેની સુંદર બાંધણી કરાવવા માટે બેશુમાર ખર્ચ થતો હતો. ઇ.સ ૧૫૫૮માં ઇરાની ભાષામાં 'રઝ્મનામા' નામથી મહાભારતનો તરજૂમો કરાવેલો તેની કિંમત ૪૦હજાર સોનૈયા જેટલી થઇ હતી. આ પુસ્તક હાલ જયપુરમાં છે. રામાયણનું પણ એક પુસ્તક તૈયાર કરાવેલું તેની કિંમત તેથી અરધા જેટલી થએલી અને તે હાલ વૉશિંગ્ટન (અમેરિકા)માં છે.



ઝાડ નીચે આરામ લેતા ફકીરો : મુગલ કલમમાં પ્રસંગચિત્ર-આલેખન
(પારીસના બૅરન મારીસ રૉથ્સચાઈલ્ડના સંગ્રહમાંથી)

અકબરનામામાં ૧૧૭ મોંઘાં ચિત્રો છે. ૧૬૪૧માં ફાધર સેબાસ્ટિયન કરીને સ્પેનનો એક પાદરી આગ્રામાં હતો. તેણે લખ્યું છે કે તે શહેરમાં ૨૪૦૦૦ કિતાબો હતી જેની કિંમત ૬૪,૬૩,૭૩૧ રૂપિયા થાય; એટલેકે સરેરાશે ગણતાં દરેક ચોપડી ૨૭૦ રૂપિયાની થાય. આ કિતાબખાનાં અકબર પછીના બાદશાહોએ ઠેઠ પછી સુધી સાચવ્યા હતા, પણ ૧૮મા અને ૧૯મા સૈકાની આંધીમાં તે વેરણછેરણ થઇ ગયાં. રોહીલા સરદારો અને આજુબાજુના નવાબોએ એવાં જ કિતાબખાના કરેલાં તે પણ નાશ પામ્યાં છે. આ અદ્ભુત સંગ્રહોના જે ટુકડા યુરોપના ખાનગી સંગ્રહો પાસે આજે છે તે જોતાં તેની ભવ્યતાનો પૂરતો ખ્યાલ મળી રહે છે. ઇ.૧૬૧૦માં આલેખાએલી અનવરે સુહેલી —હિતોપદેશની કથાઓ (The Lights of Cano-



રેખાંકનમાં જહાંગીરની તસ્વીર

pus) નામની એક સુબોધ વાર્તાવલિ ૧૮૪૧માં બ્રિટિશ મ્યૂઝિયમે પ્રજાની મિલ્કત તરીકે ખરીદી લીધી હતી. તેમાં જે ૩૬ ચિત્રો છે તેમાં અકબર અને જહાંગીરના સમયના ઉત્તમ ચિત્રકારોએ કામ કર્યું છે.

અકબરશાહના અંત સમયે તેના દરબારમાં એકસો ઉપરાંત નામીચા ચિતારાઓ હતા જેમાંના કેટલાકને તો ઉમરાવની પદવીઓ મળી હતી. અકબરની આ નીતિમાં કળાપ્રેમ તો છે જ; સાથે થોડે અંશે આત્મગૌરવ ને સ્વકથા અમર રાખવાની ઇચ્છા પણ પ્રેરક થઇ હોય એમ લાગે છે.

પણ મુગલ ચિત્રકળાને પૂરા રંગમાં ખીલવવાનું માન તો જહાંગીરને જ ઘટે છે. ચિત્રકળા તેની લાડીલી મોજ હતી અને તેનો સર્વાંગે વિકાસ કરવામાં તેણે પૂરી ઉદારતા વાપરી છે. તે શાહી ચિતારાઓની કુશળતા પર હમેશાં ગુમાન રાખતો. શાહી તસ્વીરો ને શિકારના પ્રસંગો એના સમયમાં ખૂબ જ ચીતરાયા છે, પણ તે સાથે વનસ્પતિ તથા ફૂલફળોનાં અને વિવિધ જનાવરોનાં ખાસ ચિત્રો કરવામાં પણ અજબ લાગણી બતાવવામાં આવી છે. બાદશાહે ખાસ ફરમાનથી કેટલાંક જૂજવાં જનાવરો અને ફૂલોનાં ચિત્રો કરાવ્યાં હતાં તેમાંનાં કોઇ-કોઇ હાલ મળી આવે છે. જહાંગીરમાં તો અકબર જેવી થોડીઘણી યે ધર્મપ્રિયતા કળાપ્રેમમાં આડી આવતી નહોતી. એ તો જમાનાનો એક ખરેખરો રસભોગી જીવ હતો. કળાના મળી આવે તેટલા ઉત્તમ નમૂના તે સંઘરતો. કારીગરીની બારીકી તે સમજતો અને બાખૂબ તેની કદર કરી શકતો. કોઈપણ મૂલે કળાની ઉત્તમ-ચીજ હાથ કરવા તે આગ્રહ રાખતો અને તે માટે ભારેમાં ભારે કિંમત આપતો.

તેણે શાહજાદાઓને નીતિશિક્ષણ આપવા અન્વરે-સુહેલી તૈયાર કરાવી. તે માટે ૧૬ ચિતારાઓએ કામ કર્યું, જેમાં દસ હિંદુ અને ૭ મુસલમાન હતા. તે દરેકનાં નામ એમાં આપેલાં છે. એ ચોપડીમાં પંચતંત્રની કેટલીક વાર્તાઓનો તરજુમો છે, પણ ચિત્રોનાં પાત્રો તો મુગલ જમાનાનાં જ આલેખાએલાં હોવાથી તેમાંથી એ સમયના જીવનનો આબેહૂબ ખ્યાલ મળી શકે છે. એ ચોપડી માત્ર ૯॥ ઇંચ લાંબી અને ૬ ઇંચ પહોળી છે, પણ એમાંનાં એ ચિત્રોમાં તો મુગલ કળાની અજબ રૂપરંગાવટ અને રેખાવટનો પૂરેપૂરો આંક બતાવ્યો છે.

જહાંગીરના વખતમાં વળી ઇરાનથી પણ નામચીન ચિતારાઓ આવતા; તેમ હિંદના ચિતારા ઇરાન સુધી પણ જતા. તે પોતે તખ્ત પર આવ્યો તે પહેલાં તેની હજુરમાં હેરાતનો આકા રઝા કરીને એક નામીચો ચિતારો હતો. પણ તેનો પુત્ર અબુલ હસન તેને આંટ મારે એવો થયો. તેણે શાહાનશાહ જહાંગીર ગાદીનશીન થયા તે વખતનું ચિત્ર બનાવ્યું તે ખાતર તેને જહાંગીરે નાદીર-ઉઝ-ઝમાન (જમાનાનો અદ્ભુત પુરુષ) કહ્યો અને ખૂબ ઇનામો આપ્યાં.

હિંદુ ચિતારો બિશનદાસ પણ તેનો એટલો જ માનીતો હતો. બાદશાહે પોતાના ચરિત્રમાં તેના માટે લખ્યું છે કે એ જમાનામાં બિશનદાસની બરોબર કોઇ ચહેરો ઉતારી શકતું નહિ. તેને ખાસ સવારી સાથે ઇરાનના શાહ તથા તેના દરબારીઓની છબી લેવા મોકલ્યો હતો અને તે પછી એક હાથી ઇનામ આપ્યો હતો.

એ સિવાય મન્સુર અને ફરૂકબેગ તેના દરબારના ચુનંદા ચિત્રકારો ગણાતા. મનોહર અને મન્સુર જનાવરો ચીતરનાર તરીકે ખ્યાતિ પામ્યા હતા.

જહાંગીરના મૃત્યુ પછી મહાન મુગલ સમ્રાટ શાહજહાંએ ચિત્રકળાને બદલે સ્થાપત્યને વધુ માનીતી કળા તરીકે સ્થાન આપ્યું અને તેથી મુગલ ચિત્રકળામાંથી ગુણ ઓસરવા માંડ્યો. પહેલાં કરતાં ચિત્રોમાં રંગનો દમામ અને વૈભવ વધ્યો, પણ હથોટી નબળી પડી ગઇ. આ વખતે સ્થાપત્ય તેની ટોચે કળાએ પ્રકટ્યું. આના કારણમાં એમ પણ હોય કે સ્થાપત્યકળાની સમુત્પત્તિ માટે વિશેષ સાધનસમારંભની રાહ જોવી



નૂરજહાં : મુગલ સમયનું રેખાંકન
(શ્રી ગગનેન્દ્રનાથ ઠાકુરના સંગ્રહમાંથી)



જહાંગીરઃ મુગલ તસ્વીર-આલેખનનો નમૂનો

પડે, જ્યારે ચિત્રકળા સરળતાથી તૈયાર થઇ શકે; એટલે સ્થાપત્યને બે પેઢી સુધી રાહ જોવી પડી હોય. ચિત્રોનો જથ્થો ઓછો ન થયો, પણ હળવાં થવા લાગ્યાં. મૂળે મુગલ કળા રાજ્યાશ્રય પર નભનારી તો હતી જ, એટલે એ આશ્રય કમી થતાં તેનાં પાણી ઊતરે તેમાં નવાઇ નથી. શાહજહાંના જ સમયમાં તેના હલકા પ્રકારને લોકો દિલ્હી કલમથી ઓળખવા લાગ્યા હતા.

પણ આ સમયની અતિ કરુણ કથાનો નાયક દારા શિકોહ—શાહજહાંનો મોટો પુત્ર—એક અમૂલ્ય સ્મૃતિ મૂકી ગયો છે. ઇ.૧૬૫૮માં ઔરંગઝેબ પિતા તથા ભાઇઓને હટાવી તખ્ત પર આવ્યો તે વખતે તેના ત્રાસથી આ મોટો ભાઇ દારા શિકોહ ચારે તરફ નાસભાગ કરતો હતો. તેની વહાલી બેગમ સિંધના રણમાં તરસ અને તાપથી મૃત્યુ પામ્યાના ખોટા ખબર તેને મળતાં તે બેભાન જેવી હાલતે એક બેવફા મિત્રને ત્યાં પહોંચ્યો, જેણે તેને તુરત ઔરંગઝેબને હવાલે કરી દીધો.

'બાદશાહ શાહજહાંના શાહજાદા મહમુદ દારા શિકોહે અતિ પ્રિય બાનુ નાદીર બેગમને ભેટ આપેલું' એવા તેના ખુદના હસ્તાક્ષરવાળું ઇ.૧૬૩૧–હી.૧૦૫૧ની સાલનું એક ચિત્રઆલ્બમ ઇન્ડિયા હાઉસની લાયબ્રેરીમાં આજે મોજૂદ છે; અને એ જોતાં, એટલી ઉચ્ચ કળાના કદરદાન ને ઉદાર એ રસિયા રાજકુમારના જીવનનો જે કરુણ અંત આવ્યો તે યાદ આવીને હૃદય આર્દ્ર બને છે. તેમાંનાં ચિત્રો અપ્રતિમ મુગલ શૈલીનાં છે અને કલાના આશકો કેવી મમતાથી ચીજ તૈયાર કરાવતા તેના અપૂર્વ નમૂના રૂપ છે.

ઔરંગઝેબનાં રાજ્યદરબારેથી તો કળાની હદપારી જ થઇ અને કોઇ છુટાછવાયા રસિક અમીર, ઉમરાવ તથા શ્રીમંતોના આશ્રયે જ્યાં ત્યાં થોડો વખત ભરાઇ. પણ જેઓ દિલ્હી છોડી દૂરના પ્રાંતોમાં જઇ મુગલ સલ્તનતથી સ્વતંત્ર થયા તેમણે તો તેને પૂરેપૂરી અપનાવી અને કેટલેક ઠેકાણે તો તે આબાદ પણ થઇ.

દક્ષિણમાં નિઝામના રાજ્યમાં તે 'દખણી કલમ'થી ચાલુ થઇ. પટણા, બિહાર અને અયોધ્યાના નવાબોએ પણ કળાનો શોખ સાચવી રાખ્યો. ઔરંગઝેબ પછીના દિલ્હીપતિઓએ નામ પૂરતો કળાનો શોખ રાખ્યો

હતો. ચઢારમા સૈકામા તો એ દિલ્હી કલમ માત્ર ધંધાદારી થઇ પડી અને કંપનીના અમલદારો માટે તસવીરો કરી નભવા લાગી હતી. યુરોપ અને એશિયાની ભેળસેળ શૈલીની હાથીદાંત પર આલેખેલી એવી તસવીરો આજે પણ દિલ્હીના બજારમાં મળી આવે છે.

મુગલ કળા રાજ્યવૈભવના ખોળે જન્મ પામી ને રાજ્યના રસો પર જ જીવી રહી હતી; અને એ શાહી આધાર પડી ભાંગતાં પોતે પણ ગઇ. આમ મુગલ કળા પ્રજાજીવનનાં પડોમાં ઊતરી શકી નથી એ ખરું, પણ જે જમાનાએ તેને સર્જાવી હતી તેનાં ભભકદાર, આબેહૂબ, જીવંત ચિત્રો તે અમર કરતી ગઇ છે. દુનિયાના કોઇ પણ ઇતિહાસને ચિત્રકળાએ આવી સેવા આપી નહિ હોય.

### મુગલ ચિત્રકળાની ખાસિયતો

પ્રાચીન કાળથી એશિયામાં અક્ષરો લખવાની કળા મહત્ત્વનું સ્થાન પામી છે. ખાસ કરીને ચીને એ પરંપરા શુદ્ધ રીતે જાળવી છે અને ચીની સામ્રાજ્યની અસર જ્યાં જ્યાં પહોંચી ત્યાંત્યાં અક્ષર લખવાની કળાનો પ્રચાર થયો છે. અક્ષર લખવાની કળા મૂળે ચિત્રલિપિમાંથી જન્મી હોવાને કારણે અક્ષરોમાં જાતજાતના વળાંકો અને પાંખડાનો પ્રચાર થયો છે. ચીની, જાપાની, અરબ્બી અને ઇરાની લિપિઓમાં રેખાઓના અનેક લહેકા નજરે પડે છે. આથી હાથને એક જાતની તાલિમ મળી જાય છે, અને આ બધા દેશના ચિત્રકારો ચિત્રો દોરવામા એ જ લહેકાનો ઉપયોગ કરતા દેખાયા છે. માત્ર હિંદુસ્તાનની પ્રાચીન કળા અને લિપિ વચ્ચે આવો સંબંધ દેખાતો નથી. અજંતાનાં ચિત્રો અને સંસ્કૃત, પાલી કે બ્રાહ્મી લિપિ જુઓ તો કોઇ વાતે તેમની લીટીઓનો દાડ મળતો દેખાશે નહિ.

આવા કારણથી જ એશિયાની બીજી ચિત્રકળા ને હિંદની મૂળ ચિત્રકળા વચ્ચે પ્રધાન ભેદ દેખાય છે. પણ બીજી રીતે આ બધી કળાઓ રેખાજન્ય હોવાથી એકબીજાના અંશ અપનાવી લેવામાં બહુ સફળ નીવડી છે.

ઇરાની ચિત્રકળા ચીનના સંસર્ગથી ઘડાએલી હોવાથી મૂળ ઇરાની ચિત્રો જોતાં તેમાં રંગ અને રૂપની જમાવટ લગભગ સંપૂર્ણ લાગે છે. તે સુમધુર લાડકી અને લહેરભરી લાગે છે, પણ ભાગ્યે જ ઊર્મિભરી હોય છે. ઇરાની અને હિંદી ચિત્રો પોતાના ગુણદોષથી આપોઆપ જુદાં પડી જાય છે. હલકાં ચિત્રો અતિ અભિનયભર્યાં થઈ જાય છે અને હલકાં ઇરાની ચિત્રો વિવશનાભર્યાં–પાશવતાભર્યાં હોય છે. ઇરાની કળાનાં પાત્રોની આંખો ઠંડી અને અવયવો હાલચાલ વિનાનાં ચીતરેલાં હોય છે.

ઇરાની કળા મોટે ભાગે કિતાબી ઝાકઝમાળ, વિવિધ રંગો ને સોનેરી શણગારમાં ચાવી રહે છે. તેના ચિત્રપ્રસંગોમાં મોટે ભાગે લડાઇ, પ્રેમ અથવા આનંદભરી મહેફિલો હોય છે, એટલેકે મોટે ભાગે દુન્યવી ખ્યાલોનું તે નિરૂપણ કરે છે; જ્યારે હિંદી કળા વીરરસપ્રધાન કાવ્યો, અદ્દભુત કથારસ કે પુરાણપ્રસંગો, અથવા ભાવપ્રધાન કે ગીતલહરીના તરંગો ચિત્રોમાં ઉતારવા મથી રહી હોય છે. ઉપરાંત તે કળા લોકજીવનના પ્રદેશમાં જન્મી, ઉછરી અને જીવતી રહી છે.

ઇરાનથી નીકળી હિંદમાં આવ્યા પછી ઇરાની કળા ઇરાની રહી નથી. અહીં તે ખરા અર્થમાં હિંદી બની ગઈ હતી, પણ તેના આશ્રયદાતાઓના સ્વભાવલક્ષણને અધીન રહેલી હોવાથી તેમના રાજ્યવૈભવો અને શોખનાં ચિત્રો પૂરતી જ તે ખીલી શકી અને ઇરાનની ધાટીએ કિતાબી ચિત્રોથી આગળ વધી નહિ. પણ તેમાં માનવજીવનની આકર્ષકતા ને ખરી મનોહરતા તો ઊતરી જ છે.

ઇરાની ઉસ્તાદો તેમની સ્વચ્છ, પ્રકાશમાન, રંગભરી સૃષ્ટિમાં છાયા લાવતા જ નથી, પણ એક પ્રકારની ભભકભરી પસંદગી તેમનાં ચિત્રોમાં વ્યાપ્ત લાગે છે. સાધારણ જોનારને ઇરાની ઉસ્તાદનાં અને અકબરી ચિતારાઓનાં કામમાં ફરક દેખાશે નહિ, પણ ઝીણવટથી જોનારને લાગશે કે હિંદુ ચિતારાઓને રેખા અને રંગ માટે ઇરાનીઓ જેટલો આગ્રહ નથી, એટલું જ નહિ પણ પદાર્થોના સ્વરૂપ માટે પણ તેઓ ઘણું જતું કરે છે; અને એમ છતાં કામમાં જમાવટ વિશેષ લાવે છે. તેઓ ઇરાની સાહિલથી કામ કરે છે ખરા, પણ તેમનું ધ્યાન બાજી જ તરફ દેખાય છે. તેઓ માનવી પાત્રોમાં વધારે



શાહાનશાહ જહાંગીર

મુગલ કળાના તસ્વીર આલેખનનો નમૂનો

(પારીસના મ. કાર્તીઅરના સંગ્રહમાંથી)



**શાહાનશાહ જહાંગીરનો દરબાર**

મુગલકળાનો માનવસમૂહ-આલેખનનો નમૂનો

દશ્યની વિશાળતા તથા અંતરનું ભાન બતાવવાની સચોટ રીતિ અને માનવઆકૃતિઓનું આબેહૂબ બયાન આપવાની જે અજબ શક્તિ મુગલ કળામાં છે તે અલૌકિક છે. માણસોના ચહેરા, પોશાક અને હથિયારની વિગતો, પ્રાણીઓ અને તેના સાજ વગેરેની નોંધો એમણે અતિશય ઝીણવટ અને પ્રામાણિકતાથી એમાં ઉતારીને સંઘરી છે.



ગોંસાઇઓ અને સંન્યાસીઓ : મુગલ કલમનાં માનવપાત્ર-આલેખનનો નમૂનો

સદંતર ઓસરી ગઇ જણાય છે. જહાંગીર અને શાહજહાંના વખતમાં ખરેખરાં હિંદી ઢબનાં જ ચિત્રો થયાં છે. તે વખતે સમરકંદનો એક ચિતારો તેનાં ચિત્રો પાછળ 'સમરકંદવાળો' એમ સહી કરે છે, પણ તેણે દોરેલી તસ્વીરોમાં ઇરાની તત્ત્વ જેવું કશું જણાતું નથી. રઝમનામું ચીતરનારા ૨૮ ચિતારા હતા તેમાં ૨૨ નામો તો હિંદુઓનાં છે. એ સિવાય ઘણાં ય ચિત્રો મળે છે; તે બધાની ચિત્રશૈલી એક જ જાતની હોવાથી ઘણી વાર કોનાં કયાં ચિત્રો છે તે નક્કી કરવું મુશ્કેલ પડે છે.

આ ચિતારાઓ કોઇપણ વિષયનું ચિત્ર ઉપાડતાં અચકાતા નથી. પરસ્પેક્ટિવ (દૃષ્ટિનિયમો) કે છાયાપ્રકાશનાં ધોરણો તેમની આડે આવતાં નથી. યુરોપનો મહાન ચિત્રકાર રૂબેન્સ જે વિષય લેતાં વિચાર કરી અચકે, તેનાં ય ચિત્રો આ ચિતારાઓએ ચીતરી જાણ્યાં છે. આજકાલની પરસ્પેક્ટિવ શોધનારા તે ચિત્રોનો ખરો રસ નહિ પામે. ફોટોગ્રાફર, એન્જિનીઅર કે સર્વેયરની પરસ્પેક્ટિવથી ચિત્રોની પૂર્ણતા ન જ તોળાય. મુગલ ચિત્રકળા ત્રણસો વર્ષ સુધી તેના પ્રેક્ષકોને રીઝવી શકી તેમાં ચિતારાઓની સાચું ધ્યાન આપવાની જે અજબ શક્તિ, દૃશ્યની વિશાળતા અને અંતરનું ભાન બનાવવાની સચોટ રીતિ હતી તે આજના પરસ્પેક્ટિવ માટે જ ટળવળતા ચિતારાઓને સુલભ નથી.

ગમે તેમ હોય, પણ આ ચિત્રોમાંનાં પ્રસંગો આકર્ષણ તો કરે જ છે. કેટલી પ્રામાણિકતા અને ઝીણવટથી તેમણે માણસોના ચહેરા તથા પોષાકની વિગતો ચીતરી આપણે માટે સંઘરી મૂક્યાં છે! હમણાંનો યુરોપી ચિત્રકાર ચિત્રયોજના કરતાં તેમાંનું ઘણું જવા જ દે. હિંદુ ચિતારાના એક ચિત્રમાં શહેર બંધાય છે, રાજા તે જોવા આવ્યો છે, કડિયા કામ કરે છે, મજૂરો સામાન પહોંચાડે છે, એમ એ પ્રસંગની બધી પ્રવૃત્તિ અને વ્યવહાર આપણે રોજના જીવનની પેઠે સ્પષ્ટ નિહાળીએ છીએ.

## મુગલાઈ તસ્વીરો

હિંદની ચિત્રકળામાં તસ્વીર–આલેખનની કળાને

તો મુગલોએ જ ઉત્તમ રીતે ખીલવી. ખરેખરી તસ્વીરો મુગલ જમાનામાંથી જ મળે છે. છતાં હિંદના પ્રાચીનકાળમાં પણ તસ્વીરનો ખ્યાલ હોય એમ તો લાગે છે. અજાતશત્રુને બુદ્ધનું ચિત્ર જોઈતું હતું. તે વખતે એક કપડા પર બુદ્ધની છાયા પાડીને રેખા પાડી લીધી અને પછી તેને રંગથી ભરી કાઢ્યું એવું પ્રાચીન વર્ણન છે. આ છાયાચિત્રમાંથી એક બાજુનાં મ્હોરાં ચીતરવાની પ્રથા જન્મી હોય એમ આપણે માની શકાએ. શ્રી ગિરિની ગુફાઓમાંની કશ્યપ રાજાની રાણીઓની તસ્વીરો સાચી છે એમ મનાય છે. અજંતાની પહેલા નંબરની ગુફામાં આવેલાં કોઇ યવન વ્યક્તિનાં ચિત્રો પણ સાચાં માનવીઓની છબી છે એવું અનુમાન કરવાને કારણો મળ્યાં છે. તિબેટમાં માગરીઝના મઠમાં એક ચિત્રકારે એક ખૂણે પોતાની છબી મૂકી છે તે પણ સાચી તસ્વીર મનાય છે. આઠમા સૈકામાં સિંધમાં પણ તસ્વીરકામ થતું હશે એવી હકીકત મળી છે.



મુગલ કલામાં પ્રાણીચિત્રણ પણ અતિ ઉચ્ચ કોટિએ પહોંચી હતી. ચિત્રકાર રાજા મનોહરની કલમનો નમૂનો

મુગલ જમાનાની જે તસ્વીરો હિંદમાં મળે છે તેમા પ્રથમ નમૂના હિંદુ ચિતારાઓના મળે છે. ભગવતી સોળમા સૈકાનો તસ્વીરબાજ થઇ ગયો અને હોનહાર તે પછી થયો. એ ચિતારાઓમાં વંશપરંપરાથી ઊતરેલી વિદ્યા હતી કે મુગલ આશ્રયે તેઓનો વિકાસ થયો હતો તે નક્કી થયું નથી. ભગવતીના કામમાં ઇરાનની અસર ચોખ્ખી છે. પણ હોનહારમાં રાજપૂત ઢબ છે અને તે પરથી અનુમાન થાય છે કે તેને પરંપરાથી વિદ્યા મળી હશે, અને મુગલ જમાનાની જરૂરિયાત પ્રમાણે કામ કરી તે બહાર આવ્યો હશે.

સોળમા સૈકામાં આ તસ્વીરબાજોના કામે ખાસ ધ્યાન ખેંચ્યું હશે કારણકે આઇનેઅકબરીમાં લખાયું છે કે 'બાદશાહ પોતાની છબી ચીતરાવવા બેઠા અને તમામ સરદારોની છબીએ રીતે લેવા હુકમ કર્યો. એ રીતે એક મોટું આલ્બમ તૈયાર કરાવ્યું અને તેથી જેઓ ગુજરી ગયા તેમને નવી હયાતી મળી ને જેઓ હયાત છે તેમને અમરતા મળી.' – આ તસ્વીરોમાં ભાગ્યે જ એક કરતાં વિશેષ પાત્રો હોય છે. ઘણે ભાગે એક ઊભી લંબચોરસ તકતીમાં તસ્વીરનું પાત્ર તલવાર કે ફૂલ પકડી એક બાજુએ નજર રાખી ઊભું હોય છે. જો શાહી પાત્ર હોય તો તે સિંહાસન ઉપર બેઠેલું અથવા ઝરૂખામાં બેઠેલું હોય અને પાસે એકબે હજૂરી ઊભા હોય અને મુખ્ય પાત્રના ચહેરાની આસપાસ સોનેરી કુંડાળું આપ્યું હોય.

પહેલાંની ઇરાની તસ્વીરોમાં ચહેરા જરા પોણા દેખાતા, એટલે બીજી આંખ પણ દેખાતી; પરંતુ મુગલ ચિતારાઓએ તે બાબતમાં પાછું ડગલું ભર્યું જણાય છે અને માત્ર પડખાનો જ ચહેરો ચીતર્યો કર્યો છે. બધી મુગલ તસ્વીરો એક જ મર્યાદાવાળી રીતભાતથી ચીતરાઇ છે. આવા બંધનોમાં ચિત્રો અનાકર્ષક, અક્કડ અને નીરસ બની જાય, પરંતુ મુગલ ચિતારાઓએ અજબ સામર્થ્યથી એવી મર્યાદાઓ સાચવીને પણ કળાપૂર્ણ તસ્વીરો ઊતારી છે. મુગલ તસ્વીરોમાં એક પ્રકારની જે છટા અને છાપ છે તે અનેરી જ છે. એ તસ્વીરો ખરા માનવીઓની જ છબીઓ છે. તેના પુરાવા રૂપે તેમનાં કેટલાંક નોંધ ચિત્રો મળી આવે છે. જેમાંના કેટલાકમાં નોંધ માટે સુંદર રેખામાં ચહેરો આબેહૂબ પાડી લીધેલા હોય અને શરીરનું બોખું માત્ર રેખાઓમાં જ આલેખેલું બાકી રાખ્યું હોય; તો કેટલીક



દાડમી - મુગલ ઢબે થતાં ફૂલઝાડનાં આલેખનનો નમૂનો



મુગલ પુષ્પાલેખનનો બીજો નમૂનો : કેસૂડાની ડાળ

તકતીમાં ચહેરો જ બાકી રાખી બાકીનું રંગ ચીતરી રાખ્યું હોય. આવી નોંધો સાથે રાખીને પાછળથી તેઓ આખરી તસ્વીર ઉપજાવતા. પણ તેમાં ચહેરાનું માત્ર સાદૃશ્ય જ મેળવીને તેઓએ સંતોષ લીધો નથી. સાથેસાથે ઊંચી પ્રતિની કારીગરીથી આછી છટાઓ અને પોશાક તેમજ બેઠકની નકશીઓ કરીને પોતાની અદ્ભુત પીંછીની પરીક્ષા આપી ગયા છે.

ઉપર જણાવેલી તેમની નોંધોમાં યે અજબ છટા-ભરી, અગાધ નિરીક્ષણભરી રેખાઓ અને પાત્રનિરૂપણની શક્તિ આપણને તાજુબ કરે એવા છે. આ સાદાં ચિત્રોને દીપકયંત્રથી મોટાં કરી જુઓ તોપણ તેનાં ગુણ અને ખૂબી ઓછાં નહિ થાય.

સંપૂર્ણ ચિત્રોમાં, છોગાં તથા ફૂમતાવાળા તાજ, હીરા-માણેકના હાર અને ચહેરાફરતું સુવર્ણ કુંડાળું અથવા સોનેરી આકાશ, આ બધાં સાધારણ તત્ત્વો મુગલ તસ્વીરોમાં છે. ઘણીવાર રાજમહેલની અટારી કે બગીચાના ફુવારાઓ પાત્રના શોખની સાક્ષી આપતાં કે તેને ખુશ કરનારાં તત્ત્વો તરીકે ચીતરાયાં છે. તેમ છતાં મુખ્ય પાત્રનો ભપકો, ઠાઠ વગેરે આગળપડતા જ રાખવામાં આવ્યાં છે.

આવી કડક મર્યાદાઓવાળી મુગલ તસ્વીરોમાં એક બાબત ખાસ નવાં આકર્ષણો કરનારી છે. તે હાથની વિવિધ છટા અને ભંગિમા. અજંટાના ચિતારાઓ હાથનું વૈવિધ્ય બનાવવામાં જેવા કુશળ હતા તેવા જ મુગલ ચિતારાઓ એ બાબતમાં બાહોશ જણાયા છે. બીજા કોઈ યુગના ચિતારાએ આ મુગલ ચિતારા જેટલી હાથની કિંમત ગણી લાગતી નથી. મુગલ ચિતારો તેના પાત્રના હાથ રેખાવવામાં અતિ ચાતુર્ય અને બુદ્ધિ દર્શાવે છે. હાથ અને હાથની અંગુલિઓથી કેટકેટલું દર્શાવી શકાય તે બુદ્ધ, મુગલ કે રાજપૂત ચિતારાને જ આવડ્યું છે. સરસ મુગલ ચિત્ર પારખવાની કૂંચી તરીકે હાથ તરફ નજર કરવાનું કહીએ તો જરા યે અતિશયોક્તિ નહિ થાય.

તસ્વીરોમાં હાથ ઘણીવાર તલવારની મૂઠ પર હોય છે. ઘણીવાર હીરારત્નજડિત વીંટીવાળા હાથમાં ફૂલ ધરી રાખ્યું હોય છે. આજનાં માણસોને ફૂલ રાખી ઊભા રહેવામાં બાયલાપણું લાગે, પણ મુગલ જમાનામાં તો બગીચો ને ફૂલ અમીરી શોખનાં ચિહ્નો હતાં.

શરૂઆતમાં તો આવી તસ્વીરો માત્ર અમીરવર્ગ માટે જ થતી; પણ ધીરેધીરે લોકોને તેનો શોખ લાગ્યો અને તેમાંથી સસ્તી જાતની તસ્વીરો થવા લાગી. ત્યારથી તે કળાની પડતી શરૂ થઈ; અને અઢારમા સૈકામાં તો નામચીન માણસોની તસ્વીરો વેચવાનો ધંધો એટલો ખૂબ ફાટી નીકળ્યો કે મુગલ તસ્વીર કરનાર કોઈક

જ રહ્યા. આ ધંધાની કારગત ટ્રેસ કરેલા કાગળોમાં સમાઈ ગઇ હતી. ઘણી વાર બાદશાહો અને બેગમો અરધાં ખરાંખોટાં જૂના ચિતારાઓ પરથી નકલો પામી ખૂબ બદલાઇ પણ જતાં. પણ અસલ ચિતારાઓ ખાસ ખૂબીથી મૂળ શખ્સની કેટલીક ખાસિયતો એવી આબાદ પકડતા કે નકલો કરનાર પણ તેટલી સાચવી શકતા. નકલો કરનારા ચામડાના કાગળો અથવા 'ચરબા' પર બહુ સરસ ટ્રેસિંગ લઇ રાખતા અને તે પર દરેક જગ્યાના રંગો નોંધી રાખતા. આના ઉપર ઝીણાં કાણાં પાડી કોલસાની ભૂકીથી જોઇએ એટલી નકલો બીજા કાગળો પર છાપી લેતા અને તે રંગીરંગીને ઘરાકોને પધરાવતા. આવી કેટલી યે નકલો આજના સંઘરનારા ગૃહસ્થો પાસે છે. ઘણા પાસે એક જ જાતની નકલો છે.



## મૃત્યુની દીપકવાટ

જીવનનો ઝળહળતો દીવો,
  પરથમ જે દિ' પ્રકાશ્યો!
મેઘધનુની રંગલીલામાં,
  પ્રેમલ સ્પર્શ તું ભાસ્યો!—જીવનનો૦

કોક ભરીભરી અંતર લાવ્યો,
  આંખમાં દિવ્ય સુવાસ;
નૈવેદછાબડી મૂક બીડી બેઉ,
  ધરવા પ્રાણપ્રકાશ.—જીવનનો૦

ચાંચી લીધું જગસોણલું મારૂં,
  આશા નથી પણ આગ!
હેત માન્યું હતું, જોઉં દળાદળ,
  ગંધમાં સ્વાર્થના શ્વાસ!—જીવનનો૦

આંસુનથી, નાથ! હસતાં ભમવું,
  જીવનની રણવાટ!
પ્રાણપ્રકાશ નહિ તોય ધરશી
  મૃત્યુની દીપકવાટ!—જીવનનો૦

કૃષ્ણલાલ શ્રીધરાણી

આ નકલો પર ખોટાખોટાં નામો પણ હોય છે. ઓરંગઝેબને શાહજહાં લખ્યો હોય; અકબર અને જહાંગીરમાં પણ ગોટાળો કર્યો હોય! છતાં ચહેરાના માહિતગારો ખરૂં નામ તુરત કહી શકે એટલી તસ્વીર તો સાચી હોય છે. જૂનાં હિંદી અને રાજપૂત ચિત્રો કરતાં મુગલ ચિત્રોમાં એક ખાસિયત વિશેષ હોય છે અને તે ચિત્રનું માઉન્ટિંગ અથવા કિનારશોભા. મુખ્ય તસ્વીરને એક મોટા માપસર કાગળ પર સફાઇથી ચોડીને તેની આસપાસ સુંદર રંગોની વેલપટીઓ તથા ફૂલકળીઓ, એક અથવા અનેક, એવા હિસાબથી નાખી હોય છે કે વચ્ચેના ચિત્રને તેથી ખાસ ઉઠાવ મળે છે. પટીઓની આસપાસ ઘણી છૂટવાળી જગ્યા રાખી હોય છે અને તેમાં સોનેરી વેલબુટીઓ છૂટીછૂટી નાખી હોય છે અથવા તો કોઇ સુનેરીયા રંગની છાંટ નાખી હોય છે. આ શોભાને પણ એક ખાસ કળા કહી શકાય; અને ઘણીવાર તો ચિત્ર કરનાર કોઇ હોય અને આ શોભા કરનાર પણ કોઇ બીજો હોય. ઘણીવાર તો ચિત્ર ચીતરનાર એક જણ હોય તો રંગ પૂરનાર બીજો હોય. ચિત્રના ભાગને તસ્વીર કહે છે અને બાકીના ભાગને હાંસિયો કહે છે.

મુગલ ચિતારો મન્સૂર ઘણાં ચિત્રો પાછળ પોતાને 'મન્સૂર નક્કાશ' તરીકે ઓળખાવે છે. 'નક્કાશ' એટલે Designer—જાતજાતના આલેખો કરનાર. આ નક્કાશ દરેક કારીગરીના ધંધાવાળાને ચીતરી આપે અને તે પ્રમાણે જ કોતરણી કે છાપકામ થાય એવો રિવાજ હતો; અને આથી ઘણીવાર એ સમયનાં ચિત્રો પરની વેલબુટીઓ તથા સોનારૂપા, ચામડાં કે કાપડ પરની, છાપોની આકૃતિઓ મળતી આવે છે.

### મુગલકળાની સાધન-સામગ્રીઓ

મુગલ જમાનામા ચિત્રકારના સામાન અને ઓજારો માટે બહુ જ કાળજી લેવાઇ છે. તેઓ પોતે જ પોતાનો સામાન તૈયાર કરતા અથવા નજર તળે તૈયાર કરાવતા. ખાસ કરીને કાગળ માટે તેઓ બહુ ચીવટ ધરાવતા. બહુ મહેનતે જોઇએ તેવા કાગળો લઈ

## સ્મારક

• પૃથ્વી •

લઉં ફુલછડી? સુગંધીમય પાંખડી? કે નડી
શિલા શકલને અગોલ વદને ય વાચા દઉં?
વિરાટ નભમાળથી ચકચકંત તારા લઉં,
ધરૂં ચરણમાં? પળેપળ રચું નવી દીવડી?

સહસ્ર કિરણાવલિ રચિત દીપની રાખડી
થકી પ્રથિત વિશ્વનાં પરમ પંચ તત્ત્વો સહુ
તણા અચલ ચિત્રની જ સ્મૃતિ એક તારી ચહું;
કિયું રચું કહે? અનંત યુગરાજ્યથી યે વડી!

હતી રમતીઆળ તું—સરલ શાંત ગંગોદક—
સદા પતિતપાવની, કમલરેખ શી ત્રિભંગી,
વહી ધનગંભીર નિત્ય મુજ જીવને નિર્ઝરી,
ઉડંત જગનાતની અતિ વિશાળ કો કલ્પના

સમી, તુજ મસે કઈ નવીન હું રચું ભાવના?
'ઈલા' શબ્દ એક એ જ નથી ભવ્ય શું સ્મારક!

**ચન્દ્રવદન મહેતા**

(તાજેતરમાં પ્રકટ થનાર સચિત્ર 'ઈલાકાવ્યો 'માંથી)

રાખી તેને ઘટતી ક્રિયાઓથી ઘૂંટી સંઘરી મૂકતા. એ કાળમાં ચિતારાઓને ખપના કાગળો માટે ઘણાં સ્થળો જાણીતાં હતાં. 'હરીરી' અથવા 'રેશમી' (રેશમનો બનાવેલો) કાગળ અને 'દૌલતાબાદી' નામે નિઝામના દૌલતાબાદમાંથી મળતો. સાધારણ બજારમાં વપરાતો 'હિંદી' તરીકે ઓળખાતો કાગળ પણ ઘણીવાર ચિતારાને કામ આવતો. પંજાબમાંથી સિયાલકોટી કાગળ પણ આવતો. દક્ષિણનો મુગલાઈ અને મ્હૈસુરનો 'કાર્દી' પણ ઠીક ખપતા. આ કાગળો મોટે ભાગે વાંસ, શણ કે તુલ (રૂ)ના બનાવેલા હતા. તુલના બનાવેલા કાગળો તુલાટ તરીકે જાણીતા હતા. ઈરાની કે ઈસ્પહાની કાગળો માટે પણ ચિતારા ઝંખતા.

આ કાગળો તદ્દન સફેદ નહિ, પણ ભૂખરા પીળા રંગના હતા. મનગમતા કાગળો લઈને ચિતારા બે કે ત્રણ એકબીજા પર ચોડીને ચિત્ર માટે જોઈતું દળ કરી લેતા. પુસ્તક માટે તો એક પડ જ રાખતા.

ચિત્ર કરતાં પહેલાં કાગળની સપાટી અકીકના પથ્થરથી ઘૂંટીને ખૂબ લીસી બનાવતા અને પછી લાલ રંગની પીંછીથી ચિત્રની મુખ્ય રેખાઓ દોરતા; અથવા નકલ હોય તો ચરબા પરથી કોલસાની છાપ પાડી પીંછીથી ચિત્ર પાકું કરી લેતા અને તેની ઉપર આછો સફેદો મારતા. તે સુકાય એટલે જરૂરની લીટીઓ ઘૂંટીને નક્કી કરી લઈ રંગો તથા વિગતો પૂરતા.



કાળો રંગ કપૂરની મેશમાંથી પાડતા. લાખ, માટી, હલકાં રત્નો વગેરેનું શોધન કરી તેમાંથી જોઈતા રંગો મેળવતાં. તેને ખરલ કરી ઘૂંટીને ડબીઓ ભરી મૂકતા. આ રંગોના ઉજાસ અને તેજ આજ સુધી કમી થયાં નથી અને ઠીક સચવાયેલાં ચિત્રો તો કાલે જ રંગ પૂર્યા હોય એવાં દીપે છે. ચિત્ર કરવાની તેમ જ તેને 'માઉન્ટ' કરવાની ક્રિયાનું એક સુંદર ચિત્ર બલરામપુર રાજ્યમાંની અન્વાર-ઈ-સુહેલીની પ્રતમાં ૭૨૮મે પાને છે. આ પુસ્તક અકબરના અંતિમ કાળનું છે.

મુગલ જમાનામાં એક જ ચિતારા પાસે તેનાં ચિત્રોની નકલોની માગણી બહુ રહેતી હોવાથી નકલો ઉતારવાનો હુન્નર પણ ચિતારાની તાલીમમાં આવી જતો. તે સારાં ટ્રેસિંગ એ ચિતારાનો વારસો લેખાતો અને બાપ અથવા ઉસ્તાદ બહુ જતનથી સંઘરી તેના વારસોને તે આપતા. આ ટ્રેસિંગ માટે ચરબા અથવા ચર્મપત્ર હરણની પાતળી ચામડીમાંથી કાઢતા.

પીંછીને તે કલમ કહેતા અને બકરા, હરણ, ખિસકોલી, નોળિયા કે ઊંટના વાળમાંથી એમને તેઓ બનાવી લેતા. આ સિવાય ચિત્રો પર મોતીપણા મોટી ઉઠાવદાર કામ કરતા તેને 'ઝારમ' કહેતા.

મુગલ ચિત્રકળાના ચિત્રો અને તસવીરોને તાંત્રિક મોટા રાજવંશનો જમાનો આપણને આલેખન રૂપે મળે છે. જે બાદશાહો, શાહજાદીઓ, બેગમો, અમીરો, સરદારો, સાધુઓ, શિકારીઓ ને સિપાહીઓ, મજૂરો

તે તવંગરો એક ચોક્કસ વખતે આ જગત પર હયાતી ધરાવતાં હતાં તેમને આજે આપણે જોઇ શકીએ છીએ. આવી ચિત્ર-તવારીખ કોઇક જ દેશમાંથી મળી શકશે. આપણા જૂના કાળના ઇતિહાસલેખકોએ પૂરતું અને પ્રમાણભૂત લખાણ મૂક્યું નથી એવો આરોપ થાય છે. તેની ખોટ આ ચિતારાએ પૂરી ભરપાઈ કરી આપી છે. પોતાના સમયનાં માનવીઓ અને પાત્રોને અજબ સજીવતા આપી તેમણે આપણી આંખ સામે મૂકી દીધાં છે. એ ઉપરાંત તેમણે વધારે કામ તો એ કર્યું છે કે હિંદ અને ઇરાનની સ્મૃતિમાં ઘૂમી રહેલા પૂર્વના રાજવંશીઓને પણ રૂપ આપી અમર કર્યા છે અને ઘેરેઘેર તેમની છબીઓ પહોંચાડી દીધી છે; એટલું જ નહિ પણ તેમના ચહેરા એટલા તો લોકપ્રિય કરી દીધા છે કે ગમે ત્યાં જુઓ કે તુરત તમે તેમને ઓળખી કાઢો. ઇરાનનો રાજકુમાર ઇરેજ, તાતાર વંશનો પહેલો બાદશાહ જંઘીસખાન, મહમદ પયગંબરના જમાઇ ઇમામઅલી વગેરેના ચહેરા છપાઇ ગએલા કાટલાં જેવા છે. હિંદમાં અઢાર મહિના રહેલા સિકંદરને પણ આ લોકપક્ષોએ છોડ્યો નહોતો. અકબર, જહાંગીર, શાહજહાં કે ઔરંગઝેબ અને દોસ્તમહમદ તો આ ચિતારાઓની આંગળીને ટેરવે એવા બેસી ગયા હતા કે નકલ વિના પણ યાદીથી ચીતરી શકતા. અને આ રીતે દરેક ચહેરાનું એક એવું સાદું રૂપ ઘડી કાઢવામાં આવ્યું છે કે ગમે એટલા ચહેરા વચ્ચેથી અમુક વ્યક્તિ જરૂર ઓળખી શકાય.

વિખ્યાત કલામીમાંસક શ્રી આનંદકુમારસ્વામીએ મુગલ કલાની પ્રશસ્તિ એક વાક્યમાં અતિ ઉચિત રીતે કરી છે, તે વડે આ પરિચય સમાપ્ત કરીએ: 'જે સંસ્કૃતિમાં તે ઉત્પન્ન થયાં તેના ગૌરવની સબળ સાક્ષી પૂરતાં તે ચિત્રોનાં સૌંદર્ય માટે અતિશયોક્તિ કે અતિ મૂલ્યાંકનનો સંભવ નથી.' રવિશંકર રાવળ



સાંઢની સાઠમારી : મુગલ કલમનું રેખાચિત્ર

હજુ સૂર્યની સહસ્રકળાઓ પૂરી ખીલી પણ ન હતી ત્યાં તો જંગલને ખૂણેથી એ જ અવાજ બીજી વખત સંભળાયો. ઊગતા સૂર્યમાં દૂરદૂર ઓળા પાડતી ટેકરીઓ, એ ટેકરીઓ વચ્ચે આવેલી હરિયાળી ખીણો અને વનની ગીચ વનરાઇઓમાં હાથીઓના એ અવાજનો પડઘો ગાજી રહ્યો. હાથીઓ પકડનારા એ અવાજને સલામીને નામે ઓળખાવે છે. જંગલમાં તેના જેવો ઉત્પાતજનક બીજો એકે અવાજ નથી.

કીચડના ખાબોચિયામાં ગળાબૂડ લદબદતો અલરોબા આ વખતે મનમાની મોજ ઉડાવી રહ્યો હતો. સલામીનો અવાજ કાને પડતાં જ તેની એ મજા ઊડી ગઇ. તે થંભી ગયો. હાથીઓના નાયક તરીકે કોઇ જુવાનની વરણી થયા બાદ તેની તાજપોશીની ક્રિયાનો આવતો સલામીનો એ સાદ અલરોબા કળી ગયો.

મૂળથી જ તે એકલ તરીકે ભમતો. એના બળની કોઇ બરોબરી કરી ન શકતું. છતાં તે નાયક તરીકે સ્થપાયો નહોતો. પરંતુ આમ વણસ્થપાએલો છતાં તેનું ગુમાન એકાદ સમ્રાટ્ સરખું જ હતું. કોઇપણ હાથીને નાયક તરીકે તે સાંખી શકતો નહિ. આથી આ અવાજ સાંભળતાં તેનું અંગેઅંગ જલી ઊઠ્યું. કોઇપણ જાતની મર્યાદા કે હસ્તીસમાજના કાયદાકાનૂનોને તો તે જન્મથી જ અવગણતો આવ્યો હતો. તેના એ બહારવટાને કારણે દક્ષિણમાં ઝાંબેઝીના તીરપ્રદેશથી માંડી ઉત્તરમાં નિયામ-નિયામ અને તેથી યે દૂર કોઇ પણ મનુષ્યથી અણજાણ એવા સુદાના અંતરભાગ સુધી તે પ્રસિદ્ધ હતો. એ પ્રદેશમાંનો એકેએક હાથી તેને બહારવટીઓ ગણતો; દરેક તેનાથી બીતો રહેતો; પરંતુ સાથેસાથે દરેકનો તેના પ્રત્યેનો તિરસ્કાર પણ એટલો જ હતો. બીકમાંથી તિરસ્કાર ઉપજે એ તો સ્વાભાવિક જ છે ને?

કેટલાક જીવોમાં આસપાસનાંઓને ભય પમાડી તેમાંથી મજા લૂંટવાની જ અધમતા હોય છે. તેનાથી તે પૂરેપૂરો ભર્યો હતો. ઉચ્છૃંખલ અને આપાપોપીઆ સ્વભાવને લીધે ટોળામાંથી તો માત્ર પંદર વર્ષની વયે જ તેને બાતલ કરવામાં આવ્યો હતો અને ટોળાના વડીલોએ તે જ દિવસથી તેના માઠા ભાવિની આગાહી કરી દીધી હતી. ત્યારથી તે આજ સુધીમાં પાંસઠ ઉનાળા વીતવા આવ્યા હતા, પણ તેના સ્વભાવમાં લેશમાત્ર ફરક પડ્યો નહોતો; અને હવે તો કોઇ પાડી શકે એ

# અલરોબા

પણ અશક્યં હતું, કારણકે તેની આંખો માત્ર પોતાની જ મહત્તા આંકવા ટેવાએલી હતી. પોતાના વિષે કોઇ શું



જિંદગી બચાવવા માંડાની પેઠે તેણે દોટ મૂકી.

ધારે છે તે જાણવાની પરવા તે ન રાખતો. તેના સમાજના નિયમોને તો તે પ્રથમથી જ અવગણતો આવ્યો હતો. તેની મરજી એ કાયદો; અને તે પ્રમાણે તે વર્તતો. અને આવાં એકલવાયાં એંશી વર્ષ વીતાવ્યા છતાં તેની જિંદગીમાં તેને કોઈ દિવસ શુષ્કતા નહોતી ભાસી. હવે ભાસતી કે કેમ એ તો કોણ કહી શકે?

તેની વૃત્તિ સાહસી હતી. આજ સુધીમાં અનેક સાહસો એણે ખેડ્યાં હતાં. હજુ પણ સાહસની કોઇ તક સાંપડ્યો તે જવા દે એમ તો ન જ હતું. જુદા જુદા ટોળાંના મદગળતા નાયકો સામે એક કરતાં વધુ વખત તેણે ટક્કર ઝીલી હતી. અનેક વાર તેણે મોટાં ટોળાંઓ પર પ્રભુત્વ મેળવ્યું હતું. પરંતુ હવે શીળી ચાંદની અને મૃદુ પવનમાં દૂરદૂર સુધી એકલો રખડવામાં તેણે એ પ્રભુત્વ ગુમાવ્યું હતું. તેણે એ ખુશીથી જવા દીધું હતુ, પરંતુ પોતાની ટેવ તો નહોતી જ બદલાણી.

આ બધાં કારણોને લીધે આજપર્યંત તેને કોઇ સાથી પણ મળી શક્યો નહોતો. તેનું જીવન એકલવાયું બની ગયું હતું, અને એ એકલતાનો દોષ તે પોતાના જાતિભાઇઓને શિરે જ ઓઢાડતો. તેના આ વધતા જતા તિરસ્કારનું પરિણામ એ આવ્યું કે તેના લોહીનું એકેએક ટીપું તેના પોતાના જ જાતિભાઇઓ પ્રતિના વેરથી રંગાઇ ગયું. તેની જબાન તેમની વિરૂદ્ધ જવા માંડી. તેનાં પીળચટાં દંતૂશળ હમેશાં યુદ્ધતત્પર જ રહેવા લાગ્યાં. તેની નાનકડી આંખો સદા અદેખાઇભરી જ રહેવા લાગી. પેટ ભરવા કરતાં પણ લડવાની તેની ખાહેશ વધી ગઇ હતી. તેનો સ્વભાવ દાઝીલાપણાની એવી તો ટોચે પહોંચ્યો હતો કે તેના જાતિભાઇઓ જ નહિ પરંતુ સારીયે જીવસૃષ્ટિ પર પણ તેનો એટલો જ ખોફ ઊતર્યો હતો.

યુવાન વર્ગ પ્રત્યેનો તેનો તિરસ્કાર તો અકથ્ય જ હતો. કોઇ મદમસ્ત કાઠી યુવાન પર નજર પડતાં જ તેનું શરીર રોષથી સળગી ઊઠતું. આવડી જિંદગીમાં કેટલાય મ્હોરતા યુવાનોનો તેણે અંત આણ્યો હતો. વર્ષો જતાં તેનું એ વેર વધતું જ ગયું. આજે આટલી હદ સુધી ઉશ્કેરાયો હોવાનું કારણ પણ એ હતું કે તેણે સાંભળેલો સલામીનો સાદ પણ કોઇ યુવાનના જ બળ અને ગૌરવની ભેરી જેવો હતો.

જેમજેમ એ સલામીનો સાદ લંબાતો ગયો તેમતેમ તેનો ઉશ્કેરાટ અને અભિમાન વધતા ગયાં. જાણે કોઇ મહા પર્વત ફૂટી નીકળ્યો હોય તેમ તે કાદવમાંથી બહાર ઊછળ્યો. તેની સૂંઢ તો બાર હાથ ઊંચા તેના દેહથી યે સાત હાથ ઉપર ઊછળવા લાગી. લાંબું ચપટું માથું ધુણાવતો તે ક્રોધથી ફૂંગી ઉઠ્યો. આનંદઘેનભરી

તેની આંખોમાં હવે વેર ઝરતી લાલાશ છવાઈ ગઈ. એક ક્ષણમાં તેણે નિશ્ચય કરી લીધો અને સલામીના આવતા એ સાદ સાથે યુદ્ધનું આવાહન દેતી ભયંકર ગર્જના કરી તે આગળ વધ્યો. આખું જંગલ ધ્રુજી ઊઠ્યું. સર્વત્ર કોલાહલ મચી રહ્યો.

થોડેક ગયો ત્યાં અર્ધશમ્યા કોલાહલ વચ્ચે થઈ આવતો એક અવાજ અલરોણાને કાને અથડાયો. શરણાઈ જેવો એ તીણો અવાજ તેના આવાહનનો ઉત્તર જ હતો, અને તે પણ દુન્યવી ડહાપણથી અણજાણ્યા વા બેદરકાર એવા યુવાન તરફથી જ અપાએલો. યુવાનીના મદભર્યો એ અવાજ કાને પડતાં જ જાણે પવનની પાંખે ચડ્યો હોય એટલા વેગથી તે આગળ વધ્યો. યુવાન સાથેના યુદ્ધનો આનંદ તેની નાપાક આંખોમાંથી નીતરી રહ્યો હતો.

હાથીની ઝડપ જ્યારે તે પૂરેપૂરી વાપરે છે ત્યારે કેટલી હોય છે તેની ઘણાને ખબર નહિ હોય. ક્રોધથી ગાંડો બનેલો અલરોણા પાણીના પૂરની માફક આગળ વધી રહ્યો હતો. માર્ગમાં આવતાં ઝાડવાંને મૂળ સુદ્ધાં ઉખાડી ફેંકી દેતો, કરોળીઆનાં જાળાંની જેમ ગૂંથાઈ ગએલાં આડી પાતળી વેલોનાં જાળાંમાંથી તીર સોંસરવો માર્ગ કરતો, જે ટેકરીઓ પાછળથી સલામીનો સાદ આવી રહ્યો હતો એ ટેકરીઓ પાસે તે આવી પહોંચ્યો. તેનો વેગ અહીં પણ અટકે એમ ન હતું. ટેકરીઓ ચઢી જઈ પાછળની બાજુએ તે ઊતરવા લાગ્યો. તેનાં પગલાંમાં જેટલો અદ્ભુત વેગ હતો એટલી જ ખિલાડીની સાવધતા હતી. બાર હાથ ઊંચા તેના ભારેખમ તોતીંગ ડીલને ઝીલી રાખવામાં તેના કસાએલા સ્નાયુઓ પણ કંઈ ઓછા મદદગાર ન હતા.

છેલ્લાં કેટલાંક વર્ષો થયાં તેણે જે જે યુદ્ધો કર્યાં હતાં તે દરેકમાં તેણે જય મેળવ્યો હતો. તે જય જેમ-જેમ મેળવતો ગયો તેમતેમ તેની જયની લાલસા પણ વધતી ગઈ. બે વીશીની અંદરનો કોઈ યુવાન તો ઘડી બે ઘડી પણ માંડ તેની પાસે ટકી શકતો. આજે તેની જયલાલસાએ વધુપડતું રૂપ પકડ્યું હતું. આજે તેણે છેલ્લો અને મક્કમ નિશ્ચય કર્યો હતો;—આખા ટોળાને હરાવી હમેશને માટે તેની સરદારી ભોગવી, પોતાની અદેખાઈની આગ બૂઝવવાનો.

સામું હાથીઓનું ટોળું પણ વ્યૂહમાં ગોઠવાઈ જઈ તેની જ રાહ જોઈ રહ્યું હતું. આહારવિહાર સર્વ અટકી ગયાં હતાં. શું થવાનું છે એ દરેક જાણી ચૂક્યો હતો. હાથીઓનો સમાજ બહુ જ કાયદાવર્તી હોય છે. એક ઊંચો પાતળો જુવાન (જે નાયક હતો તે) ટોળાથી સારે અંતરે આગળ આવી ઊભો રહ્યો હતો. બાકીના હાથીઓએ હાથણીઓને વચમાં રાખી અર્ધચંદ્રકાર વ્યૂહ રચી લીધો હતો.

પવનને વેગે આગળ વધતા અલરોણાએ આ વ્યૂહ જોયો. પોતાની ગતિ ધીમી પાડી હળવે કદમે તે આગળ વધ્યો. અમુક અંતરે આવી પહોંચતાં જ યુદ્ધના પ્રાથમિક ચિહ્ન તરીકે પોતાની સૂંઢ હવામાં વીંઝી. સામેના જુવાન નાયકે પણ તોપના ગોળાની ધણધણાટી જેવી સામો પડકાર કર્યો. તેનાં ગાત્ર ક્રોધથી કંપી રહ્યાં હતાં.

આ પડકારે અલરોણા ભાન ભૂલ્યો. હાથીઓના ગૌરવને અણછાજતી રીતે, યુદ્ધસૂચક ધ્વનિ થતાં પહેલાં જ તે સામા નાયક પર ધસી ગયો. કુડીબંધ લડવૈયાઓનાં ગુમાન ઉતારનાર; અગિયાર હાથ લાંબાં તેનાં દંતૂશળો હવામાં વીંઝાયાં. અન્ય કોઈ હોય તો તો આ ઓચિંતા હુમલાએ કરીને ધૂળ ચાટતો જ થઈ જાત. પરંતુ પેલા જુવાન નાયકે તો તરત જ પોતાની કાયા સમાલી લીધી અને બરાબર અલરોણાને કાટખૂણે આવી ઊભો રહ્યો.

હવે યુદ્ધ ખરેખરું જામ્યું. ભયંકર પળો પર પળો પસાર થવા લાગી. જંગલના બે રાજાઓનાં બળ અને સહનશક્તિના અજબ મામલાની ભયંકરમાં ભયંકર એ પળો હતી. ઊકળતા લાવારસ સમું ધગધગતું લોહી બંને યોદ્ધાઓની નસોમાં વહી રહ્યું હતું. તેમનાં વજ્રપગલાંની પછડાટોએ જમીન ધ્રુજી ઊઠતી હતી. અલરોણા યુક્તિબાજ હતો, છતાં આ જુવાન નાયક પાસે તેની કંઈ કારી ફાવતી ન હતી. જેમજેમ તેની યુક્તિપ્રયુક્તિઓ નિષ્ફળ જવા લાગી તેમતેમ તેનો ક્રોધ વધતો ગયો. તેની આંખોમાંથી જાણે સાક્ષાત આગ ઝરવા લાગી.

પાંચ મિનિટ બીજી પણ પસાર થઈ ગઈ. સામા પર આંધળો હુમલો કરી તેની ગાફેલ સ્થિતિનો લાભ જેટલી રીતે લઈ શકાય તેટલી રીતે અલરોણા અજમાવી ચૂક્યો હતો. પોતાનું હતું તેટલું બળ વાપરવામાં પણ તેણે કમીના નહોતી રાખી. આમ છતાં હરીફ તો અડગનો અડગ જ હતો. વિજયનાં તેનાં સોનેરી સ્વપ્નાં સરી પડતાં લાગ્યાં. આખી જિંદગીમાં આજે

હાથીઓ પાછળ ઘૂમનારો હતો. એ પ્રવૃત્તિને લીધે હાથીઓના સ્વભાવ ને રીતરસમોથી તે ઘણે અંશે માહિતગાર હતો. વીસ વર્ષ થયાં આફ્રિકામાં જ તેનો મુકામ હતો. યુદ્ધની સવારે તેણે અલરોબાને ખુન્નસભર્યો વેગથી જતો દૂરથી જોઈ લીધો હતો, અને તેના વિષે જે કાંઈ સાંભળ્યું હતું તે પરથી પરિણામની ગંભીરતા પણ તેણે કળી લીધી હતી.

હવે બીજા હાથીઓ પાછળ પડવાનું છોડી દઈ, પોતાના સાથીઓને જાણ કરવા પણ રુક્યા વિના તે સીધો અલરોબા પાછળ પડ્યો. આમ પીછો પકડવાનું કારણ દેખીતું હતું. તેણે તો શું પણ સારી યે માનવજાત કે પશુસમાજે ન જોયેલું કે જાણેલું એવું હાથીઓનું કબ્રસ્તાન જોવાની તેને આકાંક્ષા પ્રગટી હતી. સાહસથી ઓતપ્રોત અલરોબા સિવાય બીજું કોણ તેની એ આકાંક્ષા પૂરી પાડી શકે એમ હતું?

દૂર દૂર રહેતો ને અલરોબાને નજરમાં રાખતો તેની સાથોસાથ જ તે આગળ વધી રહ્યો હતો. ટોળું સોએક વાર રહેતા તે અટક્યો અને પાસેના એક ઝાડ પર ચઢી ગયો. જે દૃશ્ય જોવાનું ભાગ્યે જ કોઈના ભાગ્યમાં હોય છે, એવી હાથીઓની ખરેખરી સાઠમારી મૅકેરટન આજે જોઈ રહ્યો હતો. પરંતુ એ જોવા પૂરતી જ તેની ઉમેદ ન હતી. તેની ખરી ઉમેદ તો એ યુદ્ધનો અંત જોવાની હતી. જેમજેમ અંધારું વધતું ગયું તેમતેમ તેની અધીરાઈ વધતી ગઈ. છેવટે અંધારું એટલું તો વધી ગયું કે તેનું દૂરબીન પણ નકામું થઈ પડ્યું.

આખરે જીતનો જયનાદ તેને કાને પડ્યો. જે પળની તેણે કલ્પનાઓ સેવી હતી તે હવે ખરે જ આવી પહોંચી હતી. થોડીવારે દૂર જતાં ભારે પગલાં અને કચડાતી–ભંગાતી ડાળખીઓના અવાજ સાંભળી તે સડસડાટ નીચે ઊતર્યો.

યુદ્ધની જગ્યાએ તે આવી પહોંચ્યો, પરંતુ મેદાન સફાચટ હતું. ટોળું ચાલ્યુ ગયું હતું અને અલરોબા પણ અદૃશ્ય થયો હતો. ખૂંદાયેલી જગ્યાનું નિરીક્ષણ કરતો તે ઊભો ઊગતા ચંદ્રના ઝાંખા અજવાળામાં તેણે જોયું કે જમીન લોહીભીની હતી. લોહી તાજું છે એની તેણે સૂંઘીને ખાત્રી કરી જોઈ. પરંતુ પહો ફાટ્યા પહેલાં હવે કંઈ થઈ શકે એમ હતું નહિ, એટલે સ્થાનચૂક થવાથી રખેને હાથ આવેલી તક એળે જાય એ બીકે તેણે ત્યાં જ કામચલાઉ છાવણી નાખી દીધી.

ભળભાંખળું થતાં તે ઊઠ્યો અને બાજુએથી જે એકલવાયું પગેરું જતું હતું તેની સોંતમાં તે આગળ વધ્યો. આખો રસ્તો લોહીખરડ્યો હતો. એટલે તેને ઝાઝી મુશ્કેલી પડી નહિ અને તે ઝડપભેર આગળ વધ્યો. થોડેક ચાલતાં જ તેણે અલરોબાને જતો જોયો. પગલાં તો જંગલના અંતર્ભાગમાં જાય છે અને અલરોબા અહીં ક્યાં? આનું કારણ કલ્પવાની તેણે જરૂર ન જોઈ. તેની દૃષ્ટિએ અલરોબા પડ્યો એ જ તેને મન ગનીમત હતું. અલરોબાનો પવન જેવો વેગ અત્યારે તદ્દન ઓસરી ગયો હતો. તેની ધીમી લથડતી ચાલ જોઈ મૅકેરટનને ખાત્રી થઈ ચૂકી કે તેની ઉમેદ બર આવવાને હવે ઝાઝો સમય રાહ નહિ જોવી પડે. તેની નાડીઓમાં હવે જોરથી ધબકવા લાગી. તેની નજર અલરોબા પર ચોંટી રહી.

તેઓ જંગલ વટાવી ગયા. પ્રદેશ ધીમેધીમે ઉજ્જડ થતો ગયો; અને પછી તો પ્રદેશ તદ્દન રણ જેવો જ આવ્યો. દક્ષિણની ખીણોથી કિલિમાંજારોની હારમાળા સુધી અને ત્યાંથી આફ્રિકાના અંતર્ભાગ સુધી જે સૂકી પટી ફેલાએલી છે તેનો જ એ ભાગ હતો. લૂમાં બળતો ઝળતો મૅકેરટન પસાર થઈ રહ્યો હતો. પણ એની તેને પરવા નહોતી. લૂની જેમ જ એક પ્રશ્ન અત્યારે તેનું મન બાળી રહ્યો હતો: 'આવી વેરાનતામાંથી પણ આ હાથી આવી અંતકાળની સ્થિતિમાં શા માટે માર્ગ કરી રહ્યો છે? પાણીનો છેલ્લો જથો પણ તેણે મૂકી દીધો છે. શું તેમનું કહેવાતુ કબ્રસ્તાન આ જ હશે?! પાણી વિના રીબાઈ રણમાં ગમે ત્યાં મરી જવું તે?' ... ના, ના; એમ તો તદ્દન નહિ જ હોય. નહિતર માણસજાતથી અજાણ એવાં ગીચ ને હરિયાળાં જંગલોમાં તે કાં ન મરે? ખેર, જે હશે તે જોયું જશે! આવા અનેક સંકલ્પ-વિકલ્પ કરતો તે હાથી પાછળ ચાલ્યો જતો હતો.

બપોર નમતાં સુધીમાં તો રણની એ પટી ઓળંગાઈ ગઈ. હવે ધીમેધીમે પટ ડુંગરાઉ થતો જતો હતો. ક્યાંયે પણ અટક્યા વિના હાથીએ તો ચાલ્યે જ રાખ્યું. મૅકેરટન પણ તેની પાછળ યંત્રવત્ ચાલી રહ્યો હતો. સાંજ પડવા આવતાં તેઓ એવે સ્થાને પહોંચ્યા કે જ્યાં નજર નાખે ત્યાં કરાડો, ખીણો ને સુક્કા ખડકો સિવાય કશું જોવામાં આવતું ન હતું. આસપાસની

જગ્યાથી પરિચિત થવા તેણે દૂરબીન ચડાવ્યું; પરંતુ સઘળે અપરિચિતતા જ હતી. બધી દિશાઓ તેને એકસરખી જ ભાસતી હતી.

સૂરજનું છેલ્લું કિરણ આથમ્યું અને જગત પર અંધારા ઊતરવા લાગ્યાં ત્યારે તે એક ઊંચી ટેકરી પર પહોંચી ગયો હતો. તેણે દૂરબીન માંડી જોયું તો એ ટેકરી સળંગ ગિરિમાળનો જ એક આગળ વધી આવેલો ભાગ હતો. આસપાસની નીરવતામાં તેને ભવિષ્યના ભયનો કંઈક ભાસ થવા લાગ્યો. પરંતુ આટલે આવ્યા પછી પાછો જવા માટે તો તે હરગીઝ તૈયાર નહોતે.



દ્વંદ્વયુદ્ધ ચાલુ જ હતું

પૂર્વની ટેકરીઓ પાછળથી શીળો ચંદ્ર ઊગ્યો અને આસપાસનો પ્રદેશ રમ્ય રૂપેરીથી રસાઇ ગયો. મનુષ્યની સહનશક્તિ વધુમાં વધુ ખમી શકે એટલું મૅકેરસને સહન કર્યું હતું. હવે તેનામાં આગળ વધવાની હામ નહોતી રહી. તેના શરીરના સાંધેસાંધા કળતા હતા. ગળું પાણી વિના સૂકાતું હતું. તેણે પાણીનો ચંબુ ઉપાડ્યો અને અંદર હતું એટલું બધું પાણી પી ગયો છતાં તેને તૃપ્તિ વળી નહિ. તેની આંખોમાં તેજની કંઈક છાયા આવી. હાથીને દૂર ને દૂર જતો તે નિહાળી રહ્યો, પરંતુ હવે તેની પાછળ ન પડતાં ઝૅગને ઓશીકે મૂકીને તે સૂઇ રહ્યો. થોડી વારમાં તો તેનાં નસકોરાં બોલવા લાગ્યા.

સૂર્યનાં કૂણાં કિરણો મોં પર પડતાં જ તે જાગી ઊઠ્યો. તેનામાં હવે થોડીઘણી સ્ફૂર્તિ આવી હતી. હાથીનાં પગલાં જોતો તે આગળ વધ્યો. સોએક વાર ચાલતાં જ તેના કાને કંઈક અવાજ આવ્યો. પહાડમાંથી નિઝરતા ઝરણાનો એ કલકલ અવાજ હતો. આનંદની કિકિયારી સાથે એ અવાજની દિશામાં તે દોડી ગયો. સ્વચ્છ પાણીનું નાનુંસરખું ઝરણું એકલનાદે વહી રહ્યું હતું. જાણે હમેશનો ધરવ ન કરી લેતો હોય એમ ખોબા પર ખોબા તે પાણી ઢીચવા મંડ્યો. તડકાથી ભૂંજાઇ ગએલું મોઢું તેણે ધોયું. તાળવે પાણી છાંટ્યું અને કૉલર ભીંજાવી લીધો. પછી ચંબુ ભરી લઇ, પહેલાંની પેઠે એ જ અલરોબાને પગલે તે આગળ વધ્યો.

હરણાંનાં માથાં ફાડી નાખે એવો ધોમ ધખતો

હતા. જમીનમાંથી અગ્નિની શિખાઓ પેઠે નીકળતી વરાળ ફાયા જ્યાતી રહી હતી. માત્ર એક જ આકાંક્ષાને માટે મૅકરટન આ બધું સહન કરી રહ્યો હતો, અને એ આકાંક્ષા મૂર્તિમંત કરતી હોય એવી કેટલીક વિચિત્ર ને કુતૂહલભરી ટેકરીઓ હવે તેની નજરે પડી. આગળ વધતાં તેણે જોયું કે એવી ટેકરીઓની એક પાછળ બીજી એમ કેટલી યે હારો આવી રહેલી છે. છૂટીછવાઈ સાંભળેલી દંતકથાઓ પરથી તેણે નિશ્ચય બાંધી લીધો કે હાથીઓનું કબ્રસ્તાન એ ટેકરીઓને જ વચગાળે હોવું જોઈએ. સામેના ખડક પાછળ થઈને જતી કેડી સિવાય ત્યાં પહોંચવાનો બીજો કોઈ માર્ગ ન જણાતાં તે જ માર્ગે તે આગળ વધ્યો. ખડક વટાવતાં જ એક ગુફા સામે ને આવી પહોંચ્યો. 'પેલા હાથીઓના કબ્રસ્તાન પાસે તો આ ગુફા નહિ ફૂટતી હોય ને?' આ મુદ્દો મનમાં ઊઠતાં જ તેણે ગુફામાં પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો. એક વખત તેણે નિશ્ચય કર્યો, પછી તે ફરે એ અસંભવિત હતું. અંધારું વધતું જતું હતું. નગ્ન જ ખીસામાંથી ફાકડો કાઢી તેણે સળગાવ્યો અને ગુફામાં આગળ વધ્યો. ગુફા વેરાન લાગતી હતી. ભીંતોએ બાઝેલું સૂકું લોહી જોતાં, છેવટની સ્થિતિએ પહોંચેલા હાથીઓ બેભાનપણે પસાર થતાં દિવાલોની આમળ વચ્ચે આવેલી અણીઓમાં ભચડાયા હોવાની તેને પ્રતીતિ થઈ. તાજા લોહીના પણ કેટલાક છાંટણા ત્યાં હતા.

આખરે ગુફાનો છેડો આવ્યો. પરસેવો લૂછી મૅકરટને છૂટકારાનો એક દમ ખેંચ્યો. જરાક સ્વસ્થ થતાં તેની નજર સામેની ખીણ તરફ ગઈ. 'આ ખીણમાં યા તો તેના છેડાની નજીક જ કબ્રસ્તાન હોવું જોઈએ.' ખીણમાંથી આવતા સફેદ ચળકાટે તેના એ તર્કને પુષ્ટિ આપી. તેણે નિશ્ચયમાં દાંત ભીડ્યા અને આગળ વધ્યો. મારેલા વિજયે તેની છાતીના ધબકારા વધ્યે જતા હતા. તેણે જોયું કે હાથીઓ સિવાયની અન્ય પ્રાણીજાતનું ત્યાં પગલું સરખું પણ ન હતું. સાંભળેલી દંતકથાઓને નજરે જોનાર પોતે પ્રથમ જ છે, એટલું જ નહિ પરંતુ જગતને તેની જાણ કરનાર અને સૌથી પ્રથમ તેનો લાભ ઉઠાવનાર પણ પોતે જ છે એ વિચારે તેનું હૈયું આનંદમાં નાચી રહ્યું હતું. હજુ માની લીધેલી શોધનાં પ્રત્યક્ષ દર્શન થયા પહેલાં જ મૅકરટનનું મગજ આ વિચારોથી ઊભરાઈ ગયું.

ખીણનું તળિયું એટલું તો સાંકડું હતું કે ભારા બપોરે પણ તેમાં પૂરતું અજવાળું માંડ આવી શકતું હતું. ઠરી ગયેલા લાવારસના પથરાઓથી ભરેલો એનો કેટલોક માર્ગ ઓળંગતાં જ જે દૃશ્ય મૅકરટનની દૃષ્ટિએ પડ્યું તે ઘડીભર તો તેની સગી આંખો પણ માનવા ન લલચાઈ. આટલી વારમાં જ આવું પરિણામ આવશે એની તેને કલ્પના સુદ્ધાં નહોતી આવી. ધોળાધોળાં હાડપિંજરો અને પીળચટા હાથીદાંતોનો તો જાણે મહાસાગર જ હોય ને! જ્યાં નજર નાખે ત્યાં બસ હાથીદાંતો જ. એટલા બધા હાથીદાંત ત્યાં વેર્યા પડ્યા હતા કે તેની નજર તેને ઓળંગી પણ શકતી ન હતી. કંઈ અસંખ્ય વર્ષો જૂના હાથીદાંતોનો અખૂટ ભંડાર ત્યાં સચવાએલો પડ્યો હતો.

મૅકરટનને મન તો જાણે સ્વર્ગ જ આ ખીણમાં ઊતર્યું હોય એમ તેના ચહેરા પરથી પલટાતા રંગો પ્રતીતિ આપતા હતા. તે એવે સ્થાને આવી પહોંચ્યો હતો કે જ્યાં હાથીઓની વંશાવલિઓની વંશાવલિઓ અકથ્ય એટલા કાળથી ખરક થઈ જતી હતી; જ્યાની વાતોને માત્ર દંતકથાઓ પૂરતું જ મહત્ત્વ અપાતું; જે શોધવા માટે હાથીઓને પકડનારો દરેક મહત્ત્વાકાંક્ષી સ્વપ્ન સેવતો;—એ જ સ્થળે તે આખરે આવી પહોંચ્યો હતો. જિંદગીભરની તપશ્ચર્યા આજે ફળી હોય એમ તેને લાગ્યું. સૂર્યના તેજબિંબને કે જગધાત્રી હવાને માપી શકાય તો હાથીદાંતના એ મહાસાગરને માપી શકાય! અને એ બધું માત્ર પોતાનું જ છે એ વિચારે તો મૅકરટનને કંઈનું કંઈ થઈ જતું હતું..

ઉત્સાહની અકથ્ય લાગણીઓથી ખીણનો એકેએક ખૂણો તે નિહાળવા લાગ્યો. ઘડી પહેલાંના તેની નિસ્તેજ આંખોમાં અવર્ણનીય તેજ આવી ગયું હતું. એ તેજ તો અચાનક હાથ ચડેલા ગુપ્ત ભંડારો જ માત્ર ભરી શકે!

ખીણમાં બરફ પુષ્કળ હતો. જીવજંતુઓનો ત્રાસ પણ એટલો જ હતો. છતાં મૅકરટન તો હાથીઓના હાડપિંજરો—પાંસળીઓની કમાનો, પગનાં નળુશીહાડકાં અને ભયંકર ખોપરીઓ પર થઈ આગળ વધી રહ્યો હતો;—કુતૂહલથી યા તો તેનો લાભ પોતાનામાં જ સમાયો હોય એથી!

ખીણનો પટ ધીમે ધીમે વિશાળ બનતો જતો હતો. તેની આશા પણ એટલું જ વિશાળ રૂપ લેતી જ

હતી. થોડી વારમાં જ એક ચીસ તેને કાને પડી. તે સાવચેત બન્યો, કારણકે તે બહુ દૂરની ન હતી. આટલે આવવામાં પોતે સાહસ ખેડયું હતું એમ હવે તેને લાગવા માંડયુ. પણ હવે શું થાય ? જે બને તે શાન્ત ચિત્તે જોયા કરવાનો તેણે નિશ્ચય કર્યો. ઝાંખા અજવાળામાં એક ઓળો તેણે આગળ વધતો જોયો. હાડકાની કડેડાટી બોલી રહી હતી. કોઈ રાક્ષસી કદના આક્રમણે જમીન ધ્રૂજી ઊઠી હતી. હવામાં પણ ધ્રુજારી હતી.

ભયમાં ને ભયમાં ખોપરી પર ટેકવેલો તેનો પગ લપસી પડ્યો અને તે પટકાયો. એ જ પળે તેણે જોયું કે દંતુશળ ભાંગેલો અલરોબા જ એ ખીજના ખૂણેખૂણા સૂંઘતો કબ્રસ્તાનના અજાણ્યા પ્રવેશકને શોધી રહ્યો હતો. કોઈ પણ પ્રકારે તે કબ્રસ્તાનમા આવી પહોંચ્યો હતો અને અત્યાર સુધી મૃત્યુની રાહ જોતો હાડકામા પડ્યો રહ્યો હતો. પડેલાં ઝાડ કે મરેલા ઘાસ તીની પેઠે માટીમાં મળી જવાની છેલ્લી આકાંક્ષા જ તેને રહી હતી અને તેની એ આકાંક્ષા પૂર્ણ કરનારી પળ નજીક આવતી જતી હતી. તે ગમે તેટલો ખરાબ હતો, છતાં તેના સ્વભાવમાં એક પ્રકારની એવી અમી-રતા ભરી હતી કે જે માણસજાતમા ભાગ્યે જ દેખા દે છે. મૃત્યુ તેની આંખોને ઘેરી વળતું હતું. છતા જ્યારે તેણે જોયું કે એક મનુષ્ય તેમનું કબ્રસ્તાન નચિંતપણે ખૂંદી રહ્યો છે ત્યારે તેનો ક્રોધાગ્નિ પ્રજ્વળી ઊઠ્યો. ખુદ મૃત્યુને પણ ઘડીભર થંભાવી ફૂંફાડા મારતો તે પગભર થયો. બચપણમાંથી જ હાથીઓના મગજમાં જે વાત ઠાંસીઠાંસીને ભરવામાં આવે છે તે પ્રમાણે તે જાણતો હતો કે તેમનું કબ્રસ્તાન તો અગમ્ય જ રહેવું જોઈએ. પૂર્વજોનાં અસ્થિઓ એક મનુષ્યને પગલે કચડાતાં તે જોઈ રહે એ અસંભવિત હતું.

મૅકૅસ્ટન પડી ગયો હતો, અને એ પડી જવાને લીધે જ પોતાના થતા શીઘ્ર નાશમાંથી તે બચી શક્યો હતો. હાથીએ ક્રોધની કીકિયારીઓથી ખીણ ગજવી મૂકી. તેની સૂંઢ શિકાર શોધતી અબોટાવા લાગી. તેની આંખોમાંથી દાનવતા ઝરી રહી હતી. પાંસ-ળીઓની કમાનમાં અટવાએલા મૅકૅસ્ટને જોઈ લીધું કે જમદૂત જેવો એ હાથી હવે કલાક કરતા વધુ જીવી શકે એમ ન હતું. પરંતુ હવે પસાર થતી એક પળ પણ તેને યુગ સમાન લાગતી હતી. હજુ તેણે મગજનું સમતોલપણું ગુમાવ્યું ન હતું. મોત સાથે આગ સંતા-કૂકડી રમવાનું તેને યોગ્ય ન લાગ્યું. થોડે જ દૂર પડેલી પોતાની રાઈફલ તેણે સેરવી લીધી. હાથી ત્રીસ જ ફૂટના અંતરે આવી લાગ્યો હતો. બધ ત્યજી હાડકાંના ગંજ નીચેથી તે બહાર નીકળ્યો અને નેમ લઈને બરા-બર તેના કપાળ સોંસરવી એક ગોળી હાથીને મારી. કંઈ જ અસર ન થઈ ! તેનું મગજ હવે ભમવા લાગ્યું. હાથી તો આગળ વધ્યે જ જતો હતો !

મૅકૅસ્ટને આ જોયું અને તેનું લોહી થીજી ગયું. જિંદગી બચાવવા ગાંડાની પેઠે તેણે દોટ મૂકી. બૅગ ઉપાડી લેવાની પણ પરવા ન કરતા રાઈફલ સમાલી તે દોડ્યો. તેની પાછળ ગુસ્સામાં પૂંછડી મરડતો અલ-રોબા દોડ્યો. પૂર્વે કદી ન આવેલી એવી આગઝરતી લાલાશ તેની આંખોમા આવી ગઈ.

મોતની રમત રમાવા માંડી. ખીણમાં અંધારું પથ-રાતું જતું હતું. અર્ધનિદ્રાનાં સ્વપ્નાંઓમાં વારંવાર પહેલાંની જેમ હાડકાંના ગંજમા લપાઈ જવાનું મૅકૅસ્ટન કરતો, પણ હાથીની આંખે ઝડપાયા વિના ન રહી શકતો. એ ગભરાટ થંભી જાય એ માટે, પોતાના અન્ય સાથી-ઓને બોલાવવાની 'એદાહ' 'એદાહ'ની હાથીઓને પરિચિત એવી બૂમો તેણે પાડી જોઈ. પરંતુ અલરોબા આખી જિંદગીમાં ક્યા કોઈથી ડર્યો હતો કે આજે આવે નખને ડરે ? લોહીના રંગ જેવી બનેલી તેની આંખોમાંથી દયાહીનતા સરી રહી હતી.

દોડધામ કરતા પોતાની અને હાથીની વચ્ચે વીસ ફૂટનું અંતર રહ્યું ત્યારે મૅકૅસ્ટને ફરી ગોળી મારવાનો વિચાર કર્યો. તે ફર્યો. નિશાન તાક્યું. ગોળી વાગતાં જ હાથી ઘૂંટણભર પડી ગયો. હાશ કરવાની એક હાશ મૅકૅસ્ટનના મોંમાંથી સરી પડી. પરંતુ ઓહ ! હાથી તો તરત જ પાછો ઊભો થઈ જઈ તેના પર ધસ્યો.

તે વધુ આગળ વધે તે પહેલાં જ બાકી રહેલા એક કારતૂસનો છેલ્લો ઘા કરી લેવાનો તેણે નિશ્ચય કર્યો. આ ઘાએ તે પૂરો થઈ જાય એમ હતું. કારણકે અગાઉના ઘા વડે તેની શક્તિ હણાઈ ગઈ હતી. તેણે છેલ્લો ઘા કર્યો. પણ વા કિસ્મત ! હાથી તો આગળ ને આ-ગળ જ વધ્યે રહ્યો ! મૅકૅસ્ટને હવે બચાવ માટેની આરે તરફ રસ્તો શોધવા માંડ્યો. પાસે જ એક સાંકડી ગુફા જોતાં, જો તે ઊંડી હોય તો હાથી મરતાં સુધી ત્યાં

જ લપાઇ બેસવાનો તેણે નિશ્ચય કર્યો અને એ ગુફામાં તે ભરાઇ ગયો. તરત જ હાથીની લીસી સૂંઢ મૅકેસ્ટનનું ગળું પીસવા ગુફામાં લંબાવા લાગી. પણ આટલી સાંકડી ગુફામાં તે પ્રવેશી શકે એમ નહોતું. લોહીને થીજાવી દેતી પળનો અનુભવ મૅકેસ્ટનને થયો અલરોઆના મૃત્યુના ઉચ્છ્‌વાસ હવે નીકળતા હતા. તે સાથે ગળામાંથી એક જાતનો તીણો સાદ તેણે કાઢ્યો. જાતિભાઇઓના જીવન-ભરના વેરને વિસારી તેમની મદદ યાચતો એ સાદ હતો. વેરાનતાને ભેદી માઇલો સુધી તે પહોંચી વળ્યો.

થોડી જ વારે છેલ્લી મૃત્યુશ્વાસ સાથે અલરોઆનું છ ટનનું શરીર જમીન પર પટકાયું. પોતાના કબ્રસ્તાનમાં પ્રવેશ કરનાર નાપાક માનવની જાણ જાતભાઇઓને કરી દેવાનો સંતોષ તેના ચહેરા પર તરવરતો હતો.

અલરોઆ મૃત્યુ પામ્યો; મૅકેસ્ટનનો ભય દૂર થયો: પરંતુ અલરોઆના સાદે બીજા હાથીઓ દોડ્યા આવે તો ? એ ભયની કલ્પના જ તેને ભયંકર ભાસી. તે બહાર નીકળીને આડુંઅવળું જોયા વિના ચાલતો જ થયો. કરોડોનાં દામ પાથર્યાં હતાં, પરંતુ એ પ્રત્યે નજર સરખી પણ નાખ્યા વિના તે ચાલતો થયો.

નીલ મૅકેસ્ટન હવે હાથી પકડતો નથી. તે માને છે કે તેઓમાં મનુષ્ય કરતાંયે કંઇક વધુ દિવ્યતા વસી છે. જંગલના એ સાચા સમ્રાટો સૌકોઇના આદરપાત્ર છે, અને એથી પણ આદરણીય તેમનું કબ્રસ્તાન છે. સૌકોઇને તે એ સમજાવીને પોતાનો અનુભવ જણાવે છે; સૌકોઇ તેની વાતોને ગપ માને છે. પણ મૅકેસ્ટન પોતાની સચ્ચાઈ પૂરવાર કરી બતાવવા તૈયાર નથી. ભવિષ્યમાં પણ તે હજી દંતકથા જ રહેવાની.

(અંગ્રેજી ઉપરથી) અશોક હર્ષ

# અરુણનું અદ્‌ભુત સ્વપ્ન

મા પાસે હું દરરોજ એક વાર્તા તો કહેવડાવું જ. ગઇ કાલે વાત સાંભળી સૂતા પછી એક એવું સ્વપ્નું આવ્યું કે ન પૂછો વાત! માએ કહેલી વાર્તા તો હતી જૂની પુરાણમાંની, ને ગણેશની ચતુરાઇ વિષેની.

ગણેશ અને કાર્તિકસ્વામી બંને શંકર-પાર્વતીના પુત્રો. બંને ભાઇઓને સિદ્ધિ અને બુદ્ધિ નામની બે કન્યાઓ સાથે પરણવાનું બહુ જ મન. બંનેએ તે માટે લડવા માંડ્યું. કાર્તિકસ્વામી કહે કે હું મોટો, માટે હું પરણું; અને ગણપતિજી કહે કે સિદ્ધિ–બુદ્ધિને હું વધારે ગમું છું માટે હું પરણું! અંતે આ તકરારનો ચુકાદો કરવા બંને જણ શંકર-પાર્વતી પાસે ગયા. માબાપને મન તો બધાં છોકરાં સરખાં, એટલે શો ચુકાદો આપવો તે કોઇને સૂઝે નહિ. આખરે નક્કી કર્યું કે જે પૃથ્વીની પહેલી પ્રદક્ષિણા ફરી આવે તે સિદ્ધિ–બુદ્ધિને વરે. કાર્તિકસ્વામી તો આ સાંભળી ખૂબ જ ખુશ થયા. એમનું વાહન તો મોર, અને તે પણ પવનવેગી. ગણેશના ઉંદરડાને તો ક્યાંનો ક્યાં પાછળ પાડી નાખે! એટલે કાર્તિકસ્વામી તો તરત મોર પર સ્વાર થઇ ગયા અને એવા ઊડ્યા, એવા ઊડ્યા કે થોડી વારમાં જ અદૃશ્ય થઇ ગયા. ગણપતિજી તો બાપડા શોકાતુર થઇને ઘેર ગયા. એક તો મોટી દૂંદ વાળું ભારે શરીર, અને બીજું ઉંદરની ગતિ મોરની ગતિ આગળ તો કંઇ હિસાબમાં જ નહિ. એટલે આ શરતમાં કાર્તિકસ્વામીને હરાવાય જ શી રીતે? પણ શંકરકૃપાથી એમને હાથીનું માથું મળ્યું હતું, એટલે એ મોટા ગજમસ્તકમાં એમના મગજને વધવાનો અવકાશ સારો મળ્યો હતો! આખી રાત એ મસ્તકમાં અનેક વિચારો એમણે ઘોળ્યા કર્યા, અને સવાર પડતાં એક યુક્તિ પણ સૂઝી આવી. એ તો નાહી ધોઈ, પવિત્ર થઇ, ઉંદર પર સવાર થઈ માતપિતાને મંદિરે ગયા. ત્યાં તેમની પૂજા કરી, પ્રદક્ષિણા ફરી પગે લાગ્યા ને હાથ જોડી બોલ્યા: 'મને હવે સિદ્ધિ–બુદ્ધિ આપો.' શંકરે પૂછ્યું: 'પૃથ્વીની પ્રદક્ષિણા ક્યાં ફરી આવ્યો છે?' ગણપતિએ હાથ જોડી ખૂબ નમ્રતાપૂર્વક જવાબ આપ્યો કે 'ભગવન્! મારે મન તો મારાં માતાપિતા એ જ પૃથ્વી છે; હું બીજી પૃથ્વીને ઓળખતો નથી.' આ જવાબથી ભોળા શંભુ તો ખુશખુશ થઇ ગયા અને તરત ને તરત સિદ્ધિ–બુદ્ધિને બોલાવી ગણેશ સાથે લગ્ન કરી દીધાં.

એક અઠવાડિયામાં—કદાચ વહેલા પણ હોય—કાર્તિકસ્વામી ખૂબ ઝડપથી પૃથ્વીની આસપાસ ફરી કૈલાસ આવી પહોંચ્યા, અને આવતાંની સાથે જ માતાપિતાને મંદિરે દોડ્યા. ત્યાં તો એમણે ગણેશના લગ્નની

વાત સાંભળી અને તે શી રીતે સિદ્ધિ-બુદ્ધિને પરણ્યો તે પણ સાંભળ્યું. ત્યારથી એમને બહુ જ ખોટું લાગ્યું ને આજીવન કુમારા રહેવાનું પણ લઈ એ તપ કરવા ચાલ્યા ગયા. ત્યારથી એ 'કુમાર' 'કુમારસ્વામી' તરીકે ઓળખાય છે. સ્ત્રીઓ સામે તો એમને એવો અણગમો આવી ગયો કે કોઈ સ્ત્રીનું મોં પણ ન જુએ. એમના તપોવનમાં પણ કોઈ સ્ત્રી પેસી શકે નહિ. એક વખત ઉર્વશી નામની અપ્સરા અજાણતાં જ એમના તપોવનમાં પેઠી હતી અને ત્યાંની વેલ બની ગઈ હતી.'

આ વાત સાંભળીને હું તો મૂંઝાયો. મને તો રસ પડ્યો હતો એટલે વિચારો કરવા લાગ્યો: આ લગ્નની બાબતમાં સિદ્ધિ-બુદ્ધિને કોઈએ કેમ કાંઈ ન પૂછ્યું? નવાઈ તો એ લાગે છે કે બે ભાઈએ એક એક કન્યાને વ્હેંચી કેમ ન લીધી? એક ભાઈ બેને શું કામ પરણે? પણ સૌથી વધારે વિસ્મય તો મને કાર્તિકસ્વામીના મોરના આવ્યા. જો તે મોર મારી પાસે હોય તો કેવું સારું! હું પણ પૃથ્વીની પ્રદક્ષિણા ફરી આવું. કેટલું બધું નવું નવું જોવા મળે! આમ હું તો મોરની કલ્પના કરતો કરતો સૂતો. થોડી જ વારમાં તો એક અદ્ભુત સ્વપ્નું આવ્યું. ખરું પૂછો તો એ સ્વપ્નું કે સાચું તે હજી પણ કહી શકતો નથી. હું તો ભરઊંઘમાં પડ્યો હતો, ત્યાં કોઈ મને ઢંઢોળતું હોય એમ લાગ્યું. મને લાગ્યું કે સવાર પડી હશે અને મારી મા મને જગાડતી હશે; એટલે મેં પાસું ફેરવીને મારો ઊંઘવાનો નિશ્ચય જણાવ્યો. પણ ત્યાં તો એક ગંભીર અવાજ કાને પડ્યો: 'અરુણ! તારે પૃથ્વીની પ્રદક્ષિણા નથી ફરવી?' આ અવાજ સાંભળી હું તો સફાળો ઊઠ્યો. આંખો ચોળીને જોયું તો એક દિવ્ય મૂર્તિ જોઈ. એ આકૃતિ પુરુષ અને પક્ષીને મળતી હતી. એનું નાક ગરુડના જેવું હતું. વાંસા પર બે પાંખો હતી. બાકી બધું મનુષ્યના જેવું હતું.

'તમે કોણ છો?' મારાથી બીતાં બીતાં પૂછી જવાયું.

'હું પક્ષીરાજ ગરુડ; ભગવાન વિષ્ણુનું વાહન.'

'પણ મારે તો મોર જોઈતો હતો!' મારાથી બોલી જવાયું.

ગરુડરાજ મીઠું હસ્યા: 'કુમારસ્વામી પોતે કુમારા છે એટલે એમને બાળકો તરફ પ્રેમ ઓછો. એ તો બાળકોને મોર આપે તો શું, પણ અડકવા યે ન દે. જ્યારે મારા સ્વામી ભગવાન વિષ્ણુને તો બાળકો બહુ જ વહાલાં છે. એમણે પોતે પણ કૃષ્ણાવતારમાં ખૂબ બાળક્રીડા કરેલી. એટલે બાળકને માટે એમને પક્ષપાત હોય જ. તારી પૃથ્વીની પ્રદક્ષિણા ફરવાની ઇચ્છા જાણી એમણે મને તરત જ હુકમ કર્યો કે એ ઇચ્છા મારે પૂરી પાડવી. એટલા માટે હું અહીં આવ્યો છું.'

'મારી એવી ઇચ્છા છે એમ ભગવાને શાથી જાણ્યું?'

'અરે વાહ! ભગવાનથી તે કંઈ અજાણ્યું હોય?'

'ત્યારે ભગવાન બધી જ ઇચ્છાઓ કેમ પૂરી પાડતા નથી?'

'ઇચ્છાઓ ઇચ્છાઓમાં પણ ફેર હોય ને? કોઈની ઇચ્છા સારી હોય, કોઈની ખરાબ. વળી સામસામી ઇચ્છાઓ પણ હોય. બે માણસો લડતા હોય તેમાં બંને ઇચ્છે કે પોતે જીતે. એમાં ભગવાન કોની ઇચ્છા પૂરી પાડે અને કોની ના પાડે? એમ તો બધાની ઇચ્છા પૂરી પાડતાં જતાં દુનિયામાં જબરો ગોટાળો થઈ જાય. એટલે મરજી છતાં યે ભગવાન ઘણીવાર એવી ઝીણીઝીણી બાબતમાં પડતા નથી. ખરું પૂછો તો આવડું મોટું વિશ્વ એમાં તો કેટલીયે પૃથ્વીઓ; અને એ બધી પૃથ્વીઓ પર કેટલા યે વસનારા. એ બધાની ઝીણીઝીણી ઇચ્છાઓનો વિચાર કરવા બેસે તો યે પાર ન આવે. અને પછી તો લોકોને પણ ભગવાનને જ ભરોસે રહેવાની ખોટી ટેવ પડે. પોતે જરા યે પ્રયત્ન જ ન કરે.'

'ત્યારે મારી ઇચ્છા પૂરી પાડવાને ભગવાન કેમ તૈયાર થયા?'

'મને પણ એ જ નવાઈ લાગે છે.' ગરુડરાજ બોલ્યા: 'પણ મારે તો હુકમનો અમલ કરવો જોઈએ; માટે તમારી મરજી હોય તો હમણાં જ ઊપડીએ.'

'મારે એકલી પ્રદક્ષિણા જ નથી ફરવી, પણ બની શકે તો થોડા જોવા જેવા દેશ પણ જોવા છે.'

'તથાસ્તુ!' કહી ગરુડરાજે તો મને એમની ખાંધ પર બેસાડ્યો અને બારીની બહાર નીકળી અમે આકાશ તરફ ઊંચે ઊડ્યા.

હંસા મહેતા

(ચાલુ)

['કુમાર'માં નવી ચાલુ થનારી સૌ. હંસાબ્હેન મહેતાની લખેલી રસભરી લેખમાળાનેઃ આ તો માત્ર પ્રવેશક જ છે. હવેના હપતાઓ અનેકવિધ ચિત્રો સાથે આવતા અંકથી શરૂ થશે]

# અંતરિક્ષમાં પ્રવાસ

## પ્રો. પિકાર્ડનું અવકાશ-આરોહણ

ઇટાલિયન આલ્પ્સ પર્વત ઉપર ગયા ઑગસ્ટની ૧૮મીના ખરા બપોરે એક રૂપેરી ઘુમ્મટ દક્ષિણ બાજુ તરફ ઊતરતો દેખાતો હતો. તે વધુ નીચે આવતાં એક સંકોચાતા બલૂન જોડે લગાડેલો ભારે ઍલ્યુમિનિયમનો ગોળો હોય એમ જણાયું અને હમણાં તે ઊંડા જળમાં ભુસકારો એમ ક્ષણવાર લાગ્યું; પણ પછી તો એ ગોળો ગાર્ડા સરોવરના પાણી પર થઇ કિનારા પર આવી ઝીંકલાયો અને એ ધાતુની ગોળ ઓરડી હચમચી ગઇ. થોડી વારે તેની ડાકાબારીમાંથી એક થાકેલા લેવાઇ ગએલા ચહેરાના સુકલકડી જેવા આદમીએ બહાર ડોકું કાઢ્યું. નજીકના ગામડાના લોકો દોડી આવ્યા અને તેને હર્ષના પોકારોથી વધાવી લીધો; કારણકે એ પૃથ્વીનો પહેલો જ માનવપ્રવાસી હતો જે અંતરીક્ષમાં સૌથી વધુ ઊંચાઇએ જઇ હમણાં જ ઊતરી આવ્યો હતો.

જગતે આજ સુધી નહિ જોયેલું કે નહિ જાણેલું એવું એ આરોહણ હતું. પૃથ્વી છોડીને આટલે ઊંચે એ આરોહણ કરી આવનાર જગતનો એ પહેલો માનવી તે બેલ્જિયમની બ્રસેલ્સ યુનિવર્સિટીનો દૂબળી કાયાનો પણ વજ્ર જેવા હૃદયવાળો હઠાગ્રહી અધ્યાપક, પ્રો. ઑગસ્ટસ પિકાર્ડ.



અંતરીક્ષમાં ઊડવાની શરૂઆત વખતે બલૂન ઢીલું રાખવામાં આવે છે, કારણકે બલૂનમાં ભરાતા હાઇડ્રોજનનો એવો ગુણધર્મ છે કે બલૂન જેમ ઉપર ચડતું જાય તેમ ત્યાંની હવાના ઘટતા જતા દબાણને લીધે એ હાઇડ્રોજન પહોળો થતો જાય અને બલૂન ફૂલતું જાય. એટલે નીચેથી જ જો પૂરું બલૂન ફૂલાવ્યું હોય તો ઉપર જતાં ફાટી જ જાય! જેમજેમ બલૂન ચડતું જાય તેમતેમ વિવિધ ઊંચાઇએ તે કેટલા પ્રમાણમાં ફૂલતું જાય છે તે માપપુરઃસર ઉપરના ચિત્રમાં બતાવ્યું છે.

'એક્સ રે'—ક્ષ કિરણો—વિષે તો આપણે સૌ ઠીકઠીક જાણીએ છીએ. વૈદક શાસ્ત્રમાં એની શોધે જે અતુલ સહાય આપીને માનવકલ્યાણ સાધ્યું છે તેનું મૂલ મૂલવી શકાય તેવું નથી.

એવાં જ એક બીજા પ્રકારનાં કિરણો છેઃ કૉસ્મિક રેઇઝ-'વિશ્વકિરણો.' એક્સ કિરણોથી—જગતનાં કોઇ પણ કિરણોથી—તે સૂક્ષ્મતર ને અગાધ બળ વાળાં છે. "અવિનાશી મનાએલા પદાર્થના અને મૂળ તત્ત્વોના પરમાણુઓનાં જે સંયોજન તથા રૂપાંતરો તારાઓની અંદર કે અતિ દૂર અંતરિક્ષમાં થાય છે તેમાંથી પ્રકટેલી શક્તિમાંથી આ કિરણો ઉત્પન્ન થાય છે.'*

આ કિરણો વિશ્વના અનંત અવકાશમાંથી અવિરતપણે આપણી પૃથ્વી પર ખૂબ વેગપૂર્વક આવ્યા જ કરે છે, એટલું જ નહિ પણ આપણે પારદર્શક હોઇએ તેમ આપણાં શરીરો સોંસરા વહ્યા કરે છે. આ વહનની માનવ શરીર ઉપર અસર પણ થાય છે. એ અસર કેવા પ્રકારની થાય છે તેને લગતી શોધ માટે પ્રો. પિકાર્ડે એ અવકાશ-આરોહણ કરેલું.

આ અગાઉ એક વરસ પર (૧૯૩૧ના મેની ર૭મી તારીખે) તે મૅા. કિપ્ફર નામના મદદનીશને લઇને, વિશ્વ કિરણોના એ પ્રવાહ અને તેના ગુણધર્મની, તથા અનંત અવકાશમાં વહન કરતા બીજા નિગૂઢ પ્રવાહોની નોંધ લેવા ઊંચે ચડેલો. ઊંચે-ઊંચે, તેટલે સુધી કે જગતના ઊંચામાં ઊંચા ગિરિશિખર માઉન્ટ એવરેસ્ટથી યે ઊંચે,—ઊંચામાં ઊંચાં વાદળાં પહોંચી શકે છે તે અંતરથી યે પાર,—સાડા એકાવન હજાર ફીટ ઊંચે; પૃથ્વીના ઇતિહાસમાં મનુજ બાળકે પ્રાપ્ત કરેલી ઉન્નતમા ઉન્નત ઊંચાઇએ. તે પછી હમણાં ગયા ઑગસ્ટની ૧૮મી તારીખે તે ડૅા. મૅક્સ કૉઝિન્સ નામના બીજા એક ગાત્ર છત્રીસ વર્ષના મદદનીશને સાથે રાખી ઝૂરિચ આગળથી ઊડ્યો અને ગયા વર્ષ કરતાં યે ત્રણ હજાર ફીટ વધારે ઊંચે-૫૪,૪૫૦ ફીટ—આશરે સાડા દશ માઇલ ઊંચે પહોંચ્યો.

### થોડો ઇતિહાસ

આ સ્થળે પ્રો. પિકાર્ડની પહેલાં પણ અવકાશનો

* જુઓ 'આઇન્સ્ટાઇન'-કુમાર અંક ૧૦૨

તાગ મેળવવાના પ્રયત્નો કરનારા જે વીર નીકળ્યા તેમની નોંધ જરૂરની છે. સૌ એટલું તો જાણતા હશે કે આપણે જેમ ઊંચે ચઢીએ તેમ હવા પાતળી થતી જાય ને શ્વાસ લેવો મુશ્કેલ પડે. આથી કૃત્રિમ શ્વાસોચ્છ્વાસની વ્યવસ્થા કરવી પડે છે અને તે સારૂ ઑક્સિજન ભરેલી ટાંકીની શોધ થઈ છે. પૃથ્વીથી ૨૦,૦૦૦ ફીટની ઊંચાઈએ પણ હવા અરધી પાતળી થઈ જાય છે, અને એટલે ઊંચે ફરનારા વિમાનીઓને પોતાની સાથે ઑક્સિજન લઈ જ જવો પડે છે.

પણ આજથી સિત્તેર વરસ પહેલાં, ઇ.સ. ૧૮૬૨ માં, જ્યારે ઑક્સિજનની શોધ પણ નહોતી થઈ ત્યારે ગ્લૅઇશર નામનો એક વિરલો એવો નીકળ્યો જે નાનકડા બલૂનમાં ૩૭,૦૦૦ ફીટ ઊંચે ચડ્યો હતો! તે પછી ૧૯૨૭માં કૅપ્ટન ગ્રે ૪૨,૪૭૦ ફીટની ઊંચાઈએ ઑક્સિજન વાપરીને પહોંચ્યો. એ ઊંચાઇ, ગયા વર્ષે જ્યારે પ્રો. પિકાર્ડ ૫૩,૦૦૦ ફીટ પહોંચ્યા ત્યા સુધી જગતનો આખરમાં આખરૂ આંક હતો. ગ્લૅઇશર પોતાના આરોહણ દરમ્યાન જ પાતળી હવાને લીધે મૂર્છિત થઇ ગએલો. કૅપ્ટન ગ્રે તો તેમાંથી એ પાર ઊતરી આવેલો, પરંતુ તે પછી બીજા પ્રયત્નમાં માર્યો ગયો. નવાઇની વાત તો એ છે કે એ સાડી બેતાળીસ હજાર ફીટ જેટલી ઊંચાઇએ, જ્યાં આપણી પૃથ્વી કરતાં પાંચમા ભાગનું જ વાતાવરણ હોય છે, ત્યાં કૅપ્ટન ટકી કઇ રીતે શક્યો?

પ્રો. પિકાર્ડે તો આ બધાની સામે પાકી તૈયારીઓ કરી હતી. બલૂનની નીચે, ટોપલીને બદલે તેમણે કલાઇ અને ઍલ્યુમિનિયમના મિશ્રણનો તદ્દન હાથેથી જ ઘડેલો ૬ ફીટ ને ૧૦ ઈંચ વ્યાસનો એક મોટો પોલો ગોળો તૈયાર કરીને લટકાવેલો, અને ૫૦૦૦ ફીટની ઊંચાઇએ પહોંચ્યા પછી તેને ચોમેરથી હવા પણ ન પ્રવેશી (કે બહાર જઇ) શકે એવો 'એર ટાઇટ' કરીને સી દીધેલો. અંદર શ્વાસોચ્છ્વાસને માટે ઑક્સિજનના સાધનો રાખેલા અને બહારના વાતાવરણનું નિરીક્ષણ કરવા માટે જાડા કાચની બારીઓ બેસાડેલી. પહેલી સફર વખતે તેણે પોતાના ડબ્બાને કાળો રંગે રંગેલો.

૧૦૦ કીલોમીટર (૬[illegible] માઈલ)

૮૦ કીલોમીટર (૫૦ માઈલ)

ઓઝોન પ્રદેશ

૭૦ કીલોમીટર (૪૩ માઈલ)

૬૦ કીલોમીટર (૩૭ માઈલ)

૫૦ કીલોમીટર (૩૧ માઈલ)

૪૦ કીલોમીટર (૨૫ માઈલ)

સ્ટ્રેટોસ્ફીયર

૩૦ કીલોમીટર (૧૮ માઈલ)

૨૦ કીલોમીટર (૧૨ માઈલ)

૧૦ કીલોમીટર (૬ માઈલ)

ટ્રોપોસ્ફીયર

પૃથ્વીની સપાટી

● બાજુએ: વૈજ્ઞાનિક સાધનો વડે જાણી શકાયું છે ત્યાં સુધીનું અંતરિક્ષનું વાતાવરણ બતાવતો આલેખ. એમાં દસ દસ કિલોમીટર (૬ માઈલ)ના અંતરના વિભાગ કરી તે તે વિભાગના વાતાવરણના ગુણધર્મ વગેરે દર્શાવ્યાં છે, તથા એ અંતરિક્ષમાં પહોંચવાને માનવીએ કેવી મથામણ કરી છે તે બતાવ્યું છે.




પ્રો પિકાર્ડ અંતરિક્ષમાં કેટલી ઊંચાઈ સુધી પહોંચ્યા તેનો સાપેક્ષ ખ્યાલ આપતી ઉપલી આકૃતિમાં જુદી જુદી ઊંચાઈનાં માપ મૂકીને તે તે ઊંચાઈમાં આવતાં શિરોમણિ પર્વત-શિખરો, વાદળાં, વાતાવરણ વગેરે બતાવવામાં આવ્યાં છે.

સૂર્યનાં કિરણોનો ધર્મ કાળી વસ્તુ પ્રત્યે આકર્ષાઈને એકઠાં થવાનો છે એ તો આપણે જાણીએ છીએ; એટલે પહેલી સફર વખતે કાળા રંગની કૅબિને સૂર્ય-કિરણોનું આકર્ષણ કરવાને કારણે એમને ત્યાં અવકાશમાં અસહ્ય ગરમી વેઠવી પડેલી આ બીજા આરોહણ વખતે એમણે કૅબિન સફેદ રંગેલી, તેથી સૂર્ય-કિરણોનું પરિવર્તન થયું, અને પરિણામે અસહ્ય ઠંડી ભોગવવી પડેલી.

અઢારમી ઑગસ્ટ ને ગુરુવારે પરોઢિયે ૪ ને ૧૦ મિનિટે તો ઝૂરિચના ડયુબેન્ડૉર્ફ એરોડ્રોમ ઉપર બધું તૈયાર હતું. બરાબર પાંચને ટકોરે બલૂનને છોડી મૂકવાનો હુકમ થયો અને (સામેના પાન પર સમજાવ્યાં પ્રમાણે) માત્ર થોડો જ હાઇડ્રોજન ભરેલું એ ઢીલું બલૂન ઊંચે ચડવા માંડ્યું. પ્રો. પિકાર્ડે બલૂનના ગોળાની ડોકાબારીમાંથી હાથ હલાવીને હાજર રહેલાં ટોળાંની વિદાય લીધી. બારી બંધ થતાં પહેલાં તો અસહ્ય ગરમી લાગવા માંડી; પણ બલૂન જ્યારે તેની છેવટની ઊંચાઈએ પહોંચ્યું ત્યારે તો થર્મોમીટરમાં ૬૫ ડિગ્રી (નીચે) પારો ગએલો હતો; અને પ્રો. પિકાર્ડે પાછળથી કહ્યું કે 'એ વેળાએ અમને લાગ્યું કે ઘડી પળમાં અમે ઠરીને મૃત્યુવશ જ થઈ જઈશું.'

આકાશ નિરભ્ર હતું. પ્રો. પિકાર્ડના ઊડવાના ખબર તો દેશદેશમાં પહોંચેલા હતા. થોડા જ વખતમાં સ્વિટ્ઝર્લૅન્ડના લોકોએ બલૂનને નીચે ઊતરતું ભાળવા માંડ્યું.



પૃથ્વીથી સાડા દસ માઇલ ઊંચે અંતરીક્ષમાં અનંતના સીમાડા ઉપર પોતાના ગોળામાં બેસી નિગૂઢ તેજ-પ્રવાહો અને વાયુવહેણોની નોંધ લેતા પ્રો પિકાર્ડનું કલ્પનાચિત્ર

તે કલાકના ૨૫ માઇલની ઝડપે ઑસ્ટ્રિયાની દિશામાં જતું હતું. પછી એકાએક તે દક્ષિણ બાજુ વળતું જણાયું અને આખરે ૧૧ ને ૪૦ મિનિટે જગતભરમાં એ બલૂનનો વાયરલેસ સંદેશો ફરી વળ્યો કે અમે ઇટલિના ગાર્ડા સરોવર ઉપર આવી પહોંચ્યા છીએ, અને હવે થડી બે ઘડીમાં નીચે જ ઊતરીશું; કેમકે નહીંતર આડ્રિયાટિક સમુદ્રમાં પડવાનો ભય છે. પ્રોફેસર તો આ બધો વખત (ચડ્યા ત્યાંથી તે ઊતર્યાં ત્યાં સુધી) પોતાનાં સાધનો વડે હવાની નોંધો લેવામાં જ મશગૂલ હતા.

નીચે બ્રહ્માંડના અવકાશમાં તોળાઇ રહેલા પૃથ્વીના ભવ્ય ગોળાનું અંતરિક્ષમાંથી દેખાતું એ અદ્ભુત દૃશ્ય પણ એમણે જોયું ન જોયું ને પાછા પોતાના કામે વળગી ગયા.

સાંજે ૫ ને ૧૦ મિનિટે ગાર્ડા સરોવરની દક્ષિણે આવેલા ડૅસ્વેરા નામના નાનકડા ગામડા આગળ બલૂન



આ જરી અને મજબૂત એરોપ્લેન જર્મનીની એક કંપની અંતરીક્ષ-પ્રવાસ માટે બનાવી રહી છે. તે ૩૫ હજાર ફીટ ઊંચે સ્ટ્રેટોસ્ફીઅરમાં, દર મિનિટે ૧૧ માઇલની અદ્ભુત ઝડપથી પ્રવાસ કરી બર્લિનથી ન્યૂ યોર્ક ૭ કલાકમાં પહોંચશે. નીચે તેના એ પ્રવાસક્રમનો કાલ્પનિક નકશો આલેખેલો છે. બર્લિનથી ન્યૂ યોર્ક ૪૦૦૦ માઇલ થાય. તે અંતર સ્ટીમર વગેરે માટે કાપતાં આજે લગભગ પખવાડિયા ઉપર થાય છે, તેને બદલે તેમાં બતાવેલા તીરની નિશાનીવાળા માર્ગે માત્ર ૭ કલાકમાં અંતરીક્ષ પ્રવાસથી પહોંચાશે.



નીચે ઊતર્યું. પછડાટથી ગોળાને સહેજ નુકસાન પહોંચ્યું, પણ અગત્યનાં યંત્રો (તથા તેમાંયે અગત્યનાં જે અંદરનાં બે માનવીઓનાં માથાં—તેમણે આંચકા સામે રક્ષણ આપનારા ટોપા પહેરેલા હોવાથી) સલામત હતાં. એ સ્થળે નો. ઇટલિના મરણ પ્રદેશને કારણે.

છાપામાં પણ ૯૮ ડિગ્રી ગરમી હતી. એટલે અંતરિક્ષમાં આઠ દસ માઇલ ઉપરની ૬૫ ડિગ્રી (નીચે)ની ઠંડીમાંથી આવનારને હવામાનના આવડા મોટા ને અસાધારણ ફેરફારને લીધે સ્વાભાવિક અસર થાય જ. પ્રો. પિકાર્ડ તથા ડૉ. કૉસિન્સ થોડી વાર તો ઊનપો એવા સુનમુન થઈ પડી જ રહ્યા.

પ્રો. પિકાર્ડના આ અંતરિક્ષ-પ્રવાસની સ્થૂલ ફલપ્રાપ્તિ શી, એનું વૈજ્ઞાનિક મૂલ્ય શું, એમ કોઇ પુછશે. વિજ્ઞાનના ઇતિહાસમાં કેટલી યે નજીવી લાગતી એવી અનામી શોધો છે જેના ઉપર આજના આટલા મહાન વિજ્ઞાનના પાયા નંખાયા છે. સારે આ આરોહણ તો સ્પષ્ટ લક્ષ્યવાળું છે. કોઈ વિરલ સાહસવીર દાખવી શકે એટલાં શૌર્ય ને ધીટતાથી એમણે 'જન-પશુ-જગના કલ્યાણયજ્ઞ'ની વેદિ આગળ પોતાની જાતને ધરી દઇને આકાશ માર્ગે સફર માંડી, એ અનંતના સીમાડા ઉપર બેસી નિગૂઢ વાયુ વહેણો અને તેજ–પ્રવાહોની નોંધો લીધી; અને અનંતના અવગાહનની નવી પગદંડી પાડી.

પ્રો. પિકાર્ડના આ અંતરિક્ષ પ્રવાસ પછી વિજ્ઞાનના કાર્યમા મદદ રૂપ થઇ પડે એવો જ એક બીજો પ્રયોગ થોડા જ દિવસોને અંતરે (જર્મની) સ્ટટગાર્ટના પ્રો. એરિક રેગનરે કર્યો હતો. તેણે માણસ વગરનું એક બલૂન ઊંચે ૧૭ માઇલ સુધી ચડાવ્યું. તેમાં અવાજ માપનારા અને બીજાં કેટલાક આપમેળે કામ કરતા યંત્રો મૂકયાં હતા, જેની સહાયથી તેણે કૉસ્મિક કિરણોના બળ માપ્યા. તેનુ કહેવું એમ છે કે પર્વતોની ઊંચાઇ પરથી આપણને જે માપ મળ્યાં છે તેમાં અને આ નવા ઊંચાઇના માપમા ફરક પડતો નથી. પ્રો. પિકાર્ડ એટલી ઊંચાઇએ ગયા નહોતા, પણ તે આ બાબતમા સ્વાનુભવથી શું કહે છે તે જાણવા જેવું હશે.

બીજો એવો જ એક યોગાનુયોગ એવો બન્યો છે કે પ્રો. પિકાર્ડનું બલૂન ચડયું તે જ દિવસે અમેરિકામાં ડૉ. રોબર્ટ મિલિકને જાહેર કર્યું કે કૉસ્મિક કિરણોનો પ્રકાર આપમેળે નોંધી શકે એવું વીજળીક યંત્ર તેણે સંપૂર્ણ કર્યું છે, જે અંતરિક્ષમા ચડી શકે એવાં એરોપ્લેનમાં લગાડી શકાશે.

પ્રો. પિકાર્ડ અંતરિક્ષના હિમમય વાતાવરણમા જઇ આવ્યાથી એમ કહી શકાય કે હવે યોગ્ય ગોઠવણો કરીને એવા પ્રવાસ વધુ સરળ કરી શકાશે અને અંતરિક્ષની પારના વાતાવરણના જ્ઞાનનો નવો યુગ શરૂ થશે.

એ પ્રદેશમાં ઊડનારાને વાદળાં કે વરસાદ કશું આવરણ નહિ નડે. સૂર્ય, ચંદ્ર ને તારા પ્રકાશમાન હોવા છતાં પણ તેઓ તો ઘેરા જાંબલી અંધકારમાં જ ગતિ કરતા હશે. સ્ટ્રૅટોસ્ફીઅરની ઠંડી શૂન્યથી યે આગળ એક ડિગ્રી કમી જણાશે. એરોપ્લેનની બેઠક પિકાર્ડની કૅબિન જેવી 'એરટાઇટ' કરવી પડશે, અને પ્રાણધારણ માટે ઑક્સિજન સાથે રાખવો પડશે. દૈવયોગે તે ખૂટી જવાનો પ્રસંગ ઊભો થાય તો એરોપ્લેન માત્ર થોડા ફીટ નીચેની હવામાં ઊતરી આવી શ્વાસ લેવા જેવા થરમાં ગતિ ચાલુ રાખશે.

આજે કેટલાં યે એરોપ્લેન એવાં તૈયાર થવા લાગ્યાં છે કે જે સ્ટ્રૅટોસ્ફીઅરમાં ગતિ કરી શકશે. જર્મનીમાં આજે એક કંપની એવું જંગી ને મજબૂત એરોપ્લેન બનાવી રહી છે કે જે ૩૫૦૦૦ ફીટ ઊંચે ચડી, સ્ટ્રૅટોસ્ફીઅરમા પ્રવેશી, સૂર્યને પણ યંભાવી દે એવી ગતિથી (એક મિનિટે ૧૧ માઇલની ઝડપે) બર્લિનથી ન્યૂ યૉર્ક ૭ કલાકમાં પહોંચી જશે!

એ ઉપરાંત, ઉપલા પ્રશ્નના ઉત્તરમાં જિરાલ્ડ હર્ડ નામના એક પ્રમાણભૂત વિજ્ઞાન લેખકે 'સન્ડે એક્સપ્રેસ' છાપામાં લખેલી હકીકતો નોંધવા જેવી છે. એ કહે છે કે પ્રો. પિકાર્ડની આ શોધનું એક વહેલામાં વહેલું પરિણામ તો એ આવશે કે જગતના દેશો વચ્ચેનો અંતરિક્ષમાર્ગે જલદી શરૂ કરી શકાશે. એ તથા એના જેવા બીજા સાહસિક સાથીઓ આવી થોડીક વધુ ડૂબકીઓ અંતરિક્ષમાં મારી આવીને વધારે માહિતી મેળવી લાવશે ત્યાં તો આપણે હવાઇઓની પેઠે અંતરિક્ષમાંથી એક ખંડ ઉપરથી બીજા ખંડ ઉપર ઊડતી એરોપ્લેન સ્પેશ્યલો ચાલુ થએલી જોઈશું.

ઉત્તર ધ્રુવના પ્રદેશો માટે આજે પડાપડી છે તેનું કારણ એ જ છે કે એરોપ્લેનના માર્ગે તે અમેરિકા અને યુરોપ ઉપરથી તે બહુ જ ટૂંકા અંતરે છે. ઉત્તર ધ્રુવના લાંબા દિવસો દરમિયાન લંડન કે પારીસથી દિવસના એરોપ્લેન ઊપડે તે ઉત્તર ધ્રુવના પ્રકાશમાન દિવસમાં જ પ્રવાસ કરતું રહી ન્યૂ યૉર્કની રાત પડયા પહેલાં મુસાફરને ત્યાં ઉતારી દે. આમ, પ્રવાસમાં રાત્રિ નામ નહિ રહે અને હજારો માઇલની ખેપ બચી જશે.

# ભેદી ટાપુ

(ગયા અંકને અનુસંધાને ચાલુ)

અંતે ગીડિયન સ્પિલેટ પેન્ક્રોફ્ટ અને હર્બર્ટને રાહ જોવાનું કહી જે તરફ નેબ ગયો હતો તે તરફ ચાલી નીકળ્યો. સાઈરસ હાર્ડિંગની તપાસ કરવા માટે તે હવે તલપાપડ થઇ રહ્યો હતો. જોતજોતાંમાં ઊંચા પહાડની પાછળ સ્પિલેટ અદ્રશ્ય થઇ ગયો. હર્બર્ટ પણ તેની પાછળ જવા તૈયાર થયો.

પણ પેન્ક્રોફ્ટે કહ્યું, 'હર્બર્ટ, એમ બધા જ જશે તે કાંઇ ચાલશે નહિ. મિત્રો પાછા ફરશે ત્યારે એકાદ રહેવા જેવી જગ્યા તો જોઇશે જ ને? રોજ ને રોજ લિનુક શામુકથી પેટ ભરાવાનું નથી; બીજો ખોરાક પણ જોઇશે. માટે આપણે તેની વ્યવસ્થા કરીએ.

હર્બર્ટે જવાનું માંડી વાળ્યું ને કહ્યું 'ચાલો ત્યારે તેમ કરીએ. હું તૈયાર છું. શું કરવું છે?'

પેન્ક્રોફ્ટ: 'આપણે ખૂબ થાકેલા છીએ ને શરદી લાગવાથી શરીર અકડાઈ ગયાં છે. તેથી પહેલા રહેવા માટે આશ્રય જોઇએ ને પછી અગ્નિ અને ખોરાક જોઇએ. જંગલમાં ઝાડ ખૂબ છે ને તેમાં પક્ષીઓના માળા છે તેથી ઈંડાંનો અભાવ નહિ હોય. પણ અત્યારે તો રહેવાની સગવડ પહેલી કરવાની છે.'

હર્બર્ટ: 'ત્યારે ચાલો, આ ખીણમાં જઇને તપાસ કરીએ. એકાદ બોખરૂં કે ગુફા જરૂર મળી જશે.'

પેન્ક્રોફ્ટ અને હર્બર્ટ પર્વત ઉપરથી નીચે ઊતર્યા. આ વખતે પાણી ઘણું ઊતરી ગયું હતું. તેઓ દક્ષિણ તરફ ચાલ્યા. લગભગ પાંચસો છસો ફૂટ ચાલ્યા પછી તેમણે પહાડમાંથી એક ઝરણું વહેતું જોયું. ઝરણાનું પાણી સ્ફટિક જેવું ચોખ્ખું હતું. તેની પહોળાઇ ૩૦ ફૂટની હતી અને બને બાજુ ગ્રેનાઇટ પથ્થરનો ઊંચી દિવાલ જેવો કિનારો હતો. અરધા માઇલ સુધી સીધું



પેન્ક્રોફ્ટ પોતે કાંઠેકાંઠે તરાપાને ખેંચતો ખેંચતો ચાલ્યો અને હર્બર્ટ લાંબા વાંસ વડે તેને હડસેલતો રહ્યો.

ચાલી તે જંગલમાં અદ્રશ્ય થઈ જતું હતું.

હર્બર્ટે ગુફાની તપાસ શરૂ કરી, પરંતુ પહાડની ઊંચી દિવાલો જેવી સપાટ ને લપસણી જગ્યામાં ચડવું-ઊતરવું બહુ મુશ્કેલ થઈ પડ્યું. પણ ગમે તેમ કરી રહેવા માટે સ્થાન તો શોધવાનું જ હતું. અંતે ઝરણાના મુખ પાસે તેમણે પથ્થરના મોટા સ્તૂપ ઊભેલા જોયા. ગ્રેનાઈટ પથ્થરના દેશમાં આવા કુદરતી સ્તૂપ હમેશા બની રહે છે. તેને 'ચીમની' કહે છે.

પેન્ક્રોફ્ટ અને હર્બર્ટે આ સ્તૂપોમાંના ઘણાની અંદર જઇ તપાસ કરી. પથ્થરની મોટી મોટી ફાટોમાંથી અંદર પૂરતું અજવાળું આવતું હતું. ટીનું તો તેમાં નામ જ નહોતું. પેન્ક્રોફ્ટના મનમાં વિચાર આવ્યો કે આની મોટીમોટી ફાટો ઝાડપાન અને પથ્થરથી બંધ કરી લઇએ તો રહેવા માટે બહુ ઉપયોગી થઇ પડશે.

છાપામાં પણ ૯૮ ડિગ્રી ગરમી હતી. એટલે અંતરિક્ષમાં આઠ દસ માઇલ ઉપરની ૬૫ ડિગ્રી (નીચે)ની ઠંડીમાંથી આવનારને હવામાનના આવડા મોટા ને અસાધારણ ફેરફારને લીધે સ્વાભાવિક અસર થાય જ. પ્રો. પિકાર્ડ તથા ડૉ. ફ્રાસિન્સ થોડી વાર તો ઊતર્યા એવા સુનમૂન પાસે પડી જ રહ્યા.

પ્રો. પિકાર્ડના આ અંતરિક્ષ-પ્રવાસની સ્થૂલ ફલપ્રાપ્તિ શી, એનું વૈજ્ઞાનિક મૂલ્ય શું, એમ કોઇ પૂછશે. વિજ્ઞાનના ઇતિહાસમાં કેટલી યે નજીવી લાગતી એવી અનામી શોધો છે જેના ઉપર આજના આટલા મહાન વિજ્ઞાનના પાયા નંખાયા છે. ત્યારે આ આરોહણ તો સ્પષ્ટ લક્ષ્યવાળું છે. કોઈ વિરલ સાહસવીર દાખવી શકે એટલાં શૌર્ય ને ધીટતાથી એમણે 'જન પશુ જગના કલ્યાણયજ્ઞ'ની વેદિ આગળ પોતાની જાતને ધરી દઇને આકાશ માર્ગે સફર માડી, એ અનંતના સીમાડા ઉપર બેસી નિગૂઢ વાયુ-વહેણો અને તેજ-પ્રવાહોની નોંધો લીધી; અને અનંતના અવગાહનની નવી પગદંડી પાડી.

પ્રો. પિકાર્ડના આ અંતરિક્ષ પ્રવાસ પછી વિજ્ઞાનના કાર્યમા મદદ રૂપ થઇ પડે એવો જ એક બીજો પ્રયોગ થોડા જ દિવસોને અંતરે (જર્મની) સ્ટટગાર્ટના પ્રો. એરિક રૅગનરે કર્યો હતો. તેણે માણસ વગરનું એક બલૂન ઊંચે ૧૭ માઇલ સુધી ચઢાવ્યું. તેમાં અવાજ માપનારા અને બીજાં કેટલાક આપમેળે કામ કરતા યંત્રો મૂક્યા હતા, જેની સહાયથી તેણે કૉસ્મિક કિરણોના બળ માપ્યા તેનુ કહેવું એમ છે કે પર્વતોની ઊંચાઇ પરથી આપણને જે માપ મળ્યાં છે તેમાં અને આ નવા ઊંચાઇના માપમા ફરક પડતો નથી. પ્રો. પિકાર્ડ એટલા ઊંચાઇએ ગયા નહોતા, પણ તે આ બાબતમાં સ્વાનુભવથી શું કહે છે તે જાણવા જેવું હશે.

બીજો એવો જ એક યોગાનુયોગ એવો બન્યો છે કે પ્રો. પિકાર્ડનું બલૂન ચડ્યું તે જ દિવસે અમેરિકામાં ડૉ. રોબર્ટ મિલિકને જાહેર કર્યું કે કૉસ્મિક કિરણોનો પ્રકાર આપમેળે નોંધી શકે એવું વીજળીક યંત્ર તેણે સંપૂર્ણ કર્યું છે, જે અંતરિક્ષમા ચઢી શકે એવાં એરોપ્લેનમાં લગાડી શકાશે.

પ્રો. પિકાર્ડ અંતરિક્ષના હિમમય વાતાવરણમાં જઇ આવ્યાથી એમ કહી શકાય કે હવે યોગ્ય ગોઠવણો કરીને એવા પ્રવાસ વધુ સરળ કરી શકાશે અને અંતરિક્ષની પારના વાતાવરણના જ્ઞાનનો નવો યુગ શરૂ થશે.

એ પ્રદેશમાં ઊડનારાને વાદળાં કે વરસાદ કશું આવરણ નહિ નડે. સૂર્ય, ચંદ્ર ને તારા પ્રકાશમાન હોવા છતાં પણ તેઓ તો ઘેરા જાંબલી અંધકારમાં જ ગતિ કરતા હશે. સ્ટ્રૅટોસ્ફીઅરની ઠંડી શૂન્યથી યે આગળ એક ડિગ્રી કમી જણાશે. એરોપ્લેનની બેઠક પિકાર્ડની કૅબિન જેવી 'એરટાઈટ' કરવી પડશે, અને પ્રાણધારણ માટે ઑક્સિજન સાથે રાખવો પડશે. દૈવયોગે તે ખૂટી જવાનો પ્રસંગ ઊભો થાય તો એરોપ્લેન માત્ર થોડા ફીટ નીચેની હવામાં ઊતરી આવી શ્વાસ લેવા જેવા થરમાં ગતિ ચાલુ રાખશે.

આજે કેટલાં યે એરોપ્લેન એવાં તૈયાર થવા લાગ્યાં છે કે જે સ્ટ્રૅટોસ્ફીઅરમાં ગતિ કરી શકશે. જર્મનીમાં આજે એક કંપની એવું જંગી ને મજબૂત એરોપ્લેન બનાવી રહી છે કે જે ૩૫૦૦૦ ફીટ ઊંચે ચડી, સ્ટ્રૅટોસ્ફીઅરમાં પ્રવેશી, સૂર્યને પણ થંભાવી દે એવી ગતિથી (એક મિનિટે ૧૧ માઇલની ઝડપે) બર્લિનથી ન્યૂ યૉર્ક ૭ કલાકમાં પહોંચી જશે!

એ ઉપરાંત, ઉપલા પ્રશ્નના ઉત્તરમાં જિરાલ્ડ હર્ડ નામના એક પ્રમાણભૂત વિજ્ઞાન લેખકે 'સન્ડે એક્સપ્રેસ' છાપામા લખેલી હકીકતો નોંધવા જેવી છે. એ કહે છે કે પ્રો. પિકાર્ડની આ શોધનું એક વહેલામાં વહેલું પરિણામ તો એ આવશે કે જગતના દેશો વચ્ચેનો અંતરિક્ષમાર્ગ જલદી શરૂ કરી શકાશે. એ તથા એના જેવા બીજા સાહસિક સાથીઓ આવી થોડીક વધુ ડૂબકીઓ અંતરિક્ષમાં મારી આવીને વધારે માહિતી મેળવી લાવશે ત્યાં તો આપણે હવાઇઓની પેઠે અંતરિક્ષમાંથી એક ખંડ ઉપરથી બીજા ખંડ ઉપર ઊડતી એરોપ્લેન સ્પેરપલો ચાલુ થએલી જોઇશું.

ઉત્તર ધ્રુવના પ્રદેશો માટે આજે પડાપડી છે તેનું કારણ એ જ છે કે એરોપ્લેનના માર્ગે તે અમેરિકા અને યુરોપ ઉપરથી તે બહુ જ ટૂંકા અંતરે છે. ઉત્તર ધ્રુવના લાંબા દિવસો દરમિયાન લંડન કે પારીસથી દિવસના એરોપ્લેન ઊપડે તે ઉત્તર ધ્રુવના પ્રકાશમાન દિવસમાં જ પ્રવાસ કરતું રહી ન્યૂ યૉર્કની રાત પડ્યા પહેલાં મુસાફરને ત્યાં ઉતારી દે. આમ, પ્રવાસમાં રાત્રિ નામ નહિ રહે અને હજારો માઇલની ખેપ બચી જશે.

પાડ માનવો જોઇએ.'

બંને જણા ગ્રેનાઇટ પથ્થરનાં શિખર પર ફરવા લાગ્યા. શિખર ઉપર કરવતના દાંતા જેવા અણીદાર પથ્થરો હતા. તેની ફાટમાં હજારો પક્ષીઓ વસતાં હતાં અને તેઓ એક પથ્થર ઉપરથી બીજા પથ્થર ઉપર કૂદી જતાં તે ફફડીને ઊડતાં હતાં.

પેન્ક્રૉફ્ટ: પક્ષીઓ જોતાં લાગે છે કે એ બધાં પહાડી કબૂતરો છે. એનાં ઇંડાં બહુ સરસ હશે. ચાલો તપાસી જોઇએ કે તેમના માળામાં કેટલાં ઇંડાં છે! આપણે ઇંડાની કંઇક વાની બનાવીશું.'

હર્બર્ટ: વાની તો બનાવશો, પણ બનાવશો શામાં? તમારી ટોપીમાં?'

પેન્ક્રૉફ્ટ: 'ભાઈ, હું કાંઈ જાદુગર નથી કે ટોપીમાં બનાવું. નહિ બને તો ઇંડાં કાચાં ખાઇશું!'

પથ્થરની ફાટોમાંના માળાથી તેમને ઘણાં ઈંડાં મળ્યાં. તેમણે તે ટોપીમાં ભરી લીધાં. આ તરફ ઓટનો સમય પણ થવા આવ્યો. બંને પાછા નદીકિનારે ત્રાપા પાસે આવ્યા. સમય બપોરના બેનો હતો. ભરતીનાં પાણી પાછાં વળતાં હતાં. ત્રાપો ચલાવવાનો હતો. પેન્ક્રૉફ્ટ નાવિક હતો. તેણે વેલાની એક દોરી બનાવી અને તે ત્રાપા સાથે બાંધી કિનારેકિનારે પોતે ત્રાપાને ખેંચતો ચાલ્યો, ને એક મોટા લાકડાથી હર્બર્ટ ત્રાપાને હડસેલતો રહ્યો જેથી ત્રાપો કિનારા સાથે અફળાય નહિ. આ રીતે સૂકાં લાકડાંનો ભાર લઈ ત્રાપો પ્રવાહમાં ચાલ્યો જતો હતો. જરા યે મુશ્કેલી ન હતી. થોડીવારમાં તેઓ નદીના મુખ પાસે આવી પહોંચ્યા. અહીંથી ચીમની બહુ દૂર ન હતી.

ત્રાંપા ઉપરથી લાકડાં ઉતારી લઇ પહેલું તેમણે ગુફાની ફાટો પૂરવાનું કામ શરૂ કર્યું. રેતી, પથ્થર, ઝાડપાન ને કાદવથી ફાટો પૂરી દીધી. માત્ર ધુમાડા ને હવા-પ્રકાશ માટે થોડી ફાટો રાખી. ગુફાને તેમણે ચારપાંચ ઓરડા જેવી બનાવી દીધી. ઘર તો થયું, પણ એની વચલી જગ્યા સિવાય બીજે ક્યાંય ટટાર ઊભા રહી શકાય એમ ન હતું. અંદર બધે રેતી પાથરી. આ બધું કરતાં કરતાં હર્બર્ટે કહ્યું: 'આપણા સાથીઓને આના કરતાં સુંદર સ્થાન મળી ગયું લાગે છે!'

પેન્ક્રૉફ્ટ: 'કદાચ હોય; પણ ચોક્કસ ખબર ન મળે ત્યાંસુધી આપણે તો કામ કરવું જ જોઇએ.'

હર્બર્ટે ઉત્સાહથી કહ્યું: 'તેઓને જો કૅપ્ટન હાથ લાગી ગયા હોય ને તેમને લઇને બધા અહીં આવી પહોંચે તો કેવી મઝા!'

પેન્ક્રૉફ્ટ: 'ખરેખર, હાર્ડિંગ અજબ પુરુષ હતા.'

હર્બર્ટ: 'હતા કેમ કહો છો? તમને તેના જીવવાની આશા નથી?'

પેન્ક્રૉફ્ટ: 'પ્રભુ એવું ન કરે! આશા કેમ છોડાય?'

દરમ્યાન તો રહેવા માટેની જગ્યા બરાબર થઇ ગઇ. હવે ચૂલાની ગોઠવણ કરી ખાવાની તૈયારી કરવી રહી. તે પણ મુશ્કેલ ન હતું. ધુમાડો જવા માટે જે જગ્યા રાખી હતી ત્યાં પથ્થર ગોઠવી દીધા એટલે ચૂલો બન્યો. થોડાંક લાકડાં પણ ત્યાં હાજર કરી દીધાં.

હર્બર્ટ: પણ દેવતા પાડશો શી રીતે? 'તમારી પાસે દીવાસળી છે?'

પેન્ક્રૉફ્ટ: 'ઘણેભાગે છે તો ખરી. ન હોય તો તો ભારે મુશ્કેલી પડે.'

હર્બર્ટ: 'તો પછી જંગલી માણસોની પેઠે લાકડે-લાકડું ઘસીને અગ્નિ ઉત્પન્ન ન કરી શકીએ?'

પેન્ક્રૉફ્ટ: 'કરી શકાય, નહિ કેમ? પરંતુ એ રીતે અગ્નિ ઉત્પન્ન કરવા જુદી જ જાતનાં લાકડાં જોઇએ છે. મેં ઘણીવાર લાકડે લાકડાં ઘસી જોયાં છે, પણ અગ્નિ ઉત્પન્ન થતો નથી. તેથી જ કહું છું કે દીવાસળી નીકળે તો તે વધારે ઉપયોગી થઇ પડે.'

પેન્ક્રૉફ્ટે પોતાના કોટ અને પાટલૂનનાં ખીસાં તપાસ્યાં, પણ દીવાસળીની પેટી ક્યાંય ન મળે! હર્બર્ટ તરફ જોઇ તેણે કહ્યું: 'ખીસામાંથી પડી ગઇ લાગે છે.'

તરત જ બંને જણ બહાર નીકળી પડ્યા અને નદીકિનારે રેતીમાં, પથ્થરોમાં બધે પેટીની તપાસ કરી, પણ ક્યાંય પત્તો લાગ્યો નહિ.

હર્બર્ટ: 'ભરતી ઉતરી ગઇ છે. ચાલો આપણે જ્યાં બલૂનમાંથી ઉતર્યા હતા ત્યાં તપાસ કરીએ. ત્યાં જ કદાચ પડી હશે.'

પેન્ક્રૉફ્ટ: 'ત્યાં હોવાનો સંભવ નથી. કદાચ પડી ગઇ હોય તોપણ ઓટમાં ક્યાંય તણાઇ ગઇ હશે.' પેન્ક્રૉફ્ટ વિચારમાં પડી ગયો.

હર્બર્ટ: 'કદાચ ત્યાં પડી હોય તોપણ પલળી જવાથી નકામી થઇ ગઇ હશે.'

પેન્ક્રૉફ્ટ: 'ના; જો તણાઇ નહિ ગઇ હોય તો



# માધુકરી

નિરાશ કયમ થા છ? ઊઠ; ભરયૌવનને ન્હોય આ,
રહી શી કવિતા જગે, નહિ જ ઘર્ષણો જો નવાં?
મનોરથ તણી નથી મધુરતા ફલાવાપ્તિમાં,
પ્રચંડ પુરુષાર્થનો રસ નથી જ સંસિદ્ધિમાં —મનઃસુખલાલ મ. ઝવેરી

## જુલસ વર્ન

જગતભરના કુમારોનો માનીતો કથાલેખક જુલસ વર્નનું વ્યક્તિત્વ અકલ. ઓગણીસમી સદીના ફ્રેન્ચ નવલકથાકાર તરીકે જ નથી રહ્યું કાલ્પનિક સાહસકથાઓ અને ભવિષ્યદર્શી વિજ્ઞાનનવલો માટે એ લેખક આજે પણ ઓગણીસમી સદી જેટલો જ વચાય છે; ઊગતી પ્રજા જેટલો જ મોટાઓનો પણ માનીતો છે એની લખેલી કુતૂહલ, સાહસ અને બુદ્ધિકૌશલ-ભરી કથાઓ—બલૂનમાં પાંચ દિવસ, ઉત્તર ધ્રુવગા અમેલે, સમુદ્રને તળિયે વીસ હજાર લીગ ઊંડે, ચન્દ્રલોકનો પ્રવાસ, એંશી દિવસમાં પૃથ્વી પ્રદક્ષિણા વગેરે—દુનિયાના એકેએક વાર્તાશોખીનની જાણીતી છે. એમાની છેલ્લી ગુજરાતીમાં ઊતરી ગઇ છે ગયા અંકથી 'કુમાર'મા શરૂ થએલી ચાલુ વાર્તા 'ભેદી ટાપુ' પણ એની જ કૃતિ છે

જુલસ વર્નનો જન્મ ફ્રાન્સના નાન્ટીસ ગામમાં ૮મી ફેબ્રુઆરીએ સન ૧૮૨૮મા થયો હતો પોતાનું પ્રારંભિક શિક્ષણ નાન્ટીસમાં સમાપ્ત કરીને એ કાનૂનશાસ્ત્રના અભ્યાસ માટે પારીસ ગયો. થોડાક વખત સુધી એનું મન નાટ્યમંચ તરફ રહ્યું; પરંતુ પછી સાહસિક પ્રવાસકથાઓ લખવા તરફ તથા એ વખતે વિકાસને પથે ચઢતા વૈજ્ઞાનિક અને યાન્ત્રિક યુગનાં ઉત્કર્ષના સ્વપ્નો ઘડવા તરફ એનું ચિત્ત વળ્યું અને તેની ભૂમિકા પર એણે આકર્ષક કાલ્પનિક સાહસકથાઓ લખવા માંડી.

અદ્ભુત સાહસપૂર્ણ અને રોમાંચકારી વાર્તાઓ લખવાની પોતાનામાં વિશિષ્ટ શક્તિ છે એ ભાન શરૂઆતમાં જ એને થઇ ગયું તેથી જુલસે એ દિશામાં જ કામ કરવાનું નક્કી કર્યું, અને એવી ઘણી કથાઓ એણે લખી પણ એની ખરી ખૂબી તો, પોતાના વૈજ્ઞાનિક જ્ઞાન સાથે એણે પોતાની ભાવિ દ્રષ્ટા સમી કલ્પનાશક્તિ ગૂંથીને તે વડે આવતા યુગની (એટલે વીસમી સદીની) વૈજ્ઞાનિક અને યાન્ત્રિક પ્રગતિનાં સ્વપ્નોનું આગોતરૂં દર્શન આપનારી જે કથાઓ લખી તેમાં સાહિત્ય-સમીક્ષક માર્શલનું કહેવું છે કે આ પ્રકારની સાહસિક પ્રવાસ-કથાઓ અને વૈજ્ઞાનિક કલ્પના-કથાઓની કલાનો એ આદિ વિધાયક છે;—અને સાથે જ ભાવિયુગનો તે સાચો દ્રષ્ટા હતો.

પૂરાં પચીસ વર્ષ સુધી જુલસ પોતાની વિશિષ્ટ વિચિત્રતા અને નિપુણતાથી ફ્રેન્ચ સામયિક પત્ર-મૅગૅઝીન દ એડુકેશન-માટે અવનવી અને સુંદર સાહસ કથાઓ અને વૈજ્ઞાનિક કલ્પનાકથાઓ લખતો રહ્યો. ફ્રેંચ ઍકેડેમીએ એની એ કૃતિઓ-નો સારો આદર કર્યો.

જુલસ ભવિષ્યદર્શી હતો તેની નવલકથાઓમાં એણે એ કાળે, આજથી અરધી સદી પર, આ યુગનાં જે કલ્પનાદર્શનો આલેખેલાં તે બધાં સાચા પડ્યાં છે. સબમરીન એરોપ્લેન અને ટેલીવીઝનની શોધ પણ નહોતી થઇ એ કાળે એણે પોતાના કલ્પનાદર્શનમાં તે સર્જેલી. એ વખતે વિકસતા આવતા વિજ્ઞાનમાં કેવાં પરિવર્તનો થશે તે જુલસે જોયાં અને તેને કથામાં ગૂંથ્યાં એ કથાઓ એ યુગમાં ઉચ્ચ કલ્પનાકૃતિઓ તરીકે આદર પામી તેવી જ આજે આ યુગનું હૂબહૂ દર્શન આપનારી કથાઓ તરીકે એવડા આદર અને કુતૂહલથી વંચાય છે..

ઓગણીસમી સદીનો એ કાલ્પનિક પ્રવાસકથાઓનો લેખક અને ભાવિયુગનો સાચો દ્રષ્ટા આમીન્સ મુકામે સન ૧૯૦૫ની ૨૪મી માર્ચે અવસાન પામ્યો હતો પરંતુ પોતાની વિશિષ્ટ સાહિત્ય-કૃતિઓમાં તે આજે પણ જીવિત છે.

## શાંતિનિકેતનમાં અસ્પૃશ્યતાનિવારણ

ગાંધીજી અસ્પૃશ્ય ગણાતી જાતિને કાજે ઉપવાસ કરી દેહ અર્પણ કરવાના છે એવા સમાચાર શાંતિનિકેતન આશ્રમમા ફેલાતાં, પગ નીચે સાપ આવતાં જેવો ભય આખા શરીરમાં વ્યાપી વળે તેવી જાતની લાગણી બધે ફરી વળી.

શાસ્ત્રી મહાશય, નંદબાબુ અને બીજા ઘણા ગાંધીજીના ભક્ત છે. તે સૌ ખળભળી ઊઠયા. આખા દેશમાં તા ૧૯મી

ઉપવાસ દિન તરીકે નક્કી થઈ હતી શાંતિનિકેતને તા. ૨૦મી ઉપવાસ કરવા માટે નક્કી કરી. પણ માત્ર ઉપવાસથી શાંતિ થાય તેમ નહોતી. હરિજનો સાથે ભોજન કરવાની ચર્ચા થઈ.

ગુરુદેવના હૃદય પર તો ગાંધીજીના ઉપવાસની ખૂબ અસર થએલી ગાંધીજી પ્રાણ અર્પવા તૈયાર થયા હોય ત્યારે ગુરુદેવ જેવા લાગણીપ્રધાન પુરુષથી શાંત કેમ બેસી રહેવાય?

તા. ૨૦મી સપ્ટેમ્બરે રજા હતી ઉપવાસનો દિવસ હતો પરોઢમાં ૩॥ વાગે ઊઠી વૈતાલિક કાઢવામાં આવી પાછલી રાતની ચાંદની જામી હતી તેમાં ઇસરાજ, ફિડલ તથા ઢોલક સાથે પુનિત સંગીત થયું ઉપવાસને યોગ્ય વાતાવરણ વેરાયું.

સવારના સાત વાગ્યે ગુરુદેવે થોડું પ્રવચન કરવા સર્વેને ઉત્તરાયણમાં (તેમનું મકાન—જે શાંતિનિકેતનની ઉત્તરમાં આવેલું છે ત્યાં) બોલાવ્યા હતા. તેમનું હૃદય ખૂબ ભરાઇ આવ્યું હતું. બહુ બોલવા વિચાર નહોતો, પણ અંતરમાંથી દબાણ થઇને બોલ્યા વગર રહેવાતું ન હોય તેમ તે જુસ્સામાં આવી પોણો-એક કલાક બોલ્યા.

બીજે દિવસે તા. ૨૧મીએ ગુરુદેવની સૂચના પ્રમાણે નીચ ગણાતી જાતિઓને આગળપાછળનાં ગામડાંઓમાંથી શાંતિનિકેતન બોલાવવામાં આવી હતી શાંતિનિકેતનના સિંહા ભવનમાં એ સભા ગોઠવી હતી સમય સાંજના પાંચ વાગ્યાનો રાખવામાં આવ્યો હતો. ચાર વાગતાં તો આસપાસના ગામડાંમાંથી હરિજનોનાં ટોળાં આવવા માંડ્યા. ભવનનો વિશાળ ઓરડો ચિક્કાર ભરાઇ ગયો. એક છેડે ગુરુદેવ, શાસ્ત્રી મહાશય તથા બીજા અધ્યાપકો માટે બેઠકો હતી; વચમા નોતરેલા મહેતર, ડોમ, ચમાર, ભંગી વગેરે જાતિના ભાઇઓ બેઠા હતા; અને બીજે છેડે તે જાતિઓમાંથી પાંચ ભાઇઓને ખાસ આસનો ગોઠવી, પીળા ખેસ ઓઢાડી બેસાડ્યા હતા. શરૂઆત એ અપમાનિત થએલી જાતિ વિષેનાં ગુરુદેવનાં ગીતથી થઇ પછી ગુરુદેવે તેઓને સંબોધીને ભાષણ કર્યું. જાણે ગુરુદેવમાં ગાંધીજી બિરાજમાન હોય અને બોલતા હોય તેવું લાગતું હતું એ વાણીનું અમોઘ તેજ કલમ વડે નહિ ઉતારી શકાય. જાણે એમનું હૈયું આખું એ વાણીપ્રવાહ દ્વારા ઊછળી ઊછળીને વહી રહ્યું હતું. વર્ષોથી એમને સાંભળનારાઓ કહે છે કે આટલા ઉત્તેજિત થઇને તે કદી બોલ્યા નથી.

ભાષણ થઈ રહ્યા પછી શાસ્ત્રી મહાશયે ચંદન તથા ફૂલહારથી પેલા પાંચે ભાઇઓની પૂજા કરી. પછી તે પાંચે ભાઇઓએ ગુરુદેવ તથા બીજા અધ્યાપકોની પૂજા કરી અને પોતાને હાથે બનાવેલા શરબતના પ્યાલા આપ્યા. બધાએ તે પ્રેમથી પીધા. શાસ્ત્રી મહાશય બીજાના હાથનું પાણી પણ ન પીએ તેમણે પણ નીચ ગણાતી જાતિના હાથનું શરબત સ્વીકાર્યું. આ પ્રમાણે શાંતિનિકેતનમાં અસ્પૃશ્યોને વિધિસર અપનાવવામાં આવ્યા.

રાતના આખા આશ્રમને સામાન્ય રસોડે જમવા નોતર્યો હતો. તેમાં પેલા ભાઇઓએ બધાને ખીચડી શાક પીરસ્યાં, અને સૌ આનંદથી જમ્યા. આ ૨૧મી સપ્ટેમ્બર શાંતિનિકેતનના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. —કૃષ્ણલાલ ભટ્ટ

## પોપૈયો

આ ઝાડને કાઠિયાવાડ તરફ ઝાડચીભડી તથા હિંદુસ્તાનીમાં એરંડકાકડી કહે છે. સંસ્કૃતમાં એને વાતકુંભફલ કહે છે. પંજાબથી લંકા સુધીમાં આ ઝાડ દરેક જગ્યાએ પુષ્કળ જોવામાં આવે છે. આ ઝાડના ફળને પણ પોપૈયો જ કહેવામાં આવે છે ને એ ફળ બનતાં સુધી દરેક ઋતુમાં મળે છે.

પોપૈયો ખાવામાં ઘણો સ્વાદિષ્ટ હોય છે. ફળોમાં તે કેરીથી બીજે નંબરે આવે છે. પાકા પોપૈયાના કટકા દૂરથી કેરીના કટકા જેવા જ લાગે છે.

આ ઝાડની ઊંચાઈ ૧૨થી ૧૮ ફૂટની ગણાય છે. આંબા તથા આમલીની માફક એ ઝાડને આડીઅવળી ડાળીઓ ફૂટતી નથી; ફક્ત ઝાડની ટોચે કલગીની માફક થોડાં જાડી દાંડીવાળા પાંદડાં હોય છે. એનાં ફળ એ પાંદડાની નીચે ગોળાકારમાં બધી બાજુ થાય છે. ફળ જ્યારે કાચુ હોય છે ત્યારે કેરીની માફક એની છાલ લીલી હોય છે; પાકું થતાં એની છાલ પીળી થઇ જાય છે. કોઇ વખત ફળ પાકું થઇ જાય છે, છતાં છાલ લીલી પણ રહે છે.

ઘણા લોકો કાચા પોપૈયાનું શાક કરીને પણ ખાય છે. પોપૈયો ખાવાથી શરીરમાં કફ વધે છે ને પિત્ત ઓછું થઈ જાય છે.

એ ઝાડનું લાકડું ઘણું જ પોચુ હોય છે. એનાં પાંદડાં મોટાં અને એરંડાના પાંદડાંને કંઇ મળતાં હોય છે. પાંદડાંના જે દાંડા હોય છે તે લાંબા અને પોલા હોય છે.

પોપૈયો મૂળ મેક્સિકો અને વેસ્ટ ઇન્ડીઝ તરફથી આ બાજુ આવેલો જણાય છે. હિંદુસ્તાનમાં એ ઝાડને લાવનાર મૂળ પોર્ટુગીઝ લોકો છે.

એ ઝાડ ખાસ કરીને ઉષ્ણ કટિબંધ આગળના પ્રદેશનું ગણાય છે ને ત્યાં તે ઘણી સારી રીતે ઊગી શકે છે. જે જગ્યાએ ભૂખરી મટોડી હોય તે જમીનમાં તે ઠીક ઊગે છે. દર વર્ષે એનો પાક સારો આવે તે માટે જમીનમા સુરોખારનું ખાતર નાખવામાં આવે છે

એની સારી ઉત્પત્તિ માટે જમીનમાં બરાબર ખાતર નાખી તૈયાર કર્યા પછી તેમાં બેથી ત્રણ વારના અંતરે તેનાં બી વાવવામાં આવે છે. આવી રીતે વાવણી કરતાં એક વીઘા જમીનમાં સરેરાશ ૧૫૦ ઝાડ ઊગાડી શકાય

પોપૈયાનો પાક તેની જમીન તથા આબોહવા પર આધાર રાખે છે. રાંચી તથા ગૌહતીના પ્રદેશોમાં પેપૈયાનાં જે ઝાડ ઊગે છે તેનાં ફળ ઘણાં મોટાં અને સ્વાદિષ્ટ હોય છે. બેંગલોર અને ઢાકામાં પોપૈયાં પણ ઘણાં જ મોટાં ઊતરે છે પેપૈયાના ઝાડમાં પણ નર અને માદા એમ બે જાતિ હોય છે. તેમાં માદાનાં ફળ પુષ્કળ પ્રમાણમાં ને મોટાં થાય છે

કાચા પોપૈયાના શાક ઉપરાંત મુરબ્બા પણ થાય છે.

ઘણા લોકો પાકું પોપૈયું પીપર અને ગોળ સાથે ખાય છે.

પોપૈયામાંથી રસ કાઢવામાં આવે છે ને તે રસ કોઠા સુંવાળા તથા સાફ કરવા સારૂ વપરાય છે. ડૉ. ડાઇમૉક એવું જાહેર કર્યું છે કે પોપૈયાના ઝાડના થડમાંથી અમુક તાર નીકળે છે જે કપડાં બનાવવા માટે અમેરિકા તથા આફ્રિકામાં વપરાય છે. પણ ખાસ કરીને એ ઝાડની કિંમત તેના ફળને લીધે જ વધારે અંકાય છે; કેમકે તે ખાવા તથા દવાના ઉપયોગમાં બહુ જ વપરાય છે. વળી એવું પણ કહેવાય છે કે જો એ ઝાડની છાલ થોડીથોડી છોલવામાં આવે તો તેમાંથી થોડા વખત બાદ રાબડી જાતનો એક પદાર્થ ઝરે છે. આ ઉપરાંત એ વૃક્ષનાં મૂળીઆં પણ અતિ ઉપયોગી છે. તેના મૂળમાંથી સરસ મા સરસ તાર નીકળે છે ને તેનાં સારાં કપડાં બની શકે છે.

વેસ્ટ ઇન્ડીઝના લોકો માંસાહાર પછી ખાધેલું પચાવવા માટે પોપૈયાનો રસ પીએ છે. આ પ્રયોગ તો ત્યાંના વતનીઓ ઘણા જૂના વખતથી જાણતા હતા. જેમ જેમ સમય જતો ગયો તેમતેમ આ પ્રયોગની દરેકને ખબર થતી ગઇ. ઈસ્ટ અને વેસ્ટ ઇન્ડીઝના આ ફળનો ઉપયોગ કઠણ થઇ ગએલા માંસને સુંવાળુ અને નરમ બનાવવામાં ઘણો થતો હતો. હિંદુસ્તાનમાં પણ ઘણે ઠેકાણે એવા ચમડાઈ ગએલા માંસને તાજું અને નરમ જેવું બનાવવા માટે પોપૈયાના રસમાં ગાળે છે અથવા એ વૃક્ષના પાંદડામાં લપેટી રાખે છે. ઘણા લોકો નિશ્ચયપૂર્વક કહે છે કે જો માંસને પોપૈયાના ઝાડ નીચે લટકાવવામાં આવે તો તે ઘણી સહેલાઇથી રાંધી શકાય છે.

કાચા પોપૈયાની ચીરીઓ રાત્રે ખુલ્લી જગ્યામાં, જ્યાં ઝાકળ પડતુ હોય ત્યાં મૂકી રાખીને સવારમાં જો ગોળ સાથે ખાવામાં આવે તો બરોળનું દર્દ મટી જાય છે. તરસના રોગ માટે કાચાં તથા પાકાં પોપૈયા ઘણાં અકસીર ગણાય છે.

પોપૈયાના ઝાડના પાંદડાને ગરમ પાણીમાં બોળી અથવા દેવતા પર ગરમ કરી દુખતા ભાગ પર મૂકવાથી વેદના મટી જાય છે. એનાં પાંદડાંની રાખ અમેરિકાના હબસી લોકો સાબુની જગ્યાએ કપડાં ધોવા માટે વાપરે છે.

પાકું પોપૈયુ થોડા પ્રમાણમાં રેચક છે કાચા ફળને ચપ્પુ વડે ચીરતાં જે રસ નીકળે છે તે રસ જો ખીલ, જંતુ તથા દાદરના રોગ પર ચોપડવામાં આવે તો તેને મટાડી દે છે.

આ ઝાડને ખાસ ઉત્તમ પ્રકારનું ખાતર નાખવું પડતું નથી, તેમ તેને ઉછેરવા માટે વધુ મહેનત પણ કરવી પડતી નથી. થોડા પાણીથી એને ચાલી રહે છે. ઉલટું વધારે પાણી નાખવાથી જોઇએ તેવું ઊગતું નથી અને ફળોને નુકસાન પહોંચે છે.

આ ઝાડ સરેરાસ ૩થી ૪ વર્ષ જીવે છે. કેટલાંક છથી ૮ વર્ષ સુધી પણ જીવે છે. —રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

## રસાયનશાસ્ત્રમાં નોબેલ પુરસ્કારના વિજેતાઓ

૧૯૦૧—વૅન્ટ હૉફ (Vant woff) બર્લિન (જર્મની)
૧૯૦૨—ફિશર (Fischer) બર્લિન (જર્મની)
૧૯૦૩—આરેનિયસ (Arrhenius) સ્ટૉકહોમ (સ્વીડન)
૧૯૦૪—સર વિલિયમ રૅમ્સે (Ramsay) લંડન (ઇંગ્લંડ)
૧૯૦૫—બાયર (Baeyer) મ્યૂનિક (જર્મની)
૧૯૦૬—મૉઇસાઁ (Moissan) પારીસ (ફ્રાન્સ)
૧૯૦૭—બુખનર (Buchner) બર્લિન (જર્મની)
૧૯૦૮—સર એડવર્ડ રધરફોર્ડ (Rutherford) કેંબ્રિજ (ઇંગ્લંડ)
૧૯૦૯ ઓસ્ટવાલ્ડ (Ostwald) લાઇપ્ઝિગ (જર્મની)
૧૯૧૦—વાલાખ (Wallach) ગટિંગન (જર્મની)
૧૯૧૧—ક્યુરી (Curie) પારીસ (ફ્રાન્સ)
૧૯૧૨—ગ્રિનાર્ડ (Grinard) નાન્સી (ફ્રાન્સ); અને સેબેટિયર (Sabatier) ટુલોસે
૧૯૧૩—વેર્નર (Werner) ઝુરિચ (સ્વિટ્ઝરલાંડ)
૧૯૧૪—ટી. ડબ્લ્યુ રિચાર્ડ્ઝ (T. W. Richards) કેમ્બ્રિજ (અમેરિકા)
૧૯૧૫—વિલસ્ટેટર (Willstater) મ્યૂનિક (જર્મની)
૧૯૧૬— . . . . .
૧૯૧૭— . . . . .
૧૯૧૮—હાબર (Haber) બર્લિન (જર્મની)
૧૯૧૯—આશાન (Aschan)
૧૯૨૦—નેર્ન્સ્ટ (Nernst) બર્લિન (જર્મની)
૧૯૨૧—એફ્ સૉડી (F. Soddy) ઑક્સફર્ડ (ઇંગ્લંડ)
૧૯૨૨—એફ્. ડબલ્યુ. ઍસ્ટન (F. W. Aston) કેંબ્રિજ (ઇંગ્લંડ)
૧૯૨૩ પ્રેગ્લ (Pregl) ગ્રાસ (ઑસ્ટ્રિયા)
૧૯૨૪— . . . . .
૧૯૨૫—સ્વેડબર્ગ (Svedberg)
૧૯૨૬—ત્સિગમૉન્ડી (Tsigmondy) ગટિંગન (જર્મની)
૧૯૨૭—વીલાન્ડ (Wieland) મ્યૂનિક (જર્મની)
૧૯૨૮—વિન્ડાઉસ (Windaus) ગટિંગન (જર્મની)
૧૯૨૯—હાર્ડેન (Harden) લંડન (ઇંગ્લંડ); અને યૂલર ચેપલિન (Euler Cheplin) સ્ટૉકહોમ
૧૯૩૦—ફિશર (Fischer) મ્યૂનિક (જર્મની)
૧૯૩૧—બેર્ગિયસ (Bergius); અને બૉશ (Bosch) હાઇડલબર્ગ (જર્મની)

—નરેન્દ્રદેવ વિદ્યાલંકાર

## પિત્તળ કેમ બને છે?

ત્રાંબુ અને જસત એ બંનેનાં મિશ્રણથી પિત્તળ બને છે એ તો કદાચ કેટલાક જાણતા હશે; પણ પિત્તળ બનાવવું અતિશય મુશ્કેલ છે તેની ઘણાને જાણ નહિ હોય. એ બંને ધાતુ પ્રવાહી દશામાં મેળવવામાં આવે તો જ પિત્તળ બની શકે; પરંતુ બંને ધાતુને પ્રવાહી સ્થિતિમાં લાવવા માટે જરૂરની ગરમીના પ્રમાણમાં એટલો બધો ફેર છે કે તેમનું મિશ્રણ

કરવામાં ઘણી મુશ્કેલી પડે છે. ત્રાંબુ એ ગાળવા માટે ૧૯૮૬ અંશ ફેરનહાઇટ ગરમીની જરૂર પડે છે; જ્યારે જસત ફક્ત ૭૭૩ અંશ ફેરનહાઇટ ગરમીમાં જ ઓગળી જાય છે. એટલે બંનેને એકસાથે કદી પીગાળી શકાય નહિ. પહેલાં ગ્રેફાઇટની કુલડીમાં ત્રાંબુ ગાળવામાં આવે છે. એ ઓગળીને પ્રવાહી સ્વરૂપ થાય એટલે જસતના નાના ટુકડાઓ ત્રાંબાના રસની નીચે પડે એ રીતે તેમાં નાખવામાં આવે છે. પણ ખરી ખૂબી હવે જ છે. એ કુલડીને હવે અંદાજસર જ ગરમી મળવી જોઇએ; નહિતર જસત સળગીને ભડકો થઇ જાય છે એટલે તે પીગળીને ભભૂકી ઊઠે તે પહેલાં જ ઢાળી દેવું જોઇએ નહિ તો ભડકો થઇને જસત વરાળ રૂપે ઊડી જાય તો પિત્તળ સારૂં નથી બનતું. પિત્તળમાં ⅔ ત્રાંબુ અને ⅓ જસત એ પ્રમાણ હોય છે. [અંગ્રેજી ઉપરથી]

## સૂર્યપ્રકાશની અસર

સૂર્યપ્રકાશનો લાભ મેળવવાને આખું શરીર ઉઘાડું મૂકવાની ખાસ જરૂર નથી એમ પ્રો. નુડસનના (Knudson's) પ્રયોગોથી સાબિત થાય છે. આર્થર નૂડસન ન્યૂયૉર્કની આલ્બનીની મેડિકલ કૉલેજના પ્રોફેસર છે. તે કહે છે કે સૂર્યનાં લાભકારક કિરણો તો ઉનાળામાં મળી રહે છે. શિયાળામાં Ultra Violet (અલ્ટ્રા વાયોલેટ) કિરણો મળતાં નથી. માત્ર હાથ, પગ અને મોં સૂર્યમાં ખુલ્લાં રહે તોપણ તેનો લાભ પૂરતો મળી શકે.



ગ્રામ-કન્યા

(મૂર્તિકાર : ગાદી દેસાઈ)

આ ચિત્ર એક ગ્રામ-કન્યાને જોતા આજ ઘણાંક વર્ષો થયા, મારા અંતરમાં કોતરાઇ રહ્યું હતું.

એના કંઇક લાવણ્યભર્યાં—કંઇક મસ્તી ને તોફાનભર્યાં નેત્રો, એનું ઘાટીલું શરીર, એની લયગત ગતિ ને તેની ચપળતાં, એનું નૃત્ય, માત્ર જોર કે માપમા નહિ પરંતુ ભાવનાના પૂરમાં છલકાતી એની નાજુકતા, અને તેના અંગેઅંગનું રૂપાંતર કરતાં તે પર વીંટળાએલાં વસ્ત્રો—કંઇક છટાથી ઊડતાં, શરમાળ દેખાતાં, આધાં ઓઢાતાં, ગમેતેમ રચાએલાં છતાં 'ગ્રામ-કન્યા'ની એની ગતિમાં વિવિધતા પૂરતાં—ઊઠીને આંખે વળગે એવા શી નવાઇ? પરિણામે મારી માટીની 'રમત'માં એ કન્યા ઘડવાનો નિશ્ચય ગયો. માત્ર શરૂ થયું. થોડું કામ કીધું ન કીધું, ને રખે 'રમત' અધૂરી રહે તો બીકથી તરત જ તેની છબી લીધી તે આ. —ગાદી દેસાઇ

## બાલસાહિત્યના લેખકો તથા પ્રકાશકોને

'બાલસાહિત્ય સર્વસંગ્રહ'ની પુરવણી રૂપે દર ત્રણ માસે બાલસાહિત્યનાં પ્રકાશનોની વિગતવાર યાદી 'પુસ્તકાલય' અને 'શિક્ષણપત્રિકા'માં પ્રકટ કરવાનું અમે નક્કી કર્યું છે. તો સદરહુ પુરવણીનું કાર્ય સંપૂર્ણ બને એટલા માટે પોતાનાં પ્રકાશનોની એકએક નકલ સૌ અમને મોકલે એવી આશા રાખીએ છીએ.

—ગિજુભાઈ (શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર-ભાવનગર)



શ્રી ગાદી દેસાઇ

તિલક મહારાજની જન્મભૂમિ કોંકણમાં ચોરોના ભયથી લોકો ઘરેણાંગાંઠાં રોજ રાત્રે અનાજની કોઠીમાં મૂકતા ને સવારે પાછા કાઢતા. એક દહાડો આંગણે આવેલા ભિખારીને અનાજ આપ્યા પછી એમાં સોનું ચળકતું જણાયું. તરત તિલક મહારાજ બોલ્યા: 'અનાજ સાથે એ પણ દાનમાં ગયું ગણાય; અને દાન કરેલી વસ્તુ પાછી લેવાય નહિ' મૂળથી જ કુટુંબમાં નીતિનિષ્ઠાના પડેલા આ વિશુદ્ધ સંસ્કારનું બળ લોકમાન્યના આખા જીવનમાં રેખાંકિતાર ઊતરેલું હતું.

અનેકાર્થી શબ્દ: રોળ=પાયમાલી, નુકસાન: (તે પરથી મરચી અથવા કોલેરાને પણ રોગ કહે છે;) ગભરાટ—શોરબકોર: કમાણી; એક જાતનું રેશમી કપડું.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | × | ૯૧ | = | ૦૯૧ |
| ૨ | × | ,, | = | ૧૮૨ |
| ૩ | × | ,, | = | ૨૭૩ |
| ૪ | × | ,, | = | ૩૬૪ |
| ૫ | × | ,, | = | ૪૫૫ |
| ૬ | × | ,, | = | ૫૪૬ |
| ૭ | × | ,, | = | ૬૩૭ |
| ૮ | × | ,, | = | ૭૨૮ |
| ૯ | × | ,, | = | ૮૧૯ |

ઉપર, જમણી તરફની જવાબની રકમોની જે ઊભી ત્રણ હાર થઇ તેમાં પહેલી હારને મથાળેથી ઓળબંધ વાંચતાં આવવાથી ૦ થી શરૂ થઇને ૯ સુધી, પછી પાછા ઉલટા ક્રમમાં અને વળી ફરીથી સુલટા ક્રમમાં આંકડાઓનો નિયમબદ્ધ આરોહઅવરોહ જણાશે. (નરેન્દ્રદેવ)



પરાજયનો ડંખ અને વિજયનો ગર્વ: આ બે વસ્તુ જેના હૃદયમાં છે તે કદી પણ સાચો યોદ્ધો કે ખરો મનુષ્ય બની શકતો નથી.

'ધૂમકેતુ'

દુનિયાનાં મોટામાં મોટાં શહેરો તેમની વસ્તીસંખ્યાના ક્રમમાં નીચે મુજબ છે: લંડન—સાડાસિત્તેર લાખ: ન્યૂ યૉર્ક—સાઠ લાખ, બર્લિન—ચાળીસ લાખ

ચન્દ્રગ્રહણની સૌ પહેલી નોંધ ઇ.સ. પૂર્વે ૭૨૧માં બૅબિલોનમાં થયેલી

વિશુદ્ધ ગળપણ (ખાંડ જ નહિ, પણ ગોળ, ફળનો રસ, મીઠો સૂકો મેવો વગેરે)નો માફકસર ખોરાક ચરબી વધારે છે અને જ્ઞાનતંતુઓને મજબૂતી આપે છે.



કટલરી બનાવનારી શેફિલ્ડ (ઇંગ્લંડ)ની એક પેઢીના વિલિયમ બામફોર્થે બનાવેલા ૭૫ પાનાંના આ ચપ્પુગાંનાં કેટલાંક તો આજસુધી કદી કોઇએ નહિ બનાવેલાં એવાં બારીક છે અને પોલાદી કામના વિરલ નમૂના રૂપ ગણાય છે

૧૦૪ અંકના છેલ્લે પાને આપેલી દસ લીટીથી બનેલી આકૃતિમાં ૩૪ ત્રિકોણ હોવાનું અમે જણાવ્યું છે. ભાઇ શ્રીનિવાસ સત્યેન્દ્ર દીવટીઆએ તેમાંથી ૪૮ ત્રિકોણ શોધી, કાઢી તેની ચાહી આકૃતિઓ સાથે કરીને મોકલી છે.

બકરીનું દૂધ ગાયના દૂધ કરતાં પચવામાં હલકું હોય છે તે તો સૌ જાણે છે. ઉપરાંત તે ક્ષયરોગના જંતુથી મુક્ત રહી શકનારૂં અને પ્રમાણમાં વધારે માખણ આપનારૂં હોય છે. ઇંગ્લંડમાં ચામડી સુંવાળી કરવા માટે હાથ-ચહેરો વગેરે ધોવામાં સ્ત્રીઓ તેવાપરવાલાગી છે.

અતિ વૃદ્ધ માણસોના દાખલા આજ સુધી આપણે ઘણા નોંધ્યા છે; પણ હમણાં જ ૨૪૫ વર્ષની વયે અવસાન પામેલો કુબારાઈ સ્વામીયાર તેમાં મોખરે આવે. અગાઉ તે ત્રણચાર વખત મૃત્યુ જેવી સ્થિતિમાંથી પસાર થઈ ગએલો

$\frac{2}{3}\frac{3}{2}$ ઇંચના વ્યાસનું તમારા ઘડિયાળનું નાનકડું ચક્કર દર વરસે લગભગ ૬૫૨૦ માઇલની સફર કરે છે। ૨·૨૫૮૦૨૫ ઇંચનો તેનો પરીઘ દર ફેર ચેળા દોઢ આંટા લે છે, અને દર સેકંડે એવા ચાર ફેર લે છે. એ ગણત્રીએ હવે રૂપરો હિસાબ કરી જોજો.

માનવ આકૃતિનું સર્જન કુદરતે એવું માપસર કર્યું છે કે નીચે મુજબ હાથપગ લંબાવતાં ચોમેરથી એકસરખા સમચોરસ અને વર્તુલમાં તે સમાઇ રહે.



